# નિવેદન

ઈ. સ. ૧૯૪૨-૪૩ની સભાની "કાર્યવહી" બહાર પાડતાં અમને આનંદ થાય છે.

સાથેસાથે દુઃખ પણ થાય છે કે આ વર્ષે તો મોડાની હદ વટાવાઈ ગઈ છે. આનાં કારણ શાં?

૧. સંજોગોની અસાધારણ પ્રતિકૂલતા અને માણસોની ખૂબ જ અછતને લીધે છપાવતાં થયેલું ઘણું જ મોડું.

૨. વિદ્વાન મિત્રોની સમયાતીતતા.

આ બંને કારણો અમારા હાથની બહારની વાતનાં હોઇ અમારાથી લાચારી સિવાય બીજુ કાંઇ દર્શાવી શકાય તેમ નથી. આશા છે કે ગુજરાતના વાચક મિત્રો આ ક્ષતિને દરગુજર કરશે.

રાજકીય વાતાવરણ આ વર્ષ દરમિયાન સભા ભરવામાં પ્રતિકૂળ હતુ, એથી વ્યવસ્થાપકમંડળ પૂરતા જ માત્ર વાર્તાલાપો યોજવામાં આવ્યા હતા, અને તે અમારા અભિપ્રાય પ્રમાણે સફળ પ્રયોગ થયો ગણાય. તેની નોંધ રાખવામાં આવેલી, અને તે ઉપરથી તે બધા અહીં રજૂ થયા છે.

છપાયેલાં વ્યાખ્યાનો જાહેરમાં ગોઠવી શકાયા નહોતા, તેવાં પણ અહી રજૂ થયાં છે.

આ "કાર્યવહી"ને અમે સભાનું એક વિશેષ અંગ ગણિયે છિયે. તેની વિશિષ્ટતા સચવાઇ રહે તે માટે સભાના શુભેચ્છકોનો સહકાર પૂર્વવત્ ચાલુ રહે તેવી અમે આશા રાખિયે છિયે.

ત્રણ દરવાજા
અમદાવાદ
તા. ૧૭-૧૨-'૪૩

ચૈતન્યપ્રસાદ મો. દીવાન
મધુસૂદન ચિ. મોદી
કેશવરામ કા. શાસ્ત્રી
માનાર્હ મંત્રીઓ
ગુજરાત સાહિત્ય સભા-અમદાવાદ

## વક્તાઓ, લેખકો, વાર્તાલાપમાં ભાગ લેનાર વિદ્વાનો

# અનુક્રમણિકા

# બેતાલીસનું ગ્રંથસ્થ વાઙ્મય

સને ૧૯૪૨ ના ગ્રંથોની સમીક્ષા

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી

પ્રો. મનસુખલાલ ઝવેરી

પ્રો. સુંદરજી ગો. બેટાઈ

ડૉ. યશવંત શુ. નાયક

## અનુક્રમ

# બેતાલીસનું ગ્રંથસ્થ વાઙ્મય

## ૧

[ કવિતા, નાટક, નવલકથા, નવલિકા. ]

સમીક્ષક

પ્રો. મનસુખલાલ ઝવેરી

## પ્રસ્તાવના

**૧૯૪૨**ના વર્ષના લલિત વાઙ્મયની સમીક્ષા કરવાનું કાર્ય મને સોંપવા માટે હું ગૂજરાત સાહિત્ય સભાનો આભાર માનું છું.

ગૂજરાત સાહિત્ય સભાની તેમ જ મારી વ્યક્તિગત વિનંતીને માન આપીને ઘણા લેખકમિત્રોએ અને પ્રકાશક ભાઈઓએ પોતપોતાનાં પ્રકાશનો મને મોકલી આપીને મારું કાર્ય સરળ બનાવ્યું છે. તેમ છતાં કેટલાંક પ્રકાશનો મારી સમીક્ષાની બહાર રહી ગયાં હશે. એવાં પ્રકાશનો મેળવવાનો મેં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે; પણ એ પ્રયત્ન નિષ્ફળ જવાથી નિરુપાયે મારે એ પ્રકાશનોને રહેવા દેવા પડ્યાં છે. બાકી, ભગવતી સરસ્વતીને ચરણે સમર્પિત થયેલા નાના કે મોટા, સુન્દર કે સામાન્ય કોઈ પણ પુષ્પ પ્રત્યે અનાદર કે ઉપેક્ષાવૃત્તિ તો મારાથી કેમ જ રાખી શકાય?

એ તો હવે કહેવાની જરૂર જ નથી કે કોઈ પણ એક વરસના સાહિત્યફાલ પરથી સાહિત્યસમગ્રના પ્રવાહનાં બલાબલો વિશે અભિપ્રાય ઉચ્ચરવામાં સાહસ રહેલું છે, કારણ કે અમુક વર્ષમા બહાર પડેલું પુસ્તક તે જ વર્ષમાં લખાયું હોય એ અનિવાર્ય નથી. તેમ જ સર્જકના ચિત્તની અનુભૂતિ પર, અન્તર્મુખતાબહિર્મુખતાના પ્રમાણ પર અને ગ્રહણધારણ શક્તિ પર પણ ઓછો આધાર રહેતો નથી. ઉપરાંત, સર્જકના ચિત્તમા સમકાલીન પરિસ્થિતિ-વિશેષના પ્રત્યાઘાતનો પ્રથમ ક્ષોભ શમીને, એ ભાવસંવેદન કલાસ્વરૂપે નિર્ઝરે તે માટે અમુક સમય લાગે જ લાગે. સમકાલીન પરિસ્થિતિવિશેષના તત્કાલ પ્રત્યાઘાતમાંથી જન્મે જેમાં કલાના શુદ્ધ તત્ત્વ કરતાં પ્રચારનું ઊર્મિલ તત્ત્વ વિશેષ હોય એવી કૃતિઓ; ત્યારે, શુદ્ધ સાહિત્યની અન્તિમ આરાધના તો હોય છે કલાના મંગલમનોહર સ્વરૂપની.

તેમ છતાં, 'રાવણ હથ્થો' કે 'ભણકાર'ના કેટલાક નવા કાવ્યો કે 'વૈશંપાયનની વાણી' જેવી કટાક્ષમૂલક રચનાઓ પરથી આપણે એટલું આશ્વાસન લઈ શકીએ કે યોગેશ્વર શ્રીકૃષ્ણને ય પોતાની પ્રતિજ્ઞા ઘડીભર વિસારી દઈને સુદર્શન ગ્રહવાનું મન થઈ જાય એવા આ અનન્યસાધારણ ક્રાન્તિકાળમાં ગુજરાતી સર્જકપ્રતિભાની સંવેદનશીલતા મજ્જન રહી છે ગુજરાતનું હૃદય અન્તર્મુખતા કે આત્મપરાયણતા, પ્રાન્તીયતા કે ગર્ષ્ઠિયતાની મર્યાદાઓથી મુક્ત બનતું જાય છે, જગતની મન્થનઝોળોથી તે આર્દ્ર બને છે અને વિશ્વસમસ્તના પ્રાણની ધબકને પ્રતિસ્પન્દિત કરવાનો પ્રયત્ન કરે છે. આ ભાવસંવેદના પરિપાક પામીને યોગ્ય કાલે કલાદેહે અવતાર પામશે એમાં શંકા નથી

પરંતુ એ કલાદેહ પ્રતિભાલભ્ય હોવા છતાં, ઓછી સાધના નથી માગતો. શબ્દબ્રહ્મના મહાયજ્ઞમાં કોઇ મહાકવિ મંત્રદર્શન કરે તે માટે અનેક ઋત્વિજ પુરોહિતહોતાઓએ પોતપોતાનાં કર્મોમાં અભિજ્ઞ બનવાનું હોય છે અનેકની પ્રયોગપરંપરા અને અવ્યભિચારિણી કર્તવ્યપરાયણતા દ્વારા કલાસુન્દરીનો સર્વાંગસુરેખ અને સ્વારસ્યભરપૂર દેહ સર્જાય છે એ દેહમાં, કોઈ પુણ્યપરિપાકની પળે, કોઈ મંત્રદ્રષ્ટા મહાકવિ પ્રાણપ્રતિષ્ઠા કરે છે અને ત્યારે જનતાના જીવતરને ફેરવી નાખે તેવી, ત્રિકાલાબાધિત અને નિત્યનૂતન, નિતાન્તરમણીય અને મધુરમંગલ વાગીશ્વરીનો અવતાર થાય છે

એવો અવતાર પ્રતિવર્ષ થતો નથી, અને થાય ત્યારે છાનો રહેતો નથી એટલે આવી વાર્ષિક સમીક્ષાઓમાં આપણે લોકોત્તર સર્જનલીલાને નહિ, તેટલી કલાસ્વરૂપની સાધનાને તપાસવી અને નાણવી રહે છે

ત્યારે સમીક્ષાવર્ષની કલાસાધના કેવી છે ? સમીક્ષાવર્ષે કાવ્યોમાં 'મ્હોમનને માડવે' તો નાટકોમાં 'ઘરકુકડી', નવલકથાઓમાં 'ગુજરાતનો જય, ખંડ ૨' તો નવલિકાઓમાં દ્વિરેફની વાતો, ભાગ ૩' આપ્યાં છે એથી સહેજ ઊતરતી કક્ષાની કૃતિઓ જોઇએ તો કાવ્યોમાં 'રાવણ હથ્થો' તો નાટકોમાં 'ડંડી ફૂલ્તા અને બીજાં નાટકો', નવલકથાઓમાં 'ગજસન્યાસી', 'કર્ણાવતી' અને 'અધૂરું સ્વપ્ન', તો નવલિકાઓમાં 'કુમકુમ' આપણને મળ્યા છે ઉપરાંત 'કાલિન્દી' ને 'દીવડિયાં', 'પૃથ્વીના આંસુ', 'રૂપાનો વટ' અને મેઘાણીની 'નવલિકાઓ' પણ સંતોષજનક તો છે જ તેમ છતાં નિરપેક્ષ દૃષ્ટિએ જોઇએ તો ગુજગતની કલાસાધના ઊણી લાગ્યા વિના રહેતી નથી અક્ષમ્ય મુદ્રણ દોષો ને અસંખ્ય જોડણીભૂલો વ્યાકરણના સાદા નિયમોનું પણ અજ્ઞાન કે એવા નિયમોની સભાન ઉપેક્ષા, પુનરુક્તિ અને શબ્દાળુતા, કલાના અન્તસ્ત-- :

અજ્ઞાન, આત્મભાનની અને સ્વસંતોષની અતિમાત્રા અને ગાંભીર્યદંભ આ બધું અસહ્ય બનતું આવે છે.

આ બધી અરાજકતાનું કારણ છે, મને એમ લાગે છે તે પ્રમાણે, અભ્યાસનો અભાવ; અને તેના પણ મૂળમાં રહી છે આપણી લાક્ષણિક વેપારીવૃત્તિ—ઓછામાં ઓછી મૂડી રોકીને વધારેમાં વધારે નફો બાંધી લેવાની મનોદશા. સમીક્ષાવર્ષમાં નવલકથાઓ કરતાં કાવ્યગ્રન્થોમાં ભાષાન્તરકૃતિઓનું પ્રમાણ ઓછું છે એ આનું સમર્થ ઉદાહરણ છે. અહો રૂપમહો ધ્વનિઃ ની પરસ્પર પ્રશંસાવૃત્તિનો તત્કાલ મહિમા કદાચ મોટો હશે; પણ આત્મહત્યાનો જ એ રાજમાર્ગ છે તેમાં શંકા નથી. આપણે જ્યારે વ્યક્તિ મટીને વિશ્વમાનવી બનવા મથીએ છીએ, પ્રાન્તીય સંકુચિતતા મિટાવી દઈને આન્તરરાષ્ટ્રિય જીવનનું અંગ બનવા ઝંખીએ છીએ, ત્યારે કલાક્ષેત્રમાં કૂપમંડૂકતા રાખવી આપણને કેમ પાલવે?

અસ્મિતાની ખુમારીમાં ચકચૂર બનેલા પ્રાન્તોમાં ગુજરાત એક જ કદાચ એવું હશે કે જેમાં સૌથી વધારે ભાષાન્તરો થતાં હોય નવલકથા વિભાગમાં અને તે પણ (સમીક્ષાવર્ષની પ્રકાશનસંખ્યા જોતાં) મૌલિક ગ્રન્થો જેટલી જ સંખ્યામાં. ભાષાન્તરકૃતિઓના પ્રવેશથી કોઈ પણ સાહિત્યને નાનમ લાગી જતી હોય તેવું નથી. ઊલટું, પરભાષાની ઉત્તમ કૃતિઓનાં ભાષાન્તરો લેખકોને અવનવાં ક્રીડાક્ષેત્રોનું દર્શન કરાવે છે અને વાચકોની રસવૃત્તિને ઘડીને અને વિકસાવીને તેમની દૃષ્ટિને વિશાળ બનાવે છે પણ આપણે ત્યાં એવું થયું છે ખરું? આપણે ત્યાં તો શરદબાબુનું એકનું એક પુસ્તક બે ત્રણ જુદે જુદે નામે પ્રકટ થાય. શરદબાબુનાં પુસ્તકો ખૂટે એટલે શરદબાબુપ્રશસિત પુસ્તકો પ્રકટ થવા માંડે, અને વહેતી ગંગામાં નાહ્યા વિના રહી જવાશે એ ભયે, ભાષાન્તરની શુદ્ધિની કે અશુદ્ધિની, પ્રામાણિકતા કે અપ્રામાણિકતાની કશી જ પરવા કર્યા વિના, પુસ્તક પ્રકટ કરી દેવાની હોડ મંડાય. શરદબાબુરચિત અને પ્રશંસિત પુસ્તકો પૂરાં થયાં બાદ પ્રશસ્ય(શરદબાબુએ વાંચ્યાં હોત તો વખાણત એવાં) પુસ્તકો પ્રકટ થવાનાં ચોઘડિયાં વાગી રહ્યાં હોય એવું અત્યારની પરિસ્થિતિ પરથી લાગ્યા વિના નથી રહેતું

શરદબાબુ અસાધારણ પ્રતિભાશાળી કલાકારવામી છે એમનાં પુસ્તકોનાં અધિકારી અનુવાદકોએ કરેલાં શુદ્ધ, સુન્દર ભાષાન્તરો આપણે ત્યાં હોય એ તો આપણા સાહિત્યની શોભા ગણાય. પણ અત્યાર સુધીમાં બહાર પડેલાં

શરદસાહિત્યના ભાષાન્તરોને લીધે આપણા લેખકવાચકને કશો લાભ થયો છે ખરો ? આપણો વાચક આપણા મૌલિક નવલકથાકાર પાસેથી શરદબાબુના મધન જીવનસ્પર્શની, નિર્વ્યાજમનોહર કલાવિધાનની અને આર્યત્વના અનુરાગથી છલકતી માંગલ્યમૂલક, ઊર્ધ્વગામી દૃષ્ટિની અપેક્ષા રાખતો થયો છે ખરો ? કે આપણો નવલકથાલેખક આપણાં ગામડાઓમાં વસેલા ભારતવર્ષના પ્રાણને પારખીને, શુભાશુભ તત્ત્વોથી ભરેલી, વાસ્તવિકતાના પડમાં આદર્શના પગલે પ્રકટાવતી, નવરસરુચિરા શરદસૃષ્ટિનું નિર્માણ કરવા પ્રેરાયો છે ખરો ? અત્યારે તો સામાન્ય રીતે આપણો ભાષાન્તરકાર ઊંધુ ઘાલીને બંગાળીમાંથી નવલકથાઓ ઉશેટવા મંડ્યો છે, આપણો પ્રકાશક અસાધારણ ઝડપે એને પ્રકટ કરવા લાગ્યો છે અને આપણો વાચક અશક્ત પોતાની વાચનભૂખને તૃપ્ત કરવા તો અશક્ત ફેશનશોખને તોષવા એવી કૃતિઓ પ્રકટ થાય કે તરત વાંચી જવા મંડ્યો છે અધિકાર તો ભાષાન્તરકારને આપોઆપ મળી જશે ! ને અશુદ્ધિઓને વાચક નીરક્ષીર ન્યાયે સમાલી લેશે !

પ્રામાણિકતાથી ને ગંભીરતાથી વિચાર કરીએ તો આ બિનજવાબદાર અને આંધળી દોડાદોડ આપણી શોભા નથી વધારતી એમાં કોઈ શાહ સોદાગરની વેપારને કેળવી જાણનારી, દીર્ઘદૃષ્ટિવાળી કુનેહ નથી, પણ આજના જ લાભમાં અન્ધ બનેલી, પરોપજીવી દલાલની ટૂંકી દૃષ્ટિ છે.

આપણે સવેળા ચેતીએ તો લાખે ગાળે લાભ આપણને પોતાને જ છે

## કાવ્ય

### સ્વતંત્ર ૧૫ : ભાષાન્તર ૭ પુનર્મુદ્રણ ૩ :

શ્રી પ્ર—સ્વ પ્રભુભાઈ ભીખાભાઈ પટેલ—નું 'દીવડિયા' એક વિનમ્ર, સમુત્સાહી, ભાવનાશીલ યુવાન કવિની કવિતાઓનો સંગ્રહ છે

એમાં નાની અને મોટી, ગેય અને છન્દોબદ્ધ મળીને ૧૦૦ રચનાઓ આપવામાં આવી છે એ બધી રચનાઓમાં રટણા ઊઠે છે એક દેશપ્રેમની અને માનવપ્રેમની જ અને માનવોમાં પણ 'દીવડિયા'ના કવિના પ્રેમના સવિશેષ અધિકારી બન્યા છે પીડિતો અને દલિતો કવિએ એમની વ્યથાને પોતાની વાણીમાં ઝીલવાનો, એમના કર્ણોમાં દૈન્યવિમોચનનો મહામંત્ર ફૂંકીને તેમને જાગ્રત કરવાનો અને એમને માનવમાનવ વચ્ચેના ભેદને ભૂંસી નાખવાને પ્રેરવાનો પ્રયત્ન કર્યો છે એ પ્રયત્ન 'શાને' અને 'બે પાડોશી' જેવા કેટલાક કાવ્યોમાં બન્યુ છે તેમ, ક્યારેક પીડિતો પ્રત્યે સહાનુભૂતિની ભાવના જગાડવાને બદલે, શોષકો અને પીડકો પ્રત્યે ધિક્કારનો ભાવ જગાડી જાય

છે, એટલું જ નહિ પણ એ પ્રયત્નની પાછળ રહેલું વિચારબીજ કવિહૃદયના સૂક્ષ્મ સંવેદનની નહિ, તેટલું પ્રચારમૂલક ભાવનાની ભૂમિકા પર ઊગ્યું છે 'ઉચ્ચ નીચે ઊતરે, નીચા ઊંચે ચડે, અને એ રીતે બધા એક પાટલે બેસે; માનવીમાનવી વચ્ચે સમાનતાનું અને 'પ્રેમની પનાઈ'નું સ્થાપન થાય; આજસુધી નિરર્થક પડયા રહેલા દ્રવ્યાદિ 'નીહાગના ઓઘ' મુક્ત થાય અને તેનો વિનિયોગ અન્યની સાહાય્ય માટે થાય આ સ્વપ્નને સિદ્ધ કરવા માટે અત્યારે જરૂર દીનદયાળની દયાની નથી, પણ રુદ્ર રોષની છે'—આ બધા ભાવોને 'દીવડિયા'ના કવિએ ગાયા છે એ ભાવો માત્ર ભાવ તરીકેનું પોતાનું નાવીન્યજન્ય આકર્ષણ ગુમાવી બેઠા છે. પણ એ ભાવોને કવિએ પોતાના હૃદયમાં પચાવી દીધા છે એટલે એ ભાવોના સંવેદન આલેખનમા સાચી સહૃદયતાનો ગણકો સભળાયા વિના રહેતો નથી,એટલું જ નહિ પણ 'ગંગાવતરણ' અને 'દશાવતાર' જેવા દીર્ઘ કાવ્યોમાં એ ભાવો જે રીતે વ્યક્ત થયા છે તે રીત આકર્ષક અને નવીન છે.

'દીવડિયા'ના ગેય કાવ્યો સાચા લોકહૃદયની ભૂમિકા પર ઊગ્યા છે; અને તેમા પ્રચારલક્ષી તત્ત્વ આગળ પડી આવતુ હોવા છતાં સાદી ભાષા અને સરળ ઢાળોને લીધે એનામા લોકકંઠે વસી જવાનું સામર્થ્ય આવ્યુ છે. 'ગોકુળની ફરિયાદ', 'નવી વાત', 'શાને?' 'પ્રાર્થના', 'ના વીસરજો', 'માચી ઘડિયાળ', 'ઈશ્વર વિલાપ', 'ગુરુ અને ગોરખ', 'હિન્દ મૈયા', 'ઓ ગૂજરાત!', 'હૈયાફૂટી' જેવા કાવ્યો ભાવની ચમત્કૃતિને લીધે કે આલેખનની રમ્યતાને લીધે મનોહર અને આકર્ષક બન્યા છે

એના છન્દોબદ્ધ કાવ્યોમાના ઘણાંખરા કેવળ પ્રયોગદશામા જ રહ્યા હોવા છતા કવિ પ્રૌઢ અને ગભીર શૈલીમા પણ કેટલા સિદ્ધહસ્ત છે તેની પ્રતીતિ કરાવે છે. અને એવા કાવ્યોમા પણ 'ત્રણ ઇચ્છાઓ', 'ભગુરતાનો આનન્દ', 'લઘુતા ભાવ', 'તપોભગ', 'સંસ્કૃતિ', 'નિર્દય દયા', 'જુવાન બોલે', 'પૂર્ણિમા' અને સહસ્રપુત્રા નર્સ' આ કાવ્યો તો કવિની કાવ્યકલાના સુન્દર નમૂના છે 'ગંગાવતરણ' અને દશાવતાર' એ બે કાવ્યોમા ચિરંજીવ તત્ત્વો ઘણાં છે કવિતા કવિની દૃષ્ટિએ માત્ર સાધન જ હોવાથી, ઘણીવાર કવિએ એના ધ્વનિસૌન્દર્યની પરવા કરી નથી અને ધ્વનિને ખુલ્લો પાડી દઈ, કાવ્યાંશને કથળાવી દીધો છે તેમ છતાં

એહ સ્રોતે

ટીપે ટીપે ફરફર તણી દોર લાંબી તણાતી,
દોરે દોરે જલવસનની પામરીઓ વણાતી!

એનો આ ઘુરખો કરી શિખરથી બાજા પથે આવતી,
સંતાતી, સરતી, જતી વિવરમાં, ખુલ્લી થતી, દર્શતી,
ખચાતી, ઠમકી જતી, ઝડપથી દોડી જતી, વિહ્વલા—
જાણે જાય શકુન્તલા પતિઘરે, આનન્દિતા, વ્યાકુલા !
(અજ્ઞાતવાસ)

જેવી કેટલીક લાલિત્યપ્રચુર પંક્તિઓ કવિના સામર્થ્યનું દર્શન કરાવે છે 'દીવડિયા' એક નૈસર્ગિક પ્રતિભાવાળા, માનવપ્રેમી કવિહૃદયની ઝંકૃતિઓનું દર્શન કરાવે છે.

'મંજૂષા'ના લેખક શ્રી મોહિનીચંદ્ર ગુજરાતના કાવ્યરસિકોને ઘણા સમય થયા પરિચિત છે. સંખ્યાદૃષ્ટિએ તેમનું સર્જન વિપુલ છે, અને ગુણદૃષ્ટિએ 'મંજૂષા'માં રવમધુર ભાષાસૌન્દર્ય, રંગદર્શી કવિત્વરીતિ, છન્દો પર હથોટી અને છન્દોમિશ્રણો અને છન્દોભંગ આદિની પ્રયોગશીલતા આટલાં લક્ષણો ખાસ દેખાઈ આવે છે 'મંજૂષા'કારનો કવિ 'મંજૂષા'કારના જ શબ્દોમાં વર્ણવીએ તો

"કે એ તારક સાથ મૈત્રી કરવા, દસ્તે શશી ઝીલવા,
આખું જીવન કૂદકૂદ કરતો, ના થાકતો યે ઘડી,
પેલા ખૂણ કરે બધા જગતના જ્હેવાર ભૂલી સહુ,
ને એ સૂરજ કાજ કોટિ કવિતા આલેખતા તૃપ્તિ ના
પામે, રંગ વિચિત્ર અંગ ગ્રહતા સન્ધ્યા તણા, આદરે
યત્નો કૈંક, આભસીમ ઊડવા, પાંખો વિના ઝંખતો."
(કવિ પ્રશ્ન)

આવો છે એટલે જ 'મંજૂષા'કારને પ્રકૃતિના અને બ્રહ્માંડના પદાર્થોમાં જેટલો રસ છે તેટલો માનવજીવનમાં અને જીવનને મથી નાખતા, કારુણ્ય, વિષાદ, યુયુત્સા કે મુમૂર્ષાના ભાવો જગાડતા સમકાલીન પ્રશ્નોમાં નથી અલબત્ત, કવિ પણ અન્તે તો સામાજિક માનવી જ હોવાથી સમાજના હૃદયના સ્પન્દનોનો પ્રતિધ્વનિ તેના હૃદયમાં પડ્યા રહે નહિ અને એ રીતે 'મંજૂષા'માં રાષ્ટ્રોત્થાનના અને જાગૃતિના, મુક્તિઝંખનાના કે રાષ્ટ્રપુરુષને અંજલિના ભાવો આલેખાયા છે પિતા અને મોટા ભાઈ, પત્ની અને માતા અને મિત્રો જેવા નિકટના સંબંધીઓ પ્રત્યે પણ 'મંજૂષા'કારની ઊર્મિઓ કોઈ કોઈ વેળા વહી રહી છે, પણ 'મંજૂષા'ની વિશિષ્ટતા જેટલી એ કાવ્યોમાં જોવા નથી મળતી તેટલી સૂરજ અને ચંદ્ર, ઉષા અને સંધ્યા, તારા અને વાદળ, દશે દિશાઓ અને અનન્ત ગેબ, અણુઅણુ અને ચૌદ લોકોત્તરો'ને પોતાના હૈયામાં સમાવી દેતુ

પ્રભાવ આ બધાને એક અથવા બીજી રીતે વારંવાર આલેખતી, રગદર્શી કલ્પના કે તરંગમિશ્રિત ચિન્તનયુક્ત રચનાઓમાં મળે છે અને તેથી અર્વાચીન કલેવરમા મઢાયેલી હોવા છતા 'મંજૂષા'ની કૃતિઓમાં પ્રાચીનતાનો પરિમલ આછે ઘેરે રૂપે પમરી રહ્યો છે

લયમાધુરી સાધતા શબ્દપ્રયોગો 'મંજૂષા'કારને સાધ્ય છે. છન્દો પર એમને કાબૂ છે એમણે કરેલા કેટલાક છન્દોમિશ્રણો નિર્દોષ અને રમ્ય છે પણ 'બાળનમણા'મા થયેલુ છે તેવુ શિખરિણી – શાર્દૂલનું મિશ્રણ છન્દનો સંવાદ સાધી શકતું નથી તેમ જ 'સ્રષ્ટા', 'દ્રષ્ટા', 'શિર્ય', પથચ્યુત', 'નિઠુર', જેવી જોડણીભૂલો, 'પરાધીનતા'ના અર્થમા 'અધીનતા'ને વાપરવાની પ્રયોગભૂલ (૧૦૩), 'મકરન્દ'નો સ્ત્રીલિંગમા (૩૧) અને 'અમર'નો પુંલ્લિંગમા (૩૭) પ્રયોગ, 'નવા નાવીન્યોના નવ કમળ' (૬૧) જેવી પંક્તિઓમાની પુનરુક્તિ અને શબ્દાળુતા, 'અમારા'ના અર્થમા 'અમના', 'અમને' (૮૬–૧૦૭) જેવા અને 'તમારે'ના અર્થમાં 'તમને' (૮૭) જેવા વિચિત્ર પ્રયોગો, 'તમારા અવસાન પામ્યે' (૧૨૫) કે 'તહીં કરી હું આહુર નિપુણ નૃત્યને' (૮૧) જેવી અશુદ્ધ રચનાઓઃ આ બધી ક્ષતિઓ કેવળ દુર્નિવાર નથી

ટૂંકમા, 'મંજૂષા' ઐહિક જીવનપદાર્થોના રસથી વિદૂર, અલિપ્ત, એકલવિહારી મનોદશાનું સર્જન છે એની પોતાની વિશિષ્ટ કવિતરીતિ ક્યાંક એનું નૂપુર બને છે તો ક્યાક એની શૃંખલા પણ બની જાય છે

'કાલિન્દી' શ્રી નાથાલાલ દવેનો પ્રથમ કાવ્યસંગ્રહ છે શબ્દો પર લેખકને સારુ પ્રભુત્વ છે અને છન્દો પર એમની હથોટી સારી રીતે બેસી ગઈ છે એમને સંસ્કૃતનો ઠીક પરિચય છે એટલુ જ નહિ પણ બંગાળીના સ્વરસંગીતે પણ એમને સારી રીતે આકર્ષ્યા છે એમના કાવ્યોમા સ્થળે સ્થળે કાલિદાસ અને જયદેવ, કાન્ત અને નાનાલાલ ઉમાશંકર અને બીજા કેટલાક યુવાન કવિઓની પંક્તિઓના, ભાવોના અને આલેખનમડનની રીતિઓના પ્રતિધ્વનિ સભળાય છે સગ્રહના પ્રથમ કાવ્ય "હિમાદ્રિ" પર શ્રી ઉમાશંકરના 'નિશીથ'ની છાપ સાદ્યંત અંકિત થઈ છે, તો સગ્રહને જે કાવ્યે પોતાનું નામ આપ્યુ છે તે 'કાલિન્દી'નો અન્તિમ વળાક પણ 'નિશીથ'ના વળાકનું જ સ્મરણ કરાવે છે

'કાલિન્દી'ના કવિને ચિન્તન નહિ, પણ કલ્પના વધારે આકર્ષે છે અને તેમા પણ પ્રકૃતિસૌન્દર્યનું વર્ણન કરતી વેળા તેમની કલ્પના સવિશેષ ખીલી નીકળે છે પ્રકૃતિના અનેકવિધ સ્વરૂપોમા અને માનવહૃદયના સાદા

ભાવોમાં રહેલું સૌન્દર્ય કવિને આકર્ષે છે અને એનું લલિતમધુર પદાવલિમાં વર્ણન કરતાં, કવિની કલ્પના સુન્દર ચિત્રાંકન કરતી જાય છે

'કાલિન્દી'માં મુક્તકો છે, ગીતો છે, સોનેટો છે, ટૂંકાં કાવ્યો છે, 'હિમાદ્રિ' 'યશોધરા', 'કાલિન્દી' 'પિયા બિન', જેવાં પ્રમાણમા લાંબા કાવ્યો છે પણ કવિની કલા ગીતો કરતા છન્દોબદ્ધ કાવ્યોમા અને ટૂંકાં કરતાં પ્રકૃતિવર્ણન અને સ્વભાવવર્ણનને વધારે અવકાશ આપતાં લાંબા કાવ્યોમાં વધારે મફળ થઇ છે મુક્તકોમા ભૂલ' જેવા કોઈ કોઈ મુક્તકમા ચમત્કાર સાધી શકાયો છે, અને 'ગીત વિસર્જને', ઉતાવળ' અને 'રાત્રિ' જેવાં ટૂંકા કાવ્યોમા જે ભાવમૌકુમાર્ય ભાવુકતા કે છન્દોલય આણી શકાયા છે, તે સત્કારપાત્ર છે

ક્યાંક 'આકાશ'ના અર્થમા 'વિતાન' અને 'કેશ'ના અર્થમા 'કલાપ' જેવા અપૂર્ણ અર્થવાચક શબ્દપ્રયોગો (૧૯,૬૨), ક્યાંક યતિસ્થાને લઘુને દીર્ઘ બોલવો પડે છે તે (પિયા બિન પંક્તિ ૧૫૭) ક્યાંક

પિતા માતા સંબધીઓ, સમૃદ્ધિ રાજ્યની તજી — (પૃ ૧૩

સંબધીઓ માતા )

બુઝાવીને હું દીપ બ્હાર આ યો (પૃ ૧૭ દીપ હું .)

મઝાગે શહેરો તૂટે નદીના બધ, ઊખડે (પૃ ૨૭ શહેરો સળગે )

વળી અકબરે મહા સમન્વય તણા સ્વપ્નને (પૃ ૬૨

સમન્વય મહાતણા )

જેવી પંક્તિઓમા દેખાઇ આવતી કારીગરીની કચાશ, 'સદા' 'કદા' જેવી જોડણીભૂલો અને અનુસ્વારો મારેની કાળજીનો અભાવ કોઈ કોઈ કાવ્યમાં થઈ ગયેલું અતિતાણ તો કોઈ કોઈ સ્થળે અને સુન્દર પણ કાવ્યભાવને અને મુખ્ય વસ્તુને ઉપકારક ન નીવડે એવા વર્ણનો ક્યાંક દેખાતી ભાવની સાચી પકડનો અભાવ, તો ક્યાંક ધ્વનિ ખુલ્લો પડી જતા કથળી જતો કાવ્યનો અંત આ બધી મર્યાદાઓ કાલિન્દી'ને નડે છે તેમ છતા 'કાલિન્દી'ના લગભગ પ્રત્યેક કાવ્યમા થોડીઘણી પંક્તિઓ તો શુદ્ધ કલ્પનાના, વિશુદ્ધ ઊર્મિના કે શબ્દાર્થલયના રસથી રસાયેલી મળી આવ્યા વિના રહેતી નથી કાલિન્દી નો લલિત મર્મર શીતલ રમણીય પ્રવાહ, અને તેને દર્શને હૃદયમાં જાગ્રત થતા ભાવસ્થિરાણિ સૌહૃદા કવિની મુગ્ધ વિનમ્ર સૌન્દર્યપિપાસા અને સમભાવ, કાલિન્દી'ને આ વરસના કાવ્ય સંગ્રહોમા ગણનાપાત્ર સ્થાન અપાવે છે અત્યારે એ 'કાલિન્દી મૂગી પાસેથી

નિર્ઝરતી,સૌન્દર્યસ્થાનોમાં ભમતી,ભવ્યતાના વિરાટ અંકમા લપાવાને સમુત્સુક, એકંદર સ્વચ્છ અને નમણી ગિરિરાજકન્યકા જેવી લાગે છે. શબ્દોનો કલરવ એની મુખ્ય ખૂબી છે. હજી તો એનો પ્રવાહ વહી રહ્યો છે પ્રકૃતિનાં લલિત રમણીય સૌન્દર્યધામોમાં થઈને. માનવવસતિવાળા તટો પખાળવાનું, માનવ-હૃદયના ઊંડા ઉત્કમ્પ ઝીલવાનું અને ગાવાનુ બળ એને ભવિષ્યમાં અવસ્ય મળી રહેશે એમ લાગે છે.

અર્વાચીન વિશ્વવિગ્રહનાં મથનને વરસના કાવ્યગ્રન્થોમા સૌથી વધારે પ્રમાણમાં ઝીલતો સ્વપ્નસ્થનો 'રાવણ હુશ્થો' કવિહૃદયના અજંપાને વ્યક્ત કરી રહ્યો છે. આ કાવ્યોદારા પ્રકટ થતો કવિ વર્તમાન અમમાનતા અને દેશની નિષ્ક્રિયતાને લીધે અકળાઈ ઊઠયો છે. નિષ્ક્રિયતા, સહિષ્ણુતા, મૌન આદિ એને અસહ્ય થઇ પડ્યાં છે. અન્યાય, અધર્મ, દંભ અને શોષણ સામે ખાલી ખમી ખાવાની વાતને એ મજૂર નથી કરતો. એટલે એ રજ કરવાને, રોષ કરવાને, કઇક પ્રતીકાર કરવાને તલસે છે. અલબત્ત, પ્રતીકાર કોનો, કયારે અને કેવી રીતે કરવો તે વિશે એને કશો સ્પષ્ટ ખ્યાલ નથી. તેમ જ ધ્યેયશૂન્ય અને યુક્તિશૂન્ય પ્રતીકાર સફળ થાય કે નિષ્ફળ તેનો વિચાર પણ એ કરતો નથી એની દષ્ટિએ પ્રતીકારની વૃત્તિ જીવનની નિશાની છે; અને તેથી એ ગમે તેવા પણ પ્રતીકાર દ્વારા જીવનની કૃતાર્થતા અનુભવવા ઇચ્છે છે.

દલિતો અને પીડિતો પ્રત્યે એનુ હૈયુ હમદર્દીથી છલકાય છે. પદાક્રાન્ત વર્ગની દીનતા અને દુર્દશા જોઇને, મુગ્ધ અથવા લાચાર માનવીઓને શોષકોની શેતરજનાં પ્યાદાં બનીને પોતાનું યૌવન અને જીવન વેડફી દેતા જોઇને, અને ધનની ને ધર્મની આલીશાન ઇમારતોને માનવોના અને માનવતાના મુડદાં પર ઊભી રહેલી જોઇને એની અકળામણનો પાર નથી રહેતો. એક-માત્ર તરણોપાય તરીકે એ રશિયા પર પોતાની મીટ માંડે છે એ ખરુ; પણ અકળામણ અને અજંપાને લીધે તેનું દર્શન સ્વચ્છ કે સ્પષ્ટ રહી શકતું નથી અને, પ્રત્યાઘાતરૂપે, કવિ ઘણીવાર તદ્દન વિરોધી દિશામા જ વળે છે.

કવિને મરણની કે શહાદતની નહિ, જીવતરની લગની લાગી છે, એની આખો આકાશના તારકોમા કે પૃથ્વીના પુષ્પોમા નહિ, ધરતીની ધૂળમા પરોવાણી છે; એની કવિતા રૂપને કે રંગને નહિ, 'નીચેની દુનિયાના દોર'ને, ગધાતા મોરીના કૂવાને, ખદબદતી ખાળને, ગળફાને ને ઊલટીને આલેખવા મથે છે. એને આજની, આજના જીવનની, માટીની મમતા બધાઇ છે. આમ, પુરાતન મૂલ્યોમાંથી મુક્તિ મેળવવાની અકળામણમા કવિ બીજે છેડે જઇને ઊભા છે; અને બધન માત્રને તોડીફોડી પોતાનો અજંપો વ્યક્ત કરી રહ્યા છે.

અને અજંપો સ્વપ્નરચના હૃદયનો સ્થાયી ભાવ હોવાથી, એમની ભાવનાની માફક રચનામાં પણ સ્વરચના, સમનોલના કે સુરેખતાના અંશો ખૂટતા દેખાય છે. 'ગોડિયા મારા', કે 'અમે જગતના ગયા', કે 'વેદના' કે 'અમારે ઊંઘતું નથી', જેવાં કેટલાંક કાવ્યોમાં ચોટનો અભાવ છે; તો 'હાસો હાસો', 'કૂચ ગીત', 'કાલને વિદાય', 'રાવણ હથ્થાવાળો', 'બેનને', 'રંગરૂટ રંગીલો', જેવાં કાવ્યોમાં કશો જ ચમત્કાર નથી.

તેમ છતાં, 'મંન્ગાનની મહેનત', 'મારગડા', 'વિશાખી વાયરા', 'મનડું વિચારે', 'જેટલી વાર', 'મોત જો મોટે લખ્યા', 'અમે મંમાર ઘેલા', 'માઝા મેલી', 'ધૂળ શું મેલ્યું છે મન', 'અજાણ્યુ કાજે' અને 'જીગની ઝખના' આ સંગ્રહનાં શ્રેષ્ઠ કાવ્યો છે. એમા પક્ષવાદે કવિતાનો પરાભવ નથી કર્યો; વાણીએ અર્થને આવરી નથી દીધો, મનોરોગિતા (morbidity)એ કુરૂપતાને સૌન્દર્ય તરીકે નથી ઓળખાવ્યું એમાં અજંપો છે, વિષાદ છે, અસંતોષ છે; પણ સાથોસાથ તાઝગી, મૌલિક ચિન્તન, સ્વચ્છ દર્શન, પિપાસા અને પ્રણયના ભાવ અનુકૂળ વાણીમાં મઢાયા છે. અને આ કાવ્યો 'રાવણ હથ્થો'ને આ વરસના કાવ્યગ્રન્થોમા સત્કારપાત્ર સ્થાન આપે છે

'ચયનિકા'માં "કવિતા" માસિકમાં પ્રથમ વર્ષમાં પ્રસિદ્ધ થયેલાં કાવ્યોમાંથી ચૂંટણી કરીને ૩૯ કૃતિઓ આપવામાં આવી છે, તેમ જ એની સાથે સવિવેક પ્રવેશક અને મિતાક્ષર કવિપરિચય જોડવામા આવ્યા છે

વર્ષભરનાં ઉત્તમ કાવ્યોને વીણીને ગ્રન્થસ્થ કરવાની પ્રથા આપણે ત્યા જેટલી નવીન છે તેટલી ઇષ્ટ અને સ્તુત્ય પણ છે એવા સંગ્રહોદ્વારા વરસભરનું કાવ્યમધુ એકત્ર થતું આવે અને સર્જાતી કવિતામા વ્યાપી રહેલાં ગૂઢાગૂઢ પ્રેરકબળો, કવિમાનસનો વ્યાપાર, સંવેદનપટુતા, સમકાલીન પ્રસંગ વિશેષોએ કવિહૃદયોમાં જન્માવેલા આઘાત પ્રત્યાઘાતના આન્દોલનો, પ્રજામાનસની ઉત્ફુલ્લ કે ખિન્ન, પ્રશાન્ત કે વ્યગ્ર મનોદશા અને મનોરથો : આ બધાં તત્ત્વો ભવિષ્યના અભ્યાસીને સુલભ બનતા આવે આવા સંગ્રહોનું મૂલ્ય જો કંઈ પણ હોય તો તે ભાવિ અભ્યાસીને માટે અભ્યાસસામગ્રી તૈયાર કરી આપવી એટલું જ છે અને એ સેવા, કેવળ સાહિત્યની જ નિરપેક્ષ દૃષ્ટિએ જોઈએ તો, ઘણી મૂલ્યવાન્ છે

પરંતુ, આ રીતે, એક જ વિશિષ્ટ સામયિકમા આવેલી કવિતાઓના સંગ્રહથી "અવારનવાર છૂટક સિંચાતી તરવો અને લક્ષણોવાળી કેટલીક સારી કાવ્યકૃતિઓને" ગ્રન્થસ્થ થવાની તક અને સાધન આપવા અને 'બીજા

નવીન અને ઉમંગી...ઊગતા છોડોને ઉત્તેજનના સૂર્યપ્રકાશની મધુર ઉષ્મા ધરી વધુ ખીલતા" કરવા એ બે હેતુઓ કદાચ સિદ્ધ થાય ખરા; પણ આવા સંગ્રહોનો મુખ્ય હેતુ — વરસભરનાં પ્રવાહબળોને ભાવિ અભ્યાસી માટે સુલભ કરી આપવાં તે હેતુ — સિદ્ધ થાય કે કેમ તે પ્રશ્ન છે આવા એક જ સામયિકવિશેષમાં પ્રકટ થયેલાં કાવ્યોને ગ્રન્થસ્થ કરવાથી, સમકાલીન વાચકને તેમ જ ભાવિ અભ્યાસીને એ સામયિકવિશેષનું કવિતાનું ધોરણ કેવું છે કે હતું તેની જ બહુ બહુ તો ખબર પડે.

આ સંગ્રહમાં જૂના અને નવા અનેક કવિઓ ન હોવાથી એને વરસભરની કવિતાનો પ્રતિનિધિ સંગ્રહ ગણી શકાય તેમ નથી. તેમ છતાં સમગ્ર દૃષ્ટિએ જોઈએ તો સાંપ્રતી કવિતાનાં કેટલાક લક્ષણો આમા થોડેઘણે અંશે મૂર્ત થયાં છે. વર્તમાન ગુજરાતના કવિઓના હૃદયની નિરાશા, વર્તમાન પરિસ્થિતિ પ્રત્યે તીવ્રતમ અસંતોષ અને તજ્જન્ય ક્રાન્તિની ઝંખના,—પછી એ ક્રાન્તિ ઉત્ક્રાન્તિમૂલક હોય કે ન હોય પણ એ ક્રાન્તિને લીધે વર્તમાન પરિસ્થિતિ તો ટળશે જ એ ભાવની ઉત્કટતા,—કાવ્યના દેહને શણગારવાની ટાપટીપ, છન્દો અને ભાષા પરનું પ્રભુત્વ, વિષયનું દેખીતું વૈવિધ્ય ટૂંકાં કાવ્યોમા ઘણી વાર ભાવની સાચી પકડનો અભાવ અને લાંબા કાવ્યોમા ઘણીવાર પદબદ્ધ નિબંધમા ગરકી પડતો કાવ્યાત્મા: ટૂંકમા, લોકોત્તર પ્રતિભાતત્ત્વને પકડવાના નિષ્ફળ પ્રયત્નો અને તેનો બદલો દેહસૌષ્ઠવથી વાળી આપવાની મથામણ: આ બધાં લક્ષણો 'ચયનિકા'મા પણ જોવા મળે છે. 'ભલે તું', 'હૈયાહીણું હૈયું', 'મૃત પવન', 'છેલ રે હો છેલ!', 'ફરી ફરીને', 'આવ અંધારી રાત' આ સંગ્રહનાં નખશિખ સુન્દર કાવ્યો છે 'પાનખર', 'સ્મૃતિ એ પળ એકની', 'તો યે અગત્યનું', 'ઈજન', 'એક મૂર્તિકારની પ્રાર્થના', 'સ્વ. કવિ ટાગોર'માં પણ કાવ્યસૌન્દર્ય ઓછેવત્તે અંશે વ્યક્ત થયું છે તો 'ગવરી' જેવા કોઈ કાવ્યમા પ્રવેગ લયથી અને સંવાદી સ્વરપરંપરાથી કાવ્યભાવને મૂર્ત કરવા પ્રયત્ન થયો છે. આમ, આ સંગ્રહ, પ્રતિનિધિ ન હોવા છતાં, વર્તમાન ગુજરાતી કવિતાનાં કેટલાક સર્વસામાન્ય લક્ષણોની ઝાંખી કરાવે છે.

'મ્હોબ્બતને માંડવે' આ વર્ષે બહાર પડેલા કાવ્ય ગ્રન્થોમાં સાચી સર્જકપ્રતિભાથી દીપતી એક રમણીય કૃતિ છે.

એના ૫૦ શ્લોકોમા 'મ્હોબ્બતને માંડવડે પ્રિયા કેરાં પોંખણાં' કરવાને હર્ષચકચૂર કવિ પોતાની મસ્તીને અને મદભર્યા ધન્યભાવને રેલી રહ્યો છે. 'આમ તો આ કાવ્યનો પ્રત્યેક શ્લોક અંકેક સ્વતન્ત્ર મુક્તક જેવો છે; અને

તેને પરસ્પર સાંકળનાર વસ્તુ પ્રિયાના આગમન સિવાય બીજુ કશુ નથી એટલે, વસ્તુના કે ભાવના ક્રમિક વિગમને અભાવે, આખું કાવ્ય નિર્ગનિગળા ઊર્મિકાવ્યોની માળા જેવુ બની ગયુ છે પણ ફારસી શાયરોની મસ્તી, એ આ કાવ્યનુ વ્યાવર્તક લક્ષણ છે વિનમ્ર મુગ્ધતાભર્યો અહોભાવ નહિ પણ ઉદ્દામ મદભર્યો અહભાવ આ કાવ્યને આ પ્રકારના બીજા કાવ્યોથી જુદુ પાડી રહ્યો છે આ પ્રકારના બીજા કાવ્યોમા વર્ણન જ્યારે પ્રિયાના સૌન્દર્યનું કરવામા આવે છે ત્યારે આ કાવ્યમા વર્ણન કરવામા આવ્યુ છે પ્રિયાના આગમને કવિહૃદયને લાધતી મસ્તીનું પ્રિયાના સૌન્દર્યનું વર્ણન અહીં ગૌણ બની ગયુ છે કવિની પ્રિયા તો કદાચ બીજા કવિઓની પ્રિયા કરતા બહુ જુદી નહિ પડતી હોય પણ એ પ્રિયાના આગમને નાચી ઊઠતું હ ય, એ હૃદયનો ઊર્મિઉછાળ, ખુમારી, દિલાવરી આ બધુ કવિનું પોતાનું છે અહીં કવિ કવિ તો રહ્યો જ છે, પણ વધારામા એ પ્રણયી પણ બન્યો છે અને કવિતા અને પ્રણય એકત્ર થતા એ નિરકુશ બનીને નિગડમર રીતે પોતાના હૃદયને ઠાલવી રહ્યો છે કવિતા અહીં સ્વાભાવિક રીતે જ કવિના અનુભવનુ સહજ આલેખન અને કવિના વ્યક્તિત્વનો નિર્વ્યાજ આવિષ્કાર બની જાય છે એ અનુભવ ઈષ્ટ છે કે અનિષ્ટ, અથવા એ વ્યક્તિત્વ સત્ છે કે અસત્ એ પ્રશ્ન જુદો છે. મુખ્ય પ્રશ્ન તો આ કવિતા છે કે નહિ તે છે અને એ પ્રશ્નનો ઉત્તર પણ કવિ પોતાની લાક્ષણિક ખુમારીથી આપી દે છે

પ્રિયારે ગયુ છે ગીત ગમશે ગુજરાતને
તો જાણીશ કે જીવતો છે ગુ ર્જરીનો પ્રાણ !

આ કા ય દ્વારા પ્રગટ થતો કવિ પ્રણયિનીના આગમને ધન્ય બન્યો છે એ ધન્યતાનું એને તીવ્ર ભાન અને અભિમાન છે પોતાની આ ખુમારીને પ્રીછી પારખી ન શકનાર પ્રત્યે એ ઊર્મિવશાથી અમર્દિપ્પુ બની જાય છે, અને અધ્યાત્મવાદની અને આત્માપરમાત્માના તત્ત્વની ચર્ચા કરનાર પડિતો— અથવા વધાર સાચી રીતે કહીએ તો, પાડિત્યબ્બીઓને ભાડવાની હદ સુધી પણ એ ઊતરી જાય છે પોતાના મનવ્યનું પ્રતિપાદન કરવા માટે ક્યારેક એ બુદ્ધિવાદની ચર્ચામા ઝપલાવે છે અને એની દલીલો ક્યારેક (૧૪, ૧૫, ૨૯) પાંગળી અને ચિન્ત્ય લાગતી હોવા છતા એ પોતાનો કક્કો ખરો કરવાને તનતોડ મથે છે આત્માનો એને આદર છે એ ખરુ, ગદ્દીના ગોલાપાંની એને સૂગ છે એ પણ ખરુ, પણ દેહની એની ભક્તિ ઓછી નથી એ એટલો ઊર્મિલ છે, એટલો મતવાલો છે કે એની પોતાની મસ્તી સિવાય બીજા

ફ્શાની એને પડી નથી. અને તેથી જ શું ભાવમાં કે શું શબ્દોમાં એ સુન્દરની કે અસુન્દરની લેશ પણ પરવા કરતો નથી. જિદ્દ અને નિખાલસતા, ઊર્મિલતા અને સરળતા, પોતાની ધન્યતાનું પ્રતિપળ જાગ્રત રહેતું ભાન અને એ ભાનમાંથી જ જન્મતી મૂર્ચ્છા : આ બધાં લક્ષણોથી એનું વ્યક્તિત્વ વણાયું છે. આવા ફક્કડ વ્યક્તિત્વનો નિર્દમ્ભ પ્રાસાદિકતાથી આવિષ્કાર કરતું આ કાવ્ય જીવત પ્રાણવાળી ગુર્જરીને અવશ્ય ગમશે એમા શકા નથી.

'પરાગ'ની ગદ્યરચનાઓમાં કંઈક અંશે ચિંતન અથવા વિચારકણિકાને ક્યારેક કલ્પનામા તો મુખ્યત્વે તરગલીલામાં વેષ્ટિત કરીને કંઈક વિસ્તારથી અને શબ્દાળુતાથી લેખકે અભિવ્યક્ત કરેલ છે. આમાંની અનેક રચનાઓ (પૃ. ૪, ૮, ૧૦, ૧૭, ૩૦, ૩૪, ૫૬, ૮૨, ૧૦૦, ૧૦૬, ૧૦૮, ૧૧૦, ૧૧૧, ૧૨૩) કેવળ તરગલીલા જ રહી જાય છે કેટલીક રચનાઓ (પૃ. ૧૮, ૨૪, ૮૦, ૧૧૪) માત્ર ઉદ્બોધન થઈ જાય છે. તો કેટલીકમાં (પૃ ૩૮, ૪૪, ૪૮, ૬૫, ૭૦. ૮૪, ૯૦, ૯૮)એકાદ દૃષ્ટાન્તમાંથી સામાન્ય સિદ્ધાન્ત તારવી લેવામા આવ્યો છે.

શબ્દોની, ભાવની કે વિચારની, કલ્પનાની કે તરગની (પદ્મલોક, નિદ્રાલોક વગેરે લોકો, સમુદ્રમા તરતાં વહાણો અને હોડીઓ, ભેદમય પુરુષો વગેરેની ) પુનરુક્તિ પણ ધારી અસર જમાવવામા વિઘ્નરૂપ બને છે. 'ન્યાયતુલા', 'અદ્ભુત', 'પિયૂષ', 'નર્ક', 'ધૂડ' જેવી જોડણીભૂલો, 'દૃષ્ટિ સામે'ને બદલે 'દૃષ્ટિસમોર' (પૃ ૩૨, ૮૬) જેવો મગડી પ્રયોગ, 'પોતાની સુગન્ધમાધુર્યથી' (૧૬) 'આપણી સ્વજનોના વદનોના બુટ્ટાઓ' (૪૭) જેવી કોઈ કોઇ સ્થળે રહી ગયેલી વ્યાકરણ ભૂલો અને કોઈ કોઈ વાક્યો [' જેણે પોતાનો કામધધો... પાછો ફરે તેમ " (પૃ ૩૪), " તેમા તણાતા તણખલા...તણાતા જતા હતા !" (પૃ. ૧૦૩)] માનો ક્લિષ્ટ કે દુષ્ટ અન્વય આ બધુ પણ 'પરાગ'ના રસાસ્વાદને ઉપકારક નથી નીવડતુ તેમ છતા કલાકારના સવેદનપટુ ચિત્તમા ઘૂંટાતા જેમાંથી રમણીય કાવ્યમૌક્તિકો જન્મે એવા સુન્દર ચિન્તનબિન્દુઓ આમા કેટલેક સ્થળે (પૃ ૨૫, ૨૭, ૨૯) મળી આવ્યા વિના રહેતા નથી. પૃ. ૬, ૨૪, ૨૬, ૩૭, ૬૨, ૮૭ ૧૦૭, ૧૨૫, ૧૩૧, ઉપર ગદ્યકાવ્યના બીજ જોવા મળે છે, અને પૃ ૫૮, ૫૯ પરની 'બુગબુવ શોધે ચડયુ...તુમા જ વસી રહ્યું છું,' સુધીની પક્તિઓ તો જ સ્વયસપૂર્ણ ગદ્યકાવ્ય બની રહે છે.

. 'બાપુને' મહાત્મા ગાધીજીની ચુમોતેરમી જન્મજયતી વખતે બહાર પડેલું એક નાનું કાવ્ય છે. તેમા મહાત્માજીને ભક્તિભાવભર્યો અર્ઘ્ય ઉમળકાભેર આપવામાં આવ્યો છે પણ કાવ્યમા ભાવની કે આલેખનની કશી અપૂર્વતા આવી શકી નથી; અને આખુ કાવ્ય સ્થળે સ્થળે દુર્બોધ અને ક્લિષ્ટ બની ગયુ છે.

'કેશવ કાવ્ય'માં ૧૫૨ કૃતિઓ આપવામાં આવી છે. અત્યારે વિસારે પડતા જતા પ્રાચીન સંપ્રદાયની છાયા જેવી આ કૃતિઓ સ્વચ્છતા, સ્વસ્થતા, પ્રવાહિતા અને ચાતુર્યને લીધે રોચક બની છે. ભાષા પર અને પદ્યરચના પર કવિને સારો કાબૂ છે. ઉપરાંતમાં રંજન આપનારી આ કૃતિઓ લોકપ્રિય થવાને યોગ્ય છે.

'શ્રી સોમનાથ શતક', 'શ્રી મયૂરપુરી સૌન્દર્યકાવ્ય' અને 'રાજર્ષિ લક્ષધીર', આ ત્રણ પુસ્તિકાઓમાં લેખકની પોતાની માતૃભૂમિ મોરબી પ્રત્યેનો અને મોરબીના વર્તમાન રાજવી પ્રત્યેનો ભક્તિનો અને પ્રશસ્તિનો ભાવ પદ્યમાં ગૂંથવામાં આવ્યો છે. લેખકનું કવન સાદું છે.

'સંગીત પ્રવેશ પોથી' – ભાગ પહેલો — માંના બાલકાવ્યોની રચના સરળ છે. ભાવો પણ સામાન્ય રીતે બાલમાનસને સ્પર્શે એવા સાદા અને સરળ જ પ્રગટ કરવામાં આવ્યા છે. બાળકો સાદું, તેજસ્વી, બલિષ્ઠ, દેશપ્રેમી, અને માનવપ્રેમી જીવન જીવવા પ્રેરાય એવો મુખ્ય ઉદ્દેશ લેખકે રાખ્યો છે. અલબત્ત, આમાંના 'કેવી મજા !' અને 'બાલ ગુલાબ' જેવા કોઈ કોઈ ગીતો અન્તમાં બાલગીત મટી જાય છે. 'હીંચકે હીંચે રે' કે 'જીવતા શીખો' જેવી કૃતિઓ બાળકો માટે ગાનાર વ્યક્તિનાં ગીતો છે. 'હૈયાની હોડલી' કે 'પ્રભુ વરસાદ વરસાવો' કે 'વહુ તુજને ઈશ્વર' જેવાં ગીતો બાળકો માટે ઘણાં વધારે અઘરાં થઈ પડે તેવાં છે. ઉપરાંત, બાળકો માટેનાં ગીતોમાં પદ્યછંદની જે સાંગોપાંગ સરળતા સાચવવી જોઈએ તે આમાં ઘણે સ્થળે સચવાઈ નથી. વધારામાં, આ સંગ્રહ બાળકોને માટે નહિ, પણ તેમનાં માબાપોને માટે હોય તેમ સ્થળે સ્થળે એમાં માબાપોને ઉદ્દેશીને સાહેબગીનો આપવામાં આવી છે. મુદ્રણ પણ બાળકો આકર્ષાય તેવું નથી.

શ્રી દેવકૃષ્ણ જોશીના 'કટાક્ષ કાવ્યો'નો સંગ્રહ રોચક સામગ્રીથી ભરેલો છે. લેખકમાં હાસ્યની સ્વાભાવિક દૃષ્ટિ છે, ચાતુર્ય છે, છન્દો અને વૃત્તોની સારી ફાવટ છે. શબ્દો પર અને લઢણવાળી, તળપદા શબ્દપ્રયોગો પર એમને પ્રભુત્વ છે. એમની સ્વચ્છ અને માર્મિક કવિત્વરીતિ કલ્પનાશાળાના સંસ્કાર જાગ્રત કરે છે, અને એમની કેટલીક કૃતિઓ (૨૩,૨૬,૪૬,૫૪ ૫૫,૫૭,૬૨,૭૦) સ્વ. મણિકાન્તનું સ્મરણ કરાવે છે. પણ તેમની દૃષ્ટિ છેક અર્વાચીન પ્રશ્નો સુધી પહોંચી છે. 'પૂનમ' જેવા કાવ્યમાં અન્યોક્તિના ચાતુર્યથી, તો 'ઓ નગ આવ્યો રે' અને 'જસોદાનો માવજી' જેવા કાવ્યોમાં સ્નેહથી, માર્જનીને' જેવા કાવ્યમાં હળવા વિનોદથી, તો 'કવિઓના ફુગામાં કનૈયો', 'હું બાવો ને મંગળ',

'રાધાની ઓઢણી પલાળિયુજી રે' જેવા કાવ્યોમા શુદ્ધ કટાક્ષથી લેખક આપણને હસાવતા જાય છે. 'જગનજનની ઉવાચ' અને 'પગલા પનોતાં મારી બેનડી' જેવાં કાવ્યોમા માર્મિક કટાક્ષદ્વારા લેખક વસ્તુના ગર્ભમાં છલકી રહેતી કરુણાને ઉપસાવે છે, તો 'આપખુદીના અમર પટ્ટા' અને 'શેઠિયા' જેવાં કાવ્યોમા કટાક્ષદ્વારા ધિક્કારનો ભાવ પ્રેરે છે. આ સગ્રહમા, અલબત્ત, બધાં જ કાવ્યો કટાક્ષના નથી. 'હોડી મારી કાંઠે જાશે', 'માનવીના ઢગ', 'યમ શિબિકાને', 'સોણુના મોહામણાં', 'દેવ તારે કાજે' વગેરે સુન્દર કાવ્યો લેખક જેને અપવાદરૂપ ગણે છે તે વગના છે અપવાદરૂપ ન ગણાય તેવા પ્રકારના કાવ્યોમા પણ કેટલાકમા (૫,૩૩,૩૪,૪૯,૫૩) કટાક્ષનો સાચો મર્મ જ પકડાયો નથી, કોઇમા (૧) છેલ્લી પક્તિને લીધે આખો કટાક્ષ કથળી જાય છે, તો કોઈમા (૨૫) માત્ર છેલ્લી પક્તિમા જ કટાક્ષ આણવાનો નિષ્ફળ પ્રયત્ન કરવામા આવ્યો છે. કોઇ સ્થળે (૨) સહાનુભૂતિને પાત્ર વસ્તુઓ લેખકના કટાક્ષનો ભોગ બની ગઈ છે; તો કોઈક સ્થળે માનવીની સ્વભાવગત નિર્બળતા, વિચિત્રતા, ધૂન, ઢોગ કે વિસંગતિ કટાક્ષનું પાત્ર ન બનતા વ્યક્તિ પોતે જ (૪, પક્તિ ૧૭; ૬૨, પક્તિ ૧૯–૨૦) કટાક્ષનું લક્ષ્ય બની છે. કેટલીકવાર હળવો વિનોદ (૭) તો કેટલીકવાર ખુલ્લી હાસી (૧૪,૨૨,૫૧,૫૨) પણ આમાના કાવ્યોનું લક્ષણ બની જાય છે આમ, આ સગ્રહના અગભીર કાવ્યોમા કટાક્ષ ઉપરાત નર્મ, મર્મ, ઉપહાસ આદિનો પણ ઉપયોગ કરવામા આવ્યો છે એ બધા શસ્ત્રો ક્યાક લક્ષ્યવેધી બન્યા છે, ક્યાક લક્ષ્યવેધ કરતા કરતા અટકી ગયા છે, તો ક્યાક લક્ષ્યથી અવળી જ દિશામા ચાલ્યા ગયા છે ઉપરાત, મુખનાસ'મા લેખક જરા અન્યથા માનતા હોવા છતા કટાક્ષની સાચી સિદ્ધિ વસે છે માનવીના સ્વભાવની અન્તર્ગત નિર્બળતા કે વિસગતિ શોધી કાઢીને તેને કટાક્ષને પાત્ર બનાવવામા અથવા તો સમકાલીન પ્રથા કે માન્યતાના ગર્ભમા રહેના દભને કટાક્ષ દ્વારા ખુલ્લો પાડવામા. માનવસ્વભાવની વિસગતિ પર કટાક્ષ હોય તો તેની અસર ચિરંજીવ હોય છે, સમકાલીન પ્રથા કે માન્યતા પર કટાક્ષ હોય તો તેની અસર એ પ્રથા કે માન્યતા જ્યાસુધી પ્રચલિત હોય ત્યાસુધી ટકે છે. કોઈ પણ પ્રકારના શુદ્ધ કટાક્ષમા, અવગત્ત માનવતા માટેની સહાનુભૂતિ અને અનુકપા તો જોઇએ જ આ સગ્રહમા માનવસ્વભાવની વિસંગતિ પર કટાક્ષ કરવામા આવ્યો હોય એવા કાવ્યો પ્રમાણમા ઓછા છે, અને ઇ સ ૧૯૨૪–૨૬મા મહત્ત્વના લાગતા સમકાલીન પ્રશ્નો અત્યારે ગૌણ બની ગયા હોય તે સ્વાભાવિક

છે. તેમ છતાં આ સંગ્રહ આપણે ત્યાં બે દાયકા સુધી ગૂઢાગૂઢ રીતે વહી રહેલી હાસ્યવૃત્તિનું પ્રામાણિક દર્શન કરાવે છે એમાં શક નથી.

'વૈશંપાયનની વાણી' એ આ વર્ગમાં બહાર પડેલો કટાક્ષકાવ્યોનો બીજો સંગ્રહ છે. એના લેખક પોતાની આ રચનાઓ વિષે કશી ભ્રમણામાં નથી રહ્યા. નિર્લજ્જ નિખાલસતાથી એ કહી દે છે કે, "શુદ્ધ કવિતાના માર્ગ આદર્શ પ્રમાણે આ કવિતા નથી, અને ગદ્ય તો નથી જ. આ છે પદ્યબદ્ધ, નર્મયુક્ત, પત્રકારત્વ." એનાં 'મારું નામ નવાનગરનો જામ છે', 'ફિલિપ્પિયનોની જાન', 'ભમરાળી મા', 'આજ માતા ધોળકા ગામે રમે', 'પોરો રે આવ્યો છે પાકીસ્તાનનો', 'જય ધોળકા માતા', 'પાકિસ્તાન ગરબ', 'ત્રીજી ઓથે એમેરી રે', 'રહી જાઓ ઓલ્ડ્રી સાલ': આટલાં કાવ્યોમાં શુદ્ધ કટાક્ષકાવ્યના લક્ષણો છે. 'નીલમણિ કયાં? કાચ કયા?' એ કાવ્ય અન્ત ભાગમાં બારોટની ઉક્તિને લીધે શુદ્ધ કટાક્ષ કાવ્ય બનતાં રહી ગયુ છે; અને 'નાતો મેધી, તોડવો નહોતો', 'વાઇસરોય બિચ્ચનકો જાના', 'જાગી તો ગયુ', 'ચર્ચિલ ન્હેલેરો જામ', અને 'મુક્તિની વાતું મેલી દેને મોહન': આ કાવ્યોમાં પ્રસંગોપાત્ત કટાક્ષની વીજળી વેગતી હોવા છતાં એ પ્રતિકાવ્યોની કક્ષાથી બહાર આવી શક્યા નથી. આ સગ્રહમા સમકાલીન રાજકીય પરિસ્થિતિમા રહેલી વિસંગતિને લેખકે, એક કટાક્ષના જ વિદ્યુત્ચમકારથી બની શકે તે રીતે, ખુલ્લી પાડી છે. લોકપરિચિત ઢાળોમા, પત્રકારને કે શીઘ્રકવિને સહજ એવી આસાનીથી પ્રાસાનુપ્રાસ મેળવી દઈને લેખકે આ સગ્રહમા પોતાની ચાતુરીને રેલાવી છે. એ ચાતુરી ક્યાંક સાદ્યન્ત અવળવાણીનું રૂપ ધરે છે તો ક્યાંક વ્યક્તિના સ્વભાવમા છુપાયેલી નિર્બળતા, ગુમાન, પતંગાઈ, કે સ્વાર્થાન્ધતાને પકડી પાડે છે ને તેને કટાક્ષનું પાત્ર બનાવે છે. ઉક્તિની સ્વાભાવિકતા, બુદ્ધિની કુશાગ્રતા, દૃષ્ટિની વેધકતા, અને વાણીની પ્રાસાદિકતા અને પ્રત્યુત્પન્નમતિત્વ (*resourcefulness*): આ બધાં લક્ષણોને લીધે આ સંગ્રહના કાવ્યો છૂટાછવાયા પ્રકટ થતા હતાં ત્યારથી જ લોકપ્રિય બની ગયા હતા; અને એ જ એનું સાર્થક્ય છે.

'મહેરામણ' અને 'અન્યોક્તિવિલાસ'આ વર્ગની ભાષાન્તરકૃતિઓ છે. 'મહેરામણ'માં 'અમે છીએ સાત', 'જતિ', 'સૂનુ ગામડુ' અને 'નિવાપાંજલિ' એ ચાર કાવ્યસરિતાઓનો સંગમ કરવામાં આવ્યો છે. એ ચાર કૃતિઓ અનુક્રમે "We are seven," "Hermit", 'The Deserted Village" અને An Elegy written in a Country Church-yard"નાં ભાષાન્તરો છે. તેમા પહેલીનું ભાષાન્તર શ્રીમતી કુસુમ પારેખે

કર્યું છે, બાકીના ભાષાન્તરો ડૉ એમ ઓ સુરૈયાએ કર્યાં છે ત્યારે કાવ્યોનું ભાષાન્તર સાદા અને પ્રવાહી સવૈયામા કરવામા આવ્યુ છે ભાષાન્તરની શૈલી સરળ અને પ્રાસાદિક છે પ્રાસો સ્વાભાવિક રીતે જ સધાતા આવે છે, અને મૂળનુ પ્રતિબિંબ સુરેખ અને સ્વચ્છ રીતે ઝિલાયુ છે આ કાવ્ોમા મૂળના વિદેશી વાતાવરણને સ્થાને ગુજરાતનું તળપદુ વાતાવરણ ગોઠવવામા આ યુ છે તેને લીધે કાવ્ોમા એક પ્રકારની સ્વાભાવિકતા આવી છે અનતત ભાષાન્તરકાર મૂળનાં નામોમા અને વાતાવરણમા ફેરફાર કરી શકે કે કેમ એ પ્રશ્ન છે

'અન્યોક્તિવિલાસ' પ્રકટ થયુ છે ૧૯૩૮માં, પણ પ્રાસગિકતાના લક્ષણોથી મુક્ત હોવાને લીધે તેનું વાચન આજે પણ આનન્દદાયક બને છે આમાની અન્યોક્તિઓ મૂળ સસ્કૃત સુભાષિતો પરથી થયેના હિન્દી ભાષાન્તરનો ગુજરાતી અનુવાદ છે અનુવાદમા પરાયાપણાની ગધ રહેવા પામી નથી આ કૃતિઓ અન્તર્યમક, પ્રાસાનુપ્રાસ અને રચનાસૌષ્ઠવને લીધે રમણીય બની છે અને સ્વતત્ર કાવ્ય તરીકે વાચી શકાય છે એ એની સિદ્ધિ છે

'નવી ગરમાળવી', ગુગવન્દના' અને 'ભણકાર' આ ત્રણ કાવ્ય ગ્રન્થો આ વરસે પુનર્મુદ્રિત થયા છે ગુજરાતમા કાવ્યગ્રન્થોનાં પુનર્મુદ્રણ થાય એ ખરેખર આનન્દનો પ્રસંગ ગણાય એ પુનર્મુદ્રણો જેમ એક પક્ષે એ ગ્રન્થોની ગુણવત્તાને તેમ બીજે પક્ષે ગુજરાતની ગુણજ્ઞતાને ગૌરવરૂપ છે

પ્રો ઠાકોરનુ 'ભણકાર' કેવળ પુનર્મુદ્રણ જ નથી એમા પ્રો ઠાકોરની જૂની, લઘુ અને મધ્યમ કદની કૃતિઓ ફેરફાર, સુધારાવધારા, કાપકૂપ વગેરેથી મહાગાઈને નવાવતાર પામી છે, તેમ કેટલીક કૃતિઓ આ સગ્રહમા તદ્દન પહેલી જ વાર ગ્રન્થસ્થ થઈ છે એ રીતે જોતા 'ભણકાર'ની આ આવૃત્તિ માત્ર પુનર્મુદ્રણ જ નથી રહેતી પણ નવીનકલ્પ પ્રકાશન બની જાય છે

ભણકાર મા આપણને અર્થઘન અને બલિષ્ઠ, વિચારપ્રધાન કવિતાના જુદા જુદા પ્રવાહો અને પ્રયોગોનો પરિચય થાય છે અતિ અર્વાચીન કવિતાની વિરુદ્ધ સમજ્યે કે વગર સમજ્યે સત્યસશોધનની સાત્ત્વિક વૃત્તિથી કે તામસી દૂષણબુદ્ધિથી જેટજેટલુ કહેવાયુ છે ને કહેવાય છે તે બધુ જાણી સમજી લીધા પછી પણ એક હકીકતની ઉપેક્ષા આપણાથી કરી શકાય તેમ નથી એ હકીકત આ છે કે અર્વાચીન કવિતામા દેખાતી સાહસિક પ્રયોગશીલતા કવિતાના અન્તરગી સ્વરૂપને યથાતથ અને કલાપૂર્ણ

રીતે આપણી વાણીમાં ઉતારવાના આપણા નવકવિઓના પ્રયત્નો અને મૂર્તને કે અમૂર્તને અમૂર્ત રીતે નહિ, પણ મૂર્ત અને સ્પર્શક્ષમ રીતે અભિવ્યક્ત કરવાની આપણી દૃષ્ટિ, કેવળ લાગણી કે કેવળ વિચાર નહિ, પણ લાગણીમિશ્ર વિચાર આ બધા માત્ર પ્રાસંગિક કે કેવળ આગન્તુક તત્ત્વો નથી, પણ નૈસર્ગિક ઉત્ક્રાન્તિના ક્રમમાં આપણા સર્જાતા સાહિત્યમાં પ્રવેશ પામ્યા છે એ તત્ત્વોમાંના ભયસ્થાનો પ્રત્યે આપણા અધિકારી વિવેચકો આપણું ધ્યાન ખેંચે એ સ્તુત્ય છે, પણ એ તત્ત્વો તદ્દન ટાળી નાખવાનો પ્રયત્ન કરવામાં આવે તો મિથ્યા જ નીવડવાનો એમાં શંકા નથી યૌવનના ભયસ્થાનો પ્રત્યે ધ્યાન દોરી શકાય, એની ભરતીને ખાળી શકાય નહિ

કવિતાનું અત્યારનું સ્વરૂપ જેમ નૈસર્ગિક ઉત્ક્રાન્તિના ક્રમમાં જન્મ્યું છે એ હકીકત છે, તેમ એ સ્વરૂપનાં અંગોપાંગોના પ્રથમ ઘડતર પ્રો ઠાકોરની પ્રયોગશાળામાં થયાં છે એ પણ હકીકત છે અર્વાચીન કવિતાની બધી વિશિષ્ટતાઓ — સંગીત કે ગેયત્વથી સ્વતંત્ર એવું પાઠ્યત્વ કે ગુંજનક્ષમતા, અર્થાનુસારી લયસાધના, ઊર્મિને ઊર્મિલતામાં સરી પડતી અટકાવનાર બુદ્ધિસંયમ, સ્પર્શક્ષમ કલ્પનામૂર્તિઓ, આ બધી વિશિષ્ટતાઓ — બીજ રૂપે પ્રો ઠાકોરની રચનાઓમાં આપણને જોવા મળે છે

આમાંની પ્રત્યેક રચના કવિતાકલાના સર્વોત્તમ નિદર્શન જેવી નથી ન હોય એ સ્વાભાવિક છે. કોઈમાં માત્ર પદ્યદેહના સ્વરૂપને સિદ્ધ કરવા માટે પ્રયોગો થયા છે, તો કોઈમાં કાવ્યના આત્માને અભિવ્યક્ત કરવા માટે અવનવા પ્રયોગો થઈ ગયા છે પણ બધી જ રચનાઓમાં અનન્ત અને અનુગસૂત્ર રૂપે કોઈ પણ લક્ષણ વહી રહ્યું હોય તો તે કવિનું અહમુક્ત (open), પ્રયોગશીલ, તાઝગીભર્યું યુવાન માનસ કવિ અત્યારે ત્રીજી પેઢીના સમસામયિક બને છે પણ એમની 'નવતર વિકાસનાસક્તિ' મોળી પડી નથી અને એ વિકાસનાસક્તિના અર્ધી સદી સુધી એમણે કરેલા પ્રયોગો આ એક જ પુસ્તકમાં સંગ્રહાય છે

પ્રયોગશીલતા જેમને પચતી ન હોય માત્ર કવિતા જ જેમને ઇષ્ટ હોય તેમને પણ 'ભણકાર'ની અનેક કૃતિઓમાંથી સૂક્ષ્મતમ સતૃપ્તિ અને આનન્દ મળી શકે તેમ છે 'ભણકાર' અને 'રેવા' 'પ્રેમની ઉષા' અને 'વૃદ્ધામણી', 'જૂનું પિયરઘર', 'સતી અને 'વર્ષાની એક સુન્દર સાંઝ' જેવાં કાવ્યો પોતાની મંજુલ લયમાધુરીથી, કલ્પનાની રમણીય લીલાથી, દૃષ્ટિ પાસે જીવંત બનીને તરી રહેતી ચિત્રમાળાથી અને હૃદયના ભાવને સ્પર્શી

જવાની શક્તિથી ગુજરાતી કાવ્યસાહિત્યનાં મોંઘામૂલાં રત્નો જેવાં બન્યાં છે. વિચારપ્રધાન અર્થાનુસારી લયવાળાં કાવ્યોથી ન ટેવાયેલા વાચકોને પ્રો. ઠાકોરની કવિતા પ્રથમ દૃષ્ટિએ કદાચ દુર્બોધ લાગે. પણ એક વખત એને અભિમુખ થયા પછી— અને એ રીતે તો કોઈ પણ જાતની કવિતાના રસાસ્વાદ માટે વાચકે અભિમુખ બનવું જ પડે; વિમુખ વાચકને ય વશ કરી લે તેવી કવિતા હશે ખરી? પ્રભુ જાણે! પ્રો. ઠાકોરની કવિતાને પણ એક વખત આપણે અભિમુખ બનવુ જ રહ્યું. એને અભિમુખ થયા પછી- એનાં ઘણાં કાવ્યોમાં વાચને વાચને અને મનને મનને નવનવાં સૌંદર્યોનું દર્શન થાય છે. અલબત્ત, એમણે આપેલા બધા જ નવા પાઠોને ભવિષ્યનો અભ્યાસી કદાચ ન યે સ્વીકારે.

આ વયોવૃદ્ધ પ્રયોગવીરની ૧૮૮૮ થી ૧૯૪૨ સુધીની લઘુ અને મધ્યમ કદની પદ્યકૃતિઓનો આ સંગ્રહ ગુજરાતી કવિતાના ઇતિહાસમાં મહત્ત્વનું સીમાચિહ્ન બની રહે છે

## નાટક

**સ્વતંત્ર ૫ :** **ભાષાન્તર ૩:**

'**સરી જતું સૂરત**'—'અમે બધા' પરથી શ્રી ધનસુખલાલ મહેતાએ રચેલુ આ સાદરસી નાટક ઈ. સ. ૧૮૯૫ થી ઈ. સ. ૧૯૨૦ ના ગાળામાં સુરતના સરી જતા ગૃહ, કુટુમ્બ, અને જ્ઞાતિજીવનની કેટલીક લાક્ષણિક તસ્વીરોને ઝડપી લે છે. વૃદ્ધોની જે પેઢી આજે સ્મરણાવશેષ બનતી જાય છે તેની ભૂત ગૌરવના સ્મરણમા રાચતી અને ગુમાનભરી કલ્પનાથી તે ગૌરવમાં નિતનવા રંગોના આકર્ષણ ઉમેરતી, વાર્દ્ધક્યને જ પોતાનો સર્વશ્રેષ્ઠ પ્રભુદત્ત અધિકાર સમજતી અને એ અધિકારના ભાનને એક પળ પણ સરી જવા ન દેતી, પટુ છતા ય ભોળી, સંકુલ છતા સરળ જીવનપ્રવાહવાળી, અહના ઉગ્ર ભાનવાળી, અને એ અહનો નવી પેઢી આપચારિક રીતે પણ સ્વીકાર કરે તે માટે સુખ-નેય (Pliable) બની જનારી, અન્તર્ગૂઢ વહેતી માનવતાના સભર પ્રવાહવાળી વિશિષ્ટતાઓ અને મર્યાદાઓને લેખકે આ નાટકમા સુરેખ રીતે ઉતારી છે. એમા અસાધારણ માનવીઓએ જીવનના અસાધારણ પ્રસંગોએ અનુભવેલાં મન્થનો અને કરેલા કાર્યો નથી, પણ સામાન્ય માનવીઓના જીવનના અસામાન્ય પ્રસંગોમાંના થોડાકનુ રોચક આલેખન કરવામા આવ્યુ છે.

'ત્યારે વળી ? શોક, શોક તે કોનો અને ક્યાંસુધી? પાસઠ વરસે માણસ મરે નહિ ત્યારે શું જુવાનજોધ ફાટી પડે ? અને જુનાં જાય તોયે

રમતોમા વળી ગોફ કેવા ? અમારે રમતો હતી, ગમતો હતી, આનન્દ હતા તો આજે સિત્તેર વરસે ટટાર ઊભા રહીએ છીએ રમત, ગમત અને આનન્દ છોડાવીને બધાને આવલા બનાવી દેવા છે બાવલા ! અલ્યા વિપિન ! પતગ ચગાવતા આવડે છે કે ?' કહીને વિપિનને ખાતર અને 'દીકરી, મારે ય હવે કેટલાં કાઢવા છે ? આ વખતે ચગાવી લઈએ,' કહીને જીવનના આનન્દની રહીસહી પળો માણી લેવા ખાતર સેનાપતિની ઝીણવટથી વ્યૂહરચના કરનાર અને 'લેતો જા દીકરા ! આવજો પેચ લડાવવા ! કા-અ-ટે-એ-કે-એ-એ ! ની વિજયગર્જનાથી ગાજી ઊઠનાર દલસુખરામ અને બટકબોલી નિર્મળા, ગફ અને ઉદારભાવી મગળા અને 'જ્યા ત્યા સગાં જ થાપતી' ફરતી ડાહી કાકી, લેવલી અને દબી વડીલશાહીનો અમહિષ્ણુ અને આખાબોલો, છતા માતમા દયમા એ જ વડીલશાહી મનોદશા તરફ ઢળતો ઝનુભાઈ આટલા પાત્રોનું વ્યક્તિત્વ સજીવ અને સુરેખ રીતે આલેખાયુ છે બાકીના પાત્રો, માનવભાવવાળા હોવા છતા, વત્તે કે ઓછે અશે સમૂહપ્રતીકો (Types) જ રહે છે, વ્યક્તિ બની શકતા નથી

શ્રી ઉમેશ કવિનું 'ઘરકુકડી' આપણા ગણતર નાટયસાહિત્યમા સ્થાન પામે તેવુ એકરચનાકી નાટક છે લેખકમા સ્વાભાવિક તટસ્થતા છે, અને નિર્મળ હાસ્યદૃષ્ટિ છે એક જ સ્થળ પર અને એક જ દશ્યમા આખુ નાટક સરળતાથી અને અકૃત્રિમતાથી ભજવાઈ જાય તે રીતે વસ્તુસકલના કરવાનું કૌશલ બતાવીને લેખકે આ નાટકમા લગ્નના પ્રશ્નની ચર્ચા કરી છે. નાટકમા લેખકે ચાર યુગલો આપ્યા છે આ ચારમા જાનના સૂચિત વરકન્યા અને મગનલાલ મુનીમ અને તેમની પત્ની ગૌરી પ્રાચીન લગ્નભાવનાને રજૂ કરે છે, તો મોહિણી અને સ્વપ્ન અને દુર્ગા અને શીલભદ્રના યુગલો અર્વાચીન લગ્નસમસ્યાને રજૂ કરે છે પ્રાચીનોને તો અજ્ઞાનને લીધે કે મગજ માનસને લીધે કોઈ મહત્ત્વની સમસ્યા નડતી નથી અને અર્વાચીનોમા સોહિણી અને સ્વપ્નની સમસ્યા પ્રમાણમાં સાદી—આન્તરજ્ઞાતીય લગ્નની—છે સોહિણીની અપર માતા ગૌરીને આ લગ્ન સામે લેશ પણ વિરોધ નથી મગનલાલને જરા વિરોધ છે એ ખરુ, પણ એમના સ્વભાવની સરળતા અને હૃદયની સ્વાભાવિક વિશાળતા એ વિરોધને શમાવી દે છે, અને આન્તરજ્ઞાતીય લગ્નની સમસ્યાનો ઉકેલ થઈ જાય છે પણ દુર્ગા અને શીલભદ્રની સમસ્યા એટલી સાદી નથી લગ્ન પછી અમુક કાળે પત્નીને પોતાની આર્થિક પરાધીનતાને લીધે જન્મતું દાસત્વનું ભાન અને પતિના હૃદયમા જાગતું માલિકીહક્કનું ભાન તેને પરિણામે

પતિપત્નીના જીવનમાં જાગતો વિસંવાદ અને પરસ્પર અભાવો આને દૂર કઈ રીતે કરી શકાય? હિન્દુ કાયદો સામાન્ય રીતે લગ્નવિચ્છેદને તો સ્વીકારતો નથી તો આવાં દંપતીનું જીવન ભારરૂપ ન બને એ માટે કરવું શું?—લેખક આ સમસ્યા રજૂ કરે છે, અને એનો ઉકેલ માન 'ખમી ખાવ, ગળી જાવ, ચલાવી લો માફ કરો જતું કરો સહી લો, બસ મસાણ જોરરોગથી ચાલ્યો જશે,' (પૃ ૧૦૯) આટલો જ આપે છે પણ એ ઉકેલ સાચો કે નિર્વિવાદ નથી લાગતો 'હિતકારી બોધ અને નીરોગી રંજન સાંપડે' એને લેખક નાટ્યકૃતિની સાર્થકતા ગણે છે આ નાટકમાંથી સાંપડતું રંજન બેશક નીરોગી છે આખું નાટક, ભાષા ઘણે સ્થળે કૃત્રિમ અને ક્લિષ્ટ બની ગઈ હોવા છતાં અને ચર્ચામાં પાત્ર અને ક્રિયા ગૌણ બની ગયાં હોવા છતાં, સંવિધાનની કુશળતા બતાવી આપે છે

લગ્નના લગભગ આ જ પ્રશ્નની મીમાંસા શ્રી ધૂમકેતુના 'ઠંડી ક્રૂરતા અને બીજાં નાટકો માંના પમઃગીનો વર'માં પણ કરવામાં આવી છે નવાં કે જૂનાં, કોઈ પણ પ્રકારના લગ્નને કેવળ અર્થિક કે કેવળ સામાજિક દૃષ્ટિથી જોવાથી જ જીવનમાં વૈષમ્ય જન્મે છે એ વૈષમ્યને ટાળવાનો સાચો ઉપાય લગ્નને જીવનવ્યાપી સહાનુભૂતિ કેળવવાનો—ને સહાનુભૂતિ મેળવવાનો પ્રયત્ન' ગણવું તે છે સ્ત્રીને સમજવાની કે પુરુષની ગણનાની ધીરજ એ જ લગ્નને સફળ બનાવી શકે તેવું તત્ત્વ છે લગ્ન એ પ્રશ્ન છે મુખ્યત્વે માનસશાસ્ત્રનો, અર્થશાસ્ત્રનો કે સમાજશાસ્ત્રનો નહિ લગ્નને આમ આધ્યાત્મિક જરૂરિયાત તરીકે સ્વીકારવામાં આવે તો જ જીવન સ્વસ્થ ટકી શકે તેમ છે શ્રી ધૂમકેતુની આ મીમાંસા જેટલી મર્મગ્રાહી છે તેટલી કલાન્વિત રીતે નિરૂપાઈ નથી નાટકના વસ્તુપ્રવાહમાંથી આ રહસ્ય આપમેળે પ્રકટ થતું નથી પણ એ ઉચ્ચરાય છે વિપિનના પાત્ર દ્વારા—જે વિપિન તદ્દન વંઠેલો અને પુસ્તકપંડિત છે અને જેને નવા કે જૂના કોઈ પણ પ્રકારના લગ્નનો અનુભવ નથી કે પછી રાજેન્દ્ર અને લલિતાના વ્યવહારજ્ઞાન પરના કટાક્ષરૂપે વિપિનને મુખેથી આ રહસ્ય પ્રકટ કરાવવાનો લેખકનો ઉદ્દેશ હશે?

બીજાં બે નાટકો— ઠંડી ક્રૂરતા અને શ્રીદેવી — માંનું ઠંડી ક્રૂરતા' મૂળ એ નામની નવલિકાને મળેલો પ્રમાણમાં લાંબો એવો નાટિકાદેહ છે એમાં બાહ્ય વિવેકવિનયના પડ નીચે ઢંકાયેલી આ યુગની ધનલોલુપતા અને તજ્જન્ય લાગણીહીનતાનું આલેખન કરવામાં આવ્યું છે શ્રીદેવી માં વનરાજને એની માતા રૂપસુન્દરી એના વારસાનું—માત્ર જય જ નહિ, પણ વીરત્વના

વાગ્સાનું—દર્શન કરાવે છે બન્ને નાટકોમા સ્ત્રીહૃદયની મહત્તા—માતૃત્વની કવિતા—સુન્દર રીતે આલિખિત થઈ છે 'ખડી ક્રૂરતા'મા ચામડી રજનીના વાત્સલ્યના વહેણથી આખી નાટિકાના ક્ષુદ્ર, માનવતાહીન, દંભી અને બીકુ વાતાવરણની મલિનતા ધોવાય છે અને રજનીનું મૃત્યુ પણ જીવનના જયનું દર્શન કરાવી જાય છે રૂપસુન્દરીનું નારીહૃદય જયશિખરીનો શરીરવારસો જ નહિ, પણ ગુણસમુદાય પણ બાળ વનરાજના જીવનમા સંક્રાન્ત કરે છે અને આ રીતે 'જ્યાસુધી દેશમા કોઈ ને કોઈ નારી—પોતાનો અણમોલ વારસો કોઈ ને કોઈ માનવને સોંપતી રહેશે, ત્યાસુધી દેશ મરે નહિ' આ પોતાના જ શબ્દોને ચરિતાર્થ કરે છે શ્રીદેવીના સ્વાર્પણભાવમા પણ છલકી તો રહી છે એ જ નારીત્વની કવિતા આમ, આ નાટકોમા નારીત્વની સુરેખ રીતે પ્રતિષ્ઠા કરવામા આવી છે

શ્રી દુર્ગેશ શુકલના 'પૃથ્વીનાં આંસુ'મા દસ નાટિકાઓને સંગ્રહવામા આવી છે. એમા 'પૃથ્વીના આંસુ', 'સુવર્ણઘટનો રક્ષક', 'સ્વીકાર', અને 'અશબ્દ ગાન', આ ચાર નાટિકાઓમા રંગપ્રધાન તરંગલીલા લસી રહે છે. 'જીવતા મૂવેલા', 'પડના પતીશ', 'ઘરડી જુવાની' અને અમુક અંશે 'મેવલી રાતે' જીવનની નીચલી કક્ષાના પાત્રોના હૃદયમા રહેલી માનવતાનું આલેખન કરવા મથે છે 'શુતાને રમતી તી'મા મધ્યમવર્ગના જીવનની કરુણતાને ઝીલવાનો પ્રયાસ થયો છે, અને 'દૈયે ભાર'મા પ્રાચીન વાતાવરણમાં અર્વાચીન સમસ્યાનું આલેખન થયુ છે.

લેખકે જીવનનું નિરીક્ષણ કર્યું છે, નીચલા થરની જીવનકરુણાના પ્રવાહમા વહી રહેલી ભવ્યતા અને સહિષ્ણુતાની ગુપ્તગંગાને એ જોઈ શક્યા છે, સુરેખ વર્ણનો કરવાની કલા એમને ઠીક ઠીક સિદ્ધ થઈ છે, અને ભાવાનુકૂળ વાણી દ્વારા એ પોતાના સંવાદોમા સજીવતા આણી શકે છે તેમ છતા, આ નાટિકાઓ પ્રારંભક દશાની કચાશથી મુક્ત રહી શકી નથી એમની રંગપ્રધાન તરંગલીલાવાળી કૃતિઓમા કલ્પનાનું સૌષ્ઠવ કે કવિતાનું ધ્વનિસૌન્દર્ય જોઈતા પ્રકટ નથી થતા તેટલું તરંગપ્રધાન રૂપકાન્તર જ પ્રકટ થાય છે અને એ રૂપકતત્ત્વનું રહસ્ય પણ સવિશેષ મનોહર અપૂર્વ કે ચમત્કારક ન હોવાથી, આપણા હૃદય પર સામાન્યતાની છાપ જ મૂકી જાય છે નીચલા થરની નાટિકાઓ સંવાદકલાને લીધે સજીવ બને છે એ ખરુ, પણ એકાકી નાટકોના વાચન પછી સંપૂર્ણતાની જે છાપ પડવી જોઈએ તે, સંઘર્ષનિર્માણના અભાવને લીધે, આ નાટિકાઓમા પડતી નથી 'મેઘલી રાતે' આનું ઉદાહરણ છે તેમાં

લેખક પોતાની લાક્ષણિક રીતે એક તરફ સૌવીર પર અને બીજી તરફ ડોશી, સોનાં અને ચમનની આત્મલુબ્ધ અને અજ્ઞાનજડ સૃષ્ટિ પર કટાક્ષો કરે છે. પણ આમ બન્ને પક્ષો પર કટાક્ષો થવાથી, બન્નેની વિસંગતિ પ્રકટ થવાને બદલે કટાક્ષો પોતે જ પોતાની અસર ગુમાવી બેસે છે. નાટકની દલીલો અને નાટકનું વસ્તુ પરસ્પરવિરોધી બની જતાં હોવાથી, નાટક અરાજકતાનો ભોગ બને છે અને કોઈ પણ જાતની સ્થાયી અસર જમાવવામા નિષ્ફળ નીવડે છે

'હૈયે ભાર' એ આ સગ્રહનું સારામા સારુ નાટક છે એમા રહસ્યમય અને નાટ્યક્ષમ વસ્તુ છે. એ વસ્તુનુ સુશ્લિષ્ટ આયોજન છે; ક્રિયાનો ઉચિત એવો વેગ છે; પાત્રોનો સવાદી એવો વિકાસ છે; અને સૌથી વધારે તો આખા નાટ્યવસ્તુને સપૂર્ણ રીતે આત્મસાત્ કરી લેતી દૃષ્ટિ છે. અલબત્ત, એમા અમાત્ય એકદમ સરળતાથી રાજાજીને નમી પડે અને રાજાજી પણ એકદમ સરળતાથી ગાદીત્યાગ કરવાનો નિર્ણય કરી લે એ બે વસ્તુઓ બરાબર યોગ્ય લાગતી નથી. તેમ છતાં, આખા નાટકને એકદર સફળ કહી શકાય

આમ, આ નાટિકાઓમાં શબ્દોનું સૌન્દર્ય છે, વાતાવરણ જમાવી શકે તેવી પદાવલિઓ છે, નાટિકાદેહને અનુરૂપ રગદર્શી કે વાસ્તવદર્શી વસ્તુ છે, ક્યારેક ન્હાનાલાલના કવિત્વમય રણકાનું કે બર્નાર્ડ શોના નફટ અને નિર્દમ્ભ છણકાનું અનુરણન પણ સભળાય છે, હૃદયની માનવતાની ઊર્મિને પારખી શકે એવી ઝીણવટભરી દૃષ્ટિ છે બધું છે પણ આ બધાને એકત્ર કરીને એક જ સૌષ્ઠવપૂર્ણ કલાદેહમા મૂર્ત કરી શકે, વાચકના હૃદયમા સમસંવેદન જગાડીને તેને રસતરબોળ બનાવી જાય એવો સર્જનકીમિયો ખૂટે છે. પરિણામે આ સંગ્રહના વાચન પછી છાપ પડે છે સજીવ ને સુરેખ નાટિકાપુદ્ગલની નહિ, પણ તેજસ્વી સવાદોની દુર્ગ્રથિત માળાની

શ્રી પુરુષોત્તમદાસ છ શાહનું 'કૃષ્ણ કનૈયો' ત્રિઅંકી દૃશ્ય નાટક છે. નાટકમા બાળલીલા, દાણલીલા, રાસલીલા, ચીરહરણ આદિ પ્રસંગોનું આલેખન કરવામાં આવ્યુ નથી અને સ્ત્રીપાત્ર એક દેવકીનું જ રાખવામા આવ્યુ છે નાટકની પ્રસ્તાવના શ્રી. જેઠાલાલ ગો શાહે લખી છે

'લગ્નની બેડી', 'હેમ્લેટ' અને 'રમા' આ ત્રણ ભાષાન્તરકૃતિઓમાંનું 'લગ્નની બેડી' મરાઠી નાટ્યલેખક શ્રી. અત્રેની 'લગ્નાચી બેડી'નું ભાષાન્તર છે. આ પ્રહસનનું વસ્તુ કુશળ રીતે ગોઠવવામાં આવ્યું છે.

નાટકનાં ચાર સ્ત્રીપાત્રો — રશ્મિ, અરુણા, યામિની અને ગાર્ગી—ની પુરુષ પ્રત્યેની એકનિષ્ઠા અને પુરુષપાત્રો — તિમિર, કાંચન, ગોકર્ણ, પરાગ અને અવધૂત—ની નિર્બળતા અને સ્ત્રીલોલુપતા ઉત્તરોત્તર ક્રમમાં વધતી જાય છે. આમ, આ નાટકનાં સ્ત્રીપાત્રો ઓછે કે વત્તે અંશે એકનિષ્ઠાવાળાં અને પુરુષપાત્રો અભિનવમધુલોલુપ, અથવા, બીજી રીતે કહીએ તો, સ્ત્રીપાત્રો શ્રદ્ધામય અને દૃઢ નિશ્ચયબળવાળાં અને પુરુષપાત્રો ચંચળ અને અસ્થિર મનોવૃત્તિવાળાં છે. Frailty ! Thy name is Man !! પરિણામે, સ્વાતંત્ર્યનો નિષેધ જો કોઈને માટે કરવાની જરૂર હોય તો પુરુષો માટે છે, સ્ત્રીઓ માટે નહિ. न मा स्वातन्त्र्यमर्हति !! અને એ નિષેધ કરવાનો એકમાત્ર વ્યવહારુ ઉપાય પુરુષોને લગ્નની બેડી પહેરાવી દેવી એ છે. એ બેડી ખટકે નહિ તે માટે 'એની ચારે તરફ પ્રેમની પુષ્પમાળાનું મોહક વેષ્ટન સદોદિત ચડાવવું જ જોઈએ' એ ખરું; પણ એ બેડી તો અનિવાર્ય છે જ. રશ્મિનું લગ્નવિધિહીન મુક્ત જીવન, અરુણાનું 'મૈત્રીલગ્ન', યામિનીનું સ્નેહલગ્ન અને ગાર્ગીનું દેહલગ્ન આ ચારે પ્રકારના લગ્નજીવનમાં રહેલાં અસંતોષ, ઈર્ષ્યા, ખટક વગેરેનું નિરૂપણ થયા પછી પણ સ્ત્રીના નહિ, તો પુરુષના — અને એમ, પરોક્ષ રીતે પણ સ્ત્રીના જ તો ? — કલ્યાણને માટે પણ એ જ બેડીની આવશ્યકતા સ્વીકારવી પડે છે ! મેલ કરવત, મોચીના મોચી !

નાટકના પ્રસંગો ચોવીસ કલાકની સમયમર્યાદામાં બની જતા હોવાથી 'હનીમૂન હોટેલ'માંના પ્રસંગો જરા વધારે ઉતાવળે અને અપ્રતીતિકર રીતે બની જતા લાગે છે. પણ એકંદર રીતે જોતા આ નાટક આપણને મહારાષ્ટ્રના લાક્ષણિક વિનોદસાહિત્યનો સારો પરિચય કરાવે છે. એનુ ગુજરાતી ભાષાન્તર સુન્દર અને સુવાચ્ય બન્યું છે

શ્રીમતી હંસાબહેન મહેતાએ જગત્સાહિત્યની અમર કૃતિ 'હેમ્લેટ'ને નિર્બન્ધ અનુષ્ટુપમાં ઉતારી છે પ્રો. બળવતરાય ઠાકોરે એના મનનીય પ્રવેશકમાં આ જાતની નિર્બન્ધ રચનાઓની સફળતા માટે બે વસ્તુઓને આવશ્યક ગણી છેઃ લેખકો તરફથી આ જાતની નિર્બન્ધ રચનાઓના પ્રયોગો અવારનવાર થયા કરે તે, અને બીજુ આવા નિર્બન્ધ છન્દોને લઢકાર્યા વિના, 'અર્થપોષક, અર્થદ્યોતક લઢણે' વાચવાની કલા — જરૂરી હોય તો ઉચિત અભિનય સાથે વાચવાની કલા — જેણે સિદ્ધ કરી હોય તેવો મોટો વાચકવર્ગ ઊભો થવો જોઈએ તે સંગીન અથવા ગેયત્વ કાવ્યને

માટે અનિવાર્ય નથી એ હકીકત આપણે ત્યાં સ્વીકારાતી જાય છે. એ વખતે 'અર્થદ્યોતક લઢણે' કાવ્યનું વાચન કરવાની કલાની આવશ્યકતા પર પ્રો. ઠાકોરે જે ભાર મૂકયો છે તે યોગ્ય છે, કારણ કે, તો જ આપણો પરંપરાપ્રાપ્ત રસવૃત્તિવાળો વાચક નિર્બન્ધ રચનાઓથી ટેવાઈ જાય; અને યતિસ્થાનો કે લઘુગુરુ વર્ણોમાં લીધેલી છૂટછાટ એને માટે રસભંગનું કારણ ન બને.

શ્રી. હસામહેતે આખું નાટક મુખ્યત્વે પ્રવાહી અનુષ્ટુપમાં ઉતાર્યું છે. એ અનુષ્ટુપમાં એમણે કશું પણ બન્ધન સ્વીકાર્યું નથી, તેને લીધે પદ્યમાં ઇષ્ટ પ્રવાહિતા આવી શકી છે એ ખરું, પણ સાથેસાથ પદ્યદેહમાં સ્થળે સ્થળે પૃથ્વી, શાર્દૂલવિક્રીડિત કે વંશસ્થનો લય આવી ગયો છે:

**અધીરપણુ ચિત્તનું, શિસ્તવિહીન મૂર્ખ એ. (પૃ. ૧૪, પૃથ્વી)**
**માથે મ્હોતણા યોગ અનિષ્ટથી ગુણો હશે (૩૦, વંશસ્થ)**
**આત્માને સુજ શું કરી, શકે અમર જે રહ્યો. (૩૨, શાર્દૂલ૦)**

ભાષાન્તર સરળ અને સુવાચ્ય બન્યું છે શેક્સ્પિયરની કેટલીક અમર પંક્તિઓ ભાષાન્તરમાં પણ સુરેખ રીતે ઊતરી છે:

કઠણ કઠણુ કાયા ઓગળી ઓગળીને
રે બિન્દુ ઝાકળ તણું શિદ ના બને આ ?
પ્રભુ પરમ પુરાણા! હાય કીધો મનાનો
શે આપઘાત વિષયે અતિ ઘોર ધારો?

× × ×

શું સંભારુ હવે? કેવી વીંટાતી વેલડી સમી
પોષણ મળતું જેમ, અધિક વધતી ક્ષુધા
તેની, અને છતાં ફક્ત મહિનામાં!—વિચાર શો
એ કરવો હવે!—નારી નામ ચચળતા ખરે!

× × ×

શરદબાબુના 'પલ્લીસમાજ'નો 'રમા'માં નાટ્યદેહે પુનર્જન્મ થાય છે વસ્તુ, પાત્રો, સંવાદ, વાતાવરણ બધી દૃષ્ટિએ કૃતિ નાટ્યોચિત બની છે. 'રમા'નું ગુજરાતી ભાષાન્તર મૂળ બંગાળીમાંથી નહિ, પણ હિન્દી પરથી કરવામાં આવ્યું છે ભાષાન્તર સુન્દર છે

## નવલકથા

સ્વતંત્ર ૧૧ : ભાષાન્તર ૧૧ : પુનર્મુદ્રણ ૨ :

'ચૌલાદેવી'ના અનુસંધાનની બે નવલકથાઓ—'રાજસંન્યાસી' અને 'કર્ણાવતી'—સમીક્ષાવર્ષની ઐતિહાસિક નવલકથાઓના વિભાગમાં મહત્ત્વનું અર્પણ બની રહે છે બીજા બાણાવળિના સમયના સર્જતા ગુજરાતના મહાગાનને મૂર્ત કરવાનો પ્રયત્ન આપણા સમર્થ નવલિકારવામી આ બે નવલકથાઓમાં કરી રહ્યા છે પ્રતાપી મહારાજ ભીમદેવ પાટણપતિની પ્રેરણામૂર્તિ ચૌલાદેવી, તત્કાલીન પાટણ અને પટ્ટણીઓની સમૃદ્ધિ, ગૌરવ, અસ્મિતા, મગરૂરના દાવ ખેલતા વિના, એક પછી એક પ્રબલ શત્રુને પરાભવ પમાડતી જતી ગુજરાતની વિજયશીલ બુદ્ધિમત્તા, એની દિલેરી અને ખટપટ, શૂરવીરતા ને સાવધતા આ બધાને ધૂમકેતુ અહીં આલેખી રહ્યા છે અગિયારમી સદીના બીજા ચરણનું ગુજરાત આ નવલકથાઓમા આલેખાયું છે

'રાજસંન્યાસી'મા ગુજરાત આબુના ધંધુકરાજને વશ કરે છે, નડુલને પરાસ્ત કરે છે, ચૌલાદેવી ધારાપતિની વિદ્વત્સભામા ગુર્જરસંસ્કૃતિનો વિજયટંકાર કરે છે, પાટણ લૂટાય છે, પણ પટ્ટણીઓ અજિત રહે છે અને અને સિંધના હમ્મુકરાજનો પરાભવ કરીને ભીમદેવ ચેદીરાજ સાથે સંધિ કરે છે આમ પ્રબળ પ્રતિસ્પર્ધીઓ વચ્ચે ગુજરાતની અસ્મિતા કળથી અથવા બળથી દેદીપ્યમાન અને યશસ્વી બનતી જાય છે એ કથા કહેવામા આવી છે તો 'કર્ણાવતી'મા ગુજરાતનો સૌથી પ્રબળ શત્રુ—માલવદેશ—છિન્નભિન્ન થાય છે અને ગુજરાતની સીમા પૂર્વે દધિપદ્રમંડળ સુધી વિસ્તરે છે એ ગૌરવકથા કહેવામા આવી છે

ગુજરાતના ગૌરવનું સ્થાપન એ આ બન્ને નવલકથાઓનું પ્રેરકબળ હોવા છતા આ નવલકથાઓનું આકર્ષણ વસ્યું છે એના દામોદર મહેતાના પાત્રમાં નવલકથાઓનુ કેન્દ્ર એ રીતે કહીએ તો દામોદરની ચરિત્રકથા જ છે મહાસાંધિવિગ્રહિક અને પાછળથી મહામંત્રીશ્વર બનેના દામોદરની તીવ્ર બુદ્ધિ અસાધારણ કાર્યશક્તિ, વ્યક્તિત્વવિલોપનની ઉદાત્ત ભાવના ગુજરાત પ્રત્યેની અનન્યસાધારણ ભક્તિ ગુજરાતને મહાન બનાવવાનુ તેનું ભવ્ય સ્વપ્ન અને એ સ્વપ્નને સિદ્ધ કરવા માટે સાધનોની શુદ્ધિ કે અશુદ્ધિ માટે ઉદાસીન, પણ સાધ્યને પળવાર પણ વિસારે પડવા ન દેતી એની કાર્યદક્ષ કર્તવ્યભાવના આમાંથી જ આ નવલકથાઓનો વસ્તુવિકાસ થતો આવે છે અને અન્તે

ગુજરાત કે ગુજરાતના સ્વામી પાટણપતિ ભીમદેવની નહિ તેટલી કાળા, કદ્રૂપ ને ઠીંગણા, ચપળ અને ધ્યેયનિષ્ઠ દામોદરની જ મહત્તા આપણા મન પર અંકિત થાય છે.

ગદ્યલેખક હોવા છતાં ધૂમકેતુનો આત્મા ઊર્મિકવિનો છે; અને તેને લીધે ઊર્મિમત્ સ્વપ્નશીલતા તેમનું વિશિષ્ટ લક્ષણ બને છે. એ ઊર્મિમત્ સ્વપ્નશીલતા જેમ એક તરફ, સ્વપ્નશિલ્પી દામોદરના ગુજરાતને મહાન બનાવવાના પ્રયત્નોની પરંપરામાં રેલાઈ રહી છે તેમ બીજી તરફ, દંડનાયક વિમલ અને ધારાપતિ ભોજનાં પાત્રો પ્રત્યેની લેખકની અનુરાગભરી દૃષ્ટિમાં પણ દેખાઈ રહી છે. નવલકથાઓનાં પ્રથમ દૃષ્ટિએ ભ્રામક લાગે તેવાં નામ—'રાજસંન્યાસી' અને 'કર્ણાવતી'—પણ સમગ્ર નવલકથામાં સાદ્યન્ત વ્યાપી રહેલી ભાવનાને કે મુખ્ય પાત્રને નહિ, પણ નવલકથાઓના અન્ત ભાગમાં સ્ફુરી નીકળતા સ્વપ્નને સૂચવી રહે છે.

અને આ ઊર્મિમત્ સ્વપ્નશીલતા જેમ ધૂમકેતુની વિશિષ્ટતા છે તેમ મર્યાદા પણ બની રહે છે. ધૂમકેતુ 'લંકાનાં મોતી જેવી' પાણીદાર અને સુરેખ નવલિકાઓનું સર્જન જેટલી સફળતાથી કરી શકે છે તેટલી સફળતાથી નવલકથાઓનું આલેખન કરી શકતા નથી. અને નવલકથાઓમાં પણ એ ઊર્મિપ્રધાન ચિંતનમાં અને વર્ણનોમાં કે સ્વપ્નસંવેદનમાં જેટલા સફળ થાય છે તેટલા પાત્રવિધાનમાં કે વસ્તુના સમુચિત વિકાસમાં અને સુઘટિત ગ્રથનમાં નથી થતા. પરિણામે, 'રાજસંન્યાસી'ના 'દંડપરમારની ચોકી', 'રુદ્રરાશિનું ત્રિકાલ જ્ઞાન', 'મૃદંગનો ઘોષનિર્ઘોષ', 'અવન્તીનાથની વિદ્યાસભા' અને 'દામોદર પલ્લી તજે છે' અને 'કર્ણાવતી'નાં 'સોમપતિ તૈલી', 'સ્તમ્ભનકનો આચાર્ય', 'કુલચંદ્ર મૃત્યુનો મહોત્સવ માણે છે', 'મહારાજ ભોજની છેલ્લી કનકસભા', 'સરસ્વતીની શોકાંજલિ' અને 'સાભ્રમતીને કાંઠે—સ્વપ્નનગરી' જેવાં છૂટક પ્રકરણો જેટલાં મનોરમ નવલિકાઓ જેવાં લાગે છે તેટલાં કોઈ નવલકથાનાં અવિયોજ્ય અંગાંગ જેવાં નથી લાગતાં; અને છૂટાં છૂટાં પ્રકરણોના ગ્રથન દ્વારા કોઈ મહાન અને મનોહર નવલકથાનું પુદ્ગલ નથી રચાતું. પાત્રોની જીવંતતા, અસાધારણ ગ્રાહ અને સમગ્રતયા વિશિષ્ટ છાપ અંકિત કરી જવાની શક્તિ ધૂમકેતુમાં ખૂટે છે; એટલે જ્યાં એમની ઊર્મિમત્ સ્વપ્નશીલતાને અવકાશ મળે તેવાં પ્રકરણોમાં એ જેટલા ખીલે છે તેટલા ઐતિહાસિક વિગતોની મર્યાદાથી બંધાયેલા પ્રસંગોના આલેખનમાં ખીલી શકતા નથી. એને લીધે સમગ્રદૃષ્ટિએ જોતાં 'રાજસંન્યાસી' કરતાં 'કર્ણાવતી' વધારે ચઢિયાતી લાગે છે—ચૌલાદેવી એમાં માત્ર એક જ વાર આવતી હોવા છતાં.

ઐતિહાસિક નવલકથાની વાત કરીએ એટલે ઐતિહાસિક નવલકથાઓના કુશલ કલાવિધાયક શ્રી મુનશીનું સ્મરણ સ્વાભાવિક રીતે જ થયા વિના ન રહે મુનશી અને ધૂમકેતુ, બન્ને ગુજરાતના ગૌરવની પ્રતિષ્ઠા કરવા ઉદ્યુક્ત થયા છે બન્નેની નવલકથાઓમાં મહત્ત્વનું પાત્ર ગુજરાતનો પતિ નહિ, પણ ગુજરાતનો મહામંત્રી હોય છે બન્નેના મંત્રીશ્વરો પ્રતાપી, બુદ્ધિમત્તા અને ગુજરાતભક્તિની ભાવનાથી રગાયેલા, સર્વજ્ઞ અને સર્વસમર્થ જેવા હોય છે મુંજાલ અને દામોદર, બન્નેના પગલાપોગણાં ખીલ્યા છે ભગ્ન સ્વપ્નની ભસ્મમાથી ઉપરાંત કાક અને કાર્તિકસ્વામી, મંજરી અને સરસ્વતી પણ એકબીજાનાં સ્મરણ જાગ્રત કરે છે આમ, ધૂમકેતુની આ નવલકથાઓ મુનશીની નવલકથાઓનાં સ્મરણ તાજાં કરાવે છે. પણ મુનશીનું બળ વસ્યુ છે તેની તેજસ્વી અને સજીવ પાત્રવિધાન શક્તિમા અને અસાધારણ ક્રિયાવેગમા, ધૂમકેતુની વિશિષ્ટતા વસી છે ઊર્મિમત્ ચિન્તનમા અને મધુર મનોહર સ્વપ્નશિલ્પમા ઐતિહાસિક સામગ્રી સાથે મુનશી જેટલી છૂટ લે છે તેટલી ધૂમકેતુ નથી લેતા, તો મુનશીની જીવંત, પ્રતાપી અને જાજ્વલ્યમાન પાત્રસૃષ્ટિ ધૂમકેતુમાં દુર્લભ બની જાય છે ધૂમકેતુમા સુકુમાર ભાવનામયતા છે તો મુનશીમા અસાધારણ ક્રિયાશીલતા છે મુનશીની નવલકથાઓ મહાન્ પાત્રોના જીવનપ્રસગોની અસામાન્યતાને અને મહત્તાને મૂર્ત કરે છે, તો ધૂમકેતુની નવલકથાઓ અમુક અશે પ્રસગપ્રધાન, સુન્દર જાસૂસી નવલકથાઓથી આગળ વધી શકતી નથી

ઉપરાંત, ધૂમકેતુની નવલકથાઓમા ક્યારેક, ગમે ત્યાથી પણ ગુજરાતને ચર્ચામા લાવવાનો સભાન પ્રયત્ન થયો હોય તેમ દેખાય છે 'અવન્તીનાથની વિદ્યાસભા' આમ તો ધૂમકેતુના સુન્દરમા સુન્દર પ્રકરણોમાનું એક છે, પણ એમા ગુજરાતની ચર્ચા અને ગુજરાતના ગૌરવનું સસ્થાપન સહજ અને સ્વાભાવિક ક્રમમા સ્ફુરી નીકળતા નથી ચર્ચા કરે છે અવન્તીનાથ ભોજરાજ ચર્ચા થાય છે અવન્તીની વિદ્યાસભામા કુન્તલેશ્વરનો નાગરના મનોજ્ઞ સાથેઃ ચર્ચાવિષય છે સગીતકલા સા' આ એક કલા અમારે ત્યાથી ગુજરાતી રખડતી તમારે ત્યા આવી ચડી હશે બાકી તો પાટણના ભીમદેવને પૂછો,' (રાજ પૃ ૨૮૧) ભોજરાજનો આ પ્રત્યુત્તર ગુજરાતને કથાવસ્તુમા પ્રવેશ કરાવવા માટે જ દેવાયો હોય એમ લાગે છે બાકી એનો સીધો સાદો અર્થ તો માત્ર આટલો જ થાય 'સગીતમા તમારા કરતા અમે ભલે ઊતરતા રહ્યા! ગુજરાત કરતાં તો અમે ચડિયાતા છીએ ના?—અને આ પ્રત્યુત્તર નથી

સયુક્તિક, નથી ઉપપન્ન, નથી પ્રસ્તુત, કે નથી સંસ્કારશોભન અવન્તીપતિના મુખમાં શોભે તેવો. એ તો છે કેવળ બાલિશ અને કેવળ મિથ્યાભિમાનથી ભરેલો, પડયાં પડયાં યે ટંગડી ઊંચી રાખતો.

એવો જ બીજો સમાન પ્રયત્ન થયો છે ગુજરાતની કલંકકથાઓને પણ ગૌરવકથા તરીકે રજૂ કરવાનો. 'રાજસંન્યાસી'માંનો, પાટણ લૂંટાયું તે પ્રસંગ અને 'કર્ણાવતી'માંનો કુલચંદ્રના ખૂનનો પ્રસંગ, આ બન્ને એના ઉદાહરણો છે. પાટણપતિની ગેરહાજરીમાં કુલચંદ્ર આવીને પાટણ લૂંટી ગયો એ હકીકતને ધૂમકેતુએ 'કુલચંદ્રે પાટણ લૂંટયું—ને જીત્યું—પણ પટ્ટણીઓ અજિત રહ્યા,' એ રીતે વર્ણવી છે પટ્ટણીઓ 'અજિત' રહ્યા, સામે ચાલીને કુલચંદ્રને પાટણની સમૃદ્ધિ જ નહિ, પણ વિજયપત્ર પણ અર્પણ કરવા છતાં! અને એ જ પ્રસંગની સ્મૃતિ વર્ષો સુધી પટ્ટણીઓના હૃદયમાં શલ્યની માફક ખટકી રહી હોય છે. (કર્ણાવતી, પ્રકરણ ૨૪-૨૮)

અને રાજગઢના રક્ષક દેડ પરમારની અડગતા(રાજ૦ પૃ ૭૭, ૮૬, ૮૮, ૯૨, ૯૩), ધધૂકરાજ સંધિ કરે કે પ્રાર્થના તેનો ઉલ્લેખ (૧૨૭, ૧૩૪, ૧૯૨), કર્ણાટની સુન્દરીઓના આહ્વાનની વાત (૨૫૭, ૨૬૧), ભોજ જતાં વિદ્વત્સભા લુપ્ત થશે એ ભાવ (કર્ણાવતી, ૩૦૮, ૩૧૮, ૩૨૩). આ બધાંની પુનરુક્તિ પણ કલાવિધાનને શિથિલ બનાવે છે

શ્રી. ધૂમકેતુની નવલકથાઓની માફક શ્રી ઝવેરચંદ મેઘાણીનું ગુજરાતનો જય, ખંડ ૨' પણ ઐતિહાસિક નવલકથાઓના વિભાગમાં ગુજરાતના પુનરુદ્ધારની પ્રતાપોજ્જ્વલ ગૌરવકથાનું આલેખન કરે છે. 'રત્નકુક્ષી વિધવા' કુમારદેવીનાં બે સંતાનો, વસ્તુપાળ અને તેજપાળ, પદાક્રાન્ત અને નષ્ટગૌરવ ગુજરાતને ફરીથી એકચક્રી અને મહિમાવંતું બનાવવાનું ભવ્ય સ્વપ્ન સેવીને લાટના શંખને, ખંભાતના સદીકને અને વામનસ્થલીના સાંગણને પરાસ્ત કરે છે ત્યાં 'ગુજરાતનો જય, ખંડ ૧' પૂરો થાય છે. બીજા ખંડમાં ગુજરાતના પુનર્નિર્માણનું એ કાર્ય આગળ વધે છે. ગોધ્રકપુરનો ઘુઘૂલરાજ કાષ્ઠપિંજરે પુરાય છે ને જીભ કચરીને મરે છે; ભદ્રેશ્વરના ચૌહાણભાઈઓ ગુજરાતના નેજા નીચે આવે છે, દેવગિરિનો સિંઘણદેવ તાપીતીરે પરાભવ પામીને સંધિ યાચે છે; ગૌડદેશના દર્પસ્થી હરિહર પંડિતનું ગુમાન ગુજરાતનો કવિ ઉતારે છે; હમીરનાં યવનધાડાં આબુની વિશાળ ઘાટીમાં રોળાઈ જાય છે; અને દિલ્લીના મોજુદ્દીનની મૈત્રી મેળવીને ગુજરાત નિશ્ચિંત અને નિર્ભય બને છે: આમ કેવળ શૌર્યમાંથી અસિદ્ધ, પ્રતાપી અને સંસ્કારસૌરભથી મહેકતું ગુજરાત સર્જાય છે એ ગૌરવકથા આ બીજા ખંડમાં કહેવામાં આવી છે.

મેઘાણીની ગર્જક પ્રતિભા માત્ર બનાવોમાં બંધાઇ જતી નથી, પણ એ બનાવોના ઘડવૈયા માનવીઓના જીવનને અને તેમનાં સિદ્ધ કે અસિદ્ધ રહેલાં સ્વપ્નોને ઉપમાવે છે. તેમની દૃષ્ટિ નથી કેવળ પ્રતાપને શોધતી કે નથી કેવળ શુભ કે નિઃશેષ અશુભ લક્ષણોને આલેખતી. એ દૃષ્ટિ શોધી લે છે માનવતાને અને માનવતત્ત્વને. અને તેથી જ અશુભ તત્ત્વોની પાછળ રહેલા મનોવ્યાપારો અને નિયુક્તિબળોને એ સમર્થ રીતે આલેખી શકે છે. વીરમદેવ, આને લીધે જ, આપણી ઘૃણાને પાત્ર નથી બનતો; અને મુંજાલ, સિંધણ કે ચંદ્રપ્રભા પણ, આ જ કારણથી, આપણી સહાનુભૂતિ નથી હારી બેસતાં. મેઘાણીની નવલકથા, આમ, માત્ર તેજસ્વી પ્રસંગોની હારમાળા જ નથી બની જતી; પણ અમીર ને ખાનદાન, ભોળાં કે વ્યવહારકુશળ, સંસ્કારી કે સંસ્કારહીન માનવીઓના હૃદયધબકારથી ધબકતી જીવનસૃષ્ટિ બની જાય છે.

માનવહૃદય મેઘાણીની કલાનું મુખ્ય અધિષ્ઠાન હોવાથી અને એ હૃદયનો સૌથી વધારે આવિષ્કાર માતૃત્વ અને દામ્પત્યમાં થતો હોવાથી, મેઘાણીની કલામાં કુટુમ્બભાવોનું આલેખન મહત્ત્વનું સ્થાન પામે છે. આને પરિણામે, વસ્તુપાલ તેજપાલ ગુજરાતના માત્ર સર્વસમર્થ મંત્રીશ્વરો જ નથી રહેતા કે લવણપ્રસાદ વીરધવલ માત્ર દુર્દાન્ત શક્તિસિંહો જ નથી રહેતા, પણ ભાઈ, પુત્ર, પિતા ને પતિ, આમ અનેકવિધ માનવસ્વરૂપે આપણી પાસે પ્રત્યક્ષ થાય છે. એમની રાજકારણપટુતા અને શક્તિ આપણને આશ્ચર્યચકિત કરે છે; પણ એમની માનવતા, વત્સલતા, હૃદયદલની સુકુમારતા અને સુરામ એમને આપણા પોતાના જ બનાવી દે છે. વાત્સલ્ય અને પ્રણયની આ સૃષ્ટિને લીધે મેઘાણીની નવલકથા માત્ર ભૂતકાળનાં પ્રસંગ-ચિત્રોને સાંકળી લેતી કથા બનવાને બદલે, એ યુગનાં માનવીઓને, એમની મહત્ત્વાકાંક્ષાઓને અને નબળાઈઓને, એમના પુરુષાર્થોને અને પગાજયોને, સંસ્કારભક્તિ, રસિકતા અને શૌર્યને, ખાનદાની અને રખાવટને આપણા હૃદયપટ પર અંકિત કરી જાય છે. મેઘાણીની સમર્થ કલ્પના થોડા જ શબ્દોમાં પાત્રને આપણી પાસે જીવતું જાગતું કરી જાય છે અને માનવતાન્વેષી પ્રતિભા એ પાત્રને આપણા આત્મીયભાવને જગાડી દેતું બનાવી જાય છે. અને પાત્રોમાં પણ મેઘાણીની શક્તિની સવિશેષ સિદ્ધિ વસી છે સ્ત્રીપાત્રોના આલેખનમાં. પતિતપાવન માતૃભાવની મંગલ સિદ્ધિમાં કૃતાર્થ થતાં એ સ્ત્રીપાત્રો આપણા અભ્યાસીઓનો અભ્યાસવિષય થવા યોગ્ય છે. 'ગુજરાતનો જય'ની અનુપમા ભાગુ અને ભદ્રાની પાત્રમાળાનો મેરુ થવા યોગ્ય છે.

નીતર્યાં નીર જેવી, ક્વચિત્ બેય કાંઠા ભરીને સમથળ વહેતી, તો ક્વચિત્ નાચતી ને કૂદતી, ક્વચિત્ મન્દ કલરવ કરતી તો ક્વચિત્ ઘનગંભીર ઘોષથી ગર્જતી મેઘાણીની શૈલી આસાનીથી પાત્રો સર્જતી જાય છે, ચિત્રો ઉડાવતી જાય છે, હૃદયની ઊર્મિઓને સ્પર્શતી જગાડતી ડોલાવતી જાય છે. એમાં કોઈ વાર ખટકે છે 'કાષ્ટપિંજર' અને 'અદ્ભૂત' જેવી જોડણીભૂલો કે વેદકાલીન સંસ્કૃતની દૃષ્ટિએ સાચા પણ શિષ્ટ સંસ્કૃતની દૃષ્ટિએ ખોટા અર્થમાં વપરાયેલા 'અપરૂપ' જેવા શબ્દો. કોઈવાર એમા વિગતવિરોધ આવી જાય છે દાખલા તરીકે પંદરમા પ્રકરણમાં દુર્ગા દુર્ગની દિવાલના સાડા બાગમા થર પર બેઠેલી કહેવામાં આવી છે; અને ઉપસદાગમાં એ જ દુર્ગાને માડા દસમા થર પર બેસીને બોલતી સભારવામાં આવી છે. પહેલા પ્રકરણમાં ગણા વીરધવલને અંબાડીવતા હાથી પર બેઠેલો વર્ણવવામાં આવ્યો છે; અને એ જ પ્રકરણમાં, તરત જ નીચે, રાણાને રથમાં બેઠેલો વર્ણવવામાં આવ્યો છે. થોડી જ પંક્તિઓ પછી રથનો પાછો હાથી થઈ જાય છે; અને એ હાથી પાછો થોડી વારમાં રથ બની જાય છે. પૃ. ૧૮૫ પર ચંદ્રપ્રભા નાસી જતાં, 'પેલા નાલાયક સૈન્યનાયકે પોતાના બચાવ અર્થે' પોતાની છાતી પર 'હું વીરમદેવ. કહેજે વસ્તુપાલને' એ અક્ષરો લખ્યા હોવાનું કહેવામા આવ્યું છે; તો પૃ. ૧૫૯ અને ૨૧૭ પર એ યુક્તિ ચદ્રપ્રભાની હોવાનુ જણાવવામાં આવ્યુ છે. ઉપરાંત સંયોજનમાં પણ ક્યાક ક્યાંક પ્રમાણૌચિત્ય જાળવી શકાયું નથી. ઉદાહરણ તરીકે 'કાષ્ટપિંજર'નું પ્રકરણ જે રીતે વિગતે વર્ણવાયું છે તે રીતે 'હમ્મીરમદમર્દન' વર્ણવાયું નથી. ઘુઘૂલ ભયકર હતો, પણ યવનો તો સાક્ષાત્ યમદૂતો જ હતા. એટલે યવનો પરનો વિજય વધારે વિસ્તૃત વર્ણનચિત્રણનો અધિકારી હતો. એ જ પ્રમાણે, વાર્તા પૂરી કરવાની ઉતાવળ હોય કે ટૂંકામાં સમેટી લેવાનુ અનિવાર્ય બન્યુ હોય, પણ શરૂઆતમા સ્વસ્થતાથી કદીબધ આગળ વધતો વાર્તાપ્રવાહ છેવટના પ્રકરણોમા ઉતાવળો બને છે અને માત્ર મુખ્ય મુખ્ય પ્રસંગોને જ આલેખતો જાય છે.

તેમ છતાં, તત્કાલીન ગુજરાતને જીવત બનાવી જતી આ નવલકથા આપણા સમગ્ર ઐતિહાસિક નવલકથાસાહિત્યમા ગણનાપાત્ર સ્થાન પામવાની અધિકારી અવશ્ય છે.

શ્રી. બચુભાઇ શુકલનું 'અધૂરું સ્વપ્ન, ભાગ ૧, ૨' સમીક્ષાવર્ષની સામાજિક નવલકથાઓના વિભાગમા સહેજે જ પ્રથમ સ્થાન પામી જાય

છે એક ગુજરાતી વૈજ્ઞાનિકની શોધને મધ્યબિન્દુએ રાખીને વાર્તાના વસ્તુની ગૂંથણી કરવામાં આવી છે સુશીલની કલ્પના ગુજરાતી વૈજ્ઞાનિક એ હજી વદતોવ્યાઘાત જેવુ છે પણ નવલકથાના વિદેશી તેમ જ સ્વદેશી સુશીલના મિત્ર તેમ જ અમિત્ર, બધા પાત્રોએ એની શક્તિને અને મહત્તાને સ્વીકારી છે એટલે એ રીતે એ પાત્ર સપૂર્ણ રીતે સભવિત (Probable) બની ગયું છે અને તેની શોધની આસપાસ રચાયેલી આ વાર્તા કેવળ પરીકથા જ બની જતી નથી

ઉપરાત આ નવલકથામા ગુજરાત ખરેખર જગતનું એક અગ બને છે સર બ્રિજમોહનની મૂડી અગ્રેજ મેનેજરને, જર્મન નામાંકિતને નશિાન જાસૂસો અને હિન્દી વિપ્લવવાદીઓને ગુજરાતમા લાવે છે અને એક ગુજરાતી યુવાનના સમમા અને સાહસમા મજબ રસ લેતા કરે છે આન્તરરાષ્ટ્રિય પ્રવાહોથી ગુજરાતનું જીવન મુક્ત રહી શકતુ નથી આ બધુ એટલી સ્વાભાવિક રીતે થાય છે કે સુશીલ જો બીજા દેશમા સભવે તે ગુજરાતમા અસભવિત નથી લાગતો

પ્રસગો આમ અસામાન્ય હોવા છતા વાર્તાને અદ્ભુત કથા (Romance) કે સાહસકથા (Thriller) બની ન જવા દેનાર તત્ત્વ ગુજરાતનું સામાન્ય ગૃહજીવન છે ધીરુભાઈ સુશીલ અને લેખા, સુશીલ લેખા અને શોભા, ધીરુભાઈ લેખા અને ડા ગોશન આ બધાના પ્રણયત્રિકોણો વડીલોની અને સમાજની હાજરીમા સચવાતો સયમ અ તમુખ પાત્રો આ બધાને લીધે વૈજ્ઞાનિક વસ્તુ માત્ર પશ્ચાદ્ભૂમા રહે છે અને ગુજરાતના સામાન્ય જીવનના મર્મને સ્પર્શતી નવલકથાના તત્ત્વો આમા જોવા મળે છે એના મહત્ત્વના પાત્રો તદ્દન વાસ્તવિક બન્યા છે અને તેને લીધે જ લેખક અસામાન્ય વસ્તુને તદ્દન શક્ય અને સભવિત રીતે રજૂ કરી શક્યા છે એમની શક્તિની સાચી સિદ્ધિ તેમા જ વસી છે

વાર્તાનો સાચો અન્ત સુશીલના મૃત્યુની સાથે જ આવી જાય છે ત્યાર પછીનુ લગ્ન નથી અનિવાર્ય કે નથી પ્રતીતિજનક એ લગ્ન અને ખાસ કરીને છેલ્લુ પ્રકરણ આખી વાર્તાનું નિર્બળ અગ છે

ધીરુભાઈ અને લેખાની આત્મકથાઓ દ્વારા સ્વાભાવિક રીતે જ વિકસતી અને વણાતી જતી આ વાર્તા કેટલેક સ્થળે અનિવાર્ય લાંબી બની ગઈ છે તેમા ખાવાપીવાની વાતોને એટલુ બધુ પ્રાધાન્ય આપવામાં આવ્યુ છે કે અનેક સ્થળે એ માત્ર આહારવિહાર—Food and Sex-ની વાર્તા બની જતી હોય એમ લાગે છે

તેમ છતાં, વસ્તુની નવીનતા અને આયોજનની સુશ્લિષ્ટતાને લીધે આ નવલકથા આપણી સામાજિક નવલકથાઓના સાહિત્યમાં મહત્ત્વનું અર્પણ બની રહે છે

સ્વ. પ્ર ની નવલકથા 'દેશદ્રોહી' ઇ સ ૧૯૨૯–૩૦ ની સાલની અસહકારની લડતની મુખ્ય ભૂમિકા પર રચાઈ છે એમાં કથાનાયક પ્રમોધચદ્ર સત્ય અને અહિંસાના મન્દ અને દીર્ઘ કાર્યક્રમથી કટાળીને ગુપ્ત ક્રાન્તિકર મડળીમાં જોડાય છે, અને સરકાર પ્રત્યે વફાદારીનો દેખાવ કરીને, પોતે જે પ્રદેશમા અસહકારી કાર્યકર તરીકે કામ કરતો હતો તે જ પ્રદેશમા ફોજદાર બનીને તેમ જ ગુપ્તમડળનો કાગદેવ બનીને એ લડતને નિષ્ફળ જતી અટકાવે છે આમ, દેશદ્રોહી બનવાનો દેખાવ કરીને એ દેશસેવા કરે છે ત્યારે, બીજી તરફ દેશસેવક ગણાઇને માનનીય સ્થાન ભોગવતા અસહકારી કાર્યકરો ખરેખરો દેશદ્રોહ કરે છે

આ નવલકથાનું આયોજન સુશ્લિષ્ટ છે, પણ પ્રસંગો કઇક અપ્રતીતિકર રીતે બને છે શેક્સ્પિયરના વિદૂષકયુગલ જેવા મણિલાલ અને રામલાલને લીધે વાર્તાપ્રવાહમા રમૂજના રગો પુરાતા જાય છે કઇક શબ્દાળુ અને ભારે શૈલીમા લખાયેલી આ નવલકથા અસહકારીઓની નબળાઈઓ અને દભ પર તીવ્ર કટાક્ષ કરે છે અને આપણા રાષ્ટ્રજીવનના એક પ્રકરણને કઈક વધારે પડતા ઘેરા રગે આલેખી જાય છે

શ્રી 'સૌજન્ય'ની 'રસિયો જીવ' પાટણવાડાના તળપદા વાતાવરણની ભૂમિકાપર પ્રાચીન અને અર્વાચીન સમાજના કેટલાક પરસ્પરવિરોધી બળોનું મથન અને સઘટ્ટન રજૂ કરે છે વાર્તાનો નાયક રમણ ગામડામા જન્મ્યો છે, શહેરમા કેળવણી લે છે, શહેરની મોહનીથી અજાય છે પોતાની પરણેતર ગોમતીનો એ ત્યાગ કરે છે અને બીજી ઓને પરણે છે. બીજીનો મોહ પણ વખત જતા ઓસરે છે, ને બગડેલી બાજી સુધારવાનો કોઇ પણ ઉપાય તેના હાથમાં રહેતો નથી આ વસ્તુને લેખકે તટસ્થતાપૂર્વક આલેખ્યુ છે, અને ગામડાની મહત્તા ને તુચ્છતા, ખાનદાની અને પતરાજી, ભોળપણુ અને ખટપટનું એકદર સફળ કહી શકાય તેવુ ચિત્રણ કર્યું છે કલાદષ્ટિએ જોઈએ તો રણછોડ અને અમા વાળો પ્રસગ, રમણની જાન, ચચળ વિશેનો રમણનો ભ્રમનિરાસ, આ બધાના ચિત્રણમા પ્રમાણભાન પૂરેપૂરુ જળવાયુ નથી, અને અન્તમાં વાર્તાતન્તુઓ એકત્રિત થઈને વસ્તુનો સુઘટિત ગોફ ગૂથી શકતા નથી

શ્રી ઈન્દ્ર વસાવડાની 'ચંદા' એક ગૂંગી સ્ત્રીના જીવનનું કરુણરસ પ્રકરણ આલેખે છે ચંદાને ગજાનન પંડિતથી ગર્ભ રહે છે અને એ પાપનું આરોપણ થાય છે ગોપાલ પર ચંદા ગૂંગી હોવાથી કશો જ ખુલાસો કરી શકતી નથી ગોપાલ ઘર છોડીને નાસી જાય છે ચંદા પણ આપઘાત કરવા માટે ઘર છોડીને ચાલી જાય છે પણ એનું માતૃહૃદય છેલ્લી ઘડીએ વિજયી બને છે એને અકસ્માત વાણી લાધે છે ગોપાલ અને એ ફરીથી મળે છે ગજાનન પંડિત પોતાનું પાપ કબૂલ કરે છે અને વાર્તાનો સુખમય અન્ત આવે છે

વાર્તાવસ્તુ, આમ, ઘણું સાદુ છે, પણ ઉઠાવના ભાગમા એ વધારે પડતું નાટકી બની જાય છે પ્રકૃતિવર્ણનો કેટલાક સુન્દર છે, પણ તેમાં પુનરુક્તિ અને એકવિધતા આવી જાય છે કથનશૈલી સંવાદપ્રધાન છે, પણ તેમા કશો વિશિષ્ટ ચમત્કાર જણાતો નથી

તેમ છતા, ભોળો અને બાળક જેવો રાધામોહન, મુક્તપંખીના સ્વભાવવાળો ગોપાળ શાન્ત તેજની પ્રતિમા જેવી સતી અને વાત્સલ્યમૂર્તિ 'ભાભી', ખાડધારો ને વાતોડિયો ભ્ભી અને પાપી પણ પાપના તાપને જીરવી ન શકનારો ગજાનન પંડિત જૂના જમાનાના ધર્મદંભ, સંકુચિત મનોદશા અને વક્ર વાણીને વરેલી મિશ્રાણી ને સરળ ગૂંગી આ બધા પાત્રો દ્વારા ઉત્તર હિન્દના ગ્રામજીવનનું ચિત્રણ આ વાર્તામા એકંદર સારી રીતે થયુ છે

શ્રી. ઉછરંગરાય ઓઝાની નવલકથા 'પિતૃહત્યા'નું વસ્તુ અસાધારણ રીતે મહત્ત્વાકાંક્ષી છે તેમા ૬૦ થી ૭૦ વર્ષની સમયમર્યાદામા સમાતા પ્રસંગો આપવામા આવ્યા છે એટલુ જ નહિ પણ ભગવાન બુદ્ધ અને મહાવીર જેવી લોકોત્તર વિભૂતિઓને એમા પાત્રો તરીકે-અને તે પણ ગૌણ પાત્રો તરીકે-પ્રવેશ કરાવવામાં આવ્યો છે વસ્તુના મન્દ વિકાસ અને નિર્જીવ પાત્રાલેખનને લીધે મહત્ત્વાકાંક્ષાના પ્રમાણમા લેખકને સિદ્ધિ મળી નથી તેમ જ વર્તમાન રજવાડાની આખી સમસ્યા બીજરૂપે અઢી હજાર વર્ષ પહેલાંનો ભારતમાં હતી એ વખતે વિદેહથી મગધ સુધી ચંદના પ્રકાશમાં, છાયાની ચાળીથી (પ્રકાશચિત્રમાળા-Heliography દ્વારા જ તો?) સંદેશા મોકલવામાં આવતા આવું આવું કેટલુ આ નવલકથામા દર્શાવવામા આ યુ છે તે કૌતુક નવીન છે તેટલુ પ્રતીતિજનક નથી

'માલ વિના નહિ ચાલે?'—અત્યારની સામાજિક પરિસ્થિતિમાં

વેશ્યા-સંસ્થા અનિવાર્ય છે અને રહેવાની એવું પ્રતિપાદન કરનાર આ ચોપડીને લેખક 'ટૂંકી નવલકથા' તરીકે ઓળખાવે છે. પણ ટૂંકી કે લાંબી, કોઈ પણ જાતની નવલકથાનું એક પણ લક્ષણ એમાં જોવા મળતું નથી. સુનયના નામની એક 'વિહારગૃહ'ની સંચાલિકાની આત્મકથારૂપે વેશ્યાજીવનને લગતી કેટલીક વાતો આ ચોપડીમાં આપવામાં આવી છે એમાંની ઘણીખરી વાતો તદ્દન સામાન્ય પ્રકારની છે, કેટલીક ગુજરાતની કે હિન્દની નહિ, પણ પરદેશોની છે; અને વેશ્યા-સંસ્થાની ભયંકરતા કે અનિવાર્યતા દર્શાવી જાય એવી તો એક પણ નથી. આને વેશ્યા-સંસ્થા પરનો નિબંધ પણ કહી શકાય તેમ નથી, કારણ કે એમાં અભ્યાસ, મૌલિક ચિંતન અને સુશ્લિષ્ટ નિરૂપણના તત્ત્વો નથી. એમાં તો ખડકાયાં છે તદ્દન ઢંગધડા વિનાના, આડાઅવળા, પુનરુક્તિથી દૂષિત અને ટાયલિયા વિચારો અને પરદેશી દૃષ્ટાન્તો. પાર વિનાની જોડણીભૂલો અને અગણ્ય મુદ્રણદોષો વાળી આવી નિઃસત્ત્વ ચોપડીઓ વિના ગુજરાતને અવશ્ય ચાલી શકશે.

શ્રી. ધીરેન્દ્ર દેશીની નાનકડી વાર્તા '**ચિત્રાંગદા**'માં પણ વેશ્યાજીવનનો પ્રશ્ન ચર્ચવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે પ્રબોધ અને ચિત્રાગદાના અહેતુક પક્ષપાતમાંથી જન્મેલા પ્રણયની આસપાસ આ વાર્તા ગૂંથાઇ છે અને પ્રબોધને ખાતર વેશ્યાજીવનનો ત્યાગ કરીને કાશી ચાલી જતી ચિત્રાગદાના મૃત્યુથી વાર્તાનો અન્ત આવે છે. નારીત્વ પ્રત્યેની લેખકની સહાનુભૂતિ સાચી છે. આ સહાનુભૂતિની સાથે જીવનનો ઘનિષ્ઠ સંપર્ક, નારીજીવનના પ્રશ્નોનો તલસ્પર્શી અને કલાસ્વામીઓના મહાસર્જનોનો અભ્યાસ આટલા તત્ત્વો ભળશે તો લેખકનો ઉત્સાહ યોગ્ય માર્ગે વળશે.

— x —

અમીક્ષાવર્ષની **પ્રયોજિત** અથવા **ભાષાન્તરિત** કુલ અગિયાર નવલકથાઓમાંની નવ બંગાળીમાંથી ઉતારવામાં આવી છે, એક હિન્દીનું ભાષાન્તર છે અને એકના મૂળ વિશે એના ગુજરાતી પ્રયોજકે મૌન સેવ્યું છે.

શ્રી. રમણીકલાલ દલાલે, પોતાના શિરસ્તા પ્રમાણે, '**કલ્યાણી**'ના મૂળ વિશે કે એના લેખક વિશે કશું જ કહ્યું નથી આ પુસ્તકમાં સ્થળે સ્થળે ('પશુ પેઠે તેઓ વૈતરું કરે છે... ..દેવલોક પામે છે' પૃ૪ ૧૭. 'માર્ગદર્શક ફિલસૂફ ને મિત્ર બધું એકી સાથે જ.' પૃ ૬૫, 'એક માખીને પણ ઈજા કરવાની તમારામાં શક્તિ નથી.' પૃ ૬૫) અંગ્રેજી ઢબના વાક્યપ્રયોગો હોવાથી એ મૂળ અંગ્રેજીમાં લખાયું હશે એવો સંદેહ થાય છે; તો વાર્તાનું વસ્તુ, ઉઠાવ, વાતાવરણ, દર્શન આદિ જોતા એ કોઈ ભારતીય

લેખકની કૃતિ હોય તેમ દેખાય છે કદાચ એમ પણ હોય કે આ પુસ્તક મૂળ કોઈ ભાન્તીય લેખકની કૃતિનો અંગ્રેજી અનુવાદ હોય પણ એવા બધા અનુમાનો કરીને પુસ્તકના રહસ્યનું મશોધન કરવાની જરૂર નથી, કારણ કે આ જાતનું રહસ્યસગોપન કરવાથી હાનિ જો કોઈને થતી હોય તો માત્ર પ્રયોજકને જ થાય છે અને બીજુ એકદર કુશળ લેખકની કૃતિ હોવા છતા આ પુસ્તક એવી અસાધારણ પ્રતિભાનું ફળ નથી કે તેના મૂળ લેખકને ઓળખ્યા વિના આપણને ચેન ન પડે

'કલ્યાણી'મા નારીહૃદયની સ્વાર્પણભાવનાનું આલેખન થયુ છે 'કલ્યાણી'ના લેખકને પુરુષ કરતા નારીમા વધારે શ્રદ્ધા છે, એટલું જ નહિ પણ એની દૃષ્ટિએ વધારે બળવાન્ પુરુષ નહિ, પણ સ્ત્રી છે સ્વાર્પણ કરતી વેળા નહિ તો સ્વાર્પણ કરી લીધા પછી પુરુષ પોતાના સ્વભાવ પ્રમાણે ગણતરી કરવા બેસી જાય છે, પણ સ્ત્રી એવી કદી ગણતરી કરતી નથી સ્ત્રીની દૃષ્ટિએ તો સ્વાર્પણ જ પોતાનું મર્વસ્વ છે, અને એ જ એનું મોટામ મોટુ બળ છે આ રહસ્યને 'કલ્યાણી'મા ઠીક ઠીક સફળ રીતે આલેખવામ આવ્યુ છે 'પાશ્ચિમાત્ય', 'પૌર્વાત્ય' જેવા અશુદ્ધ પ્રયોગો અને કુટુમ્બ પર એકાએક આવી પડતી વિપત્તિપરપરાને 'એમએક ધૂધવાતો જ્વાળામુખ ફાટી નીકળ્યો' એ રીતે વર્ણવવામા રહેલા અનૌચિત્યને બાદ કરીએ તે ગુજરાતી 'પ્રયોજન'(?) એકદર સ્વચ્છ અને નિર્દોષ થયુ છે

શ્રી સિયારામશરણજીની હિન્દી નવલકથા 'ગોદ'નુ ભાષાન્તર આ વર્ષના ભાષાન્તરસાહિત્યમા સુન્દર ઉમેરો કરે છે 'ગોદ'મા મધુર કુટુમ્બજીવનનું મગલ નિરૂપણ કરવામા આવ્યુ છે વાત્સલ્ય અને ક્ષમાશીલતાનું પતિતપાવન વાતાવરણ આખી કૃતિ પર એટલી મોહક રીતે છવાઈ રહ્યુ છે કે ગામડાની ખટપટ લોકાપવાદભીરુતા—અને એ ભીરુતાને લીધે નારીને થતો દુર્નિવાર અન્યાય- ઇર્ષ્યા, પતગ્રહ, વડીલશાહી આ બધા તત્ત્વોનું અનિષ્ટ અન્તે તો કોઈ શુભપર્યવસાયી સંવાદિતામા વિલીન થઇ જાય છે ભાષાન્તર એકદર સુવાચ્ય થયુ છે પણ ગુજરાતીમા પરોક્ષ રચના લાવવાના પ્રયત્નને લીધે વાક્યનો અર્થબોધ કોઈક સ્થળે ક્લિષ્ટ થઇ જાય છે ઉદાહરણ તરીકે, 'એક દિવસ દયારામે એને કહ્યું કે 'નિમ્ટના સબધીઓને ત્યા વિવાહનું નિમત્રણ અને દળદરના ગાડિયા દેવા માટે એને (તારે) બળદગાડીમાં બેસીને જવુ પડશે' ત્યારે એને થયુ કે આ ઠીક જ થાય છે." (પૃ ૧૧૬) તો, કોઇ સ્થળે "તે માણસમાં એવો એક પણ દુર્ગુણ નથી કે જે ન હોય"

(૧૧૦) જેવી રચનામાં વાક્યાર્થ અટવાઈ જાય છે. અને "મને તો **મારી કોઈ માની** યાદ આવતી નથી," (પૃ. ૧૬, મારી માની કોઈ યાદ...) જેવી રચનાઓમાં અર્થ તદ્દન બદલી જાય છે. આવી કેટલીક ખામીઓ ભાષાન્તરમાં રહી ગઈ છે તે બીજી આવૃત્તિમાં દૂર થઈ શકે તેવી છે.

બંગાળીમાથી થયેલાં નવ ભાષાન્તરોમાથી સાત શ્રી. મોહનલાલ ચૂનીલાલ ધામીએ આપ્યા છે. શ્રી. ધામીએ શરદબાબુની જ કૃતિઓ પાછળ મુગ્ધ બનેલા ગુજરાતને બંગાળના બીજા બે સમર્થ લેખકો–સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય અને નારાયણબાબુનો પરિચય કરાવીને જે સેવા કરી છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે

શ્રી. ધામીએ આપેલાં સાત ભાષાન્તરોમાથી ચાર—'**લાલ માટીનો રસ્તો**', '**નિરૂપમા**', '**નારી**' અને '**મુક્તપંખી**'—શ્રી. સૌરીન્દ્રમોહનની કૃતિઓ છે; બે–'**પારુ**' અને '**અભિમાન**'–જેનું સાચુ નામ હવે જાહેર કરવામા આવ્યુ છે તે 'શરદબાબુ પ્રશંસિત' નારાયણ ભટ્ટાચાર્યની રચનાઓ છે; એક–'**વિજેતા**'–ના મૂળ લેખક વિશે એમણે મૌન સેવ્યું છે.

'**વિજેતા**'માં ગર્વિષ્ઠ સુધા–અનંતપુરના જમીનદારની જાજરમાન પુત્રી લોકસેવક સૌરીન્દ્ર પાસે કઇ રીતે નમે છે અને પોતાનો પરાજય કબૂલ કરે છે તે કુશળતાથી દર્શાવવામા આવ્યુ છે. ઉપરાત, બંગાળના જમીનદારશાહીથી પિડાતા, નિરાધાર ગામડાનું સારુ ચિત્રણ આપવામા આવ્યુ છે.

'**લાલ માટીનો રસ્તો**'મા આર્થિક પરાધીનતાથી અકળાયેલી અને જીવન ટકાવવા માટે ઘર બહાર નીકળીને શહેરની જીવનજટિલતામા અટવાઇ જતી અલકાની કરુણ જીવનસમસ્યાને અને મધુર સ્વાર્પણ–ભાવનાને બહુ સુન્દર રીતે આલેખવામાં આવી છે.

'**નિરૂપમા**'મા પતિત ગોત્રમા જન્મેલી નિરુપમાના નારીહૃદયની કવિતાનું આલેખન કરવામા આવ્યુ છે, અને 'આ વિશ્વમા વશના પરિચયથી કે ગોત્રના પરિચયથી માણુસ માણુસ નથી બનતો. માણુસ માણુસ બને છે પોતાના મનના ગુણોથી–પોતાના મનુષ્યત્વથી' આ વિચારને સરસ રીતે પ્રતિપાદિત કરવામા આવ્યો છે

'**નારી**'મા સ્રીપુરુષ વચ્ચેના ભેદવૈષમ્યનું અને સ્રીની પરાધીનતા, અને તેના હૃદયની અકળામણ અને યાતનાનું કંઈક વધારે પડતી ઊર્મિલ રીતે આલેખન કરવામા આવ્યુ છે. અને અન્તમા 'સંસાર સેવાશ્રમ છે, એમાં વિપત્તિઓ હોય; પણ વિપત્તિઓ અને ભયથી એને છોડી દેવાનો ન

હોય માનવીઓ પર મસારને વ્યવસ્થિત અને સુન્દર બનાવવાની જવાબદારી છે ' આ શબ્દો દ્વારા દામ્પત્ય-પ્રતિષ્ઠા કરવામા આવી છે.

'**મુક્તપંખી**' માત્ર સીધુ, સાદુ ભાષાન્તર નથી એમા ભાષાન્તરકારે કેટલાક મૌલિક પ્રકરણો ઉમેર્યા છે, એટલુ જ નહિ પણ એ રીતે ઉમેરેલા પ્રકરણો કયા કયા છે એ વિશે કશો ખુલાસો કર્યો નથી આમ કરવામા ભાષાન્તરકારનો હેતુ ગમે તેટલો શુભ હશે પણ મૂળ લેખકને એથી હાનિ પહોચે છે એ સ્પષ્ટ છે ૧૧ થી ૨૫ મા પ્રકરણ સુધી વાર્તાપ્રવાહ સ્થળે સ્થળે શિથિલ, વિક્ષિપ્ત અને નીરસ બની જાય છે તેમા ભાષાન્તરકારે કરેલા આ સાહસનો કેટલો ભાગ છે તેની ખબર નથી પણ સૌરીન્દ્રમોહનની બીજી કૃતિઓ જોતા એ સાવ સ્વરૂપ તો નહિ હોય એમ લાગે છે વિદેહ કે વિદ્યમાન કોઇ પણ લેખકની કૃતિની અદબ જાળવવી એ સાહિત્યના સ્વાસ્થ્ય માટે અનિવાર્ય છે

'પાર' અને 'અભિમાન' બન્નેમા ગર્વિષ્ઠ અને ઉગ્ર નાયિકાઓ, વજ્રાદપિ કઠોર લાગતા હૃદયમા અન્તર્ગૂઢ વહી રહેલા પ્રણયવાળા નાયકો, ગામના સૌથી વધારે ધર્મિષ્ઠ હોવાનો દભ કરતા ગોપીનાથ સરકાર અને રામસદય, એ ધર્માવતારોની વિધવા પુત્રીઓ-નૃત્યકાલી અને શાન્તિ-તો નાયક અથવા નાયિકા પ્રત્યેનો ઊંડો અને સાચો પ્રેમ, અને સંદેહ ઠગ જેવા મધુભાષી જતીન અને શારદાય ણ આટલા અશો સમાન છે બન્નેનું મુખ્ય વક્તવ્ય-"અભિમાન અમર્યાદ હોય તો નારીજીવનમા અનર્થકારક થઇ પડે છે નારીત્વની પ્રતિષ્ઠા અભિમાનમા નહિ, પણ પ્રણયમા વસી છે અને નારીત્વ એ જ નારીજીવનનુ મગલતમ, મધુરતમ સર્વોત્તમ તત્ત્વ છે"—તે પણ એક રીતે સમાન છે પણ આયોજનદર્શનના આટલા સમાન અશો હોવા છતા, બન્ને નવલકથાઓનું પોતપોતાનુ વિશિષ્ટ વ્યક્તિત્વ જણાઇ આવ્યા વિના રહેતુ નથી—જેમ સમાન આકૃતિ-લક્ષણોવાળા સહોદરોમા પોતપોતાની વિશિષ્ટ વ્યક્તિમત્તા જાગ્રત થયા વિના રહેતી નથી તેમ

શ્રી ધામીના ભાષાન્તરો ઉત્સાહપૂર્વક થયા હોવા છતા એમા સ્થળે સ્થળે બગાળીની ગંધ રહી ગઈ છે 'અપ્રતિભ,' 'સપ્રતિભ,' 'વિદ્રોહી,' 'વિભોર' જેવા કેટલાક શબ્દો મૂળના જ રહેવા દેવામા આવ્યા છે, તેને લીધે ભાષાન્તરોમા શુદ્ધ ગુજરાતી ભાષાનો રણકાર ઊઠતો નથી. 'અભાવ,' 'અવિશ્વાસિની,' 'વિરક્ત,' ચિંતા,' 'શિક્ષા,' 'સાધ્રન'

જેવા કેટલાક શબ્દોનો મૂળ બંગાળી અર્થમાં વિનિયોગ થવાથી ગુજરાતી વક્તવ્ય ઊંધું સમજાય છે —

'અમૂલ્યચરણ સામે દિવસે દિવસે અભાવ વધવા લાગ્યો '
(અ૦ ની ગરીબી દિવસે દિવસે વધવા લાગી પારૃ. ૧૫૭)
' હું આપના ચરણસ્પર્શ કરીને કહું છુ કે હું 'અવિશ્વાસિની' નથી.'
(હું અવિશ્વાસને પાત્ર નથી પારૃ ૧૬૬)
' શું તમે મને આવા અપવિત્ર ભાવથી જુઓ છો?'
(મને આવો અપવિત્ર ગણો છો? અભિમાન ૨૨)
આ ઉપરાંત કેટલેક સ્થળે અન્વય અશુદ્ધ રહી ગયો છે

'ક્રોધવશ બની ગોકુળે જુદા થવાનું - જેટલુ સહજ માન્યુ હતું, ધીરે ધીરે ક્રોધ હળવો પડયા પછી એને સમજાયુ કે જુદા થવા જેવું કઠણ કામ અન્ય કોઇ નથી ' (પારૃ. ૬૧)

'તમારા મતના ચરણોમાં તમે જે દુનિયાનુ બલિદાન કરી શકો છો, અમારે પણ એવો એક મત છે, એ મતના ચરણમાં મેં અરુણનું બલિદાન આપ્યુ એમ માનીશ ' (મુક્તપંખી ૧૨૧)

અને 'એણે' અને 'જેણે' ને બદલે 'એને' અને 'જેને' (થોડા જ દિવસોમાં એને ખૂબ ખ્યાતિ મેળવી છે,' અને લોકોના મનની ગતિ ખરેખર આશ્ચર્યજનક છે, જેને આ કાયદા ઘડયા છે' પૃ ૩૫ 'મુક્તપંખી') વાપરવાની વ્યાકરણ-ભૂલો સ્વાધિન', 'સ્વિકાર', 'અદ્ભૂત' જેવી અનેક જોડણી ભૂલો, અનુસ્વારો મારેની બેદરકારી વગેરેને લીધે પણ ભાષાન્તરોની સુવાચ્યતાને હાનિ પહોંચે છે ભાષાન્તરની દૃષ્ટિએ જોઇએ તો અભિમાન સૌથી ઓછુ અશુદ્ધ છે

શ્રી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની નવલકથા 'શ્રીદેવી' ઐતિહાસિક તત્ત્વ પર રચાયેલી છે પણ ઇતિહાસ કરતા કલ્પનાનું તત્ત્વ તેમા વિશેષ છે 'મહમ્મુદપુર' વસાવીને હિન્દુ રાજ્યની સ્થાપના કરનાર પરાક્રમી અને કાર્યકુશળ રાજા સીતારામ રાય પોતાના જ સ્વભાવવૈશિષ્ટ્યને લીધે રાજ્યસત્તા કઇ રીતે ગુમાવી બેસે છે અને શ્રીદેવીની જન્મકુંડલીનો ફલાદેશ-**प्रियप्राणहन्त्री**-કેવી અણધારી રીતે સાચો પડે છે તે આ નવલકથામા બતાવવામા આવ્યું છે 'હું ઇષ્ટદેવને સાક્ષી ગણી તેમની સામે કહું છુ કે હું અવિશ્વાસિની નથી' (અવિશ્વાસને પાત્ર નથી, પૃ ૧૯૭) જેવી રચના કોઇ કોઇ સ્થળે રહી ગઈ છે, છતાં ભાષાન્તર એકંદર સરળ બન્યુ છે

માર બગાળી લેખકોએ મળીને લખેની 'કમલા'ની વિશિષ્ટતા ખાસ કહી નથી શ્રી બચુભાઇ શુક્લ કહે છે તે પ્રમાણે, 'ઘણાખરા લેખકો તો જાણી જોઇને જ નવલકથાના પ્રવાહની દિશા વાળી દેવા મથતા હોય એવુ જ લાગે છે એને લીધે આ નવલકથા આડાઅવળા વળાંક લેતી, કોઈ તોફાની બાળકે સમુદ્રના કાંઠા પરની રેતી પર દોરેલી 'ડિઝાઇન" જેવી થઈ રહી છે. છતાયે તેમા રમ પડતો હોય તો એટલા જ ખાતર કે એનો દરેકે દરેક લેખક બગાળી ભાષાનો સિદ્ધહસ્ત કારીગર છે અને રમૂજમા લખાયેલુ પણુ એ બધાનુ લખાણુ ઠેક જ નીરસ બની જતુ નથી"

અને "આ જ નવલકથાનું 'કમલિની' નામથી થયેલુ ભાષાન્તર એ મુખ્યત્વે શરત્ચદ્રનુ જ હોય એવી રીતે પ્રસિદ્ધ થયુ છે"—શ્રી બચુભાઇએ કહેલી આ હકીકત આપણા શરદ્વ્યાપારી પ્રકાશકો અને શરદ્ઘેલા વાચકોની મનોદશા પર કેવો પ્રકાશ નાખે છે? ભાષાન્તર સુવાચ્ય થયું છે

શ્રી ધૂમકેતુનું 'ચૌલાદેવી' અને શ્રી ઝવેરચદ મેઘાણીનું 'વેવિશાળ' આ વર્ષે પુનર્મુદ્રિત થયા છે ગુજરાત માત્ર નાટ્યરૂપ્યુ જ નથી, પણુ જૂની કે નવી સુન્દર નવલકથાઓને ટકવાનો અને ખપવાનો અવકાશ આપી રહ્યુ છે તે આનન્દદાયક છે

## નવલિકા

**સ્વતંત્ર ૧૩ ભાષાન્તર ૩ પુનર્મુદ્રણ ૭ :**

**'મેઘાણીની નવલિકાઓ,** ખડ ૧, ૨,'—'ધૂપછાયા', 'ચિતાના અગારા, ભાગ ૧-૨' અને આપણા ઉબરમા'ની નવલિકાઓ માથે કેટલીક નવી નવલિકાઓ—પહેલા ખડમા ૭, અને બીજામા ત્રણુ—ઉમેરી લઈને આ બે ખડોમા પ્રકટ કરવામા આવી છે

જુદે જુદે સમયે, જુદી જુદી પરિસ્થિતિમા આ નવલિકાઓનુ આલેખન થયુ હોવાથી, બધી જ નવલિકાઓનુ પોત એક સરખુ રહી શકયુ નથી પહેલા ખડની પાપી', 'છની જીભે મૂગા', અને 'વહુ અને ઘોડો' અને બીજા ખડની 'દીવાળીની બોણી,' 'ગગા તને શુ થાય છે?', 'જુગાઇના દ્વાર પરથી' અને 'કાનજી શેઠનું કાઘુ' જેવી વાર્તાઓમા નવલિકાના સ્વાતન્ત્ર્યનુ સુરેખ દર્શન થાય છે, તો ચિતાના અગારા, ભાગ ૧-૨'ની અને 'આપણા ઉબરમા'ની વાર્તાઓમાની કેટલીક (૧, ૨, ૩, ૪, ૫)નો અન્ત કૃત્રિમ કે વધારે પડતો ઊર્મિલ બની ગયો છે અને

'ઘૂઘા ગોર' અને 'પાનકોર ડોશી' જેવી વાર્તાઓ માત્ર પાત્રચિત્રણની કક્ષાથી આગળ વધી શકતી નથી

એક 'દરિયાપરી' સિવાયની બીજી બધી વાર્તાઓ વાસ્તવલક્ષી છે. પણ વાસ્તવલક્ષી હોવાથી એ અમુક વાદના કે માન્યતાના પ્રચાર માટે કે વિરોધના ઉદ્દેશથી લખાયેલી છે એમ નથી 'ચિતાના અંગારા, ભાગ ૧, ૨'ની બધી જ વાર્તાઓ એક અથવા બીજી રીતે નારીજીવનની કરુણાનું આલેખન કરે છે; તો 'આપણા ઉંબરમા'ની વાર્તાઓ શ્રમજીવી અને દીનદલિત વર્ગની જીવન-કરુણાને આલેખે છે. પહેલા ખડની વાર્તાઓ—જે સમયાનુક્રમે પાછળથી લખાઈ છે તે–મા વાર્તાફલક વિસ્તરતું જાય છે, અને વિસ્તરતું જાય છે તેમ તેમ સમાજની વિરૂપતા અને અભદ્રતા પ્રત્યે લેખકની કટુતા અને વક્રતા વધતી જાય છે.

એ બધી વાર્તાઓ દ્વારા વ્યક્ત થતા લેખકના માનસનું મુખ્ય લક્ષણ અસતોષ છે. 'ચિતાના અંગારા'ની વાર્તાઓમા જુનવાણી માનસની રૂઢિચુસ્તતા, પતરાજી, જોહુકી, આ મરૂના ખપ્પરમાં જીવનના ઉલ્લાસને અને પ્રાણને હોમી દેવાની અને વ્યક્તિત્વને નિ શેષ રીતે કચરી નાખવાની દુરાગ્રહી મનોવૃત્તિઃ આ બધા પ્રત્યે લેખકનો ઊંડો અસતોષ અને તજ્જન્ય કટુતા પ્રકટ થાય છે. એ વાર્તાઓની ભીષણ વાસ્તવિકતાને સહ્ય અને સમાધાન યુક્ત બનાવવા માટે 'કિશોરની વહુ', 'અનતની બહેન', 'ચોટલે ઝાલીને', 'ભનાભાઈ પરણ્યા', અને 'લાડકો રડાપો' જેવી કેટલીક વાર્તાઓના અન્તમા સમસ્યાનો ઉકેલ લાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પણ એ ઉકેલ નથી પ્રતીતિજનક લાગતો; નથી વાર્તાના સમગ્ર દેહમાથી સ્વયમેવ સ્ફુરી નીકળતો પહેલા ખડની વાર્તાઓમાના અસતોષ અને કટુતા નવતર માનસની દભી અથવા વેવલી, અવ્યવહારુ અથવા ભીરુ, સ્વાર્થસાધુ અથવા ખટપટી મનોદશાના દર્શનમાથી જન્મે છે, અને લેખકો, કલાકારો, યુવક કાર્યકરો, સામાજિક કાર્યકરો વગેરે લેખકના કટુ કટાક્ષને પાત્ર બને છે.

આમ પ્રાચીન કે અર્વાચીન, કોઈ પણ પ્રકારની સમાજરચનાથી લેખકને સંતોષ નથી બન્નેમા એને એક જ પ્રકારના દભ, સ્વાર્થપટુતા, નિર્માલ્યતા અને ગુલામગીરીના દર્શન થાય છે. સ્વત્વ, સાહસ, કે સ્વાર્પણમા પ્રકટ થતી માનવતાને કે જીવનસૌરભને પ્રકટવા પ્રસરવા માટે આ સમાજરચનામા જરા પણ અવકાશ નથી. જ્યાં જ્યા એ માનવતા અને જીવનસૌરભ પ્રકટવા પ્રસરવા મથે છે ત્યા ત્યાં એ મથામણ નિષ્ફળ થાય છે, અથવા તો

અપ્રતીતિકર રીતે જ પ્રગટી પ્રસરી રહે છે મેઘાણીની નવલિકાઓ, આ રીતે, વૈષમ્ય અને મન્થનનું આલેખન કરે છે, સમાધાનનું નહિ

મેઘાણીની સ્વચ્છ, ગરવી, નિર્મળ શૈલીનો પ્રસાદ, જીવન્ત અને અભિનવ ઉપમાઓ સુરેખ ચિત્રાંકનશક્તિ પાત્રવ્યક્તિત્વને થોડા જ શબ્દોમાં મૂર્ત કરી દેવાની કલા, પ્રશ્નની મર્મગ્રાહિતા – આ બધા તત્ત્વો આ નવલિકાઓમાં પણ અંકિત થતા છે

'રૂપાનો ઘટ' શ્રી ચુનીલાલ વર્ધમાન શાહની નવલિકાઓનો સંગ્રહ છે એ નવલિકાઓમાં લેખક પોતે જ કહે છે તે પ્રમાણે 'હળવી તથા ગંભીર, રૂપકાત્મક તથા ઘટનાત્મક કટાક્ષાત્મક તથા વિનોદાત્મક'—વીસ વાર્તાઓ આપવામાં આવી છે 'આ સંગ્રહમાં આવેલી ટૂંકી વાર્તાઓ વાંચી ગયા પછી પ્રકાશકને માલૂમ પડ્યું કે તેમાં કળાની જ ન્યૂનાધિક ગુણવત્તા તેમાં રહેલી છે, અને રસ, આકાર તથા સ્વાદ ઉપરાંત જીવનોપયોગી ઔષધિગુણ પણ તેમાં છે', આ શબ્દો હળીમતે માચા છે કલેવરની, કલાની કે સંયોજનની દૃષ્ટિએ જોઈએ તો આ વાર્તાઓ વિરુદ્ધ કશું કહી શકાય તેમ નથી અને સંગ્રહની બધી વાર્તાઓ વાંચી ગયા પછી લેખકના શાન્ત, સ્વસ્થ, વિચારશીલ, જાગ્રત અને ઉદાર, પ્રકૃતિપ્રેમી અને ચિંતનરત માનસની છાપ પણ આપણા મન પર પડે છે 'જીવનોપયોગી ઔષધિગુણ' લાવવાના આગ્રહનો 'જીવવાની આવડત,' 'રૂપાનો ઘટ,' અને 'માથું વાઢે તે માલ કાઢે' જેવી વાર્તાઓમાં જરા અતિરેક થઈ જવાથી વાર્તાનો ધ્વનિ વાર્તાવસ્તુમાંથી જ સ્ફુટ થવાને બદલે લેખકની કલમમાંથી અતિસ્ફુટિત થાય છે 'સાપનો ભારો', 'નરકમાંથી સ્વર્ગમાં', 'લગ્ન સંસાર' જેવી વાર્તાઓના વળાંક (Turning points) શક્ય હશે પણ અપવાદરૂપ હોવાથી સંભવિતતાની દૃષ્ટિએ એની છાપ સબળ નથી પડતી 'માથું વાઢે તે માલ કાઢે' એ ભાગની લોકકથાને અન્યથા ઘટાવીને લખવા જતાં, મૂળ લોકકથાનો સાહસપ્રેરક ચાતુર્યપ્રેરક ધ્વનિ ખથળી જઈને, 'ચેતતા નર તે સદા સુખી' અને 'લે લિખ્યા હોય ત્યાં ધુનાગ ભૂખે ન મરે' જેવો પતુજી શાહી, કાવકો ધ્વનિ આવી ગયો છે આમ છતાં ઠરેલ લખાવટને લીધે અને સ્વસ્થ જીવનદૃષ્ટિને લીધે આખો સંગ્રહ સુવાચ્ય બન્યો છે

'કુમકુમ' દ્વારા આપણા પરિચિત સાહિત્યપ્રેમી કિસનસિંહ ચાવડાને મૌલિક નવલિકાકાર તરીકે આપણને પરિચય થાય છે એ પરિચય જેટલો સુભગ છે તેટલો જ આહ્લાદક છે આ સંગ્રહની સોળેય નવલિકાઓ, અલબત્ત એક સરખી ઉચ્ચ કક્ષાનું કલાવિધાન દાખવી શકતી નથી 'એક કાયદો'

અને 'સગમ' જેવી રચનાઓને કોઈ પણ અર્થમાં નવલિકા કહી શકાય તેમ નથી; તો 'પ્રતિધ્વનિ'માંના ત્રણ જુદા જુદા ચિત્રોને એકત્ર કરવાથી નવલિકા બની શકતી નથી 'ફૂટેલા કરમ' પણ નવલિકા કરતા વધારે તો નિત્યનોધ જેવી લાગે છે, અને 'નાસ્તિકતા' જેવી નવલિકામા લાઘવનો ગુણ સહેજ પ્રયત્ને સિદ્ધ થઈ શક્યો હોત 'હરિહર ટપાલી' પણ ઉચ્ચ કલાવિધાનની સિદ્ધિ દાખવી શકતી નથી

તેમ છતા, આ સગ્રહની વિશિષ્ટતાને 'સૌદર્યનો કેફ'—એ બે શબ્દોમાં વર્ણવી શકાય સૌદર્ય–પછી તે પ્રકૃતિના અનેકવિધ સ્વરૂપોનું હોય કે માનવ-હૃદયની અગાધ ભાવસંપત્તિનું હોય, પણ સૌદર્યનો કોઈ પણ પ્રકાર–લેખકને આકર્ષે છે અને મસ્ત બનાવે છે એ મસ્તી, અલબત્ત, જીવનના કારુણ્ય પ્રત્યે વિમુખ બની જતી નથી જેટલી સૂક્ષ્મતાથી એ માતૃત્વની કવિતાને આલેખી શકે છે તેટલી જ સૂક્ષ્મતાથી એ વન્ધ્યત્વની કરુણાને પણ વ્યક્ત કરી શકે છે પણ એમનું એકદર દર્શન માગલ્ય અને સૌદર્યથી મર્માન્વિત થયુ છે એ માગલ્ય અને સૌદર્યનો સૌથી વધારે સમન્વય થયો છે 'ભિખારણની દુવા'મા. વસ્તુ, પાત્ર, વાતાવરણ, આલેખન આયોજન, દર્શન કોઈ પણ દૃષ્ટિએ તપાસતાં સંગ્રહની સર્વોત્તમ નવલિકા એ ઠરે છે, એટલું જ નહિ પણ આપણા સાહિત્યની સર્વોત્તમ નવલિકાઓની પંક્તિમાં સ્થાન પામવાને એ અધિકારી બને છે 'જીવનકલા', 'સપનાનું સત્ય', 'વધ્યા', 'પલ્લવી', આદિ અને અત' અને 'કુમકુમ' પણ આ સગ્રહની સુંદર નવલિકાઓ છે કિસનસિંહમા ધૂમકેતુનું સંયોજનકૌશલ કે દ્વિરેફ જેટલી મર્મગ્રાહિતા નથી, પણ સ્થળવૈવિધ્ય, પાત્ર-વૈવિધ્ય, સૌદર્યભક્તિ, કરુણમગલ ભાવોને આલેખવાની શક્તિ અને સ્વચ્છ, રગદર્શી શૈલી આ લક્ષણો સારા પ્રમાણમા છે તેથી જ, તેમનો આ પ્રથમ નવલિકાસગ્રહ સમીક્ષાવર્ષના નવલિકાસગ્રહોમા ગણનાપાત્ર સ્થાન પામે છે.

દ્વિરેફની વાતો ભાગ ૩'ની તેર વાર્તાઓ પોતાની કથનશૈલીની સાદાઈથી અને કથયિતવ્યની ગહનતાથી આ વરસની બીજી નવલિકાઓમા વિશિષ્ટ ભાત પાડે છે ઊર્મિના નિરકુશ ઉછાળા નહિ, પણ સ્વસ્થ સૂક્ષ્મ શીત લાગણી અને પ્રસગો નહિ, પણ ઘટનાના મૂળમા રહેલો મનસ્માનસનો વ્યાપાર, અને એ વ્યાપારના ઇષ્ટાનિષ્ટ તત્ત્વો, બલાબલો અને સઘર્ષો દ્વિરેફની કલામાં પ્રધાન છે કાવ્યકલાની માફક નવલિકાકલાના પણ દ્વિરેફ શાસ્ત્રજ્ઞ હોવાથી લાઘવ અને ધ્યેયલક્ષિતાના ગુણો એમની કૃતિઓમા અનાયાસે સિદ્ધ થઇ જાય છે અને આલેખનમડનની રીતિઓના વૈવિધ્યને લીધે તેમની

નવલિકાઓ તાઝગીભરી અને રોચક બને છે. ઉપરાંત, વાર્તાલાપમાં અવારનવાર આવતા બુદ્ધિચમત્કારને લીધે પણ એમની વાર્તાઓ જીવનના અને ચારુતાનાં લક્ષણોથી સવિશેષ મંડિત બને છે

'વાર્તાકારનું રહસ્ય કે જીવન ઉપરની ટીકા, જીવન ઉપરનું તેનું ચિંતન' દ્વિરેફની દૃષ્ટિએ પર્યાપ્ત છે. બનાવ કે સંવાદને ય એ મહત્ત્વનો ગણતા નથી. કદાચ તેથી જ 'કંકુડી અને કાનિયો', 'પરકાયાપ્રવેશ', અને 'પોતાનો દાખલો' જેવી વાર્તાઓમાં નવલિકાનું કલાસ્વરૂપ જે આકાંક્ષાઓ ઊભી કરે છે તે બધી સંતોષાતી નથી અને એ વાર્તાઓમાં લેખકને અભીષ્ટ રહસ્ય ખુદ વાર્તાદેહમાંથી નહિ, પણ શ્રી. પાઠકની તત્ત્વાન્વેષી વિવરણશક્તિમાંથી નિષ્પન્ન થતું હોય તેમ લાગે છે.

આમાંની ઘણી વાર્તાઓમાં 'સ્ત્રીપુરુષનો સબંધ'–જાતીય સબધ–કેન્દ્રસ્થાને રહે છે. લેખકની આ પ્રકારની વાર્તાઓએ આપણે ત્યા અમુક વર્ગમાં ચર્ચા જગાડી છે. એ ચર્ચામાંનું અંગત રાગનું કે દ્વેષનું તત્ત્વ ગાળી નાખ્યા પછી, અને પૃ. ૧૫૦ પર અશ્લીલતાના આરોપ માટે લેખકે જે રદિયો આપ્યો છે તે સમજી લીધા પછી પણ 'પરકાયાપ્રવેશ' જેવી વાર્તાઓ બચાવને પાત્ર હોઈ શકે એમ લાગતું નથી. જાતીય સંબધને કેન્દ્રસ્થાને ગણીને વાર્તાઓ ન જ લખવી જોઈએ એમ નહિ કલાના અનન્ત પ્રદેશમા, જીવનની કોઈ પણ ઊર્મિ, વૃત્તિ કે આવેગ જેટલુ જ સ્થાન એ આવેગને પણ છે; અને તેથી જ 'સૌભાગ્યવતી!!' જેવી વાર્તાઓથી સૂગાવાની જરૂર નથી બાપ અને દીકરી સાથે બેસીને એ નહિ વાંચે, તો જુદા જુદા બેસીને વાચશે, પણ જીવનની 'અન્તર્ગૂઢઘનવ્યથા'ના એવા કલામય આલેખનને જીવવાનો હક્ક છે. જીવવાનો હક્ક નથી 'પરકાયાપ્રવેશ' જેવી વાર્તાઓને—જેમા નથી વાર્તા, નથી કલા, છે એક માત્ર મમત: 'તમે મારી વાર્તાઓને અશ્લીલ કહો છો ! ભલે રહી એ અશ્લીલ! હું તો એવી જ વાર્તાઓ લખવાનો !'

જાતીય સંબધોનો માર્મિક અને રહસ્યમય પ્રદેશ એવો તો અસિધારા જેવો છે કે તેમા વિચરનાર કલાસર્જકે પળેપળ સાવધ રહેવુ પડે છે. નહિ તો અપરસના આલેખનમા સરી પડતા વાર લાગતી નથી અને અપરસનું આલેખન તો ગમે તેવા સમર્થ અને પ્રતિષ્ઠિત લેખકને હાથે થયુ હોય તો પણ ત્યાજ્ય જ ગણાય પૂર્વાપર કાર્યકારણની તર્કબદ્ધ શૃંખલા આવાં સર્જનોમાં આવશ્યક જ નહિ, અનિવાર્ય પણ હોય છે ઉદાહરણ તરીકે, આપણે પહેલી વાર્તા 'ઇન્દુ' લઈએ. એમાં જમના અને વીરેન્દ્રના સ્ખલન માટે કશી જ

ભૂમિકા તૈયાર કરવામાં આવી નથી. રાતના અગિયાર વાગે, વીરેન્દ્ર જમનાના ઘરમાં આવે : ઘરમાં દીવો ન જોતાં, ન એ દીવો કરે, ન જમનાને સાદ પાડીને બોલાવે, અને ગુપચુપ, અંધારામાં જમનાને શોધી તેની નજીક બેસી જાયઃ જમના પણ તેના ખોળામાં માથું નાંખી લગભગ બેભાન જેવી પડી રહેઃ અને વીરેન્દ્ર, ભરચક પાડોશીઓની વસ્તી વચ્ચે, જમનાની 'મૂઝવણ, ડુસકાં અને અકળામણ વધતાં', મિત્રધર્મ, રક્ષકધર્મ વગેરે વીસરી જઈ ને જમનાના 'કબજાનાં બટન ઉઘાડી' તેની છાતી ખુલ્લી કરેઃ જમના પણ પોતાના અસામાન્ય શોકદુઃખનો ભાર એકાએક વીસરી જાય ને વીરેન્દ્રના સ્ખલનમાં સાથ આપે!—અને આ બધું, અન્તે, આત્મહત્યાની હદ સુધી લઇ જતા ઉગ્ર પશ્ચાત્તાપમાં પરિણમે! આ બધાંને માટે કોઇ પણ પ્રકારની પૂર્વભૂમિકા તૈયાર કરવામાં આવી ન હોવાથી જમના વીરેન્દ્ર, 'વસંતવિજય'નાં માદ્રી અને પાંડુની માફક આપણી કરુણાભરી સહાનુભૂતિનાં પાત્ર બનવાને બદલે આપણી જુગુપ્સાને પાત્ર બની જાય છે. જ્યારે, કલાકૃતિનું ધ્યેય હોય છે વિધાતાની વિષમ બાજીના નિર્બળ સોગઠાં બની જતાં, મથતાં, લડતાં અને છતાં પરાભવ પામીને લાચાર બની જતાં માનવીઓ પ્રત્યે આપણી અનુકમ્પાના કે સહાનુભૂતિના ભાવો જગાડવાનું.

એ જ પ્રમાણે, નરેન્દ્રની અસાધારણ ક્ષમાશીલતા—કોઇ પણ પ્રકારના રોષ કે મન્થન વિના જમનાને અને તેના બાળકને અપનાવી લેવાની ક્ષમાશીલતા—સ્વાભાવિક લાગે એવું કશુંજ સૂચન વાર્તામાં આપવામાં આવ્યું ન હોવાથી, એ ક્ષમાશીલતા' પણ પોતાની ભવ્યતાની છાપ આપણા મન પર પાડી શકતી નથી.

નવલિકામાં ગાંધીજીની અસરોની ભૂમિકા રચાય તે સર્વથા ઉચિત છે, પણ 'જગજીવનનું ધ્યેય'માં બન્યું છે તે પ્રમાણે ખુદ ગાંધીજી જેવી વ્યક્તિને—અને તે પણ વિદ્યમાન વ્યક્તિવિશેષને—પાત્રરૂપે લાવવામાં ઔચિત્યની મર્યાદા સચવાતી નથી એમ મને લાગે છે.

'રેકડીમાં', 'એક સ્વપ્ન', 'સૌભાગ્યવતી!!' 'બે ભાઇઓ', 'બુદ્ધિવિજય' અને 'કેશવરામ' આ સંગ્રહની મનોહર નવલિકાઓ છે. એ નવલિકાઓમાંની કોઇ પ્રસંગચિત્રણે તો કોઇ કલાન્વિત વ્યંગે, કોઇ વાર્તાવસ્તુએ તો કોઇ કથનની નિર્વ્યાજ સરળતાથી, કોઇ વાતાવરણથી તો કોઇ પાત્રનિરૂપણે આપણા મન પર છાપ પાડતી જાય છે. 'બુદ્ધિવિજય' અને 'કેશવરામ' તો કોઈ પણ સાહિત્યનું ભૂષણ બને તેવી નખશિખસુન્દર નવલિકાઓ છે.

'પોતાનો દાખલો', એ રીતે જોતા, સામાન્ય પ્રકારની છે, અને 'મહેફિલે ફેસાને શુવાન'ની વાર્તાઓ વિવેચનયુક્ત વાર્તાઓના પ્રયોગ તરીકે જેટલી આકર્ષક છે તેટલી નવલિકાઓ તરીકે નથી

'એને પરણવું નહોતું અને બીજી વાતો'ના લેખક શ્રી વિનોદરાય ભટ્ટને વાર્તાલેખન પર હથોટી બેસી ગઈ છે રૂઢ ભાષાપ્રયોગો પર એમને સારો કાબૂ છે વર્ણનોમા અને ચિંતનમા કેટલેક સ્થળે કવિત્વનો ચમકાર અને વાર્તાલાપમાં ચાતુર્ય અને મર્મના અંશો લેખક લાવી શકે છે આ બધાને લીધે એમની નવલિકાઓ સુવાચ્ય બની છે પરંતુ લેખકના 'વિચારનો ઝોક હમેશા અનુકંપાભર્યા, માનવતાભર્યા તત્ત્વો તરફ ઢળેલો' હોવા છતાં અને પુરુષપાત્રોના પુરુષત્વને 'સ્ત્રીત્વના કોમળ ભાવો ધારણ' કરતું આલેખવાનું એમને ગમતુ હોવા છતા, સ્ત્રૈણત્વ અને હૃદયની સુકુમારતા વચ્ચેનો ભેદ એ પારખી શક્યા નથી, અને તેથી એમનાં અનિરુદ્ધ, શોભન, છબલ અને મિલાપ જેવા પાત્રો નિર્બળ અને પોચા બની ગયા છે.

તે જ પ્રમાણે સ્વમાની, મિજાજમાન, પ્રતાપી સ્ત્રીત્વ લેખકને આકર્ષતુ હોવા છતા, લેખક તેને વિજયી બનતુ આલેખી શકતા નથી. દક્ષા, મેનલ, અનુરાધા અને આકાક્ષા, આ બધા પાત્રો પરાજિત થાય છે, પરંતુ એમના પરાજયમા જ સાચો વિજય સમાયો છે એવી પ્રતીતિ લેખક કરાવી શકતા નથી આ સગ્રહમા પ્રસન્ન અને ધન્ય દામ્પત્યનું આલેખન થયુ છે બે યુગલોમા—સુલક્ષણા અને વીરેન્દ્ર તથા નિરજના અને સુદર્શનમા. અને એ બન્નેમા સ્ત્રીજીવનની ધન્યતા ઝમે છે પતિપરાયણતા અને આત્મવિલોપનમાથી આમ જે વ્યક્તિત્વનો લેખક પુરસ્કાર કરે છે તે જ વ્યક્તિત્વને, એ જ્યા-સુધી પુરુષના વ્યક્તિત્વમા વિલુપ્ત ન થાય ત્યાસુધી નૈતિક કે આધ્યાત્મિક દૃષ્ટિએ કૃતાર્થ અને ધન્ય બનતું ન દેખાડી શકવાથી લેખકના સ્ત્રીપાત્રો ઉર્મિલ, આવેશપ્રધાન અને ગુમાની બની ગયા છે

લેખક પોતાને 'જીવનથી પરિપ્લુત એવા સાહિત્યના' જ 'સમજમાં સમગ્ર પક્ષકાર' માનતા હોવાથી, જીવનનું સ્વાસ્થ્ય, નગ અને સમધારણા (Normality) તેમને અવશ્ય પ્રિય હશે એમ ધારીને ઉપર્યુક્ત હકીકત પર તેમનુ ધ્યાન દોરવાની જરૂર છે

જેમ જેમ લેખકનું ચિન્તન વધારે ઊંડુ અને દર્શન વધારે સ્વચ્છ બનતું આવશે તેમ તેમ આપણને તેમની પાસેથી વધારે પ્રાણવાન, વધારે મર્મસ્પર્શી કૃતિઓ મળતી આવશે એવી આશા આ સંગ્રહની વાર્તાઓ અવશ્ય જન્માવે છે.

શ્રી મયૂરની 'ચોરાંની વાતો'નું વાર્તાવસ્તુ સૌરાષ્ટ્રના મધ્યકાલીન લોકજીવનમાંથી વીણવામાં આવ્યુ છે. અને વાર્તાઓમાં 'કોઇ કોઈ સ્થળે જે ઐતિહાસિક તત્ત્વ છે તે સ્થળ, કાળ અને વિગતો પરત્વે ઉપલબ્ધ સાધનોથી જોઇતી ખાતરી કરવાનો પ્રયાસ' લેખકે કરી જોયો છે. લેખકની વાર્તાશૈલી એકંદર સ્વચ્છ છે. વર્ણનોમાં એ શૈલી સ્થળે સ્થળે ખીલી નીકળે છે. પણ એમાં જેટલી આલંકારિકતા છે તેટલી અકૃત્રિમતા અને વિવિધતા નથી. સંવાદોમા કેટલેક સ્થળે જીવત વાણીના રણકારને બદલે નાટકી તત્ત્વ પ્રવેશી ગયુ છે; તેમ જ શબ્દાળુતા અને દીર્ઘસૂત્રતા પણ ક્યાંક ક્યાંક મળી આવે છે.

આ જાતની વાર્તાઓ જેમ લોકભાષા કે તળપદી ભાષાના પ્રયોગો સાહિત્યમાં કેટલી હદ સુધી સ્વીકાર્ય ગણાય એ પ્રશ્ન ઊભો કરે છે તેમ ભૂતકાલીન વાર્તાવસ્તુને રજૂ કરવામાં લેખકનું દૃષ્ટિબિન્દુ કેવું હોવું જોઇએ તે પ્રશ્ન પણ આપણી સમક્ષ મૂકે છે. પ્રસ્તુત વાર્તાવસ્તુ દ્વારા લેખક તત્કાલીન જીવનને એના હેય અને ઉપાદેય તત્ત્વોની સાથે રજૂ કરીને, મધ્યકાલીન જીવનને ભાવના રંગે રંગ્યા વિના શબ્દસૃષ્ટિમાં સજીવ કરવા માગે છે? કે અહીં બન્યું છે તેમ તત્કાલીન જીવનને આદર્શ જીવન તરીકેજ ? કરવા માગે છે? લેખક એ બેમાથી જે દૃષ્ટિબિન્દુ સ્વીકારે તેના પર આ પ્રકારના સાહિત્યની મૂલ્યવત્તાનો અને ઇષ્ટતાનો કે અનિષ્ટતાનો ઘણો આધાર છે.

'મેથાળાને પાદર', 'વર્ણસંકર', 'ખુટામણ', 'તાંડવ', 'માતૃચરણે' અને 'કોડ પચાસે કાગબાઇ'—આ વાર્તાઓ સારી રીતે લખાઈ છે.

શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટના 'બિન્દુ'માં પ્રમાણમા લાંબી એવી પાંચ નવલિકાઓ આપવામા આવી છે અંગંકુલ વસ્તુ સરળ ભાષા અને પ્રવાહી શૈલીને લીધે આ નવલિકાઓ સુવાચ્ય બની છે. વાર્તાઓના લેખન વખતે લેખકની દૃષ્ટિ પાસે જાણ્યે કે અજાણ્યે રૂપેરી પડદો રમી રહ્યો લાગે છે. એટલે હસતી તસ્વીરો, તેની સાથે આકાશભાષિતથી થતા પ્રશ્નોત્તરો, તુલસીના છોડ પાસે થતી પ્રાર્થનાઓ, સ્ત્રીજીવનની મંગલ કવિતા, દામ્પત્યની પ્રસન્નતા, લોકસમાજનો વિરોધ અને મંગલ અન્ત આ બધા તત્ત્વો આ સંગ્રહમાં જોવા મળે છે. વાર્તાઓનો ઘણોખરો વસ્તુવિકાસ સંવાદ દ્વારા થાય છે; અને સંવાદમાં પણ સાસુને 'મા' કે 'માતાજી' (૧૦,૩૧) અને પોતાની માતાને 'માતાજી' (૭૯) કહીને સંબોધવાની લઢણ બિનગુજરાતી હોવા ઉપરાંત બોલપટના સંવાદોનું જ સ્મરણ કરાવે છે. કદાચ આને લીધે જ, આ

નવલિકાઓમાં વાસ્તવિક ગુજરાતી જીવનનો રણકાર સંભળાતો નથી. ભાવનામયતાના ઘેરા રંગે લેખકની સૃષ્ટિનું ચિત્રણ થયું હોવાથી, પાંચે વાર્તાઓનો અન્ત, સંભવિતતાની દષ્ટિએ, નાટકી બની ગયો છે. તેમ છતાં આ નવલિકાઓમાં, ભલે કંઈક ઊર્મિલતાથી પણ, સ્ત્રીહૃદયનું મધુર કાવ્ય રજૂ થયું છે.

શ્રી. મકનજી પરમારનો નવલિકાસંગ્રહ 'વગડાનાં ફૂલ' સહૃદયતાના રણકારવાળી અઢાર નવલિકાઓ રજૂ કરે છે. અત્યારની વિષમ સમાજરચના, ઉચ્ચનીચના ભેદની દિવાલો, ગ્રામવાસીઓનું થતું શોષણ : આ બધું જોઈને લેખકનું અંતઃકરણ ખરેખર કકળી ઊઠયું છે. શહેરોની સંસ્કૃતિનો દંભ અને ગ્રામજીવનની સાચી સંસ્કારિતાની સુવાસ, આ બેને લેખક વારંવાર વિરોધાવતા જાય છે; અને વતનની પ્રીત એમની નવલિકાઓનું વિશિષ્ટ લક્ષણ બની રહે છે. અત્યારે તેમને ચેતવવાના છે આ વતનપરસ્તી વતનગ્રન્થિ ન બની જાય તેની સામે. કલાકારનું તાટસ્થ્ય જો લેખક સિદ્ધ કરી શકે તો શહેરો પ્રત્યેની સકારણ તો યે અતિશયોક્તિ-ભરેલી નફરત અને ગામડાં પ્રત્યેના અહોભાવનો અતિરેક, આ બન્ને વચ્ચે મધ્યમ પ્રતિપદાનો માર્ગ કાઢીને લેખક રચનાત્મક ભાવનાઓથી મંડિત સુન્દર કલાકૃતિઓ આપી શકે તેમ છે. અત્યારે તો એ સ્થળે સ્થળે ઊર્મિલ પ્રચારતત્ત્વને અધીન થઇ જાય છે; અને તેને પરિણામે 'ડૉ. સ્કોટ' અને 'આત્માની ચીસ'માં બને છે તે તે પ્રમાણે નવલિકા નવલિકા મટીને નિબંધની કક્ષાએ જઇ પહોંચે છે. તેમ છતાં, 'વતનનો સાદ', 'કુમાનો સંસાર', 'અગનપિછેડો', 'એકાવાળો', 'ફૂટ છે ઈમને', 'વેઢા જેવડી વહુ', 'ચેવડાવાળો,' 'માના ખોળે' અને 'વગડાનાં ફૂલ', આટલી નવલિકાઓમાં લેખકની સાચી શક્તિ આપણને જોવા મળે છે; અને એ શક્તિ યથાસમય વિકસતાં, લેખક પાસેથી આપણને રસભરિત અને કલાન્વિત નવલિકાઓ મળશે એવી આશા પ્રેરે છે.

શ્રી. ગોવિંદભાઈ અમીનના પ્રથમ વાર્તાસંગ્રહ 'રંગનાં ચટકાં'માં સોળ વાર્તાઓ આપવામાં આવી છે. એકાંકી નાટકોની માફક ટૂંકી વાર્તાના સંવિધાન પર લેખકનો હાથ બેસી ગયો છે. પણ લેખક હજી જીવનની ઉપલી સપાટી પર જ રમી રહ્યા છે. જીવનનું વિવિધ અને વ્યાપક, વિષમ અને મધુર દર્શન સિદ્ધ થવું હજી બાકી છે. એટલે અત્યારે તો આ વાર્તાઓ સુરેખ અને સુવાચ્ય હોવા છતાં સામાન્ય લાગે છે. પણ, વાર્તાક્ષમ પ્રસંગોને પકડી પાડવાની અને તેને તદ્દન નિરાડંબર રીતે આલેખવાની લેખકને સારી ફાવટ આવી ગઈ છે એ દષ્ટિએ આ સંગ્રહ આશાસ્પદ છે.

શ્રી. ધૈર્યચંદ્ર બુદ્ધની 'સુરંગા'ની વીસ નવલિકાઓમાં લેખકની પ્રયોગદશા અને ઉમળકાની ઝાંખી થાય છે. નવલિકાનું લાઘવ હજી લેખકને સિદ્ધ થયું નથી; એટલે નવલકથાકારની માફક એ કેટલીકવાર અપ્રસ્તુત વિગતો આપવા બેસી જાય છે (૧૦); તો કેટલીકવાર 'લગ્ન' અને 'અણધારી આફત'માં બન્યું છે તેમ, વાર્તાઓમાંના ઉપદેશતત્ત્વને સ્પષ્ટ રીતે કહી બતાવવાના લોભમાં પડીને અથવા વાચકને સીધું સંબોધન કરીને (૨૭; ૩૭) કલાભાન ગુમાવી બેસે છે. 'કોના ખાતે', 'ખેડૂતની વેદના', 'અનિલ' જેવી વાર્તાઓમાં ઊર્મિલતાનો અતિરેક થઈ ગયો છે. તેમ છતાં, 'સુરગા', 'ગાડી', 'તડકાછાંયા' જેવી વાર્તાઓમાં લેખકની પ્રચ્છન્ન શક્તિની આપણને ઝાંખી થાય છે.

શ્રી. બકુલેશના સંગ્રહ 'ઇશ્કની ખુશ્બુ' માંની વાર્તાઓ આજથી પંદરેક વર્ષ પહેલાં લખાઇ હતી. પદર વર્ષ પહેલાની પોતાની શક્તિ અને સિદ્ધિઓ માટેનું મમત્વ હજી પણ લેખકના હૃદયમા રહ્યું હોવા છતાં, આ વાર્તાઓ પૂરતા એ ઝાઝા ભ્રમમાં રહ્યા નથી લેખકના પોતાના જ શબ્દોમાં કહીએ તો આ વાર્તાઓમાં 'સામાજિક દષ્ટિ નથી; એમાં પ્રાણ નથી.' અને સામાજિક દૃષ્ટિ અને પ્રાણની વાત જતી કરીએ તોપણ આ વાર્તાઓમાં નવલિકાનાં કલાતત્ત્વોની રેખા સરખી યે દેખાતી નથી. દેખાય છે માત્ર શબ્દોના લોચા અને ધૂમાડિયુ પિંજણ. 'પણ, પદર વર્ષ પહેલા આને ય વાંચી વખાણનાર વર્ગ તો હશે ને!' એમ આશ્ચર્ય પામવાની જરૂર નથી એવો વર્ગ તો કદાચ આજે ય મળી આવે; પણ એટલા પરથી જ, હકીકત છે તે નથી થતી નથી.

શ્રી. ચીમનલાલ લુહારના સંગ્રહ 'ગામધણી'મા ચાર નવલિકાઓ આપવામાં આવી છે. શ્રી. મુનશીના સભાન કે અભાન અનુકરણમા લેખકે પોતાની શૈલી ઘડવાનો પ્રયત્ન કર્યો છે પણ શ્રી મુનશીની સર્જક પ્રતિભાનો અહીં નિ શેષ અભાવ હોવાથી, આ નવલિકાઓની શૈલી તદ્દન કૃત્રિમ, શબ્દાળુ અને નાટકી બની ગઈ છે. કેવળ 'પ્રૂફ સુધારણા"ની બિનઆવડતને લીધે ન જન્મતી હોય તેવી અક્ષમ્ય જોડણીભૂલો (આયુષ વિચારદ, અગારભવન) અને વ્યાકરણભૂલોને લીધે આ સંગ્રહની દુર્વાચ્યતા વધી જાય છે. સંગ્રહનુ ઉત્તમાંગ છે એની અર્પણપત્રિકા: "મુમુક્ષુ વાચકને અર્પણ!!" એનું 'મુમુક્ષુ' વિશેષણ અને બે આશ્ચર્યચિહ્નો કેટલા બધા ધ્વનિગર્ભ છે!

ત્રણ ભાષાન્તરકૃતિઓમાંની 'નિ:સંતાન'માં ત્રણ લાંબી નવલિકાઓ સંગ્રહવામાં આવી છે. પ્રો. રામનારાયણ પાઠકે ઉપોદ્ઘાતમા બતાવ્યું છે તે

પ્રમાણે ત્રણેય વાર્તાઓ યુરોપની આ પ્રકારની વાર્તાઓમા ઉત્તમ ગણાતી વાર્તા છે' ત્રણેય વાર્તાઓમા મુખ્ય પાત્રોના માનસનું ચિત્રણ મધ્યવર્તી છે એ માનસ અમુક રીતે અસાધારણ હોવા છતા એનુ ચિત્રણ તદ્દન સ્વાભાવિક અને સંભવિત, તર્કશુદ્ધ અને અનિવાર્ય લાગે એવી રીતે આપવામા આ નવલિકાઓનું કલારહસ્ય છુપાયુ છે આ નવલિકાઓ આપણા લેખકો પાસે સવિધાનકૌશલનો સુન્દર આદર્શ રજૂ કરે છે

'દેવદૂત'માની વાર્તાઓ મૂળ મરાઠી 'કિર્લોસ્કર' અને 'મનોહર' માસિકોમા પ્રગટ થઈ હતી પાત્રોના તેમ જ સ્થળવિશેષના નામ વગેરેમ યથોચિત ફેરફાર કરીને વાર્તાવસ્તુને તળ ગુજરાતની ભૂમિમા રોપવામ આવ્યુ છે ભાષાન્તર સ્વતત્ર કૃતિ જેટલા રસથી વાચી શકાય છે ભાષાતર કારના શ્રમની સફળતા ત્યા જ રહી છે

પરતુ આ તેર વાર્તાઓમા, વાર્તાદૃષ્ટિએ અસાધારણ એવુ કશુ નથી 'પતિત' અને 'ઉન્માદ અને ઉપરતિ' જેવી વાર્તાઓ તો તદ્દન સામાન્ય કક્ષાની છે અને 'ઘરનો ધારો' અને 'ખોટુ ખોટું તો' એ બે સિવાયની બીજી વાર્તાઓમા એવો વિશિષ્ટ સૌંદર્યચમત્કાર નથી કે તેને મરાઠીમાથી ગુજરાતીમા લાવવાની જરૂર રહે આવી સામાન્ય કૃતિઓ માટે પણ આપણે પરાવલબી ક્યાસુધી રહીશુ?

'હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ'મા એક તરફ જેમ વસ્તુ અને પાત્રના વૈવિધ્યનું દર્શન થાય છે તેમ બીજી તરફ આલેખનનિરૂપણની નવીનતા પણ જોવા મળે છે એની 'કફન' અને 'મધુઓ' જેવી વાર્તાઓ વાસ્તવિકતાનું મર્મસ્પર્શી આલેખન કરે છે, તો 'ખેલ' અને 'બાળપણ' બાલ્યમાનની મુગ્ધ કવિતાનું દર્શન કરાવે છે 'લૉરીમા' એના આલેખનથી અને માર્મિક ચોટથી ચિત્ત છતી જાય છે, તો 'પ્રાયશ્ચિત્ત' અને 'આમરણ ઉપવાસ!' એના ચાતુર્યચમત્કારથી વસ્તુની વિસવાદિતાને હૃદય પર ઠસાવી જાય છે 'મુનમુન અને 'અબ્બૂખાની બકરી' માનવદૃષ્ટિએ પશુમાનસના વ્યાપારનું આલેખન કરે છે, તો ચીડિયાખાનું પ્રાણીજીવનની કરુણા અને ભૂખી ને સારે વ્યક્ત કરી જાય છે અન્તમા એ સામાન્ય અતિ સત્ય (Platitude)મા સરી પડે છે, પણ માનવીની સૌન્દર્યભૂખ કે મહત્ત્વાકાક્ષા, અહભાવ કે પરપીડનવૃત્તિ કેટકેટલા અનિષ્ટોનું મૂળ બને છે તે આ વાર્તામા નવીન રીતે કહેવાયુ છે અને 'પગદડી તો મનોરમ ઊર્મિકાવ્ય જ છે. એનું રૂપતત્ત્વ એનું વાતાવરણ વર્ણનો અને ચિત્રો, વાર્તાલાપની સહજ

અને જીવનની ભવ્યતાનું કરુણગર્ભ દર્શનઃ આ બધાં તત્ત્વો એટલાં તો રમણીય છે કે સંપાદકના વક્તવ્યમાં તેનો ઉલ્લેખ સરખો યે નથી તે જોઇને આશ્ચર્ય થાય છે. 'કફન' જેમ સંગ્રહની વાસ્તવદર્શી વાર્તાઓમાં શ્રેષ્ઠ છે તેમ 'પગદંડી' રંગદર્શી વાર્તાઓનો શિરોમણિ છે.

આ વાર્તાઓની પસંદગી સંપાદકે કેવળ પોતાના વૈયક્તિક દૃષ્ટિબિન્દુથી કરી હોવાથી, આ વાર્તાઓને જ હિન્દી સાહિત્યની શ્રેષ્ઠ નવલિકાઓ ગણીને તેના ગુણદોષ પર વિવેચન કરતાં હિન્દી સાહિત્યને અન્યાય થાય તેવુ છે. શ્રી. પ્રતિમા સેઠીની 'સંધ્યા' હિન્દીની શ્રેષ્ઠ નવલિકાઓમા ખરેખર સ્થાન પામે છે કે કેમ તેની ખબર નથી. પણ શ્રી. મેઘાણીની 'પાપી' જેવી વધારે કરુણમંગલ કલાકૃતિઓ આપણે ત્યાં હોવા છતા, તેને ગુજરાતીમા લાવવાની કઇ જરૂર ખરી ? તે જ પ્રમાણે, દ્વિરેફની મુકુન્દરાવ' જેવી વાર્તા વાચ્યા પછી 'દોસ્તના' છૂટક પ્રસંગચિત્રો સુન્દર હોવા છતા, નવલિકાદષ્ટિએ એ શિથિલ લાગ્યા વિના રહેતી નથી. ચાતક પંખી' અને 'લાજ રાખજે' પણ બહુ જ સામાન્ય પ્રકારની વાર્તાઓ છે; અને 'જાદુ' વાચતાં વાચતાં 'Twenty six men and a girl' યાદ આવી જાય એવું કશું જ તેમાં નથી.

આમ આ સંગ્રહમાં સુન્દર અને સામાન્ય બન્ને પ્રકારનો સામગ્રી એકઠી થઇ છે. ભાષાન્તર એકંદર સારું થયુ હોવા છતા, 'કોઈ કુંવારી કન્યાને સીમત હોય એવાં' (કુમારી કન્યાના **સીમંત-સેંથા-જેવી.** પૃ. ૨૭૩) જેવા પ્રયોગ ભાષાન્તરકારની બેદરકારી કે બિનઆવડત સૂચવે છે.

શ્રી. ધૂમકેતુનુ 'પ્રદીપ' અને શ્રી. ઝવેરચંદ મેઘાણીનાં '**જેલ ઑફીસની બારી**', '**પ્રતિમાઓ**', '**સોરાષ્ટ્રનો રસધાર**' (ધારા ૧, ૪, ૫) અને 'સોરઠી સંતો' આ વર્ષે પુનર્મુદ્રિત થયા છે. શિષ્ટ, સુન્દર પુસ્તકોનાં પુનર્મુદ્રણથી આપણને થતું સાનન્દ આશ્ચર્ય સત્વેળા શમી જાય અને એ સ્થિતિ સ્વાભાવિક બની જાય એવી ધન્ય ઘડી ક્યારે આવશે ?

## પ્રકીર્ણ

**સ્વતંત્ર ૧૧ :** **પુનર્મુદ્રણ ૨ :**

આ વિભાગની આઠ કૃતિઓમાથી કેટલીકને મૂકવી હોય તો નવલિકા-વિભાગમાં મૂકી શકાય તેમ છે; પરતુ તેમ ન કરતાં, સરળતા અને ઔચિત્યને ખાતર તેને આ પ્રકીર્ણ વિભાગમાં મૂકી છે.

શ્રી વિનોદિની નીલકંઠના 'આરસીની ભીતરમાં'મા ૨૯ નાની નાની ગદ્યરચનાઓ આપવામા આવી છે. તેમાં વાર્તાઓ છે, તરંગલીલા છે, વિચારકણિકાઓ અને ચિંતનમુક્તકો છે, ભાવનાઓ અને ગદ્યકાવ્યો છે. આમાની કેટલીક રચનાઓ તદ્દન સામાન્ય પ્રકારની છે, વાર્તાઓમાની ઘણીમા કશી જ અસાધારણતા નથી, તરંગલીલામા ચમત્કારક તત્ત્વ ઓછુ છે અને ઘણી રચનાઓ તો કેવળ પ્રારંભદશાની જ છે.

પણ લેખિકામા મર્મ અને વિનોદની સાહજિક શક્તિ છે, પ્રકૃતિના લલિત, મધુર કે ભવ્યકરાળ દશ્યો પ્રત્યે સાચો અનુરાગ છે, માનવજીવન પ્રત્યે સહાનુભૂતિભર્યો રસ છે અને વેધક દૃષ્ટિ છે એટલે 'પગરખાં', 'સાબરમતીના પૂર', 'ધરતી', 'ગરુડ', 'ફર્ગ્યુસન ટેકરી', અને 'બાલસખીને' જેવી રચનાઓમા મનોરમ ગદ્યકાવ્યનો આત્મા પ્રકટ થાય છે તો 'જાદુ', 'વરદાન', 'ભોળો શિકાર', 'વરસગાંઠ', 'નાનકડો આર્થર', 'સાવકી મા', 'મંજુલતા', 'મોંઘુ માતૃત્વ', અને 'ચિંતા' જેવી રચનાઓમા સરલતાનું કે ધ્વનિનું સૌંદર્ય વત્તે ઓછે અંશે પ્રકટ થાય છે

પ્રો વિનાયક ગોગટેનું 'શું કહ્યું ?' આપણે ત્યા 'નાટચચ્છટા'નો નવો પ્રકાર રજૂ કરે છે સંસ્કૃત નાટ્યશાસ્ત્રની પરિભાષા પ્રમાણે એને 'ભાણ' કહેવામા આવે છે એમા એક જ પાત્ર હોય છે એ પાત્ર કા તો પોતાનો અને કા તો અન્યનો અનુભવ કહી બતાવતું હોય છે અથવા એમા બીજાએ અનુભવેલુ પ્રશ્નોત્તરરૂપે આકાશભાષિત વડે અને યથોચિત અભિનય સાથે બોલવામા આવે છે આ પ્રકારની નાટચચ્છટા મરાઠીમા લખાય છે પ્રો ગોગટેએ એ સ્વરૂપને આપણે ત્યા પહેલી જ વાર, પૂરતા પ્રમાણમા દાખલ કરવાનુ શ્રેય મેળવ્યુ છે

આ પુસ્તક મરાઠીમાથી ભાષાન્તર નથી, પણ મૂળ ગુજરાતીમા જ લખાયેલી કૃતિ છે. એમા બુદ્ધિનો ચમકાર છે, વિસંગતિને શોધી કાઢવાની ચકોર દૃષ્ટિ છે, માનવસ્વભાવની આત્મવંચનાને કે વક્રવૃત્તિને, નફટાઈને કે દભને આબાદ પકડી પાડીને આસાનીથી વ્યક્ત કરવાની કલા છે અલબત્ત, લેખકના હાસ્યમા નર્મ કે કટાક્ષને બદલે મુખ્યત્વે મર્મની જ પટામણી દેખાય છે; અને તેથી તેમને કયારેક તાલમેલિયાપણાનો તો ઘણીવાર અતિશયોક્તિનો આશ્રય લેવો પડયો છે પણ તેમ છતા આ સૌષ્ઠવયુક્ત અને કલાપૂર્ણ રચનાઓનું વાચન રસદાયક અવશ્ય થઈ પડે છે.

'વીર વનરાજ'—ઇતિહાસની શુષ્ક વિગતપર પદ્ય અને વાર્તાની કેવળ

કાલ્પનિકતા, બન્ને ભયસ્થાનોથી મુક્ત રહીને વીર વનરાજના પાત્રને આલેખતું આ પુસ્તક આપણા કિશોરસાહિત્યમાં સત્કારપાત્ર સ્થાન પામે છે.

'મરેલાંનાં રૂધિર ને જીવતાંનાં આંસુડાઓ', 'આપણું ઘર', 'અકબરની યાદમાં', 'પાંચ વરસનાં પખીડાં'' 'આપણા ઘરની વધુ વાતો', અને 'લોકગંગા': 'કુલછાબ નવપ્રકાશન શ્રેણી'ની પુસ્તિકાઓ છે. પહેલી પુસ્તિકામાં આપણા દસ સમર્થ રાષ્ટ્રવિધાયકોની જીવનઝરમર આપવામાં આવી છે, બીજીમાં આપણા પાંચ પુરુષસિંહોનો જેલનો અનુભવ –પ્રમાણિત સાધનો પરથી તૈયાર કરીને–આપવામાં આવ્યો છે, ત્રીજીમાં બિરાદરી અને સમન્વયનું ઉજ્જ્વળ સ્વપ્ન સેવનાર ભારતસમ્રાટ અકબરની ચતુ શતાબ્દીના અવસરને, વર્તમાન દાયકા લગીના હિન્દ અને ઇસ્લામના સંપર્કનું રસ અને સમભાવપૂર્વક અવલોકન કરીને ઉચિત રીતે ઊજવવામાં આવ્યો છે, 'પાંચ વરસના પખીડા'માં 'પાંચસોમે મજલે' વસનારા વાઇસરૉયો અને ગવર્નર જનરલોના 'સામાજિક સાંસારિક અને અર્ધ અંગત ગણાય' તેવા જીવન વિશે રસિક માહિતી આપવામાં આવી છે, 'આપણા ઘરની વધુ વાતો'માં જેલની ગૂઢ અને રહસ્યભરપૂર સૃષ્ટિનો વિશેષ પરિચય કરાવવામાં આવ્યો છે, અને લોકગંગા'માં અજ્ઞાત લેખકોએ લખેલી અને 'ફુલછાબ'માં પ્રકટ થયેલી, આપણા ગ્રામીણ સમાજમાં સ્થળે સ્થળે મળી આવતી દર્દભરી કરુણા કે કાવ્યભરી ભવ્યતાનું દર્શન કરાવતી અનુભવનોંધો આપવામાં આવી છે. નીરોગી રાષ્ટ્રભાવના અને જીવંત શૈલીના સમન્વયને લીધે આ પુસ્તિકાઓ પથ્ય અને પ્રાણપ્રદ બની છે

શ્રી એકાગ્રના **અકકલના ખાં**'માં હાસ્યરસિક લેખોનો સંગ્રહ કરવામાં આવ્યો છે લેખકે હિન્દુ અને મુસલમાન સંસારના વ્યવહારનો સારો એવો પરિચય સાધ્યો છે ઉર્દૂ, ઉર્દૂમિશ્રિત ગુજરાતી અને શિષ્ટ ગુજરાતી ભાષા પર એમને સારો કાબૂ છે સમકાલીન જીવનના હાસ્યપાત્ર સ્થાનો પારખવાની દૃષ્ટિ પણ એમનામાં છે પણ લેખકની દૃષ્ટિ મુખ્યત્વે બાહ્યસ્થિત હોવાથી આ સંગ્રહના હાસ્યની નિષ્પત્તિ ભાષાઓના શબ્દમેળામાંથી અને અમર્યાદ અતિશયોક્તિમાંથી થાય છે, માનવસ્વભાવમાં મૂલભૂત રીતે રહેલી વિસંગતિમાંથી નહિ એટલે શુદ્ધ હાસ્યની દૃષ્ટિએ આ સંગ્રહમાં ચિરંજીવ તત્ત્વો ઓછાં છે, પરંતુ સામાન્ય રીતે હળવી રમૂજ આપી શકે તેવાં તત્ત્વોનો આમાં અભાવ નથી

શ્રી. જનુકાકાના 'ફુવારા'માં આવેલા કેટલાક લેખો મૂળ 'રાજપીપલા

સમાચાર' માટે લખાયેલા; એ લેખોની સાથે કેટલાક અપ્રકટ લેખો ઉમેરીને લેખકે 'પ્રસ્તુત પુસ્તિકામાં નિર્દોષ હાસ્યરસિક લેખોનો સંગ્રહ કરેલો છે.' લેખો મુખ્યત્વે નિર્દોષ છે એ સાચી વાત છે.

શ્રી. ધૂમકેતુના માનસમૌક્તિકો 'રજકણ' અને શ્રી. મસ્તફકીરનું **'હાસ્યવિલાસ'** આ વર્ષે પુનર્મુદ્રિત થયાં છે.

## ઉપસંહાર

૧૯૪૨ ના વર્ષના રસતીર્થની આપણી પરકમ્મા અહીં પૂરી થાય છે એ પરકમ્મા આનન્દદાયક બની છે એમાં શંકા નથી; પણ આવી વાર્ષિક પરકમ્માઓ આપણને આત્મસંતોષ અને કૃતાર્થતાનો અનુભવ લેવા માટે નહિ, તેટલું આત્મનિરીક્ષણ અને આત્મવિશોધન કરવા પ્રેરે તે ઈષ્ટ છે.

અને એ આત્મનિરીક્ષણ કરતા, આપણે જોઈ ગયા તે પ્રમાણે, આ વર્ષે પદ્યમા જેમ આપણને કટાક્ષમૂલક કાવ્યોના બે સગ્રહો મળ્યા છે તેમ ગદ્યમા નાટયચ્છટાનો અભિનવ પ્રકાર મળ્યો છે. નવલિકાકાર ધૂમકેતુ નવલકથાકાર રૂપે આપણી પાસે આવે છે, તો નવલકથાકાર ચુનીલાલ શાહ નવલિકાલેખક તરીકે આપણા પરિચયમા આવે છે. ભાષાન્તરકાર બચુભાઈ શુકલ મૌલિક નવલકથાકાર તરીકે અને કિશનસિંહ ચાવડા નવલિકાલેખક તરીકે આપણી પાસે 'અધૂરું સ્વપ્ન, ભાગ ૧,૨' અને 'કુમકુમ' રજૂ કરે છે. તો નૂતન કવિઓમા નાથાલાલ દવે અને નાટયલેખકોમા ઉમેશ કવિ આપણને મળે છે. ભાષાન્તરોમા ઘણી અરાજકતા હોવા છતા, આપણે 'હેમ્લેટ', 'લગ્નની બેડી' અને 'નિઃસંતાન'માં નવા ક્ષેત્રમા વળ્યા છીએ; અને બગાળી નવલકથાના ક્ષેત્રમા જોઇએ તો સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય અને નારાયણ ભટ્ટાચાર્યનો આપણે ત્યા પ્રવેશ થાય છે.

અને નૂતન તત્ત્વોની વાત કરીએ તો આપણી નવલકથામા જેમ એક તરફ અસહકાર યુગનો દભ અને નિર્બળતા આલેખાય છે ( 'દેશદ્રોહી'), તેમ બીજી તરફ જૂની સ્ત્રીનું વિષમધારણ (*Abnormal*) પાત્ર નવલકથાનુ મુખ્ય પાત્ર બને છે ('ચંદા'), વૈજ્ઞાનિક ગુજરાતનુ ભાવિ સ્વપ્ન પણ આ વર્ષે નવલકથામા ( 'અધૂરું સ્વપ્ન') પહેલીવાર આલેખાય છે. નવલિકાઓમા એક તરફ હિજડાપાવૈયાઓની સૃષ્ટિનો પ્રવેશ થાય છે ( કુમકુમ ), તો બીજી તરફ જાતીય સંબધે ની સમસ્યાઓ પણ આલેખાય છે (હિરેફની વાતો, ૩).

આ ઉપરાત, માનવબન્ધુત્વની સરલ આરાધના કરતી આપણી

કવિતાનો વર્ગવિગ્રહના અને વિદ્વેષના સામ્યવાદી ક્ષેત્ર તરફ ઢળતો જતો પ્રવાહ ('દીવડિયાં' અને 'રાવણહથ્થો'), મધ્યકાલીન ગુજરાતના મહિમાવાન્ ચિત્રનું આલેખન (ગુજરાતનો જય, ૨), આપણા વર્તમાન ગ્રામજીવનના વાસ્તવિક હાર્દમાં ઊંડા ઊતરવાનો પ્રયત્ન ('રસિયો જીવ'), અને આપણા જુનવાણી અને નવતર સમાજમાં હેરેફેર રહેલા દંભ અને ગુડાગીરી પ્રત્યેનો સાચો ઉકળાટ (મેઘાણીની નવલિકાઓ ૧, ૨) વારાંગનાજીવનની ભેદમયી સૃષ્ટિનું રહસ્ય પામવાની મથામણ ('મારા વિના નહિ ચાલે' અને 'ચિત્રાંગદા'): આ બધાં પરિચિત તત્ત્વો આ વર્ષના સાહિત્યમાં પણ અંકિત થયાં છે.

આ બધું ઓછું સંતોષજનક નથી; પણ બીજી તરફ, સમીક્ષાવર્ષના લલિત વાઙ્મયનું અવલોકન કરતા કેટલાક વિચારો પણ સ્વયમેવ સ્ફુર્યા વિના રહેતા નથી.

સમીક્ષાવર્ષમાં કાવ્યેતર સાહિત્ય કરતાં કાવ્યસાહિત્યમાં વ્યાકરણવિષયક અને રચનાવિષયક વધારે અશુદ્ધિઓ જોવામાં આવે છે. આનું કારણ શું હશે? અભ્યાસનો અભાવ તો ખરું જ; પણ કવિઓને મળતા નિરંકુશતાના અધિકારનો ઉપયોગ પણ તેમાં થતો હોય એમ લાગે છે પણ, નિરંકુશતાનો એ અધિકાર ઘટોત્કચની સાંગ જેવો છે માત્ર અણીને વખતે જ એ વાપરી શકાય; અને શ્રેષ્ઠોમાં જ એ ક્ષમ્ય ગણાય–તે પણ તેમણે ઉપજાવેલાં પરિણામોના બદલામાં. અને અભ્યાસની વાત કરીએ તો લોકોત્તર પ્રતિભાવાળા કવિઓ માટે એ અનિવાર્ય નહિ હોય; પણ સામાન્ય કવિઓ અને ઉપ-કવિઓ માટે તો એ એક જીવાતુભૂત તત્ત્વ છે; અને લોકોત્તર પ્રતિભાવાળા કવિઓમાં પણ એ દૂષણરૂપ તો નથી જ. આપણે યાદ રાખવું જોઈએ કે અભ્યાસના અભાવમાંથી કવિપદના ઘમંડમાં સરકી પડતા વાર લાગતી નથી; ઘમંડ અને સહૃદયતા પરસ્પરવિઘાતક છે; અને સાહિત્ય માત્રનું પ્રાણભૂત તત્ત્વ છે સહૃદયતા ઘમંડ જ્ઞાનનો હોય તો હજી નભી શકે, અજ્ઞાનનો નહિ.

અને કાવ્યેતર સાહિત્યમાં જોઈએ તો આપણે ત્યાં ઘણીવાર જીવન-રહસ્ય જેટલું પ્રસંગોની ઘટનામાંથી અને તેના અનિવાર્ય પરિણામમાંથી સૂચિત નથી થતું તેટલું લેખકના પોતાના વિચારો અને વાણીદ્વારા પ્રકટ થાય છે. ઉચ્ચકલાની દૃષ્ટિએ આ ખામી ગણાય

ઐતિહાસિક નવલકથાઓમાં હવે આપણે સોલંકી યુગ સિવાયના બીજા કોઈ યુગ તરફ ન વળીએ ? અને સોલંકી યુગમાં પણ આપણે જે ગુજરાતને આલેખીએ છીએ તે પરપ્રાન્તીય વાચકોને કેવું લાગશે તેનો ખ્યાલ આપણે

સમાચાર' માટે લખાયેલા; એ લેખોની સાથે કેટલાક અપ્રકટ લેખો ઉમેરીને લેખકે 'પ્રસ્તુત પુસ્તિકામા નિર્દોષ હાસ્યરસિક લેખોનો સંગ્રહ કરેલો છે.' લેખો મુખ્યત્વે નિર્દોષ છે એ સાચી વાત છે.

શ્રી. ધૂમકેતુના માનસમૌક્તિકો 'રજકણ' અને શ્રી મસ્તફકીરનું **'હાસ્યવિલાસ'** આ વર્ષે પુનર્મુદ્રિત થયાં છે.

## ઉપસંહાર

૧૯૪૨ ના વર્ષના રસતીર્થની આપણી પરિક્રમા અહીં પૂરી થાય છે એ પરિક્રમા આનન્દદાયક બની છે એમાં શકા નથી; પણ આવી વાર્ષિક પરિક્રમાઓ આપણને આત્મસંતોષ અને કૃતાર્થતાનો અનુભવ લેવા માટે નહિ, તેટલુ આત્મનિરીક્ષણ અને આત્મવિશોધન કરવા પ્રેરે તે ઇષ્ટ છે.

અને એ આત્મનિરીક્ષણ કરતા, આપણે જોઈ ગયા તે પ્રમાણે, આ વર્ષે પદ્યમા જેમ આપણને કટાક્ષમૂલક કાવ્યોના બે સંગ્રહો મળ્યા છે તેમ ગદ્યમા નાટ્યચ્છટાનો અભિનવ પ્રકાર મળ્યો છે નવલિકાકાર ધૂમકેતુ નવલકથાકાર રૂપે આપણી પાસે આવે છે, તો નવલકથાકાર ચુનીલાલ શાહ નવલિકાલેખક તરીકે આપણા પરિચયમા આવે છે. ભાષાન્તરકાર બચુભાઈ શુકલ મૌલિક નવલકથાકાર તરીકે અને કિસનસિંહ ચાવડા નવલિકાલેખક તરીકે આપણી પાસે 'અધૂરું સ્વપ્ન, ભાગ ૧,૨' અને 'કુમકુમ' રજૂ કરે છે તો નૂતન કવિઓમા નાથાલાલ દવે અને નાટ્યલેખકોમા ઉમેશ કવિ આપણને મળે છે ભાષાન્તરોમા ઘણી અરાજકતા હોવા છતા, આપણે 'હેમ્લેટ', 'લમની બેડી' અને 'નિઃસંતાન'મા નવા ક્ષેત્રમા વળ્યા છીએ; અને બગાળી નવલકથાના ક્ષેત્રમા જોઇએ તો સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય અને નારાયણ ભટ્ટાચાર્યનો આપણે ત્યા પ્રવેશ થાય છે.

અને નૂતન તત્ત્વોની વાત કરીએ તો આપણી નવલકથામા જેમ એક તરફ અસહકાર યુગનો દભ અને નિષ્ફળતા આલેખાય છે ( દેશદ્રોહી'), તેમ બીજી તરફ જૂની બીનું વિલક્ષણ (Abnormal) પાત્ર નવલકથાનુ મુખ્ય પાત્ર બને છે ('ચદા'), વૈજ્ઞાનિક ગુજરાતનુ ભાવિ સ્વપ્ન પણ આ વર્ષે નવલકથામા ( અધૂરું સ્વપ્ન') પહેલીવાર આલેખાય છે. નવલિકાઓમા એક તરફ હિજડાપાવૈયાઓના સૃષ્ટિનો પ્રવેશ થાય છે ( કુમકુમ ), તો બીજી તરફ જાતીય સબધોની સમસ્યાઓ પણ આલેખાય છે (દ્વિરેફની વાતો, ૩).

આ ઉપરાંત, માનવબન્ધુત્વની સરલ આરાધના કરતી આપણી

કવિતાનો વર્ગવિગ્રહના અને વિદ્વેષના સામ્યવાદી ક્ષેત્ર તરફ ઢળતો જતો પ્રવાહ ('દીવડિયા' અને 'રાવણહથ્થો'), મધ્યકાલીન ગુજરાતના મહિમાવાન્ ચિત્રનું આલેખન (ગુજરાતનો જય, ૨), આપણા વર્તમાન ગ્રામજીવનના વાસ્તવિક હાર્દમાં ઊંડા ઊતરવાનો પ્રયત્ન ('રસિયો જીવ'), અને આપણા જુનવાણી અને નવતર સમાજમાં ઠેરઠેર રહેલા દંભ અને ગુંડાગીરી પ્રત્યેનો સાચો ઉકળાટ (મેઘાણીની નવલિકાઓ ૧, ૨) વારાંગનાજીવનની ભેદમયી સૃષ્ટિનું રહસ્ય પામવાની મથામણ ('મારા વિના નહિ ચાલે' અને 'ચિત્રાંગદા'): આ બધા પરિચિત તત્ત્વો આ વર્ષના સાહિત્યમાં પણ અંકિત થયાં છે.

આ બધું ઓછું સંતોષજનક નથી; પણ બીજી તરફ, સમીક્ષાવર્ષના લલિત વાઙ્મયનું અવલોકન કરતાં કેટલાક વિચારો પણ સ્વયમેવ સ્ફુર્યા વિના રહેતા નથી.

સમીક્ષાવર્ષમા કાવ્યેતર સાહિત્ય કરતાં કાવ્યસાહિત્યમાં વ્યાકરણવિષયક અને રચનાવિષયક વધારે અશુદ્ધિઓ જોવામાં આવે છે. આનું કારણ શું હશે? અભ્યાસનો અભાવ તો ખરું જ; પણ કવિઓને મળતા નિરંકુશતાના અધિકારનો ઉપયોગ પણ તેમાં થતો હોય એમ લાગે છે પણ, નિરંકુશતાનો એ અધિકાર ધટોત્કચની સાંગ જેવો છે· માત્ર અણીને વખતે જ એ વાપરી શકાય; અને શ્રેષ્ઠોમાં જ એ ક્ષમ્ય ગણાય–તે પણ તેમણે ઉપજાવેલા પરિણામોના બદલામાં. અને અભ્યાસની વાત કરીએ તો લોકોત્તર પ્રતિભાવાળા કવિઓ માટે એ અનિવાર્ય નહિ હોય; પણ સામાન્ય કવિઓ અને ઉપકવિઓ માટે તો એ એક જીવાતુભૂત તત્ત્વ છે; અને લોકોત્તર પ્રતિભાવાળા કવિઓમાં પણ એ દૂષણરૂપ તો નથી જ. આપણે યાદ રાખવું જોઇએ કે અભ્યાસના અભાવમાથી કવિપદના ધમંડમા સરકી પડતા વાર લાગતી નથી; ધમંડ અને સહૃદયતા પરસ્પરવિઘાતક છે, અને સાહિત્ય માત્રનું પ્રાણભૂત તત્ત્વ છે સહૃદયતા· ધમંડ જ્ઞાનનો હોય તો હજી નભી શકે, અજ્ઞાનનો નહિ.

અને કાવ્યેતર સાહિત્યમા જોઇએ તો આપણે ત્યા ઘણીવાર જીવનરહસ્ય જેટલું પ્રસંગોની ઘટનામાથી અને તેના અનિવાર્ય પરિણામમાંથી સૂચિત નથી થતું તેટલું લેખકના પોતાના વિચારો અને વાણીદ્વારા પ્રકટ થાય છે. ઉચ્ચકલાની દૃષ્ટિએ આ ખામી ગણાય ·

ઐતિહાસિક નવલકથાઓમાં હવે આપણે સોલકી યુગ સિવાયના બીજા કોઇ યુગ તરફ ન વળીએ? અને સોલકી યુગમા પણ આપણે જે ગુજરાતને આલેખીએ છીએ તે પરપ્રાન્તીય વાચકોને કેવુ લાગશે તેનો ખ્યાલ આપણે

કરીએ તો ? મધ્યકાલીન યુગના ગુજરાતની મહત્તા ધૂમકેતુની નવલકથાઓમાં બન્યું છે તેમ, માત્ર કાવાદાવા, ક્ષુદ્ર પ્રપંચો અને કેવળ જાસૂસી પર જ પ્રતિષ્ઠિત થઈ હતી ? ઉદારભાવી રાજનીતિના અને ઉદાત્ત ભવ્યતાના અંશોની એ ગુજરાતમાં શું આટલી બધી અછત હતી ? આપણે આપણી પ્રાન્તીય અસ્મિતાના ગૌરવને પોષવા ખાતર પણ, સર્વકાલીન મહત્તાના કે ભવ્યતાના આદર્શોને ન વિસારીએ અને આપણી અલ્પતાને મહત્તાનું નામ આપીને આપણી જાતને ન છેતરીએ

અને મૂગા, બહેરા, આંધળા જેવા વિષમધારણ પાત્રો નવલકથામાં પ્રવેશ પામે તે તો સ્તુત્ય ગણાય પણ, વિષમધારણ પાત્રોનું માનસ વિષમ ધારણ હોય છે તે ભૂલી જઈને, તેમને સમધારણ પાત્રોની માફક વિચારતા વર્તતા કલ્પવાથી એના આલેખનનો હેતુ માર્યો જાય છે એવા આલેખનથી તો માત્ર બાહ્ય અને ભ્રામક વૈવિધ્ય સધાય છે, આન્તરિક અને સાચું વૈવિધ્ય નહિ

એ જ પ્રમાણે વારાંગનાના જીવન પ્રત્યે આપણા લેખકોને હમદર્દી હોય તો તે સારી વાત છે પણ એવી હમદર્દી જ બસ નથી વેશ્યાસમસ્યા આપણા સમાજનું ભયંકર અનિષ્ટ છે. એનો પૂરેપૂરો અભ્યાસ કર્યા વિના એ અનિષ્ટની ભયંકરતા સમજાય તેમ નથી, અને જ્યાંસુધી એની ભયંકરતા સમજાય નહિ, એના વિકૃત માનસનું યથાતથ આંકન થાય નહિ, ત્યાંસુધી એ ગદઓ પર ફૂલોની ચાદર ઢાંકવાનો કશો અર્થ નથી

હોળીનો દિવસ હતો મવાગના અગિયારનો સુમાર હતો સેન્ડહર્સ્ટ રોડ પરથી બે ઘોડાગાડીઓ પસાર થતી હતી, એમાં મેં જોઈ ચચ્ચાર પાંચપાંચ અર્ધનગ્ન અને છાકી સ્ત્રીઓ એમના મોમાંથી કાનના કીડા ખરી પડે તેવા અશ્લીલ ફાગ છૂટતા હતા મુંબઈના રાજમાર્ગ પર, ધોળે દિવસે, ગળુ ફાટી જાય તેવડા મોટા સ્વરે એ સ્ત્રીઓ બેશરમ, બેફામ અને બેપરવા બનીને અપશબ્દો બોલી રહી હતી જાણે કોઈ કમાય પ્રેતોની કે પિશાચોની સૃષ્ટિ!

આપણા સમાજને મૂઝવતો પ્રશ્ન પેલી રાજેશ્વરીઓ કે ચિત્રાંગદાઓ નથી, પણ આવી વેશ્યાઓ છે — જેમાં નથી રહેવા પામ્યું નારીત્વ કે માનવતાનું એક પણ ચિહ્ન એમનો પ્રશ્ન શું એટલો બધો સાદો છે કે એમની સાથે લગ્ન કરી લેવાથી કે તેમને મારી નાખવાથી એમના માનસની વિકૃતિ દૂર થઈ જશે ? વેશ્યાઓનો પ્રશ્ન માત્ર અસંતુષ્ટ પ્રણયભૂખનો કે

નિરુદ્ધ માતૃત્વનો પ્રશ્ન નથી, વિકૃત સ્ત્રીત્વનો તેમ જ આર્થિક અસહાયતાનો પ્રશ્ન છે અને એવી કોઇ દૃષ્ટિએ એનું આલેખન થાય તો જ યોગ્ય ગણાય.

કવિ ભૂતકાળની સમૃદ્ધિ અને ભવિષ્યની સ્વપ્નસૃષ્ટિની સાથે એવો તો એકરસ બની ગયો હોય છે કે એક તરફ એ પ્રાચીન વિચારપ્રણાલિકાનો પ્રતિનિધિ બની જતો હોય છે, તો બીજી તરફ અનુદિત યુગોની સ્વપ્નસૃષ્ટિનું સર્જન પણ એને હાથે જ થતું જતું હોય છે આમ કવિ અતિસંરક્ષક તેમ જ અતિમુક્ત વ્યક્તિત્વનું દર્શન કરાવતો હોય છે, એટલે અંશે કવિતા અને કાવ્યેતર લલિતવાઙ્મયમાં આલેખાયેલી ભાવનાસૃષ્ટિ વચ્ચે ભેદ હોય તે સમજી શકાય તેવું છે કાવ્યસાહિત્યમા ભાવિ આકાંક્ષાઓ અને આદર્શો જેટલા વહેલાં મૂર્ત થાય તેટલા, કદાચ આ કારણને લીધે, કાવ્યેતરસાહિત્યમાં ન થાય પણ તેમ છતા, કોઇ પણ દેશના કે પ્રજાના અમુક નિશ્ચિત સમયાવધિના સમગ્ર સાહિત્યમાથી ઊઠતા જીવનસૂર લગભગ એક સરખા હોય છે આપણે ત્યા એવું છે ખરું ? આપણા એકલા કાવ્યસાહિત્યમાંથી ઊઠતા ગુજરાતનું ચિત્ર અને એકલા કાવ્યેતર લલિત વાઙ્મયમાથી અભિવ્યક્ત થતું ગુજરાતનું ચિત્ર આ બન્ને ચિત્રો પરપ્રાન્તીય વાચકને સમાન લાગે તેવાં છે ? આ પ્રશ્ન પર વિચાર કરવાને હું અધિકારી વિદ્વાનોને વીનવું છુ

અને ભાષાન્તરોને આપણે કેવળ વ્યવહારુ દૃષ્ટિએ નિહાળતા ક્યારે અટકીશુ ? બગાળીમાથી ભાષાન્તરો થાય તેમા ખોટુ કઇ નથી પણ બગાળીના બે શિષ્ટ અને ચિરંજીવ પુસ્તકો (classics) આપણે ત્યા આજ સુધીમા કેટલા ઊતર્યા છે ? અને બગાળી ઉપરાત બીજી પણ ભારતીય ભાષાઓ—હિન્દી, મરાઠી, તામિલ, તેલુગુ મલયાલમ વગેરે—પ્રત્યે આપણા ઉત્સાહી અભ્યાસીઓ ન વળે ? અત્યારે આપણે ત્યા થાય છે તેવા ભાષાન્તરોથી આપણી વ્યવહારપટુતા તૃપ્ત થતી હશે ખરી, પણ સાહિત્યની શોભા તો વધવાની પરભાષાનાં શિષ્ટ અને ચિરંજીવ પુસ્તકોના અધિકારી વિદ્વાનોને હાથે થયેલા ભાષાન્તરોથી આ હકીકત પર આપણે વિચાર કરીશુ ?

અન્તમા, મને આ કાર્ય સોંપવા માટે ગુજરાત સાહિત્ય સભાનો અને પોતપોતાનાં પ્રકાશનો મોકલી આપીને મારુ કાર્ય સરળ બનાવનાર લેખકમિત્રો અને પ્રકાશક ભાઈઓનો હું ફરીથી આભાર માનુ છુ

કરીએ તો ? મધ્યકાલીન યુગના ગુજરાતની મહત્તા, ધૂમકેતુની નવલકથાઓમાં બન્યું છે તેમ, માત્ર કાવાદાવા, ક્ષુદ્ર પ્રપંચો અને કેવળ ખુશામતી પર જ પ્રતિષ્ઠિત થઈ હતી ? ઉદારભાવી રાજ્યનીતિના અને ઉદાત્ત ભવ્યતાના અંશોની એ ગુજરાતમાં શું આટલી બધી અછત હતી ? આપણે આપણી પ્રાન્તીય અસ્મિતાના ગૌરવને પોષવા ખાતર પણ, સર્વકાલીન મહત્તાના કે ભવ્યતાના આદર્શોને ન વિસારીએ અને આપણી અલ્પતાને મહત્તાનું નામ આપીને આપણી જાતને ન છેતરીએ.

અને મૂંગાં, બહેરાં, આંધળાં જેવાં વિષમધારણ પાત્રો નવલકથામાં પ્રવેશ પામે તે તો સ્તુત્ય ગણાય. પણ, વિષમધારણ પાત્રોનું માનસ વિષમધારણ હોય છે તે ભૂલી જઈને, તેમને સમધારણ પાત્રોની માફક વિચારતાં વર્તતાં કલ્પવાથી એના આલેખનનો હેતુ માર્યો જાય છે. એવા આલેખનથી તો માત્ર બાહ્ય અને ભ્રામક વૈવિધ્ય સધાય છે, આન્તરિક અને સાચું વૈવિધ્ય નહિ

એ જ પ્રમાણે વારાંગનાના જીવન પ્રત્યે આપણા લેખકોને હમદર્દી હોય તો તે સારી વાત છે પણ એકલી હમદર્દી જ બસ નથી. વેશ્યાસંસ્થા આપણા સમાજનું ભયંકર અનિષ્ટ છે. એનો પૂરેપૂરો અભ્યાસ કર્યા વિના એ અનિષ્ટની ભયંકરતા સમજાય તેમ નથી; અને જ્યાંસુધી એની ભયંકરતા સમજાય નહિ, એના વિકૃત માનસનું યથાતથ આકલન થાય નહિ, ત્યાંસુધી એ સડો પર ફૂલોની ચાદર ઢાંકવાનો કશો અર્થ નથી

હોળીનો દિવસ હતો: સવારના અગિયારનો સુમાર હતો સેન્ડહર્સ્ટ રોડ પરથી બે ઘોડાગાડીઓ પસાર થતી હતી, એમાં મેં જોઈ ચારચાર પાંચપાંચ અર્ધનગ્ન અને છાકટી સ્ત્રીઓ એમનાં મોમાંથી કાનના કીડા ખરી પડે તેવા અશ્લીલ ફાગ છૂટતા હતા. મુંબઈના રાજમાર્ગ પર, ધોળે દિવસે, ગળું ફાટી જાય તેવડા મોટા સ્વરે એ સ્ત્રીઓ બેશરમ, બેફામ અને બેપરવા બનીને અપશબ્દો બોલી રહી હતી જાણે કોઈ કમલ પ્રેતોની કે પિશાચોની સૃષ્ટિ !

આપણા સમાજને મૂંઝવતો પ્રશ્ન પેલી રાજેશ્વરીઓ કે ચિત્રાંગદાઓ નથી; પણ આવી વેશ્યાઓ છે — જેમાં નથી રહેવા પામ્યું નારીત્વ કે માનવતાનું એક પણ ચિહ્ન એમનો પ્રશ્ન શું એટલો બધો સાદો છે કે એમની સાથે લગ્ન કરી લેવાથી કે તેમને મારી નાખવાથી એમના માનસની વિકૃતિ દૂર થઈ જશે ? વેશ્યાઓનો પ્રશ્ન માત્ર અસંતુષ્ટ પ્રણયભૂખનો કે

નિરુદ્ધ માતૃત્વનો પ્રશ્ન નથી, વિકૃત સ્ત્રીત્વનો તેમ જ આર્થિક અસહાયતાનો પ્રશ્ન છે અને એવી કોઇ દૃષ્ટિએ એનું આલેખન થાય તો જ યોગ્ય ગણાય.

કવિ ભૂતકાળની સમૃદ્ધિ અને ભવિષ્યની સ્વપ્નસૃષ્ટિની સાથે એવો તો એકરસ બની ગયો હોય છે કે એક તરફ એ પ્રાચીન વિચારપ્રણાલિકાનો પ્રતિનિધિ બની જતો હોય છે; તો બીજી તરફ અનુદિત યુગોની સ્વપ્નસૃષ્ટિનું સર્જન પણ એને હાથે જ થતું જતું હોય છે. આમ, કવિ અતિસંરક્ષક તેમ જ અતિમુક્ત વ્યક્તિત્વનું દર્શન કરાવતો હોય છે, એટલે અંશે કવિતા અને કાવ્યેતર લલિતવાઙ્મયમાં આલેખાયેલી ભાવનાસૃષ્ટિ વચ્ચે ભેદ હોય તે સમજી શકાય તેવું છે. કાવ્યસાહિત્યમા ભાવિ આકાંક્ષાઓ અને આદર્શો જેટલાં વહેલાં મૂર્ત થાય તેટલા, કદાચ આ કારણને લીધે, કાવ્યેતરસાહિત્યમાં ન થાય. પણ તેમ છતાં, કોઇ પણ દેશના કે પ્રજાના અમુક નિશ્ચિત સમયાવધિના સમગ્ર સાહિત્યમાથી ઊઠતા જીવનસૂર લગભગ એક સરખા હોય છે. આપણે ત્યાં એવું છે ખરુ? આપણા એકલા કાવ્યસાહિત્યમાંથી ઊઠતા ગુજરાતનું ચિત્ર અને એકલા કાવ્યેતર લલિત વાઙ્મયમાથી અભિવ્યક્ત થતુ ગુજરાતનું ચિત્ર : આ બન્ને ચિત્રો પરપ્રાન્તીય વાચકને સમાન લાગે તેવાં છે? આ પ્રશ્ન પર વિચાર કરવાને હું અધિકારી વિદ્વાનોને વીનવુ છુ.

અને ભાષાન્તરોને આપણે કેવળ વ્યવહારુ દૃષ્ટિએ નિહાળતા કયારે અટકીશુ? બંગાળીમાથી ભાષાન્તરો થાય તેમા ખોટુ કઇ નથી. પણ બંગાળીના યે શિષ્ટ અને ચિરંજીવ પુસ્તકો (classics) આપણે ત્યા આજ સુધીમા કેટલા ઊતર્યાં છે? અને બંગાળી ઉપરાત બીજી પણ ભારતીય ભાષાઓ—હિન્દી, મરાઠી, તામિલ, તેલુગુ, મલયાલમ વગેરે—પ્રત્યે આપણા ઉત્સાહી અભ્યાસીઓ ન વળે? અત્યારે આપણે ત્યા થાય છે તેવા ભાષાન્તરોથી આપણી વ્યવહારપટુતા તૃપ્ત થતી હશે ખરી, પણ સાહિત્યની શોભા તો વધવાની પરભાષાના શિષ્ટ અને ચિરંજીવ પુસ્તકોના અધિકારી વિદ્વાનોને હાથે થયેલાં ભાષાન્તરોથી. આ હકીકત પર આપણે વિચાર કરીશુ?

અન્તમા, મને આ કાર્ય સોપવા માટે ગુજરાત સાહિત્ય સભાનો અને પોતપોતાના પ્રકાશનો મોકલી આપીને મારુ કાર્ય સરળ બનાવનાર લેખકમિત્રો અને પ્રકાશક ભાઈઓનો હું ફરીથી આભાર માનુ છુ

## ૨

## [ લલિતેતર સાહિત્ય ]

સમીક્ષક

પ્રો. સુંદરજી ગો. બેટાઈ

### પ્રાસ્તાવિક

ગુજરાત સાહિત્ય સભાએ સમગ્ર સાહિત્યને લલિત, લલિતેતર અને વૈજ્ઞાનિક એમ ત્રણ ભાગમા વિભક્ત કરવાની રૂઢિ રાખી છે જોકે વિજ્ઞાન સાહિત્યનો લલિતેતર સાહિત્યમા અન્તર્ભાવ છે છતા સમીક્ષાની સરળતા ખાતર તેને નોખુ પાડવામા ઔચિત્ય છે બીજી રીતે કહીએ તો સમગ્ર સાહિત્યના કલાનિષ્ઠ અને જ્ઞાનનિષ્ઠ એમ બે મોટા ભાગ પડે છે તે દરેકના પાછા પેટાવિભાગો કલ્પી શકાય આ વર્ગીકરણનો અર્થ એવો નથી કે જ્ઞાનનિષ્ઠ સાહિત્યમા કલાનો કે કલાનિષ્ઠ સાહિત્યમા જ્ઞાનનો અભાવ હોય અથવા હોવો જોઈએ એમ બનતુ બહુધા અશક્ય છે વસ્તુત પ્લેટો અને બીજા કેટલાકની જ્ઞાનનિષ્ઠ કૃતિઓમા કવિત્વકલાનુ દર્શન થાય છે ટોલ્સ્ટૉય જેવાની ઉપદેશનિષ્ઠ કે પ્રચાર દૃષ્ટિ કૃતિઓમા કલાનો વ્યાપાર પણ ઊંચા પ્રકારનો પરખાય છે Seven Plays (અન્દ્રે ટોલરના) The Moon is Down ઇત્યાદિ સખ્યાબધ કૃતિઓ અર્વાચીન લેખકોની ઉપલબ્ધ છે જેમા પ્રચારનુ કે ઉપદેશનુ ગૌરવ કલાના ગૌરવ જોડે હાથમાં હાથ મિલાવીને ચાલે છે જીવનચરિત ઇતિહાસ ઇત્યાદિને લલિતેતર સાહિત્યમા મૂકવાની રૂઢિ છે છતા લિટન સ્ટ્રૅચીએ લખેલા જીવનચરિતો, The Story of Philosophy, Microbe Hunters The Autobiography of a Supertramp રમણપાત્રા અને અડધે રસ્તે જેવી અસંખ્ય કૃતિઓ છે જેનો આસ્વાદ લલિત સાહિત્યના આસ્વાદથી બહુ ભિન્ન પ્રકારનો લાગતો નથી આમ કહેવાનો હેતુ કલાનિષ્ઠ અને જ્ઞાનનિષ્ઠ–લલિત અને લલિતેતર એ વર્ગીકરણને અવાસ્તવિક દર્શાવવાનો નથી, પરતુ લલિતેતર સાહિત્યના સમીક્ષકને પણ પોતાના સમીક્ષક્ષેત્રમા કેવળ લાલિત્યશૂન્યતાનો જ અનુભવ થશે એવા ભયથી ઉદ્વિગ્ન થવાનુ કારણ નથી એમ સૂચવવાનો છે અને મને પણ મારુ સમીક્ષાકાર્ય કેવળ રસાસ્વાદ વગરનુ થયુ નથી સાહિત્ય સભાએ લલિતેતર સાહિત્યનુ સમીક્ષાકાર્ય મને સોંપ્યુ એટલે સ્વાભાવિક રીતે

જ પૂર્વસમીક્ષકોનું સ્મરણ મને થયું. કેટલાક અપવાદો બાદ કરીએ તો તે તે સમીક્ષકો તેમને સમીક્ષાકાર્ય સોંપાયું ત્યારે નવીનો જ હતા-પીઢ છતાં નવીનો હતા. એટલે નવીન પેઢીનો આ કાર્યમાં સમાદર એ સાહિત્યસભાએ પહેલેથી સ્વીકારેલી રૂઢિ માત્ર છે. તેમાં નવીન પ્રસ્થાન જેવું કશું નથી, એમ સમઝી કશા આશ્ચર્ય કે ક્ષોભ વગર પ્રસ્તુત કાર્ય મેં વિનીત ભાવે સ્વીકાર્યું પણ નવીન પ્રસ્થાન હોત તો યે યૌવનસુલભ સાહસવૃત્તિથી હું તે સ્વીકારત જ એમ મને લાગે છે.

આ કાર્ય કરતાં જેટલા પેટાવિભાગ પડ્યા તેટલા પડવા દીધા છે. તેમાં ક્યાંક ક્યાંક કોઇને મતભેદ જેવું થશે પણ તે બહુ નાની બાબત છે, એટલે તે વિશે ખાસ ખુલાસો કરવાની જરૂર નથી.

આ પ્રકારની સમીક્ષામાં ક્વચિત્ વીગતોમાં ઊતરવાનું થાય તો ક્વચિત્ સામાન્ય ચર્ચાથી સંતુષ્ટ થવું પડે, ક્વચિત્ વિસ્તાર તો ક્વચિત્ સંક્ષેપ ઇષ્ટ બને એ કેવળ સ્વાભાવિક છે. આમ થવામાં ઉચિતાનુચિતનો વિવેક કેવો જળવાયો છે તે તો બીજાઓએ જોવાનું રહ્યું.

## ચરિતસાહિત્ય

આ વિભાગમાં મૂકી શકાય એવાં ૭ પુસ્તકો સમીક્ષા માટે પ્રાપ્ત થયાં છે. તેમાંનાં ત્રણ **'શ્રી માતાજી,' 'ભિક્ષુ અખંડાનંદ,'** અને **'પ્રો. મણિલાલ ગણપતરામ શાસ્ત્રીનું જીવનદર્શન'** પુસ્તકાકારે પ્રગટ કરવામાં આવ્યાં છે એટલે જ પુસ્તકસંજ્ઞા પ્રાપ્ત કરે છે. વસ્તુતઃ એ ત્રણે નાના નિબંધો જ છે. 'શ્રી માતાજી'માં *Shri Sharada Devi, the Holy Mother* નામના પાંચસો પાનાના અંગ્રેજી પુસ્તકનું સારદોહન કરવાનો સાંપ્રદાયિક મમત્વથી પ્રેરાયેલો પ્રયાસ છે. શ્રી. શારદાદેવીમાં આર્યપત્ની, સંન્યાસિની, માતા અને ગુરુનાં શુભલક્ષણોનો સુભગ મેળ સધાયો હતો તે દર્શાવવા સારદોહનકાર અને અનુવાદક શ્રી. રત્નેશ્વર ભવાનીશંકર વકીલે શ્રમ લીધો છે. સાંપ્રદાયિક શ્રદ્ધા કે મમતાને કોરે મૂકીએ તોપણ શ્રી. શારદાદેવીના જીવનવૃત્તાન્તમાં એવા અંશો અવશ્ય છે જે સહૃદય કલાકારને હાથે નિરૂપાય તો ઉત્કૃષ્ટ જીવન-ચરિતરૂપે પ્રગટ થાય. મૂળ અંગ્રેજી ગ્રન્થ જોવાનું બની શક્યું નથી પરંતુ આ સંક્ષિપ્ત રૂપના પ્રતિબિમ્બમાં કલાદષ્ટિને નિરાશ થવું પડે એવી સ્થિતિ છે. જીવનનિરૂપક પાસેથી જે પૃથક્‌ક્રિયાની-સમભાવ પ્રેરિત પૃથક્‌ક્રિયાની અને પૃથગ્દર્શનના એકીકરણની અપેક્ષા રખાય તે આ પ્રયત્નમાં ભાગ્યે જ

જણાય છે, અથવા આ પ્રયત્નમાંને એવા પૃથક્કરણ અને એકીકરણનો વ્યાપાર ઇષ્ટ જ નહીં હોય. 'પ્રો. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી'નું જીવનદર્શન પુષ્ટિ સંપ્રદાયનું મહત્ત્વ કરનારું શ્રી માતાજીના જેવું બીજું પુસ્તક છે ચરિતનાયક શાસ્ત્રીજીની વિચક્ષણતા અને વિશેષના ગુજરાતના સંસ્કારી જનોને અપરિચિત નથી રેખાચિત્રની સામગ્રી એમના જીવનમાં અનલ્પ છતાં ૪૨ પાનાનો આ નિબન્ધ શ્રી પુરુષોત્તમદાસ છ શાહને હાથે રેખાચિત્ર બની શક્યો હોય એવી પ્રતીતિ વાચકને થઇ શકતી નથી શાસ્ત્રીજીની અસ્મિતાનો એક જ અંશ કલાનિરૂપણમાં અનેક રીતે ખીલી ઉઠે એવો કૌતુકપૂર્ણ છે, પણ લેખકને એવો પ્રકાર ઇષ્ટ નથી અને ઇષ્ટ હોય તોપણ સિદ્ધ થયો નથી આમ છતાં શ્રી માતાજી પેઠે આ લઘુ પુસ્તક સંપ્રદાયના ભાવિકોને પ્રિય થાય એવું નિ:સંશય છે આ બને ચરિતોમાં સાંપ્રદાયિક ગૌરવને અતિક્રમીને મોકળે મને જીવનચરિતનો પ્રયત્ન થયો હોત તો પરિણામ જુદું જ આવત એ કહેવાની જરૂર નથી. 'ભિક્ષુ અખંડાનંદ'ના લેખક શ્રી જયન્તલાલ માણેકલાલ શુક્લ છે ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ ટૂંકી પ્રસ્તાવના લખીને સ્વામીજીની કર્મક્ષેત્રપ્રિયતાનો પુરસ્કાર કર્યો છે લેખક સ્વામીજી જેવાની જીવનરેખાનું આલેખન કરવાની પોતાની યોગ્યતા વિશે 'બે બોલ'માં આશંકા પ્રગટ કરનારાં વચન બોલે છે અને આ પ્રયત્નમાં સત્યનિષ્ઠાથી અને સ્વામીજી પ્રત્યેના પ્રેમભક્તિભાવથી પોતે પ્રવૃત્ત થયાનું જણાવે છે અને ખરે જ આવી પ્રવૃત્તિ માટે આટલી સામગ્રી અલ્પ ન ગણાય અલબત, પ્રેમભક્તિભાવ ઔચિત્યની મર્યાદામાં રાખવાનું ઘણાને દુષ્કર નીવડે છે અને આ લેખકને દુર્ભાગ્યે તેમ થયું છે પણ સ્વામીજી ગુજરાતની વર્તમાન વિભૂતિઓમાં કર્તવ્યનિષ્ઠાને બળે સુપ્રતિષ્ઠ છે ગુજરાતી સાહિત્યના ગૌરવમણિ લેખકની પેઠે એમને કહીએ કે ન કહીએ તે જુદી બાબત છે, પરંતુ નિર્મલ અને ભાવનાપ્રેરક સાહિત્ય નામની કીમતે ગુજરાતની સામાન્ય જનતાને પહોંચાડવા એકનિષ્ઠાથી જીવનભર મથનાર આ સાહિત્યભિક્ષુના જીવનનું દર્શન જુદી જુદી દૃષ્ટિએ હજી નિરૂપાયું નથી એ ખેદનો વિષય છે ગુજરાતના ગૌરવભર્યા ગાંડાની જમાતમાં એમનું ગૌરવભર્યું સ્થાન છે, અને કોઈ કલાગાંડો ચરિતલેખક એમની જીવનકલાને સુરેખ આકૃતિ આપે એમ કોણ નહીં ઇચ્છે ? આ પુસ્તક તો આ દિશામાં અતિનમ્ર પ્રયત્ન છે અને અનેક પ્રકારની મર્યાદાઓથી તે કુંઠિત બનેલો છે જોડણીના તેમ જ બીજા ભાષાદોષોથી આ પુસ્તક ખરડાયેલું છે તે તો જાણે સમજ્યા

આ ત્રણ લઘુ નિબન્ધો ઉપર વિવેચનનો ગુરુભાર લાદવા કરતાં આ વર્ગની એક પ્રમુખ કૃતિ હાથ ધરવાનું ઠીક છે. આ કૃતિ **'મોતીભાઈ અમીન-જીવન અને કાર્ય.'** આધુનિક ગુજરાતે જે થોડા કર્તવ્યનિષ્ઠ, દઢાગ્રહી છતાં વિવેકી, સેવાવ્રત નિરાડમ્બર પુરુષો પેદા કર્યા છે તેમાં મોતીભાઈ અમીન ઊંચી ગણનાને પાત્ર હતા. એમની રાજકીય દૃષ્ટિ સ્વ ગોખલેની ભાવનાથી પ્રબળ રગાયેલી હતી છતાં તે પછી જે નવીન રાષ્ટ્રિય ભાવના ભારતભરમાં ને ગુજરાતમાં પ્રવર્તી તેના સદશોની એમને કદર નહતી એમ નહીં કહી શકાય. પરતુ એમની પોતાની રુચિઓનો ઘાટ ઘડાઇ ચૂકયો હતો ને એ ઘાટ જેમાં સુઘટિત રીતે ગોઠવાઇ શકે એવા અનેકાનેક પ્રવૃત્તિક્ષેત્રો એમની સેવાવૃત્તિને ગળી રહ્યા હતાં. એમની ધાધનધમાલ વગરની સાત્ત્વિક સેવાનું માત્ર સરવૈયું નહીં પણ આંતર દર્શન કરાવવાનો પ્રયત્ન લગભગ સાડાછસો પાનાંના વિસ્તારમાં શ્રી. પુરુષોત્તમ છ. શાહે કર્યો છે. નિરાડમ્બર ચરિત-નાયકને ચરિતલેખક પણ નિરાડમ્બર રીતિનો પ્રાપ્ત થયો છે એ સુયોગ પુસ્તકને પાને પાને પ્રગટ છે આ જીવનકથાનો વિશેષ એ છે કે લેખકે જ્યાં જ્યાં બન્યું ત્યા ત્યાં મોતીભાઇને જ બોલવા દઇ મોતીભાઇને પ્રગટ થવા દીધા છે. કોઇપણ ચરિતલેખકે અનુકરણ કરવા જેવી આ રીતિ છે. માદામ કયુરીનું ચરિત એમની પુત્રીએ આ જ પ્રકારે લખ્યું છે ને તે અત્યત રસપૂર્ણ પણ બન્યું છે.

"મારું કામ જ્યાં અંધારુ હોય ત્યાં અજવાળુ કરવાનુ છે, જ્યાં કંઈ ન હોય ત્યા દશક કરી બતાવી માર્ગદર્શક બનવાનુ છે, ઊંઘતાને જગાડવાનુ છે, જાગતાને બેઠા કરવાનું છે, બેઠેલાને ઊભા કરવાનુ, ઊભેલાને ચાલતા કરવાનું અને ચાલતાને દોડતા કરવાનુ છે" પોતાના આ શબ્દોની પાછળ રહેલી સેવાભાવનાને આકાર આપવાના અનવરત પ્રયત્નો મોતીભાઇએ કર્યા હતા અને આ ચરિતલેખકે પુનરાવૃત્તિઓને જોખમે પણ તે સર્વને સાકાર કરવાનો પ્રયત્ન કર્યો છે. મોતીભાઈ જાણે સ્વભાવથી જ મિશનરી હતા. એ હારે છે ત્યા પણ થાકતા નથી, થાકે છે ત્યા પણ વિરામતા નથી, વિરામે છે ત્યારે પણ નિરાશ થતા નથી. એમની પ્રત્યેક પ્રવૃત્તિનુ એમને સાંગોપાંગ દર્શન છે. એ દર્શન સર્વ કોઈને ગોચર કરવાનો એમનો સતત ઉદ્યમ છે. એ ઉદ્યમ નિષ્ફળ નથી જવાનો એવી સરલ એમને શ્રદ્ધા છે. આદર્શની ઝંખનામાં એ વ્યવહાર્ય ને અવ્યવહાર્યનો વિવેક ચૂકતા નથી; પરતુ ગુરુકોલીને સીધે પ્રારંભમાં અવ્યવહાર્ય લાગતી અનેક બાબતોને એ સુવ્યવહાર્ય

કરવાની યુક્તિઓ જાણે છે અને અજમાવે છે. એ અસહકારી નથી પણ સત્યનું અને સત્યાગ્રહનુ મૂલ્ય સમજે છે અને ગાંધીવાદની કંઠી ન બાંધ્યા છતા જીવનમા અહિંસાનો સૂક્ષ્મ વ્યવહાર પાળે છે. પોતાની માન્યતાઓ વિશેની શ્રદ્ધાને લીધે એ અન્યની—પ્રતિસ્પર્ધીઓની માન્યતાઓની પણ કીમત આંકી શકે છે ને અસહિષ્ણુતાના કલેશમાથી ઊગરી જાય છે. વચલા માર્ગો એમની બુદ્ધિને સ્વાભાવિક રીતે જ સ્ફુરે છે ને તેનો જીવનમા અનેક પ્રસંગે એ વિનિયોગ પણ કરે છે છતા પોતે કરેલા સિદ્ધાન્તની બાબતોમા એકલા પડી જવાનું દુષ્કર કાર્ય પણ કરવું ઘટે ત્યાં કરે છે, ને વિરોધીઓનો વિરોધ એમને દુઃખકર થયો હોય—અને અનેકવાર થયો હતો—ત્યા પણ એ ઉદારતાપૂર્વક સામા પક્ષની કદર કરે છે ને નિર્દંખ મનોદશા સાચવી શકે છે. પોતાની છોટી મોટી મર્યાદાઓનું એમને ભાન છે ને તેનુ ગોપન કરવાની એમની વૃત્તિ નથી ને તે દૂર કરવાની જાગૃતિ છે. એ અમલદાર છે ને સાહેબ કહેવાય છે ખરા પણ એ પ્રજાના જ છે—પ્રજાને માટે જ સાહેબ કે અમલદાર છે આવી કંઈક લક્ષણમૂર્તિ સ્વ મોતીભાઈ અમીનના ચરિતગ્રન્થમાં બંધાતી લાગે છે અને તે મોતીભાઈની જ મૂર્તિ છે, લેખકે ઊભી કરેલી ખોટી મૂર્તિ નથી, એમ માનવાને પૂરતા કારણો છે.

આ ગ્રન્થનો પહેલો ખડ—ઘડતર કથા, બીજા ખડમાના પ્રકરણ ૧૦ થી ૧૪, ચોથા ખડમા પ્રકરણ ૨-૩-૪ અને એક રમૂજી પત્રવ્યવહાર નામનું પ્રકરણ અને છઠ્ઠો ખડ આખો (પરિશિષ્ટો બાદ) ભાઈશ્રી પુરુષોત્તમ શાહનું લેખનકૌશલ પ્રગટ કરે છે. આમાનુ કેટલુંક ફરી ફરી વાચવુ ગમે એવુ ગુણાઢ્ય છે. આખો ગ્રન્થ લેખકનો સંશોધનશ્રમ અને ચરિતનાયક પ્રત્યેની પૂજ્યબુદ્ધિ દર્શાવે છે, પરતુ પૂજ્યબુદ્ધિની બાધકતા ભાગ્યે જ કદી જણાય છે. ગુણપક્ષે આટલું કહ્યા પછી એટલુ ઉમેરવુ જરૂરી છે કે આ પુસ્તકમા પુનરાવૃત્તિઓ ઘણી છે. અને ઘણી બાબત સાવ દૂર નાખીએ કે ટૂંકાવીએ તો ચરિતનાયકને હાનિ કશી ન થાય અને ચરિતગ્રન્થનું મૂલ્ય વધે (જો કે કદ ઘટે) એવી સ્થિતિ છે ચરિત લખતા લેખકે ઘણી બાબતો ગાળી નાખી છે એ વિશે શક નથી, પણ ગાળણક્રિયાને હજી ઘણો વિશેષ અવકાશ છે એમ મને લાગે છે. એકદરે તો 'એક નમ્ર છતા મહાન ગુજરાતીની કેવળ કર્તવ્યબુદ્ધિથી યોજેલી આ જીવનકથા' ગુજરાતને આપવા માટે લેખકને અભિનન્દન ઘટે છે

પરતુ આ વિભાગની મકરરૂપ સ્વતંત્ર ગુજરાતી કૃતિ તો શ્રી. કનૈયાલાલ

મુનશીનું 'અડધે રસ્તે' છે આપણે ત્યાં આત્મચરિતો—શિષ્ટ સાહિત્યકૃતિઓ ગણી શકાય એવાં આત્મચરિતો એક હાથની આંગળીઓ ઉપર ગણાય એટલાં પણ નથી એટલે 'અડધે રસ્તે' વળી સવિશેષ આદરપાત્ર બને છે. શ્રી. મુનશીની લેખણ જેમ એમની નવલકથાઓમાં તેમ આ આત્મચરિતમાં પણ રસૈકલક્ષી છે. શ્રી. મુનશી 'ઇયાઉ મિયાઉં માણસડા'માંથી કનુભાઇ થયા ત્યાં સુધીની જ આ કથા છે ને તેથી તો એનું 'અડધે રસ્તે' એવું અભિધાન કર્યું છે. શ્રી મુનશીની આ સંસ્મરણયાત્રા નવલકથાના જેવી રસપૂર્ણ છે. રંગીલા અધુભાઇ સરકાર, જીવનને મોટી મજાક માનનાર ધીરજકાકા, રોટી ખાની સક્કરસે ઔર દુનિયા જીતની ટક્કરસે' એ જીવનસૂત્રને જીવી બતાવનાર મુત્સદ્દી ફરસુ મુનશી, જૂની આંખે નવા તમાશા ન જોઇ શકનાર ક્રોધમૂર્તિ વિજકોર કાકી, કૌટુમ્બિક સંબન્ધોને વિષમય બનાવી મૂકનાર રૂખીમા, વફાદાર નોકર મહમદ શફી, 'લે ભાઇ લે' માસ્તર, જુદી જુદી વિલક્ષણતાથી અંકિત અનેક મિત્રજનો, આ સર્વ આ નાની આત્મકથાને ચમત્કારક બનાવનારા પાત્રો છે; ને તેમનું ચિત્રાંકન એવું સુરેખ અને વ્યક્તિત્વયુક્ત છે કે રસપારખુ વાચકવિવેચકને તેનું વિસ્મરણ સ્હેજે થઈ શકે નહિ. આ ગ્રન્થની પાત્રસૃષ્ટિમાં માણેકલાલ મુનશી, જીજીમા અને સ્વ અતિલક્ષ્મીનું આલેખન જરા જુદી રીતનું થયુ છે શ્રી મુનશીની નાવીન્યપ્રિય બુદ્ધિને પિતૃદેવો ભવ, માતૃદેવો ભવ એ પ્રાચીન સૂત્રો કેટલે અંશે માન્ય હશે તેની ચર્ચાનો અહીં બહુ અવકાશ નથી, પરતુ માણેકલાલ મુનશી અને જીજીમાના રેખાકનમા એમની એ બન્ને પ્રત્યેની પૂજ્યબુદ્ધિ પૂરેપૂરી વરતાય છે મહાત્માજીએ પોતાની 'આત્મકથા'માં પોતાનાં માતાપિતાનું જે ચિત્ર દોર્યું છે તેનું સ્મરણ શ્રી મુનશીના માતા-પિતાનું રેખાંકન અચૂક રીતે રીતિસામ્યને લીધે કરાવે છે મહાત્માજીએ કબા ગાધીનો પરિચય કરાવતા ગુણદોષની પૃથક્ક્રિયાને અશત પ્રવર્તના દીધી છે, પરંતુ પૂતળીબાઇનું સંસ્મરણ કરતા એમણે કેવળ ભગવદ્દર્શન જ કર્યું છે શ્રી મુનશીના આલેખનમા પણ માણેકલાલ મુનશીના ગુણદોષનુ પ્રસગાનુરૂપ પૃથક્કરણ છે, પણ તાપીબાઇ વિશે લખતા આમની પૂજ્યબુદ્ધિ પૃથક્કરણનો આશ્રય ન કરતા નિર્મળ નિષ્કલક મૂર્તિનું જ દર્શન કરે છે ને કરાવે છે. સ્વ અતિલક્ષ્મી પ્રત્યે નવું ભણતર ભણેલા મનુભાઇની હૃદયવૃત્તિ આરભે કેવી હતી, પછી કેવી થઇ તેનો નિખાલસ ઉદ્ગાર લેખકે કર્યો જણાય છે.

આ આત્મચરિતની વૈવિધ્યપૂર્ણ અને વિલક્ષણ પાત્રસૃષ્ટિને લેખકે એટલી જ વિવિધ ને વિલક્ષણ પ્રસગપરમ્પરામા ફરતી ફરતી, હસતી રમતી, લડતી ઝગડતી, અનેક પ્રકારના ઉન્નત ને અધમ અનુભવો કરતી બતાવી છે.

કૌટુમ્બિક મહાભારતના યુદ્ધપર્વનું આલેખન, હઠે ચડેલા વરઘોડાનું વર્ણન, ચન્દ્રશેખરને સુખડનો પ્રહાર કરનાર પિતૃવરનું દર્શન, બાલમિત્રો અને શિક્ષકોના વૈલક્ષણ્યથી આકર્ષક શાળાજીવનનો ચિતાર, ને એથી યે વિશેષ કોલેજજીવનની રંગભરી સરસરક્ષુપરંપરા આ આત્મચરિતના આકર્ષણો છે અને આખો ગ્રન્થ લગભગ ગુજરી ગયેલા ગુજરાતને ચમત્કારક રીતે શબ્દાંકિત કરે છે સંક્ષેપમાં એટલું કહી શકાય કે જેમ પોતાની નવલકથામાં શ્રી. મુનશીમાં રહેલો નાટકકાર પ્રચ્છન્ન કે પ્રગટ પ્રવૃત્તિ કર્યા કરે છે તેમ આ આત્મચરિતમાં એમનામાં રહેલો નવલકથાકાર કર્તવ્ય કરીને ચરિતાર્થ થાય છે આ પ્રકારના આત્મચરિતલેખનમાં ભયસ્થાનો પણ અનેક છે જેમાં કલ્પનાની પાંખો સત્યને ઢાંકી નાખી નવીન છતાં અવાસ્તવિક આભાસ ઉત્પન્ન કરે એ ભયસ્થાન મહત્તમ છે, ને તે સંભાળી લેવાનું અત્યંત દુષ્કર પણ છે આમાં કોઈ પણ લેખક હેતુપુરઃસર અસત્યનો આશ્રય કરે એમ વક્તવ્ય નથી કલ્પનાનો પ્રભાવ પ્રબળ બનતાં અને સ્મરણવિસ્મરણની વિચિત્ર પ્રવૃત્તિ થતાં લેખકને ઊલટસૂલટ દર્શન થાય ને વાસ્તવિક-અવાસ્તવિકની રેખાઓ લોપાઈ જાય એમ બનવું સંભવિત છે. કેટલીક ઉત્કૃષ્ટ આત્મકથાઓમાં પણ આવો પ્રકાર થઈ ગયો છે તે જાણીતી બાબત છે શ્રી મુનશીની આ કૃતિમાં આવું કશું થયું છે કે કેમ તે કહેવું મારે માટે શક્ય નથી પરંતુ એક વાત તો ચોક્કસ છે કે સામાન્ય રીતે તો શ્રી મુનશીના આ નિરૂપણમાં તટસ્થતા સુદૃશ્ય જ છે, તેમાં એમની તન્મયતાએ ભળીને તેજોમય કલાનિર્માણ કર્યું છે શ્રી. મુનશીનું વ્યક્તિત્વ ગુજરાતને જે રીતનું પરિચિત છે તેવું જ આ આત્મકથામાં બહુધા સુઅંકિત થયું છે તે વિશે શંકાને સ્થાન નથી આ આત્મકથાનો એક વિશેષ એ પણ છે કે તેમાં વિનોદનો સુવર્ણતન્તુ સ્વાભાવિક કલાથી ગૂંથાઈ ગયો છે ને આખી કૃતિની રસિકતા ઉઠાવદાર બની છે

શ્રી દિલીપકુમાર રોયે શ્રી અરવિંદ ઘોષ મહાત્માજી, રોમાંરોલાં, બર્ટ્રાન્ડ રસેલ અને કવિવર રવીન્દ્રનાથ ટાગોરની જોડે જીવનના વિવિધ પ્રશ્નો સમ્બન્ધે જે વાર્તાલાપ કરેલો તે પોતાની ચમત્કૃતિયુક્ત લેખની વડે લેખબદ્ધ કર્યો છે એ લેખમાળા 'તીર્થંકર' નામથી બંગાળીમાં પુસ્તકરૂપે સુપ્રસિદ્ધ છે શ્રી રવીન્દ્રનાથ સિવાયના બધા લેખો 'પ્રસ્થાન'માં છૂટક છૂટક શ્રી નગીનદાસે અનુવાદ કરીને પ્રગટ કરાવેલા ને હવે આખું પુસ્તક 'તીર્થસલિલ' એમ નવીન નામ પામીને ધી મહાગુજરાત પબ્લિશિંગ કંપની તરફથી બહાર પડયું છે 'પ્રસ્થાન'માં લેખો પ્રગટ થયા ત્યારથી જ

ગુજરાતના ભાવનાશાળી વાચકવર્ગને તે બન્નેનું પ્રબલ આકર્ષણ થયેલું. આ પુસ્તકને ચરિતવિભાગમાં મૂકવું કે કોઈ બીજા વિભાગમાં તે વિશે અનેક તર્કવિતર્ક પછી મૂળ ગ્રન્થાભિધાન – તીર્થંકર – ને અનુલક્ષીને આ વિભાગમાં જ મૂકવાનું યોગ્ય ધાર્યું છે. 'તીર્થંકર' નામકરણમાં ભાવનાને પ્રાધાન્ય છે. 'તીર્થસલિલ' નામમાં ભાવના અને કવિત્વમયતાનો સુયોગ સધાય છે એટલો વિશેષ છે.

આ લેખમાળામાં અર્વાચીન તીર્થંકરોના જીવનનિરૂપણની દૃષ્ટિને મહત્ત્વ નથી અપાયું; પરંતુ તેમની જીવનદૃષ્ટિને જિજ્ઞાસુભાવે સમઝીને તેનો પ્રકાશ કરવાની પ્રવૃત્તિ લેખકે કરી છે. એમ કરીને લેખક એ તીર્થંકરોના જીવનના અંતરતમ પ્રદેશમાં સ્વચરણ કરતા હોય એમ અનેક સ્થળે વાચકને અનુભવ થવાનો સંભવ છે. આમ સાક્ષાત્ ચરિતલેખન કર્યા વગર ચરિતલેખકનું કર્તવ્ય શ્રી. દિલીપકુમાર સાધી બતાવે છે ને તે સવિશેષ આહ્લાદક પણ બને છે.

જે મહાપુરુષોને લેખકે તીર્થંકરો ગણ્યા છે તેમા પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય ઉભય પ્રદેશની વિભૂતિઓનો સમાદર થયો છે તે લેખકની દૃષ્ટિની અસંકુચિતતા દર્શાવે છે. આરમ્ભ રોમાં રોલાંથી અને અંત શ્રી. અરવિંદ ઘોષથી કર્યો છે તેમાં પણ એક પ્રકારનો વિવેક જોનારને અવશ્ય જડશે.

આ વાર્તાલાપોમાં પ્રસંગે પ્રસંગે તે તે મહાપુરુષની મનોમયી મૂર્તિઓ અલ્પતમ શબ્દોમા વિલક્ષણતાથી લેખકે પ્રગટ કરી દીધી છે. મહાત્માજીનું એમણે આલેખેલું ચિત્ર જુઓ: "તે દિવસે મેં મહાત્માજીનો આશ્ચર્યજનક આત્મસંયમ જોયો. લગભગ બધા જ ખાદીની વિરુદ્ધ હતા–બધા જ મોટે મોટેથી બરાડા પાડતા હતા–કોઈ કોઈથી ઊતરે એમ નહોતું–કોઈ કોઈનો મેળ ખાવાનાં પણ લક્ષણ નહોતા–ચારેકોર વાકયના વાવાઝોડા અને તર્કની ધૂળ ઊડી રહી હતી–એકલા મહાત્માજી નિર્વાત સંધ્યા સમયે સરોવર સમા શાંત બેઠા હતા–તોફાનનું નામ નિશાન નહોતું–હાસ્યથી ઉજ્જ્વળ, સંયમથી સ્નિગ્ધ, ગહરયથી મધુર, દલીલથી પ્રાંજલ"

આ ગ્રંથમાં જે મહર્ષિઓની ભાવનાસૃષ્ટિ રચવાનો પ્રયાસ છે તેમાં नैको मुनिर्यस्य मतं न भिन्नम् એમ વ્યામોહક અનુભવ થવાનો ભય આરંભમાં વાચકને રહે તો નવાઈ નહીં. એક છે જીવનનિષ્ઠ કલાકાર, બીજો છે સત્યનિષ્ઠ મહાત્મા, ત્રીજો છે વિજ્ઞાનનિષ્ઠ વિવેચક, ચોથો છે કલ્પનાનિષ્ઠ મહાકવિ ને પાંચમો છે પૂર્ણયોગનો પરમ ઉપાસક. અને છતાં એ સર્વેની મનોમય

સૃષ્ટિમાં પ્રવાસ કરતાં આભાસક તેમ જ ખરી ભિન્નતા છતાં એક પ્રકારની એકવાક્યતાનો સૂક્ષ્મ તંતુ પણ વિવેચક બુદ્ધિને સુદસ્ય બન્યા વગર રહેતો નથી. નીચેનું રોમાં રોલાનું વચન જુઓઃ

"પૂર્વ અને પશ્ચિમ, સ્વજાતિ અને પરજાતિ એ આત્માને માટે નથી... એ બધા તો માયાના વેશ છે જેણે વિશ્વભુવનમાં ઘર બાંધ્યું તેને તો સદા બધું પરિચિત જ છે, તે તો પ્રેમનો તીર્થયાત્રી છે, તેને વળી પોતાનો દેશ કેવો?"

अय निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥

એ પ્રાચીન તત્ત્વદષ્ટિનો અર્થવિસ્તાર જાણે કવિવર ટાગોર કરતા હોય એમ રોલાંનાં આ વચન વાંચતાં ક્ષણભર નથી લાગતું?

"ઉચ્ચતર આનન્દલોકમાં વસવાનો મને શો અધિકાર છે—જ્યારે મારી ચારે કોર એ મૂઠી અન્નને માટે બધા હાહાકાર કરી રહ્યાં છે?" આ વચન ખરી રીતે ક્રોપોટ્કિનનું છે જેની નીચે ગાંધીજીનું નામ ભૂલથી છપાયું છે. છતાં મહાત્માજીના આ પ્રકારના અનેક ઉદ્‌ગારો જેવું જ આ વચન નથી શું?

વર્તમાન જગતનાં અનિષ્ટોથી સખત આઘાત પામી તે સર્વને ઉન્મૂલ કરી નવું સુખમય, શાન્તિમય, પ્રગતિશીલ, સત્યપ્રિય અને શિવંકર જગત્ અસ્તિત્વમાં આણવાની અદમ્ય ઝંખના આ ગ્રન્થમાંના તીર્થંકરોને એકસૂત્રગ્રથિત કરે છે વ્યક્તિભેદને લીધે થોડા દષ્ટિભેદ કે માર્ગભેદ ભલે દેખાય, પરતુ આદર્શભેદ તો આ મહાપુરુષોમાં ખાસ જણાતો નથી

એકવાક્યતાની દૃષ્ટિએ રોમાં રોલા, મહાત્માજી અને કવિવર રવીન્દ્રનાથની કલા વિશેની દષ્ટિની તુલના વિશેષ પ્રકાશક બને તેવી છે. રોમા રોલાં કહે છેઃ "સ્વસ્તિ અને શાન્તિ, સુખ અને આનન્દ એના છદ જ જુદા હોય છે. બધા જ આનન્દના મૂળમા જ અનાસક્તિ અને નિર્વાસના રહેલી હોય છે. જે આનન્દને લૂંટાલૂટ કરવાની જરૂર પડે છે તે આનન્દ જ નથી— આનન્દનો વ્યભિચાર છે કલાનો આનન્દ મોટો એટલા માટે છે કે એમાં લૂંટાલૂટ કરવાની નથી. ગૃધ્નુતા નથી સૌને માટે એનાં દ્વાર ખુલ્લાં છે, તેના મૂળમા દાન રહેલુ છે—ને દ્વાર ખોલી નાખે છે—સંચય કરતું નથી— અસ્પૃશ્યતા તેને ગમતી નથી." કલાના આનન્દનું આ વિવેચન ઔપનિષદિક તત્ત્વદર્શનના ભાવાવેશથી પ્રેરાતા કવિવર ટાગોરની કલાતત્ત્વવિવેચનાની હરીફાઇ કરતું હોય એમ નથી જણાતું? આગળ વળી કલાકાર રોલાં કહે છે. "હું માત્ર એટલુ કહું છું કે અન્યાય, અવિચાર

અસત્યની વિરુદ્ધ આપણે આવો યુદ્ધ માંડીએ, પછી જે થવાનું હશે તે થશે. હું તો આ ચોક્કસ માનું છું, કારણ મારું અંતર મને કહે છે કે માણસનું દુઃખ દૂર કરવું એ પણ એક સર્જન જ છે, " ત્યારે જીવનકલાને જ સર્વોચ્ચ ગણનાર મહાત્માજીની વાણીનો ગુણુંજ સંભળાતો હોય એમ લાગે છે પણ સાક્ષાત્ કલા વિશે જરા મહાત્માજીનું સાંભળીએ " જેની માત્ર તદ્વિદો જ કદર કરી શકે તેને હું મહાન કલા કહેતો નથી. હું તો એમ માનું છું કે મહાન કલાની અપીલ બરાબર કુદરતના સૌન્દર્યની પેઠે વિશ્વજનીન હોય છે." કુદરતના સૌન્દર્યની અસર પણ વ્યક્તિએ વ્યક્તિએ ક્યાં ભિન્ન નથી હોતી અને અનેકને કુદરતી સૌન્દર્ય બિલકુલ આકર્ષક નથી થતું એમ પણ ક્યાં નથી? આ અને આવા પ્રશ્નો કોઇ મહાત્માજીના વિધાન સામે મૂકે તો તે બધાને અવગણી શકાય નહીં, પરંતુ અહીં મહાત્માજીની કલાદૃષ્ટિની પૃથક્ક્રિયા મને ઇષ્ટ નથી તેનું માત્ર દર્શન એ જ મારું પ્રયોજન છે એ પ્રયોજન માટે મહાત્માજીનું બીજું એક વચન પણ ટાંકવા જેવું છે એઓ કહે છે 'મારે મન સૌથી મોટો કલાકાર તે જ છે જે સાચી મહાન જીવન ગાળતો હોય" મહાત્માજીની આ દૃષ્ટિ સર્વને એક સરખી સ્વીકાર્ય અથવા સમાધાનકારક નહીં લાગે કલાવિષયની વિવેચનામાં કવિવર ટાગોરની દૃષ્ટિ એક ક્રમ આગળ ભરે છે ને એક પ્રકારનું સમાધાન પણ કરે છે એઓ કહે છે "બધા સર્જનમાં જ એક પ્રકારનું દ્વૈત રહેલું છે, તેની એક બાજુ અંતરનું સત્ય હોય છે, અને બીજી બાજુ તેનું બહારનું વાહન હોય છે અર્થાત્ એક બાજુ ભાવ અને એક બાજુ ભાષા બે વચ્ચે જેમ પ્રાણગત ઐક્ય છે તેમ પ્રકૃતિગત ભેદ પણ છે. ભાષા સાર્વજનીન નથી છતાં આ સત્ય સાર્વજનીન છે કલાની સાર્વજનીનતાનું આ પૃથક્કરણ મને ખરેખરું સંતોષકારક જણાય છે બાકી નર્યા પાંડિત્યને તો જેમ મહાત્માજી તેમ કવિવર ટાગોર પણ દોષ જ ગણે છે કલાની ગાદી કેવળ પાંડિત્ય પચાવી પડી શકે નહીં અને પચાવી પડે તો તે સહન પણ કરાય નહીં એ સ્પષ્ટ છે કલા વિશેના દૃષ્ટિભેદ છતાં કલાની સાર્વજનીનતા વિશેનો આગ્રહ આ ત્રણે મહર્ષિઓમાં લક્ષ ખેંચનારો છે એટલું જ 'એકવાક્યતા' શબ્દ ઉપર વાપર્યો છે તેનું વક્તવ્ય છે આ ત્રણે વિશે આ વિષયમાં કશો દૃષ્ટિભેદ નથી એવી સ્થાપના કરવાનો હેતુ નથી, કારણ કે દૃષ્ટિભેદ નથી એમ નથી પરંતુ એ દેખીતા ભેદ છતાં આંતર ઐક્ય પણ ક્યાં ઓછું છે?

રોમાં રોલાં, મહાત્માજી અને ટાગોર સાથેના વાર્તાલાપમાં કલા અને

જીવનના વિવિધ પ્રશ્નોનો ઊહાપોહ છે તો બર્ટ્રાન્ડ રસેલના વાર્તાલાપમાં વિજ્ઞાનની ઉપાસના દ્વારા જીવનની સમૃદ્ધિની ઉપાસના અને દૈન્યનો પરિહાર લક્ષ ખેંચે છે વૈજ્ઞાનિક દૃષ્ટિનો આ વિવેચક પુરુષ સર્જનશક્તિની જાગૃતિને ઝંખે છે આનન્દ અને આશાથી પ્રપૂર્ણ એવી સાહસિકતાને અભિનન્દે છે, ગૃધ્નુતાને વર્જ્ય ગણે છે, પ્રેમની મુક્તલીલાનો સમાદર કરે છે, ઈર્ષ્યા અને ક્રૂરતાને અનિષ્ટ ગણે છે અને જીવનવિકાસક સર્વભાવો અને ભાવનાઓનો વિકાસ ઇચ્છે છે પોતે જે નવજગતની કલ્પના કરે છે તેની શક્યતાને કોઇપણ આદર્શવાદીની શ્રદ્ધાથી એ માને છે અને તે શક્યતાની સિદ્ધિ માટે યોગ્ય માણસોની ખામી છે તે પણ એ સમજે છે

ધર્મ, જીવનમા સયમ અને વૈરાગ્ય વગેરે વિશે શ્રી રસેલ સ્વતંત્ર રીતે વિચાર કરનારા છે અને પ્રચલિત રૂઢિથી એમના વિચારોમા ભારે ભેદ પ્રથમ દૃષ્ટિએ જણાય છે આમ છતા બુદ્ધ વિશે એમની પ્રીતિ છે એમનો મુખ્ય વિરોધ અતિશયતા સામે મડાયેલો છે સયમ ખાતર સયમ કે ભોગ ખાતર ભોગ એ બને એમને વર્જ્ય છે સયમ અને ભોગની મર્યાદા જીવનની દૃષ્ટિએ જ એ નક્કી કરતા લાગે છે અને સિદ્ધાન્તની દૃષ્ટિએ તેમા અનૌચિત્ય પણ શુ છે ? પૃ ૧૨૪થી ૧૨૬ ઉપર જે વાર્તાલાપ છપાયો છે તે ઉતારવાનું તો અહીં કેમ બને પરતુ સક્ષેપમા શ્રી રસેલની ધર્મ વિશેની દૃષ્ટિ અને વિજ્ઞાન વિશેની ભક્તિનું દર્શન કરવા ઇચ્છનાર એ ભાગ વાચીને સતોષ મેળવી શકે જ્યા જ્યા ધર્મ સામે એમણે વિરોધ કર્યો છે ત્યા ત્યા રૂઢિબદ્ધ રૂઢિજડ ધર્મનો જ એમણે વિરોધ કર્યો જણાય છે માનવપ્રકૃતિની ઉદાત્ત ગુણસમૃદ્ધિના તો શ્રી રસેલ આરાધક જ છે અને જીવનને યથાર્થ સ્વરૂપે જોવુ ને દર્શાવવુ એ એમનો પરમ પુરુષાર્થ છે આ વાર્તાલાપમા ક્વચિત્ ક્વચિત્ મિસિસ રસેલનો અને એક સ્થળે એક અમેરિકન બાઇનો પ્રવેશ કરાવ્યો છે આથી વૈવિધ્ય સધાયાનો વિશેષ લાભ થયો છે તે વૈવિધ્ય વગર પણ આખો વાર્તાલાપ અત્યત આકર્ષક અને વેગપૂર્ણ લાગે એવો છે

સૌથી વિશેષ લાંબો વાર્તાલાપ કવિવર ટાગોર જોડેનો છે એમા કવિવરનું જાણે આપણે નિકટતર દર્શન કરતા હોઇએ એમ લાગે છે અહીં વિવિધ વિષયો ઉપર મુક્ત મને કવિની વાણી પ્રવાહ કેવી વિલક્ષણ લીલા કરે છે સહજ રીતિએ કેટલાક ગહન સત્યો એ પ્રગટ કરી દે છે 'સંગીતનું સૌન્દર્ય વિશ્વજનીન છે પણ તેની ભાષાનો દ્વારપાળ વિશ્વજનનું નિમત્રણ ખાતો નથી ' આ કથન એ પ્રકારનું છે આ ગગનવિહારી કવિ જીવનની ભૂમિમાં પણ કેવા

દૃઢપ્રતિષ્ઠ છે તે એની વાણીના સ્વાભાવિક અલંકારો પણ ઘણી વાર છતું કરે છે. પોતાના શરીર વિશે વાત કરતાં કુદરતને એમણે લેણદાર પઠાણ જેવી કહી છે. એ ઉપમાનો વિસ્તાર કવિના શબ્દોમાં વાંચીને આ વાર્તાલાપનાં પાત્રોની પેઠે આપણે પણ અવશ્ય હસી પડીએ છીએ અને વ્યાજખાઉ પઠાણ અને કુદરતના સાદૃશ્યનું કૌતુક કરીએ છીએ.

કલા વિશે કેટલીક સૂક્ષ્મ બાબતો આ વાર્તાલાપમાં સરસ રીતે વ્યક્ત થઈ છે જેનો ઉલ્લેખ પૂર્વે યથાપ્રસંગ કર્યો છે. અહીં એક વિશેષ વાત જોઈએ. શ્રી. દિલીપ કહે છેઃ "કાવ્યમાં તો કવિનો હૃદયાવેગ બધા આગળ પ્રગટ થાય છે." શ્રી. દિલીપનું આ વચન આપણને સામાન્ય સત્ય જેવું લાગે છે પણ કવિનો ઉત્તર છે "કદી નહીં જે પ્રગટ થાય છે તે હૃદયાવેગ નથી, તે તો કાવ્ય છે." આ પ્રકારનો સૂક્ષ્મ વિવેક આ વાર્તાલાપમાં અનેકવાર ચિત્તાકર્ષક બને છે. ઘણી વાર પ્રચલિત વિચારપ્રણાલીથી જુદું જ દર્શન એમનું હોય છે. ત્યારે પણ એ પોતાની સહજ રીતે વક્તવ્યનો ઉદ્‌બોધ કરે છે. "પરસ્પર મેળ ઉપર જ પ્રેમ ટકે છે, એ પણ ઉપજાવી કાઢેલી વાત છે— તેનો ઊંડો પાયો તો અમેળ ઉપર હોય છે," પોતાના આ વિધાનને સ્પષ્ટ કરવા કવિ વિજ્ઞાનને બોલાવી આણે છે સર્જનમાં પ્રવર્તતા દ્વૈત અને સંગીતમાં પ્રવર્તતા 'સુરસમાવેશ' અને તાલને પણ એ જ કામે એ લગાડી દે છે.

પોતાની ગીતકવિતા વિશે કવિએ કરેલું વિવેચન અને તેમાંથી વિસ્તરેલી કાવ્યસામાન્યની અને કલાસામાન્યની ચર્ચાનું સારદોહન અહીં ઉતારવાનું મન થાય છે પણ અટકવામાં ઔચિત્ય લાગે છે.

વાર્તાલાપ દરમ્યાન કવિની વૃત્તિ ભિન્ન ભિન્ન ભાવોનો અનુભવ કરતી એકમાંથી બીજામાં સરલતાથી સંક્રમણ કરે છે બંગાળી પ્રકૃતિની જોડનો પોતાનો અમેળ આ વિશ્વસંવાદના ગાયક કવિને દેખાયો, તેનો કરુણ ઉદ્‌ગાર પણ થઈ ગયો; બંગાળમાં પુનર્જન્મ ન પામું તો સારું એમ ઇચ્છાયે દેખાડી દીધી. ફરી જન્મવું જ પડે તો જાપાન કે જર્મનીમાં તો નહીં જ, તે કરતાં તો શૂન્યમાં લીન થઈ જવું જ સારું એમ દંગલ કરી નાખ્યો! તત્કાળ કરુણનું રૂપાન્તર હાસ્યમાં થઈ ગયું બંગાળની જનનીઓની સારપના સંસ્મરણ માત્રથી! આવા ભાવસંક્રમણનાં સ્થાનો આ વાર્તાલાપમાં બીજાં પણ છે. આ વાર્તાલાપમાં ઘણા દૂધમાં સાકરની કણીનો ચમત્કાર કરી જાય છે તે નોંધ્યા વિના ચાલે તેમ નથી. અનેકવિધ ગુણસમૃદ્ધિથી છલકાતો આ વાર્તાલાપ જે ભદ્ર મુખમાંથી વહ્યો હતો તે હવે સદાને માટે બંધ થયું છે; અથવા એમ કહીએ કે ગોમુખ જ ગંગામય બની ગયું છે.

હવે રહ્યો શ્રી અરવિંદ વૌંપ જોડેનો વાર્તાલાપ આ વાર્તાલાપનો આરમ્ભ શ્રી અરવિંદ વિશે કઈ લખવા જવુ એ મારે માટે દુસાહસ છે' એ વાક્યથી લેખકે કર્યો છે અને ખરે જ આ સમીક્ષા વખતે મને પણ તેમ કરવુ એક દુસાહસ જ લાગે છે લખકે તો ગુમાવ્યુ જ છે પરતુ હુ તેમ કરી શક્તો નથી મારા માટે શ્રી અરવિંદ એક અગમ્ય પુરુષ જ રહ્યા છે આ વાર્તાલાપના વાચનથી એ અગમ્યતાનો દુર્ગ કઈક અશે પણ ભેદાશે એવી મારી અપેક્ષા હતી પણ એ સુખ મને પ્રાપ્ત થયુ નથી એટલે શ્રી અરવિંદની અગમ્યતાનુ કૌતુક કરતો હુ તે વિશે મૌન જ સેવવામા ઔચિત્ય જોઉ છુ

કલાદષ્ટિએ વિચાર કરતા રોલા મહાત્માજી અને ગ્સેન જોડેના વાર્તાલાપ સામર્થ્યની છાપ પાડે છે સક્ષેપની ચારુતાથી સધાતી સચોટતા આ ત્રણેમા લક્ષ ખેચે છે દમદર્દ માનવતાનુ સામીપ્ય તો બધા જ વાર્તાલાપોમા અનુભવાય છે રોલાની જીવનનિષ્ઠ ભાવના ગાધીજીનો અહિંસા સત્યનો આદર્શ, ગ્સેનની વૈજ્ઞાનિક જીવનદષ્ટિ ટાગોરનો વ્યાપક કવિત્વભાવ અને અરવિંદની યોગસાધના આ સર્વ ગગનોચ્ચ છે છતા એક કે અન્ય સ્વરૂપે આ પ્રત્યેક મહાવિભૂતિમા ધગતી જોડેનો અવિચ્છેદ્ય સમ્બન્ધ વરતાય છે આ સમ્બન્ધ શ્રી અરવિંદને બાબતમા ચાના પ્રમાણમા કઈક ઓછો સ્પર્શતો હોવાનો આભાસ થાય છે ખરો! આમ લાગવામા કદાચ શ્રી અરવિંદ વિશેની મારી અસ્પષ્ટ સમજ કારણરૂપ હોય એમ પૂરો સભવ છે પરતુ વર્તમાન જીવનનુ ધરમૂળથી ઉત્ક્રાન્તિકારક પરિવર્તન તો એમને પણ ઇષ્ટ છે અને એમની યોગસાધનાનુ પ્રેરક બળ પણ એ જ છે જુઓ નીચે ।। એમના જ વચનો —

'હુ જે યોગમાર્ગ જઈ રહ્યો છુ તેનુ ધ્યેય આપણી સમગ્ર પ્રકૃતિનુ રૂપાન્તર કરવાનુ છે-આપણા દેહનુ સુદ્ધા એ માર્ગ ખૂબ કઠણ છે એનુ ધ્યેય સહેલાઈથી મળે એવુ નથી-એમા જોખમો પણ ખૂબ છે' (પૃ ૩૦૩)

* * *

મને પોતાને પણ એક વખતે એવી ઇચ્છા થતી હતી કે યોગ બળથી જગતને એક ક્ષણમા બદલી નાખુ-માનવ પ્રકૃતિને નવા ઢાળામા ઢાળી દઉ-જગતમા જે કંઈ બૂરુ છે શોચનીય છે તે બધાને અળગુ મારી સાધનાના બળથી લુપ્ત કરી નાખુ (પૃ ૩૦૫-૬)

* * *

પોંડીચરીમા પૂર્ણ યોગની સાધનામા બેઠા પછી એમની દષ્ટિ જ ફરી ગઈ છે જુઓ નીચેનુ વચન

"જગતના મનુષ્યોનો ઉદ્ધાર કરવા માટે કોઇ માણસ વિશ્વસમસ્યાના અંતિમ સમાધાન પર પહોંચી જાય એટલું જ બસ નથી—પછી ભલે તે માણસ ગમે તેટલો અસામાન્ય કેમ ન હોય. માત્ર પોતે અમૃત લોકમાં પહોંચે એટલું બસ નથી-**વિશ્વ માનવે પણ અમૃતલાભના અધિકારી** થવું જોઇએ. ખરી સમસ્યા જ આ છે."

વિશ્વમાનવ પણ અમૃતલાભનો અધિકારી થાય ત્યાંસુધી જો જગદ્દુદ્ધાર માટે રાહ જોવાની હોય તો તો ધીરજનો અંત આવી જાય અને છતાં જગદ્દુદ્ધાર ન થાય એમ નિરાશાભાવ આપણને થાય તો તેનો ઉપાય નથી. આ છેલ્લા અવતરણમાં લોકોત્તર વ્યક્તિ અને જનસામાન્ય વચ્ચેના અધિકાર-ભેદ ઉપર ભાર મુકાયો છે તે ખોટો છે એમ તો આપણે કહી શકીશું નહીં. કવિઓએ જે પથને દુર્ગમ કહ્યો છે તે પથના વિરલ પ્રવાસી શ્રી. અરવિંદ પોતે જ મારે મન એક મહાન સમસ્યા છે એમ મેં ઉપર સૂચવ્યું છે. એ સમઝાય છે એમ લાગે ત્યારે જ ઘણીવાર એ સમઝાયા હોતા નથી એમ અનેકવાર બને છે. આ ગ્રન્થના સર્વે મહાનુભાવો પ્રત્યે મારી અલ્પવિષયા મતિ મુગ્ધભાવ અનુભવે છે ને પૃથક્કરણનું સાહસ કરતા સહજ અચકાય છે.

આ બધા મહાપુરુષોની જોડે વાર્તાલાપનું સૌભાગ્ય શ્રી દિલીપને પ્રાપ્ત થયું અને એમણે એ સૌભાગ્યને લેખરૂપ આપી અનેકને તે પ્રકારાન્તરે પ્રાપ્ત કરાવ્યું તેનો લાભ શ્રી નગીનદાસે ગુજરાતને અનુવાદરૂપે આપ્યો તે ખરેખરું અભિનન્દનીય છે. છેવટ આખુ પુસ્તક અનુવાદ છે એમ સતત ભાન રહ્યા કરે છે ને અનેક સ્થળે સંસ્કૃતપ્રાચુર્ય તો ગુજરાતી ગદ્યના બાંધાને બિલકુલ બંધબેસતું નથી થતુ એ અનુવાદની મર્યાદા પણ અહીં ઉલ્લેખવી જરૂરી છે. વળી મુદ્રાદોષ ન ગણી શકાય એવી કેટલીક અશુદ્ધિઓ અને રચનાક્ષતિઓ પણ છે જે જરા વિશેષ કાળજીથી ટાળી શકાય એવી છે તે બાબત પણ લક્ષ ખેંચુ છું

## પ્રવાસસાહિત્ય

પ્રવાસ સાહિત્યની એક જ કૃતિ આ વર્ષે પ્રાપ્ત થઇ છે અને તે કવિ સુન્દરમનું 'દક્ષિણાયન'. આમે ય આપણું પ્રવાસસાહિત્ય કાંઈ પ્રચુર નથી. ગુજરાતના આ સાહિત્યપ્રકારની કેટલીક વિગતો શ્રી સુન્દરમે પ્રાસ્તાવિકમાં આપી છે.

પ્રવાસનાં સાધનો વધ્યાં છે, સગવડ વધી છે, ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ જાણે ઓરડાઓશરી બની ગયાં છે. આ સાધનસવડનો

લાખ ગુજરાતીઓ ઓછા લે છે એવું પણ નથી જણાતું. હિન્દુસ્તાનના કોઈપણ ભાગની રેલગાડીમાં ગુજરાતીઓની અવરજવર મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. આમ છતાં પ્રવાસસાહિત્ય વિપુલ કેમ નથી થયું? કેમ નથી થતું? સૌન્દર્યદૃષ્ટિ અને સાહિત્યસર્જનની શક્તિવાળા ગુજરાતી ભાઈબહેનો પ્રવાસ નહીં કરતા હોય? પણ આવા નિરર્થક પ્રશ્નો પૂછી સમાધાન શોધવા કરતાં આ વિષયનું આપણું દારિદ્ર્ય સ્વીકારીને વસ્તુસ્થિતિનો એકરાર કરવો એ જ ઠીક છે. જગતના અન્ય પ્રદેશોને રહેવા દઈએ તોપણ ભારતવર્ષની વિપુલ વિસ્તાર ને વૈભવવાળી ગિરિમાળાઓ, માનવજીવનને સમૃદ્ધ કરતાં સરિતાકુલો, મૂક સૌન્દર્યનો અનુભવ કરતાં સરોવરો, માનવહૃદયની દુર્ગમતાના પ્રતીક સમાં અરણ્યો, આંધીઓથી ઊભરાતી મરુનાં રણો, ક્વચિત્ નિર્વૃક્ષ તો ક્વચિત્ તાલીવનમર્મરથી મુખરિત સાગરકિનારા, કદાચિત્ શાન્ત સરોવર જેવા તો કદાચિત્ ઉન્મત્ત તરંગતાંડવ મચાવનાર રહસ્યમય જલરાશિઓ, અને આ સર્વ જોડે સમાધાન સાધી જીવનવિગ્રહ ખેડતાં મનુકુલો. ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણે અવલોકન ને આલેખન માગી રહ્યાં છે. આપણા દેશનાં અસંખ્ય કૌતુકપૂર્ણ સૌન્દર્યસ્થાનો ગુજરાતી કલમનવેશોને હાથે નવનિર્માણ પામવાની જાણે સૈકાઓથી પ્રતીક્ષા કરી રહ્યાં છે. આ બધાનો સાદ તો સતત આવતો હોય છે. પણ 'જવાશે જઈશું ત્યારે કરી દઈશું પ્રમાદથી' એનો ઉત્તર વાળતા નથી. ક્વચિત્ કાકાસાહેબ જેવાને પ્રબળ અંતપ્રેરણા થાય છે તો 'હિમાલયનો પ્રવાસ' આલેખાય છે ને દક્ષિણનો સાદ આવે છે તો શ્રી સુન્દરમ્ જેવા 'દક્ષિણાયન' રચી આપે છે. પણ એવી રચનાઓ પોતાની વિરલતાથી આપણા દારિદ્ર્યનું જ જાણે સવિશેષ ભારથી ભાન કરાવે છે.

'હિમાલયનો પ્રવાસ' અને 'દક્ષિણાયન' સરખાવી જોવાનું મન સહેજે થાય તેવું છે. છતાં પ્રવાસપ્રદેશ અને લેખકપ્રકૃતિના મૂલગત ભેદો નિરૂપણમાં પણ ભિન્ન રીતે પરિણમે તે ભૂલવાનું નથી. કાકાસાહેબ રહ્યા આર્યજીવનદર્શનની અદમ્ય ઝંખનાવાળા સૌન્દર્યાભિનિવિષ્ટ કવિ અને સ્થિરબુદ્ધિના પર્યટક, તો સુન્દરમ્ રહ્યા આધુનિક જીવનના ક્રાન્તિકર અંશોના દર્શનથી સંક્ષુબ્ધ અને તરંગિત હૃદયવાળા કવિ અને પૃથક્કરણશીલ બુદ્ધિના લેખક. કાકાસાહેબના પ્રવાસમાં સંયમના અખંડ સ્રોતે વહેતી લાગે તો સુન્દરમના પ્રવાસમાં ઉગ્ર વેગના પ્રવેગો પણ આવે ઘણી વાર આવે. કાકાસાહેબનો પ્રવાસ ઘણો પગપાળો થયો હતો. છતાં તેમાં જાણે પુષ્પક વિમાનમાં એમની વિવિધ પ્રદેશોનાં દર્શન કરતા હોઈએ એમ અનુભવ થાય છે, ત્યારે શ્રી

સુન્દરમનો પ્રવાસ બહુધા રેલગાડી ને મોટરબસમાં થયો હોવા છતાં બેલગાડીનો પ્રવાસ કરતા હોઇએ એવો કવચિત્ રમણીય ને કવચિત્ થકવી નાખનારો જણાય છે. વાહનનો–ભાષાના સ્વરૂપનો ભેદ એ જ આ ભિન્ન અનુભવનું કારણ નથી. નિરૂપણરીતિમા હેયાદેયનો વિવેક પણ બનેનો જુદો જ છે કાકાસાહેબના પ્રવાસમા આપણો જીવ હળી જાય એવા સખ્યાબધ પાત્રો અને સહજ સ્મરણાકિત થઈ જાય એવા અનેક પ્રસંગો વેરાયેલા નહીં પણ સુગ્રથિત રૂપે પ્રવાસના અંગભૂત બનીને રહેલા છે, ત્યારે 'દક્ષિણાયન'મા આની અલ્પતા છે. કાકાસાહેબના પ્રવાસમા વિનોદપક્ષીનો કલધ્વનિ ઠેર ઠેર પ્રકૃતિરમણીય સ્વરૂપ પ્રગટ કરે છે, 'દક્ષિણાયન'મા એ અનુભવ એટલો વ્યાપક સ્વરૂપનો નથી થતો. પરતુ આ સરખામણી વિશેષ લંબાવવા કરતા 'દક્ષિણાયન'ના જ સૌન્દર્યસ્થાનો ઉપર દૃષ્ટિપાત કરવો વિશેષ પ્રીતિકર થશે.

દક્ષિણની ધાર્મિકતા, સંસ્કારિતા, શિલ્પકલા અને કવિકલ્પનાનુ દર્શન શ્રી. સુન્દરમને જેવુ થયું તેવું નિરૂપવાનો 'દક્ષિણાયન'માં એમણે પ્રયત્ન કર્યો છે આ પ્રયત્નકાર કવિ છે, વિવેચક તો યે કવિ છે એનું સતત ભાન એમની વિલક્ષણ ઉપમાઓ, રૂપકો, ઉત્પ્રેક્ષાઓ વગેરેથી થાય જ છે, પરતુ તે ગૌણ બાબત છે; ખરેખર તો જ્યાં એમની દૃષ્ટિને સૌન્દર્યનું અપૂર્વ આકલન સિદ્ધ થાય છે ત્યા એમનો હૃદયભાવ સામર્થ્યયુક્ત વાણીમાં આવિર્ભાવ પામીને કાવ્યાનન્દની રેલછેલ કરે છે. કર્ણાટકમા 'સનાતનના અને નૂતનતાનો સુન્દર સુભગ મેળ' 'સુકર્તિત ગર્દન ઉપર અંબોડા'મા હળવી રીતે જોઈને· કવિ જોગના ધોધ જોવા જાય છે–વાચકને પણ જોડે લઈ જાય છે– ત્યાં એમની સૌન્દર્યદૃષ્ટિને દર્શનનો અને નિરૂપણરીતિને વર્ણનનો મોકળો અને મનોરમ પ્રદેશ પ્રાપ્ત થાય છે 'બ્રહ્મનાદ જેવા અવિરત નિનાદ'નું શ્રવણ એમનામાં જોગના સાક્ષાત્ દર્શનનું કૌતુક જન્માવે છે અને એ દર્શન થતા એ નિર્નિમેષ દૃષ્ટિએ મુગ્ધભાવ–મૂર્ચ્છાભાવ અનુભવે છે. એ મહાગાયકના અસ્ખલિત ગાનનિનાદ પાસે માનવવાણી મૌનના ઔચિત્યને સ્વાભાવિક રીતે જ અનુસરે તેમા નવાઈ શી ? કવિનો સર્વાત્મ દૃષ્ટિમા કેન્દ્રિત થાય છે અને વિગલિતવેદ્યાન્તર સ્થિતિ ક્ષણવાર થાય છે. જુદે જુદે સ્થળેથી, ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણેથી એ ધોધદર્શન કરે છે ને 'રાજા'ના પ્રચડ પ્રપાતનો રોમાચક અનુભવ કરે છે. 'રુદ્ર', 'વીરભદ્ર' અને 'પાર્વતી'ના દર્શન કરીને તે પ્રત્યેકની વિલક્ષણતા ઉચિત શબ્દોમા કવિ પ્રગટ કરે છે ધોધદર્શનથી પુલકિત બનેલી દૃષ્ટિ કંઇ ખીણની લીલાનું વિસ્મરણ કરતી નથી. ઇન્દ્રધનુઓની ફરફર

માણતી કવિ કૅમેરામાં જોગના સૌન્દર્યના અદપાશને પકડે છે, પણ એક જીવન્ત તત્ત્વ—'ચાર પાચ આગગના પખીઓ'—એ પકડમાથી છટકી જાય છે તે કીમ્ત એમની સૌન્દર્યાભિમુખ દૃષ્ટિમાથી છટકી શકતી નથી પણ સૌથી વિલક્ષણ અનુભવ તો અધારી ગતે કરેલા જોગદર્શનનો છે એ અનુભવ પછી કવિએ એક મિત્રના જોગદર્શન વિશેના અભિપ્રાયની કરેલી પુનરુક્તિની પુનરુક્તિ અહીં યથાસ્થાન જણાશે.

'જોગના ધોધ ગમે તે સમયે, ગમે તે સ્થિતિમા, ગમે તે બાજુથી મોહક જ છે ચાદનીમા કે અધારામા સવારે બપોરે કે સાઝે શિયાળે ઉનાળે કે ચોમાસે, તેનું સૌન્દર્ય નિત્યરમણીય જ રહે છે જગતના રસિક ગણાતા બધા પદાર્થો અમુક આસ્વાદ પછી કંટાળો ઉપજાવે છે આ ધોધ અનેકવારના દર્શન પછી પણ તેનો ને તેટલો જ આહ્લાદક રહે છે '

આ ઉદ્ગાર માત્ર પ્રથમ દર્શનના આવેગનો લાગતો નથી પાછળથી કરેલા ચિન્તનની તેને પુષ્ટિ છે જોગની આ આહ્લાદકતા માત્ર અધિકારી સૌન્દર્યપિપાસુને જ માટે છે કે સાર્વજનીન છે તે અભિપ્રાયમા કહ્યુ નથી પરતુ આખો અનુભવ જે રીતે વર્ણવ્યો છે તે ઉપરથી તો તે આહ્લાદકતાની અપીલ સાર્વજનીન હશે—હોવી જોઈએ એમ લાગ્યા વગર રહેતું નથી ગમે તેમ હો કવિનું જોગદર્શન આપણા સાહિત્યના ગદ્યખડોમા અગત્યનુ સ્થાન પ્રાપ્ત કરી લે છે તે વિશે શક નથી

આગમિક કવિની નજર દક્ષિણનાં ગોપુરો ઉપર ઠરે તેમા આશ્ચર્ય કશુ નથી આ વિષયની ઝીણી ઝીણી વીગતો પણ એમણે યથાસ્થાન વર્ણવી છે તેથી કેટલાકને કંટાળો આવે ત્યા અધિકારભેદને સભારી સમાધાન કરવુ હોય તો થાય—પણ એ વીગતોને આ પ્રવાસમાંથી તદ્દન બાતલ રાખી શકાય એમ છે જ નહિ કવિએ એ વીગતોની રસબાધકતા ટાળવાનો પ્રયત્ન પણ જુદે જુદે સ્થળે જુદી જુદી રીતે કર્યો છે ઇતિહાસ પુરાણ દંતકથા ઇત્યાદિથી પણ વૈવિધ્ય આણ્યુ છે ક્વચિત્ ક્વચિત્ હાસ્યવિનોદને પણ અવકાશ આપ્યો છે તેથી પણ આ પુસ્તકનું કેટલીકવાર ભારેખમ લાગતું ગદ્ય કંઈક હળવુ બન્યુ છે જોકે એમનું હાસ્યવિનોદનું તત્ત્વ હમેશા સહજ સુંદર હોવાની પ્રતીતિ થતી નથી

પ્રવાસના થોડાં પ્રકરણો વટાવતા 'મધસાગર કાંઠે' કવિની લેખણને મુક્ત વિહારનો વિષય પૂરો પાડે છે એમની વિશેષતા એ છે કે સમૃદ્ધ પ્રકૃતિમાં દરિદ્ર પુરુષનાં દર્શન એ ચૂકતા નથી અને યથાવકાશ ચિન્તને

પણ ચઢે છે પરન્તુ એમનું કવિહૃદય નિઃશેષ ભાવે તો કન્યાકુમારીમા વ્યક્ત થાય છે એ આખો પ્રસંગ જ વાસ્તવિક કલ્પનાની સુભગ લીલારૂપ બની જાય છે પૃ ૧૧૦–૧૧૧–૧૧૨ કવિની ભાવભક્તિ તેમ જ ભક્તિભાવનો હૃદયસ્પર્શી ઉદ્દગાર પ્રગટ કરે છે 'પોંડિચેરી'મા શ્રી સુન્દરમ્‌ની અરવિંદપ્રીતિનો કંઇક પૂર્વદર્શન સમજાય છે 'પોંડિચેરી'ની 'બહિર્મુખ સ્થૂળ કથા'નો ખ્યાલ આપી તરત જ 'ત્યાના અરવિંદાશ્રમ વિશે શું ?' એમ પૂછી 'તેનો ઉત્તર શબ્દોમા શક્ય નથી' એમ પોતે જ જવાબ આપી થોડીક વીગતો — એમના શબ્દોમા 'રસિક છતા ગૌણ મહત્ત્વની'—એ ટાંકે છે તેમા સૌથી અગત્યની વાત શ્રી સુન્દરમે પૂછેલા પ્રશ્નનો સાધકોએ આપેલો જવાબ છે એ ઉત્તરથી શ્રી સુન્દરમ્‌નુ સમાધાન થતું નથી છતા તેમાં એમને બોલનારાની સચ્ચાઇનો રણકો પરખાય છે. આ પ્રકરણના છેલ્લા પૅરેગ્રાફમાના સવેદન અને સકલ્પ શ્રી. સુન્દરમ્‌ના આધ્યાત્મિક જીવનનો એક ઉપયોગી ક્રમ પૂરો પાડે છે એ સ્પષ્ટ છે

આટલુ જોયા પછી આ પ્રવાસના હવે પછીના ક્રમોની વીગતોમાં ઊતરવાની જરૂર નથી—જોકે પ્રત્યેક ક્રમને પોતાની કંઇક ને કંઇક વિશિષ્ટતા છે છેવટ શ્રી સુન્દરમ્‌ના ગદ્ય વિશે થોડુ કહેવાનું પ્રાપ્ત થાય છે કનાપી, દલપતરામ વગેરે વિશેના એમના વિવેચનલેખામા ગદ્યલેખનની જે સ્વાભાવિકતા વરતાય છે તેને બદલે અહીં શ્રમશીલતા કેમ પેશી ગઇ છે ? સસ્કૃત શબ્દો તો આજે બધા લેખકો મોકળે હાથે વાપરે છે પણ શ્રી સુન્દરમ્‌ની સંસ્કૃત શબ્દોની પસંદગીમાં અને લેખનરીતિમા કોઈક એવુ તત્ત્વ અવશ્ય છે જે તેમના ગદ્યના પ્રવાહને સ્ખલિત કરતું લાગે છે

## સાહિત્યવિવેચન સંપાદન ઇત્યાદિ

સાક્ષાત્ સાહિત્યવિવેચનના પુસ્તકોની બાબતમા આ વર્ષ વન્ધ્ય નીવડ્યુ લાગે છે અન્યત્ર કોઇની કૃતિ આ વિષયની પ્રસિદ્ધ થઇ હશે તો પણ સમીક્ષાકાર્ય માટે તે સુલભ થઇ નથી સર્વાંશે ગ્રન્થો મા છૂટક છૂટક નાના મોટા વિવેચનલેખો પ્રસિદ્ધ થયા છે ખરા, પણ તથી વિવેચનના સ્વતંત્ર પુસ્તકની ખોટ કંઇ પૂરી પડતી નથી એ છૂટક લેખો વિશે કહેવાનું છે તે, તે તે પુસ્તકની સમીક્ષા કરતા કહેવાશે

શ્રી અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદીનું 'આત્મવિનોદ' ૧૯૪૧માં પ્રગટ થયેલું તેની નોંધ તે સાલની સમીક્ષામા આવી શકી ન હતી તેથી

એ લેવાનું ઉચિત ધાર્યુ છુ લેખકના કહેવા પ્રમાણે 'શીખતા શીખતા સમયનદના ઓવારા પર અનુભવેલા ઉગરપદનોમાના કેટલાક' આ ગ્રન્થમા એમણે એકત્ર કરેલા છે વસ્તુત જુદે જુદે પ્રસગે લખેલા લેખો કે કરેલા ભાષણો પોતાના 'વિનોદના ક્રમે' અહીં એમણે ગોઠવી આપ્યા છે તેમા 'સાહિત્યકાર'ના અગ્રલેખો અને ગ્રન્થનિરીક્ષણોને પણ સમાવેશ છે

આ ગ્રન્થમા પ્રાસગિક તત્ત્વ પ્રાધાન્ય પામ્યુ છે ને તેમા કશી નવાઈ નથી એમના વિષયો જ બહુધા પ્રસગોપાત્ત છે 'કાલિદાસ સ્મૃતિદિન' અને 'પ્રેમાનન્દ જયન્તી' 'નર્મદનુ ગૌરવ' અને 'નંદશંકરને મારી નમ્ર અંજલિ,' 'કવિ નાનાલાલનો સુવર્ણમહોત્સવ' અને 'સાહિત્યનો સિંહ નરસિંહ' વગેરે આ પ્રકારના લેખો છે નડિયાદ સાહિત્યપરિષદનુ પ્રમુખપદ આચાર્ય આનદશકર ધ્રુવે સ્વીકાર્યું તે નિમિત્તે એમણે 'પ્રો. આનદશકર ધ્રુવ' નામનો લેખ લખી ચિરસ્વભાવની વિનમ્રતાથી એમનું બહુમાન કર્યું છે તેનો પ્રકાર પણ ભિન્ન નથી 'સાહિત્યકાર'ના અગ્રલેખો અને નિરીક્ષણોમા પ્રાસગિકતાને વટાવી વિવેચનના વિશાળ પ્રદેશમા જવાનો અવકાશ હતો પરન્તુ એમને ત્યા યે પ્રાસગિકતા જ મોટે ભાગે દૃષ્ટ થઈ છે પ્રસગોની મર્યાદા છતા આ લેખસમૂહને સમગ્ર દૃષ્ટિએ જોતા તેના લેખકની રુચિની શિષ્ટતા ને વિવિધતાની, વિચારોની સ્પષ્ટતાની, લાગણીની અમતાની ને શૈલીની ઋજુતાની પ્રતીતિ થયા વગર રહેતી નથી

બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ–ભાગ ૨જો'ના સગ્રહકર્તાઓએ પોતાના સગ્રહને ૭ ખડમા વિભક્ત કર્યો છે ભાષાવિચારનો આખો ખડ ઉપયોગી છે પણ સાહિત્યવિચારના ખડમા બહુ સત્ત્વશીલતા જણાતી નથી ગ્રન્થાવલોકનના ખડમા પણ બે ત્રણ લેખ બાદ કરતા વિવેચનની ઊંચી કસોટી ખમી શકે એવા લેખો મળતા નથી ઇતિહાસ–પુરાતત્ત્વના ખડમાના 'હિન્દમા ઇંગ્રેજી અમલની અસર' અને 'ધર્મગ્રન્થમા ઐતિહાસિક તત્ત્વ' એ લેખો ઉપયોગી માહિતી આકર્ષક રીતે રજૂ કરતા જણાય છે શિક્ષણવિચારના ખડમા 'ભારતીય મહિલા વિદ્યાપીઠ' એ લખ ખરેખરો ઉપયોગી જણાય છે ધર્મતત્ત્વજ્ઞાનના ખડમા 'ષડ્દર્શન, વેદાન્ત ને આધુનિક મતભિન્નતા' એ લેખ પોતાના વિષયને વિશદ રીતે ચર્ચે છે જીવનચરિતના ખડમા 'સ્વર્ગસ્થ દોલતરામ કૃપારામ' અને 'સ્વ ભાઈ ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ' એ બે જ લેખો પ્રિય થાય એવા લાગે છે પણ વિજ્ઞાનનો ખડ સમગ્ર ચિત્તાકર્ષક છે ને તેમા યે પ્રમુખસ્થાનનો અધિકાર તો આ ખડના પહેલા લેખનો છે બગાળા સાહિત્ય

પરિષદ્દના પ્રમુખપદેથી ડૉ. જગદીશચન્દ્ર બોઝે આપેલા ભાષણનું સારદોહન એ લેખમાં 'મોડર્ન રિવ્યુ'માં આવેલા એક લેખ ઉપરથી કરેલું છે. આ ભાષણમાં કવિ અને વિજ્ઞાનશાસ્ત્રીના ઉદ્દેશની એકતા અને માર્ગની ભિન્નતા સુન્દર રીતે દર્શાવી છે. વૈજ્ઞાનિક પ્રયોગશાળાઓના અભાવ કે અલ્પભાવથી નિરાશ થનારાને 'ખરી પ્રયોગશાળા તો પોતાનું મન જ છે' એમ ઉદ્બોધ એ વિજ્ઞાનર્ષિએ કર્યો છે તે લક્ષ ખેંચનારો છે. પ્રાચીન ભારતીય તત્ત્વજ્ઞાનના અર્વાચીન વારસનો એ સહજ ઉદ્ગાર છે. 'ઉત્ક્રાન્તિવાદ–તેનો મુખબંધ' એ લેખ અભ્યાસપૂર્ણ અને સુબોધરીતિનો છે. 'કેટલાક પ્રાણીઓ વિશે કેટલાક ખોટા ખ્યાલ' એ લેખ પ્રાણીઓ વિશે પ્રચલિત ભ્રમોને રસિક રીતે પ્રગટ કરનારો છે. ઉદાહરણ તરીકે સિંહની છલંગ વિશેનું કથન જુઓ: 'હવામાં કૂદકો ભરતા સિંહની છલંગ મનોહર છે પણ ખરી નથી. તેનો ખરો હુમલો જોવા જેવો નથી હોતો પણ તે પ્રાણઘાતક અને ભયંકર હોય છે.'' 'અંકગણિતની ઉત્પત્તિનો ઇતિહાસ'માં કેટલીક ઉપયોગી વાતો સુગમ રીતે કહી છે.

આખા લેખસંગ્રહની વિભાગવ્યવસ્થા સમુચિત છે પરંતુ દરેક વિભાગમાં મૂકવાના લેખની પસંદગીનું ધોરણ જરા વિશેષ કડક રાખ્યું હોત તો સંગ્રહનું કદ ઘટત પરંતુ તે વિશેષ માતબર બનત અને સંગ્રહ માત્ર સંગ્રહ ન રહેતા દોહન પણ વિશેષ બનત.

ગુ. વ. સોસાયટી આપણાં અન્ય માસિકો, ત્રૈમાસિકો, વાર્ષિકો ઇત્યાદિમાંથી ઉત્તમ લેખોને એકત્ર કરીને ગ્રન્થસ્થ કરી 'બુદ્ધિપ્રકાશ–લેખસંગ્રહ'થી કરેલો આરંભ પૂર્ણતાએ પહોંચાડે એમ આપણે ઇચ્છીએ.

શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી આપણા સાહિત્યના 'ધૂળધોયા'માં સુપ્રસિદ્ધ વ્યક્તિ છે. ધૂળધોયાના ધંધાનું મહત્ત્વ માત્ર ધૂળ ધોવામાં નથી પરંતુ ધૂળ ધોઈને રજતરજ કે સુવર્ણરજને પાધરી કરી સુલભ બનાવવામાં છે. સાહિત્યના ધૂળધોયાની બાબતમાં પણ આ જ ક્રિયાનું મહત્ત્વ છે. નરસિંહયુગની પહેલાની સાહિત્યકૃતિઓને તપાસી તપાસીને આપણી ભાષાના વિકાસક્રમો—તેનું વ્યાકરણ સ્પષ્ટ કરી આપવાનું ઉપયોગી કાર્ય શ્રી. શાસ્ત્રીએ 'આપણા કવિઓ–ખંડ ૧'માં કર્યું છે. આ કાર્યના મર્યાદા દર્શાવતા ''આ તો ભવિષ્યના ગુજરાતી સાહિત્યના લખાવાના ઇતિહાસની આછી રૂપરેખા જ છે, એમાં પૂર્ણતાનો દાવો લેશ માત્ર પણ નથી. આમાં સમાજિક તત્ત્વ અસ્પૃષ્ટ જ રહ્યું છે, જે વિના 'ઇતિહાસ' થઈ ન શકે,' એમ વિનયવચનો કહ્યા છે અને તે સાચા પણ છે. આ કાર્ય કરતાં આ વિષયના પૂર્વસૂરિઓને સભારવા પડે તે

અનિવાર્ય છે પૂર્વાચાર્યો જોડેના સામ્યદર્શનને પોતાના વિધાનોના સમર્થન માટે લેવા પડે ત્યા લેવા અને એમની જોડેના વૈમત્યો હોય તો તે દર્શાવવા આ કાર્ય શ્રી. શાસ્ત્રીએ કર્યું છે એમની વિશિષ્ટતા તો એ છે કે વૈમત્ય દર્શાવના કલેશકર ઉક્તિઓનો આશ્રય એમણે ક્યાય લીધો નથી—આભાસક 'ગ્રગદર્શિતા'ના મોહમા એ ક્યાય તણાયા નથી જ્યા જેને વિશે જે કહેવાનું યોગ્ય લાગ્યુ ત્યાં તેને વિશે સ્પષ્ટતાથી કેવળ હકીકતના જોરે કહ્યું છે

પોતાના વિષયને પરિસ્ફુટ કરવા મોકળી કલમે એમણે અવતરણો કર્યા છે ને જ્યા જરૂર જણાઈ ત્યા અર્વાચીન ગુજરાતીમા તેના ભાષાન્તરો પણ આપ્યા છે તત્કાલીન ભાષાની વિશિષ્ટતા દર્શાવતા રૂપો તારવી બતાવ્યા છે ને ક્રમે ક્રમે તેમા થયેલા ફેરફારો પણ દર્શાવ્યા છે

સ્વ નરસિંહરાવભાઈએ મધ્યકાલીન અપભ્રંશ (વિ સ ૯૫૦ થી ૧૩મા સૈકા સુધી) અંતિમ કે ગુર્જર-અપભ્રંશ (વિ સ ૧૩મા સૈકાથી ૧૫૫૦ સુધી), આરંભકાળની ગુજરાતી (વિ સ. ૧૫૫૦ થી ૧૬૫૦ સુધી) મધ્ય ગુજરાતી (વિ સ ૧૬૫૦ થી ૧૭૫૦ સુધી) અને આધુનિક ગુજરાતી (વિ સ. ૧૭૫૦ પછી) એમ ભૂમિકાઓ તે તે સમયની ભાષાના સ્વરૂપલક્ષણોની વીગતવાર તારવણી કરીને બાંધી હતી સ્વ કેશવલાલભાઈએ આ ભૂમિકાઓને બદલે લગભગ એ જ સમયને ત્રણ ભૂમિકાઓમા વિભક્ત કરી, ગૌર્જર અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી (૧૦માથી ૧૪ શતક સુધી) મધ્યકાલીન ગુજરાતી (૧૫માથી ૧૭મા શતક સુધી) અને અર્વાચીન ગુજરાતી (૧૭મા પછીના શતકો) એમ નામ આપ્યા આ બન્ને પૂર્વાચાર્યો વચ્ચે મતભેદ એ છે કે સ્વ. નરસિંહરાવ ૧૫મી સદી પહેલાની ભાષાને ગુજરાતી નહિ પણ અપભ્રંશ કહે છે જ્યારે સ્વ કેશવલાલભાઈ છેક દશમા શતકના અપભ્રંશને પણ ગુજરાતી કહેવાનુ યોગ્ય ધારે છે અર્વાચીન ગુજરાતીની ભૂમિકા વિશે બન્ને વિદ્વાનોમા વૈમત્ય જણાતુ નથી કારણ કે ૧૭મી સદી પછીની ભૂમિકાને બન્ને અર્વાચીન ગુજરાતી તરીકે ઓળખાવે છે શ્રી શાસ્ત્રી શ્રી કેશવલાલભાઈનું ભૂમિકાનિર્માણ સ્વીકારી તેના પેટાવિભાગ પાડે છે અને પ્રાચીન ગુજરાતીનો તન્તુ ૮ સ ની છેક છઠ્ઠી સદી સુધી ખેંચી જાય છે આ ભિન્નદર્શન માત્ર નામકરણ પૂરતુ હોત તો તે મહત્ત્વનું ન ગણાત, પરન્તુ તે ભાષાના સ્વરૂપલક્ષણગત હોવાથી તેનુ વિસ્મરણ થઈ શકે તેમ નથી આ વિષયમા નિર્ણાયક તત્ત્વ સ્વરૂપલક્ષણ જ હોઈ શકે એમ મારી સમજ છે તે તે પ્રાન્તના અપભ્રંશમાથી અર્વાચીન પ્રાન્તભાષાઓ પરિણામ પામી છે તેટલા માત્રથી આધુનિક પ્રાન્તભાષાઓથી અપભ્રંશોનું

ભિન્ન વ્યક્તિત્વ મટતુ નથી એમ મને લાગે છે અને અપભ્રંશોને અપભ્રંશ તરીકે ઓળખાવવામા ખોટુ પણ શુ છે? ભાષાવિકાસના ક્રમોમા જ્યાં આધુનિક ભાષાસ્વરૂપની પૂર્વરેખાઓ કઈક પરિચિત રૂપની જણાય ત્યાથી જ તેને જૂની ગુજરાતી, જૂની બંગાળી ઇત્યાદિ તરીકે ઓળખાવવી એ જ વાજબી જણાય છે શ્રી શાસ્ત્રીએ કરેલા અવતરણો વાચતા બહુધા અપભ્રંશ વાચતા હોઈએ એવુ જણાય છે. ગુજરાતીનો રણકો અમુક ક્રમો વટાવ્યા પછી જ સભળાય છે અંગ્રેજી ભાષાનું ઉદાહરણ લેઈએ તો Chaucerની કૃતિઓ વાચતા અંગ્રેજીથી ભિન્ન ભાષાની કૃતિ વાચતા હોઈએ એમ લાગતુ નથી. આવો અનુભવ પ્રાચીન સાહિત્ય વાંચતા જ્યાથી થાય ત્યાથી પ્રાચીન ગુજરાતીનો આરભ ગણી શકાય.

આ ગ્રન્થમા લેખકની દષ્ટિ ભાષાવિકાસ ઉપર જ પ્રધાનપણે કેન્દ્રિત છે અને સાહિત્યદષ્ટિ ગૌણ છે છતા એમણે ભાષાનો વિચાર કરતા છન્દોબન્ધ વિશેની વિશિષ્ટતાઓ પણ સ્થાને સ્થાને નોધી છે ને નવીન તત્ત્વો જ્યા પ્રવિષ્ટ થયા છે ત્યા અગુલિનિર્દેશ કર્યો છે

પ્રાચીન સાહિત્યનું પ્રકટીકરણ બહુધા પદ્યપ્રકારે થયુ છે ટીકા, ટિપ્પણ, અનુવાદ કે વ્યાકરણગ્રન્થોમા તત્કાલીન ગદ્યનો ઉપયોગ છે ખરો પરતુ ૧૫મા સૈકામા સ્થિતિ કઇક બદલાય છે આ શતકમા મારી કથાઓ, વિશિષ્ટ ગદ્યપ્રબન્ધ, અને ટીકાટિપ્પણ ઇત્યાદિ એમ ત્રણ પ્રકારે ગદ્ય દેખાય છે. લાબા અવતરણો કરીને શ્રી શાસ્ત્રીએ તેનું સ્વરૂપ સ્પષ્ટ કર્યું છે

પૃ ૩૭૧મે નીચેનો શ્લોક ઇન્દ્રવજ્રા કહી ઉતાર્યો છે

પુણ્યપ્રભાવિ શશિસૂર્ય ચાલઇ
પુણ્યપ્રભાવિ કલ્પવૃક્ષ ફલઇ
પુણ્યપ્રભાવિ જલ્હુ મેઘ મૂકઇ
સમુદ્ર મર્યાદ થકી ન ચૂકઇ

આમા પહેલા ત્રણ ચરણો જ ઇન્દ્રવજ્રા ના છે, ને ચોથુ તો ઉપેન્દ્રવજ્રાનું છે તે નજરબહાર ગયુ છે વસ્તુત આ શ્લોક ઉપજાતિનો છે

૩૩૮મે પાને ઉતારેલા શાર્દૂલની વિશિષ્ટતા દર્શાવતા 'કવિએ શાર્દૂલમા અંત્યાનુપ્રાસની કશી પરવા કરી નથી એમ લખ્યુ છે અહીં અત્યાનુપ્રાસથી પ્રાસ જ વિવક્ષિત હોય એમ જણાય છે પણ પ્રાસ શબ્દ સંસ્કૃત છન્દ શાસ્ત્રમા જાણીતો નથી અને અનુપ્રાસ શબ્દ છે ખરો પણ તેનો અર્થ પ્રાસ થતો નથી જુદો જ થાય છે તે સૌ જાણે છે એટલે સ્વ નરસિંહરાવે જેમ 'અન્ત્યયમક' પ્રાસનો અર્થ દર્શાવવા યોજ્યો તેમ શ્રી શાસ્ત્રીએ

'અન્ત્યાનુપ્રાસ' યોજ્યો જણાય છે સંસ્કૃત છન્દ શાસ્ત્રમાં પ્રાસ શબ્દ નથી જડતો તેનું કારણ સંસ્કૃત કાવ્યરચનારીતિમાં પ્રાસનો બહુધા અભાવ છે તેમાં હું જોઉં છું એટલે સંસ્કૃત કે સંસ્કૃતાનુસારી નવીન શબ્દયોજનાને બદલે રૂઢ થયેલો પ્રાસ શબ્દ જ આપણે વાપરીએ તો ખોટું નથી પારિભાષિક શબ્દો લાંબા કાળના વપરાશને લીધે અમુક પ્રકારનું સંસ્કારબળ પ્રાપ્ત કરે છે તે જોતાં ખાસ નવીન અર્થદ્યોતન કરવાનું ન હોય તો રૂઢ શબ્દોનો જ આદર વાજબી ગણાવો જોઈએ પૃ ૩૩૯મે શબ્દાનુપ્રાસ' શબ્દ વાપર્યો છે ત્યાં પણ અનુપ્રાસથી વિશેષ કશું ઉદ્દિષ્ટ જણાતું નથી વસ્તુત અનુપ્રાસ એ શબ્દાલંકાર છે એટલે શબ્દાનુપ્રાસ કહેવાથી કશું વિશેષ કહેવાતું હોય એમ લાગતું નથી પૃ ૩૪૫-૪૬ પર એક શ્લોક ૭ ત્રીસા હરિગીતનો ઉતાર્યો છે પણ તેનો નિર્દેશ 'ખંડ હરિગીત'થી કર્યો છે 'ખંડ હરિગીત' તો સ્વ ન. સિંહરાવભાઈએ 'સ્મરણસંહિતા'માં વ્યાપક રૂપે વાપરેલા ૧૨ ૧૨, ૧૨ અને ૧૪ માત્રાના ચાર ચરણના શ્લોકને જ આપણે કહીએ છીએ ઝઠ્ઠાવીસા હરિગીતને માટે આપણે હરિગીત શબ્દ જ વાપરીએ છીએ આ બધી નાની બાબતો છે પણ આવા શાસ્ત્રીય ગ્રન્થમાં આવા પ્રમાદો દોષરૂપ જ ગણાય એમ સમજી તેનો ઉલ્લેખ અહીં જરૂરી ગણ્યો છે

શ્રી શાસ્ત્રીના ભારે ઉદ્યોગના ફળરૂપ આ ગ્રન્થ ભાષાશાસ્ત્રના રસિકોને ઉપયોગી સામગ્રી પૂરી પાડે તેવો છે શ્રી શાસ્ત્રી સાહિત્યના સંશોધક હોવા સાથે સુવર્ણકાર પણ હોત તો !

પ્રાચીન સાહિત્યમાં કાવ્યદૃષ્ટ્યા જે કંઈ ઉત્તમ હોય તેનો સંચય સમશ્લોકી અર્વાચીન ભાષાન્તરો સાથે શ્રી શાસ્ત્રી જેવા કોઈ કરી આપે તે પણ અત્યન્ત ઈષ્ટ છે એટલું અહીં નોંધવું જોઈએ આગળી આપનારનો પહોંચો પકડવા જેવું આથી થતું હોય તો ભલે થાય

મામેરું સુદામાચરિત અને નળાખ્યાનની સંશોધિત આવૃત્તિઓ તો થઈ છે, પરંતુ પ્રેમાનન્દ અને બીજા જૂના કવિઓની બધી જ ઉત્તમ કૃતિઓના સંસ્કરણ સંશોધન અર્વાચીન વિવરણ દૃષ્ટિએ થવાની જરૂર છે આ દૃષ્ટિએ 'દશમસ્કન્ધ (અધ્યાય ૧થી ૨૫)'નું સંપાદન પ્રો મનસુખલાલ ઝવેરીનું બહાર પડ્યું છે તે આવકારપાત્ર છે

પ્રેમાનન્દનો સમય પ્રેમાનન્દ વિશે પ્રચલિત થયેલી કે કરવામાં આવેલી કિંવદન્તીઓ, પ્રેમાનન્દની સંશયાતીત અને સંશયાસ્પદ કૃતિઓ વગેરે વિશે અત્યાર સુધીમાં જે કંઈ કહેવાયું લખાયું છે તેનું ટૂંકું બયાન ઉપોદ્ઘાતના પ્રથમ ખંડમાં

સંપાદકે કર્યું છે. આ વિષયમાં જે સ્થિતિ પ્રવર્તે છે તેનું બહુધા કથન કરીને જ એમણે સંતોષ માન્યો છે. શ્રી. મનસુખલાલ જેવાની કલમે આ વિષયની જરા વધારે વિસ્તૃત વિવેચના થઈ હોત તો વિશેષ આનન્દ થાત; પરન્તુ વિદ્યાર્થીઓની જરૂરિયાતને અનુલક્ષીને જ એમણે આખું સંપાદન કર્યું છે. ઉપોદ્ઘાતના બીજા ખંડમાં દશમસ્કન્ધના પ્રસ્તુત ભાગનું સંક્ષિપ્ત વિવેચન કર્યું છે જે વિદ્યાર્થીઓને માર્ગદર્શક થઈ પડે તેવું છે. લગભગ ૧૦૦ પાનાં જેટલું ટિપ્પણ આપ્યું છે જેમાં ઉપયોગી ને અઘરા શબ્દોના અર્થ, વ્યુત્પત્તિ, પૂર્વાપર સંદર્ભ ઇત્યાદિ આપીને વિદ્યાર્થીઓનું કાર્ય સાવ સરળ કરી નાખ્યું છે.

ફરી કહેવાનું મન થાય છે કે ગઈ પેઢીના કેટલાક ગૃહસ્થોએ પ્રેમાનંદની જે ખોટી મૂર્તિ ઊભી કરી સાચા પ્રેમાનન્દના સ્વરૂપને વિકૃત કરી નાખ્યું છે એ આપણા સાહિત્યના ઇતિહાસનું કલંકિત પ્રકરણ વહેલામાં વહેલું સાફ થઇ જાય તે ઇષ્ટ છે. પૂર્વે સ્વ. નરસિંહરાવભાઇએ અને ઇતર વિદ્વાનોએ આ કાર્યની દૃઢ ભૂમિકા રચી જ આપી છે અને આજે પણ ક્વચિત્ ક્વચિત્ એ દિશાના પ્રયત્નો થતા જોવામાં આવે છે; પરન્તુ શ્રી. ઉમાશંકરે જેમ 'અખો' પાછો જીવતો કર્યો તેમ પ્રેમાનન્દને કોઇ પુનર્જીવિત કરી આપે તો જ પ્રેમાનંદનો કપટકોમડો સદાને માટે ઉકેલાઇ જાય.

'અખો' નિમિત્તે શ્રી. ઉમાશંકરનું સ્મરણ ઉપર થયું છે, ને તુરત જ એમનું નવીન સંપાદન કલાન્ત કવિ' પણ અહીં જોવાનું પ્રાપ્ત થાય છે. લગભગ અર્ધી સદી સુધી અર્ધ આવૃત ને અર્ધ અનાવૃત રહેલા સ્વ. બાલાશંકરને પૂર્ણ પ્રગટ કરવાનો પ્રશસ્ય પ્રયત્ન 'કલાન્ત કવિ'ના સંપાદનમા શ્રી. ઉમાશંકરે કર્યો છે. પૂર્વકવિઓનું સર્વોત્તમભાવે શ્રાદ્ધ સારવું અને નવીનતર કવિઓનું પુરસ્કરણ સમભાવપ્રેરિત ઔદાર્યથી કરવું એ જાણે એમનું પ્રિય કાર્ય થઈ પડ્યુ લાગે છે.

સ્વ. બાલાશંકર જેવા ગુણસમૃદ્ધ કવિની કૃતિઓનો પૂર્ણ સંગ્રહ આટલા લાંબા સમય સુધી થઈ શક્યો નહોતો એ ગુજરાતી કવિતાનું એક દુર્દૈવ જ. હતું જે હવે આ સંપાદનથી દૂર થાય છે. સ્વ બાલાશંકરની ઉત્તમ કૃતિઓ તો 'કાવ્યમાધુર્ય', 'કાવ્યસમુચ્ચય' આદિમાં સચવાતી જ આવી છે, પરન્તુ. તેના અર્થદર્શન અને રસદર્શનમાં અનેક અગમ્ય સ્થાનો વિક્ષેપક બનતાં હતાં તે સ્થિતિ એમની અન્ય કૃતિઓના પ્રકાશનને લીધે હવે ઘણેખરે અંશે ટળશે એ ખરેખરા આનંદની વાત છે, પરન્તુ એક પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઊઠે છે. કોઇ પણ કવિની ઉત્તમોત્તમ કૃતિ પણ પોતાનો આત્મા તેની ગૌણ

કૃતિઓમાથી મળતાં સૂચનો વગર પૂર્ણપણે પ્રગટ ન કરે એ તે કૃતિનું દૂષણ ગણાય કે આભૂષણ ? ખરી રીતે તો કવિની પ્રત્યેક રચના રહસ્યદર્શન પૂરતી સ્વપર્યાપ્ત હોય એ જ ઇષ્ટ સ્થિતિ છે આવી સ્થિતિ જ્યાં ન હોય અને નિઃસશય અધિકારવાળા વાચકને પણ ભ્રમમા પડવુ પડે ત્યાં દોષનો બધો બોજો વાચકના ઉપર લાદવો તે ન્યાય્ય નથી જ્યારે કોઈ પણ કૃતિ વિશે કાવ્યાભિમુખ રસિકોમાં પણ વ્યામોહ ઊભો થાય ત્યા કવિનું કવન અને જીવન પણ કોઈ અશમાં જવાબદાર છે કે કેમ તે પણ ઓછુ વિચારણીય નથી કોઈ પણ કવિની કોઈ એક કૃતિ પૂરેપૂરી સમજવાને માટે જો તેની સર્વ કૃતિઓનું મનન વાચન કરવાનું આવશ્યક જ હોય તો તે આ બહુલેખનના જમાનામાં ગમે તેવા વિસ્તૃત વાચનવાળાને પણ ભારે પડી જાય તેવુ છે ગમે તેમ હો, પણ સ્વ બાલાશંકરની ઉત્તમોત્તમ કૃતિઓને તો ગુજરાતે પૂરી સમજ્યા વગર પણ ભાવપૂર્વક સંભારી રાખી છે એમ આ એમના કૃતિસમૂહના વાચનથી નિઃસશય જણાય છે આમ કેવળ આકસ્મિક જ બન્યુ છે એમ મને તો લાગતું નથી

'અર્ધો મહીનો દેશવટો' નામે શ્રી ઉમાશંકરે પ્રકાશક લેખ લખ્યો છે તેમા 'ક્લાન્ત કવિ' એ સુપ્રસિદ્ધ રચના ચર્ચી છે એ ચર્ચા કરતાં શાક્ત અદ્વૈત અને સુફીવાદનું રસાયણ પ્રગટ કરતો પત્નીચિંતિવાદ મગલ રીતે પ્રગટ કર્યો છે. જેમને પત્નીચિંતિવાદ વિવેચનાનો ચમત્કાર લાગે અથવા અન્ય કોઈ કારણે ચિંતિતત્ત્વ સમાધાનકારક ન જણાય તેમને પણ કેવળ શૃંગારરસની કવિતા લેખે સ્વ બાલાશકરની કવિતા અવશ્ય આહ્લાદજનક નીવડશે શૃંગારરસની ચમત્કૃતિ સ્વ બાલાશકર પૂર્વે તેમ જ એમની પછી ગુજરાતી કવિતામા તો આટલા સામર્થ્યથી પ્રગટ થઈ નથી આ રીતે સ્વ બાલાશકર ખરેખર અદ્વિતીય છે.

પ્રસ્તુત લેખમાં સપાદકે છન્દોનુસાર લેખન'નો પ્રશ્ન ચર્ચતા ઉચ્ચારણનું અનુસરણ પદ્યલેખનમા કરવાનુ ઔચિત્ય દર્શાવ્યુ છે તેમા અનૌચિત્ય કશુ નથી, પરન્તુ સ્વ બાલાશકર, પ્રો ઠાકોર ઈત્યાદિ કવિઓ હમેશા એમ જ કરે છે એમ ખાતરી થતી નથી જો ઉચ્ચારણનો જ આદર થતો હોય તો તે તે લેખકમા તો ચોક્કસ રીતિનુ પદ્યલેખન સિદ્ધ થયા વગર ન રહે પરતુ જ્યારે એક જ લેખકમા એક શબ્દનુ લેખન એક ઠેકાણે એક, બીજે ઠેકાણે બીજું, ને ત્રીજે ઠેકાણે વળી ત્રીજુ જ એમ જણાતુ હોય ત્યા છન્દ ઉચ્ચારને અનુસરે છે એમ કહેવાને બદલે ઉચ્ચાર છન્દને અનુસરે છે એમ જ કહેવુ પડે

બાળાશંકરની કવિતા 'કોમલ' અને 'નાદમસ્ત' છે તે વિશે શંકા તો કોઈ કર્ણદુષ્ટને જ થાય પરન્તુ એમની કવિતાની કોમલતા અને નાદમસ્તીના આસક્ત ચિત્તને પણ પટતર, મનોરથ, નૃત્ય સરસ્વતી, શિલા, આસન, અરવિંદ, સાધતા ઈત્યાદિને બદલે અનુક્રમે પટન મનોર્થ નૃત્ત, સરસ્સતી શેલા આસન, અર્વિંદ સધતા ઇત્યાદિ પ્રયોજાયેલા જોઇને બેશક આઘાત લાગવો જોઇએ આવા વિચિત્ર પ્રયોગો અપવાદરૂપ પણ નથી એમની ભાગ્યે જ એવી કૃતિ મળશે જેમા આવા પ્રયોગો અલ્પાધિક અંશે પેઠેલા નહિ હોય ગમે તેવા મહાન કવિની નિરંકુશતાને પણ ક્યાંક કશી મર્યાદા તો છે જ છે અને શ્રી ઉમાશંકર તેના અનભિજ્ઞ નથી મસ્તી વિશે સદ્ગત નરસિંહરાવના વચનોની ચર્ચા કરતા કવિના નિર્માણને અનન્યપરતંત્ર એટલે આત્મતંત્ર કહ્યુ છે એટલે પોતાનું પણ તંત્ર તો અવશ્ય કેવળ નિસ્તંત્રતા તો નહિ જ પ્રસંગવશાત્ અહીં કહેવું જોઇએ કે સર્જક કવિની આત્મતંત્ર મસ્તીથી સદ્ગત નરસિંહરાવ અજ્ઞ ન હતા એમનો ખરો વિરોધ મસ્તી' સામે નહીં પણ મસ્તીમા અનેકવાર પ્રવેશી જતી નિસ્તંત્રતા સામે હતો ક્વચિત્ઙ્ગ આત્મતંત્રતાનો તો એમને આદર જ હતો જેનો ઉદ્ગાર શ્રી ઉમાશંકરના જ 'વિશ્વશાન્તિ' કાવ્ય વિશેના લેખમા ક્યાંક છન્દની ચર્ચા કરતા એમણે કર્યાનું સ્મરણ થાય છે

ભાષા, છન્દ ઈત્યાદિ કાવ્યના બાહ્યાંગ છે આત્મા તો છે રસ, પરંતુ રસપ્રદેશમા પ્રવેશ તો ભાષામુખે અને છન્દોમુખે જ થાય છે એટલા પૂરતી અનવદ્યતા એ બનેમા આવશ્યક છે એમ સ્વીકાર કર્યે જ છૂટકો બાહ્ય છતા અંગ તો છે જ અને તેથી વિવેચનમા રસદૃષ્ટિએ તેની આવશ્યક અપેક્ષા પણ થાય શ્રી ઉમાશંકરનો કટાક્ષ રસદૃષ્ટિએ જરૂરી ચર્ચા સામે નથી પરન્તુ રસવિમુખ સ્થૂલ ચર્ચાખોરી સામે છે એ લક્ષમા રાખવાનું છે

સંપાદનકાર્યમા વિશુદ્ધ વાચનાનુ મહત્ત્વ સર્વવિદિત છે સ્વ બાલાશંકરની વાચનાની વિશુદ્ધિને મુખ્ય બાધક તત્ત્વ એમના વિરામચિહ્નો છે તેનું સમારકામ બીજી આવૃત્તિ સુધી શ્રી ઉમાશંકર મુલતવી રાખ્યુ છે તેના કારણો એમની પાસે હશે જ, પરન્તુ સંપાદનની દૃષ્ટિએ એક ઘણું અગત્યનું કામ વગર થયુ રહી ગયુ છે એમ મને લાગે છે વળી કાવ્યગ્રન્થોની પુનરાવૃત્તિઓ પણ આપણે ત્યા સહેલાઈથી થોડી જ થાય છે? આ દૃષ્ટિએ પણ આ કાર્ય થઇ જવુ જોઇતુ હતું

આ સંપાદનમા અદૃશ્ય પરિશ્રમ કેટલો મોટો છે તે તો શ્રી. ઉમાશંકર

પોતે જાણે છે પણ દશ્ય પરિશ્રમ 'આનંદદિની' છે બાલાશંકરનું નંદન કરનારી ટીકા તે એક અર્થ, બાલીનું-બાલાશંકરની કવિતા વિશે અલ્પજ્ઞોનું અબોધ બોધન અને અમોદબોધન દ્વારા નંદન કરનારી ટીકા એ બીજો અર્થ આ બન્ને અર્થમા આનંદદિની ચરિતાર્થ છે 'બાલનંદિની' અને 'કાન્ત કવિ' ઉપરની વિવેચના વાચીને કોઈને પણ ખાતરી થશે કે સ્વ બાલાશંકરની અપેક્ષા પ્રમાણે એમનો સમાનધર્મા પ્રાપ્ત થયો જ છે—ભલે પછી ૫૦ વર્ષના અંતરે

ગુજરાતી સાહિત્ય પરિષદે સ્વ ગોવર્ધનરામ ત્રિપાઠીથી માંડીને શ્રી કનૈયાલાલ મુનશી સુધીના ગુ સા સમેલનના તેર પ્રમુખોના ભાષણો ગ્રન્થસ્થ કરીને અભ્યાસીઓ માટે સુલભ કરી આપ્યા છે સાહિત્ય પરિષદના પ્રમુખોનાં ભાષણોની પરપરા સ્વ આનંદશંકર ધ્રુવ સુધી લગભગ એકરૂપની-ક્રમિક રૂપાન્તર થવા છતાં એક રૂપની-જણાય છે શ્રી ભૂલાભાઈ દેશાઈથી ભિન્ન સૂર સંભળાવા માંડે છે, જોકે દી બ કૃષ્ણલાલ ઝવેરીના ભાષણમા પણ પ્રાચીન પરપરાનું દર્શન સહેજ ફેરફાર સાથે થાય છે મહાત્માજી અને શ્રી મુનશીના ભાષણો સ્વાભાવિક રીતે જ બધા ભાષણોથી જુદા પડી આવે છે પાડિત્યનો ભાર જાણે એ બન્ને પ્રમુખોએ ઉતારી નાખીને પોતાનુ હૃદ્ગત જ નિર્મુક્ત રીતિએ વ્યક્ત કર્યું છે

આ સગ્રહમા જોડણીનું એકધારાપણુ સાચવવા જોડણીકોશનું અનુસરણ કર્યું છે, પરતુ મદ્ગત ગોવર્ધનરામ, નરસિંહરાવ, કેશવલાલ ઇત્યાદિ પોતપોતાની જોડણીના આગ્રહી હતા અને તે દરેકને જોડણીવિષયમા સ્વતત્ર અભિપ્રાયો હતા તે દૃષ્ટિએ તેમ જ ગુજરાતી ભાષાની જોડણીના ઇતિહાસની દૃષ્ટિએ જોડણી દરેક પ્રમુખના ભાષણમા યથાવત્ રાખી હોત તો વધારે ઠીક થાત

ગુ સાહિત્ય પરિષદ્ સમેલનના તેરમા અધિવેશનનો અહેવાલ અને નિબન્ધ સગ્રહ પણ ગુ સા પરિષદ પ્રગટ કર્યો છે તેમા સમેલનના પ્રમુખ ઉપરાંત વિભાગીય પ્રમુખોના ભાષણો સગ્રહાયા છે જેમાના ઘણાંખરા પોત પોતાના વિભાગ વિશે મનનીય વિચારો પ્રગટ કરનારા છે આ ઉપરાંત વીસ નિબન્ધો જુદા જુદા વિષયના છાપેલા છે જેમા સત્ત્વશીલ અને સત્ત્વહીન બન્ને પ્રકારનું દર્શન થાય છે

**શ્રી હૈમ સારસ્વત સત્રનો અહેવાલ અને નિબન્ધ સગ્રહ** પણ ઉપરની સસ્થાએ પ્રગટ કર્યો છે અહેવાલ અને પરિશિષ્ટોને અંતે ૨૩ નિબન્ધો આપ્યા છે જે ગ્રન્થનો મોટો ભાગ રોકે છે. આ પ્રકારના નિબન્ધસગ્રહમાં

સત્ત્વત્તાનું ધોરણ એકસરખું ન જળવાય એ ઉઘાડું જ છે. આ મણકાઓમાંના છસાત નિબન્ધોમાં સ્વતંત્ર દૃષ્ટિ દેખાય છે ને બીજા બે ત્રણ સંશોધનાત્મક છે. બાકીના ઘણાખરામાં હેમચન્દ્રાચાર્યની નિર્વિવેક સ્તુતિ, એનાં એ પ્રાચીન અવતરણો ને એકની એક વાતની પુનરુક્તિઓ આવ્યા કરે છે. વિષયની એકતાને લીધે આમ થાય તે સાવ ન સમજી શકાય એવું નથી; પરંતુ આ સંપાદનમાં છાપભૂલો મૂકવી નાખે એવી ને એટલી છે. સંસ્કૃત અવતરણ આવે ત્યાં આપણે તેને માટે લગભગ સર્વત્ર તૈયાર જ રહેવું પડે છે સાહિત્ય પરિષદ્ જેવી સંસ્થાના પ્રકાશનમાં આવો પ્રમાદ સવિશેષ ઉદ્વેગકર થયા વિના રહે નહિ.

હવે આ વિભાગનું માત્ર એક પ્રકાશન બાકી રહ્યું છે અને તે ગુજરાત **સાહિત્ય સભાની કાર્યવહી: સને ૧૯૪૧–૪૨** ૧૯૪૦–૪૧ની સમીક્ષા કરતાં તેની ફરજાનો ઉલ્લેખ શ્રી યશવંત શુક્લે કર્યો હતો તે હવે નિરવકાશ બન્યો છે, કારણ કે તેણે પુષ્ટતા પાછી પ્રાપ્ત કરી છે સમીક્ષા, ભાષણો અને સ્વ. રણજિતરામ સુવર્ણચન્દ્રક પ્રદાનવિધિ એમ ત્રણ વિભાગ કાર્યવાહીમાં પાડ્યા છે.

સમીક્ષાવિભાગમાં લલિત સાહિત્યનું સમીક્ષાકાર્ય શ્રી સુન્દરમે, લલિતેતરનું શ્રી યશવંત શુક્લે અને વિજ્ઞાનનું પ્રો. ધનજીભાઈએ કર્યું છે શ્રી. સુન્દરમે પોતાની સમીક્ષાના પ્રાસ્તાવિક વચનોમાં સ્પષ્ટ કર્યું છે. 'સર્જાયેલા સાહિત્યના વિષયોની, છન્દોની કે બીજાં ઉપકરણોની શોધમાં બહુ વખત ન રોકાતાં જ્યાં જ્યાં સર્જનશક્તિનું અસ્તિત્વ મને પ્રતીત થયું છે ત્યાં ત્યાં તેના પર આંગળી મૂકવાનું કામ મેં કર્યું છે." વસ્તુત સમીક્ષક આટલું કરી આપે તો એણે કર્તવ્ય કર્યું ગણાય જ. પોતાનું દર્શન બીજાને ગળે ન ઊતરે એવી સંભવકલ્પના પણ એમણે કરી છે અને ખરે જ એમના અનેક વિધાનો એવા છે જ્યાં અનેકને વિમતિ દર્શાવવી પડે પૂર્વે છૂટક છૂટક પ્રસિદ્ધ થયેલા શ્રી. સુન્દરમના વિવેચનલેખોમાં જે સાવધાન તોલન અને સુઘડપણું પ્રતીત થાય છે તે આ સમીક્ષામાં એટલા પ્રમાણમાં નથી થતા એમ મને જણાય છે. કંઈક ઉતાવળના ચિહ્નો પણ લેખનમાં વર્તાય છે.

શ્રી. યશવંત શુક્લે અલ્પસંખ્ય વિવેચનલેખો દ્વારા જે વ્યક્તિમત્તા દર્શાવી હતી તેને અનુરૂપ લલિતેતર સાહિત્યની એમની સમીક્ષા જણાય છે. બરછટ બન્યા વગર પણ સ્પષ્ટ કથન કરવાની એમની ફાવટ નોંધપાત્ર છે. વિવેચનમાં દૃષ્ટિ શાસ્ત્રની અને વ્યક્તિ કલાની એમને ઇષ્ટ હોય એમ એમની સમીક્ષા વાચતાં લાગે છે

પ્રો. ધનજીભાઈએ વિજ્ઞાનવિભાગની સમાલોચના કરતાં 'પુસ્તક પ્રકાશનને

વેપારી દૃષ્ટિએ જ નહીં પણ રાષ્ટ્રીય દૃષ્ટિએ જોવાનો વખત હવે આવી લાગ્યો છે' એમ કહ્યું છે તે યોગ્ય જ છે. એમણે દરેક ઉપયોગી ગ્રન્થના વિષયનો પરિચય આવશ્યક વીગતો સાથે આપ્યો છે અને અભિપ્રાયદર્શનમાં ગુણાંશ ઢંકાઇ ન જાય તેની ચીવટ રાખી છે. વિજ્ઞાનના અરસિક જીવોને પણ આ સરળ રીતિનું સમાલોચન વાંચવું ગમે તેવું છે ઉપસંહારમાં કેટલીક ઉપયોગી સૂચના સમીક્ષકે કરી છે. એમની વિનયશીલતા સૌ કોઇને દેખાય એવી છે.

બીજા વિભાગમાં શ્રી. રામનારાયણ પાઠક, શ્રી. ચુનીલાલ શાહ અને શ્રી. કેશવરામ શાસ્ત્રીનાં ભાષણો પિંગળના વિષયને ચર્ચનારાં છે, અને તે પિંગળના અભ્યાસીઓને મનનીય સામગ્રી પૂરી પાડનારાં છે. 'ગુજરાતમાં સંસ્કૃત નાટકો' એ શ્રી ભોગીલાલ સાંડેસરાના વ્યાખ્યાનમાં તત્સંબંધી માહિતી સુઘડ રીતે રજૂ થઇ છે. ઉપરાંત આપણાં એ સંસ્કૃત નાટકોનું મૂલ્ય શુદ્ધ સાહિત્યની દૃષ્ટિએ ઝાઝું નથી એમ પણ સ્પષ્ટ કર્યું છે. અને તે ઠીક જ કર્યું છે.

'પ્રેમાનન્દસુત વલ્લભ'માં આપણા સાહિત્યના હવે તો જુગુપ્સાપ્રેરક તરકટને—ભલેને તે સ્વદેશાભિમાન અને ભાષાભક્તિથી પ્રેરાયેલ હોય-શ્રી. નવલરામ ત્રિવેદીએ એમની સુપ્રસિદ્ધ આખાબોલી શૈલીમાં વીગતવાર ચર્ચા કરીને ખુલ્લું પાડ્યું છે.

આ વિભાગમાં 'The Life and Philosophy of Henry Bergson' એ ડૉ. એન. એમ. જુનાનકરનું ભાષણ અંગ્રેજીમાં જ પ્રગટ કર્યું છે. શરૂઆતના બે પાનામાં તેના જીવનની જરૂરી વીગતનો ઉલ્લેખ કરી તે પછીના ૩૨ પાનામાં તેના તત્ત્વજ્ઞાનનો નિચોડ અત્યંત વિશદ શૈલીમાં વ્યાખ્યાતાએ કાઢી બતાવ્યો છે. બન્ને તેટલા અવતરણો Bergson માંથી ટાંક્યા છે જે વિષયપ્રકાશક બન્યા છે ઉપરાંત આઠેક પૃષ્ઠોમાં વ્યાખ્યાતાની Bergsonના તત્ત્વજ્ઞાન ઉપરની વિવેચના છે જેમાં સમભાવે સ્પષ્ટવક્તૃત્વને પણ અનાવી મૂક્યા જેવું ક્યાંય થતું લાગતું નથી આખું વ્યાખ્યાન મનોહારક બન્યું છે.

ત્રીજો વિભાગ સુવર્ણચન્દ્રક પ્રદાનવિધિનો છે આ 'પ્રદાન'ના પરિગ્રહીતા' શ્રી જ્યોતીન્દ્ર દવે હતા એટલા ઉપરથી જ એ આખા વિધિની સ્વરૂપકલ્પના સહેજે થઈ શકે એમ છે. આખા વિધિમાં સૌથી વિલક્ષણ વિધિ શ્રી. જ્યોતીન્દ્રે આપેલો પદ્યાત્મક આત્મપરિચય છે. આ પરિચયને પદ્યાત્મક કહ્યો છે પણ તેનું કાવ્યતત્ત્વ પણ ઓછા મૂલ્યનું નથી એમ પણ જરૂર અહીં નોંધવું જોઈએ,

## ધર્મ–સંસ્કૃતિ ઇત્યાદિ

આ વિભાગના સાત પ્રકાશનો મળ્યા છે. ધર્મ અને સંસ્કૃતિમાં તત્ત્વ-જ્ઞાનના વિષયને પણ અંતર્ગત ગણ્યો છે આપણી દૃષ્ટિ પાશ્ચાત્ય દૃષ્ટિ પ્રમાણે તત્ત્વજ્ઞાનનું વ્યાવર્તન ધર્મસંસ્કૃતિથી નથી કરતી એટલે તેને એ બંનેમાં અંતર્ગત ગણવામાં ઔચિત્ય પણ છે

મરાઠીમાં શ્રી સદાશિવ શાસ્ત્રી ભીડેએ કેનોપનિષદ્ મૂળ તથા વિવેચન સાથે પ્રગટ કર્યું છે તેનો અનુવાદ શ્રી મણિલાલ છગનલાલ ભટ્ટે કર્યો છે જે ગુ વ સોસાયટીએ પ્રસિદ્ધ કર્યો છે કેનોપનિષદ મૂળ અત્યંત સરળ ને સચોટ લક્ષ્યવેધ કરનારું છે. તેના ઉપરની વિવેચના આવા વિષયમાં ઘણીવાર બને છે તેમ મૂળની સરળતા અને સચોટતાને ગૂંચવી નાખનારી અહીં પણ બની ગઈ છે કેનોપનિષદ્‌માની આખ્યાયિકાનું સદોહન તો ઉપનિષદોના સદોગ્ધા ગીતાકારે

यद् यद् विभूतिमत् सत्त्व श्रीमदूर्जितमेव वा ।
तत् तदेवावगच्छ त्व मम तेजोंशसभवम् ॥

એ એક જ શ્લોકમાં પૂર્ણતાએ કરી આપ્યું છે જ્ઞાનદૃષ્ટિ અને પાંડિત્યદૃષ્ટિ વચ્ચે આ જ મુખ્ય ભેદ છે પાંડિત્યના અતિક્રમણથી આપણા અનેક ધર્મ-તત્ત્વજ્ઞાનના પુસ્તકો સમાજના મોટા ભાગ માટે તો માત્ર નામશેષ બની ગયા છે. એ બધાનું જનસમાજની દોલતમાં રૂપાન્તર કરવું હોય તો મૂળની સાક્ષાત્દર્શિની અને સચ્ચાઈના રણકાવાળી ભાષામાં તેને અવતારવા જોઈએ. આ કાર્ય અત્યંત દુષ્કર છે એ ખરું છે મૂળની વાણીનું અને સહજ તત્ત્વદૃષ્ટિનું આકલન અને અર્વાચીન રીતે તેનું પ્રતિનિર્માણ ભારે તપશ્ચર્યાની અને સર્જકશક્તિની પણ અપેક્ષા રાખે છે પરંતુ આ પુસ્તકના અનુવાદકે મૂળ મરાઠી ગ્રન્થનું અનુસરણ બરોબર કર્યું હોય તો એમણે કર્તવ્ય જ કર્યું છે.

સ્વાધ્યાય મંડળ ગુજરાત શાખા તરફથી 'વેદામૃત' નામનું સ્વાધ્યાય ગ્રન્થમાળાનું પ્રથમ વર્ષનું પ્રથમ પુસ્તક બહાર પડ્યું છે મૂળ લેખક શ્રી શ્રીપાદ દામોદર સાતવળેકર અને એમની પ્રવૃત્તિ સુપ્રસિદ્ધ છે પણ આ ગ્રન્થ જે ઢંગમાં બહાર પડ્યો છે તે પ્રીતિકર તો નથી જ, આખા ગ્રન્થને જે જાહેરખબરિયા લેબાશમાં ગૂંચવી નાખ્યો છે તે જુગુપ્સાપ્રેરક છે પરંતુ એ ગૂંચવણભરેલા લેબાશને અવગણીને એમાંના તાત્ત્વિક ભાગ સુધી પહોંચનાર અધિકારી વાચકને નિષ્ફળ શ્રમનો ક્લેશ થશે નહીં એમ કહી

શકાય ખરું. આવી પ્રકાશનની રીતિ પ્રકાશનના મૂળ ઉદ્દેશને જ હાનિકર થાય છે એમ સમજી આ સંસ્થા મિથ્યા ઘટનાદનો શ્રમ છોડી નવજીવન પ્રકાશન, ગુ. વ સોસાયટી અને ગુજરાત સાહિત્યસભા જેવી સંસ્થાનાં સાદાં ને સુઘડ પ્રકાશનોનો ધડો લઈ ચાલશે તો જ કાર્યસિદ્ધિ થવાની હશે તે થશે આ જમાનો જાહેરખબરનો છે એ ખરું હશે, તો પણ વેદ જેવા વિષયને હિન્દુસ્તાન જેવા દેશમાં પણ જાહેર ખબરની જરૂર છે? અને હોય તો પણ આ ગ્રન્થમાં જે રીતે તે કરવામાં આવી છે તે તદન અણઘડ અને આકર્ષણના તત્ત્વમાત્રથી રહિત છે. આમ જાહેરખબરનો પણ સદુપયોગ પ્રકાર પ્રકાશક સંસ્થાને સિદ્ધ થયો નથી આવું પ્રકાશન કોઈ ખાનગી વ્યક્તિએ પોતાની જવાબદારીએ બહાર પાડયું હોય તો તે વિશે બહુ કહેવાની જરૂર ન હોય. આ તો જાહેર સંસ્થાનું પ્રકાશન છે એટલે જ તેમાં સવિશેષ જવાબદારીની આશા રાખી છે.

શ્રી. અરવિંદ કાર્યાલય તરફથી 'દાર્શનિક શબ્દાવલિ' અને 'શ્રી. અરવિંદનું યોગદર્શન' એમ બે પ્રકાશનો આવ્યાં છે. શ્રી. અરવિંદ ઘોષે પોતાની તત્ત્વચર્ચામાં જે પારિભાષિક શબ્દો અંગ્રેજીમાં ખપમા લીધા છે તેના હિન્દી, ગુજરાતી, બંગાળી અને મરાઠી પર્યાયોનો આ કોશ છે. છેવટે જોડેલી 'શબ્દાર્થ-રેખા'માં મુખ્ય મુખ્ય (અંગ્રેજી) શબ્દપ્રયોગોની સમજ અંગ્રેજીમાં આપી છે. શ્રી. અરવિંદના તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુને અભ્યાસમા આ પ્રકાશન અવશ્ય ઉપકારક થઈ પડે તેવું છે. આ ગ્રન્થ માટે કોશવિભાગ જુદો ન પાડતાં શ્રી. અરવિંદની તત્ત્વમીમાંસા જોડેના સંબંધને લીધે તેને અહીં જ લઈ લીધો છે.

બીજું પ્રકાશન શ્રી. નલિનીકાન્ત ગુપ્તના અંગ્રેજી લેખનો શ્રી. નાથાલાલ દવેએ કરેલો અનુવાદ છે. મૂળ લેખકની પાત્રતા 'બે બોલ'ના લેખક શ્રી. અંબાલાલ પુરાણીએ સ્પષ્ટ કરી છે અને અનુવાદકની પાત્રતા માટે તો અનુવાદ જ પુરાવારૂપ છે. આખો અનુવાદ અક્લિષ્ટ થયો છે. ભાષાન્તરિયું લખાણ તેમા ભાગ્યે જ જણાય છે શ્રી અરવિંદ વિશે સામાન્ય રીતે જે કૌતુકપ્રશ્નો કે શંકાપ્રશ્નો ઉપસ્થિત થાય છે તેનો ઉત્તર આપવાનો પ્રયત્ન 'જીવનકલાનો યોગ' એ ભાગમા કરવામાં આવ્યો છે. આ ભાગના છેલ્લા પેરેગ્રાફમાં આધ્યાત્મિકતાનું મનોરમ્ય કલાસ્વરૂપ અત્યન્ત સંક્ષેપમા સુંદર અને ભાવપૂર્ણ વાણીમા પ્રગટ કર્યું છે તે પછીના ભાગમા ઉત્ક્રાંતિ, અધિમાનસ, અતિમાનસ અને અધિમાનસનો સંનિકર્ષ, નિમ્નચેતના, પરાચેતના, નિમ્નચેતના અને પરાચેતના જોડેનો આત્માનો સંબંધ ઇત્યાદિ વિશે શ્રી. અરવિંદનું

વક્તવ્ય શું છે તે સમઝાવવાનો યત્ન છે. તેમાં છેવટ ઉત્ક્રાન્તિની ભૂમિકાનો ક્રમ સ્થૂલ પદાર્થો, રાસાયનિક બળોની લીલા, વનસ્પતિસૃષ્ટિમાં પ્રાથમિક જીવનસ્ફુરણ, પ્રાણિદેહ અને માનવાવતાર એમ દર્શાવ્યો છે સામાન્ય રીતે ઉત્ક્રાન્તિનો ક્રમ આવો જ કંઇક બહુમાન્ય છે આ વિષયમા Bergsonની દૃષ્ટિ જુદી છે. એને મતે Torpor, Instinct અને Intelligence અથવા વનસ્પતિ, પ્રાણિસૃષ્ટિ અને માનવસૃષ્ટિ એમ આનુક્રમિક ઇતિહાસ ઉત્ક્રાન્તિનો નથી; પરંતુ આ ત્રણે એક જ Elan Vital-જીવનશક્તિની ભિન્ન ભિન્ન દિશામાં ઉત્ક્રાન્તિ સાધતી વિકાસરેખાઓ છે. આ બન્ને દૃષ્ટિના સામ્યભેદ ઉઘાડા જ છે. Bergsonની આ દૃષ્ટિ પાશ્ચાત્ય તત્ત્વમીમાંસામાં કેટલી સ્વીકાર્ય થઇ છે તે મારા પ્રસ્તુત વિષયના જ્ઞાનની મર્યાદાને લીધે હું જાણતો નથી. પરંતુ એની દૃષ્ટિ અત્યંત વિચારપ્રેરક તો અવશ્ય લાગે છે.

'શ્રી. અરવિંદ અને તેમનો માર્ગ' એ ભાગમા અરવિંદની સાધનાનો આરંભ પ્રકૃતિથી પર છતાં પ્રકૃતિ ઉપર અપરિહાર્ય સ્વામિત્વવાળી શક્તિના દર્શનથી થયો કહ્યો છે, અને શ્રી. અરવિંદની નિવૃત્તિ માત્ર વર્તમાન ભૌતિક પ્રવૃત્તિઓ અને દેખીતી વાસ્તવિકતાના ક્ષેત્રમાથી છે, જીવનનાં સાચા બળો અને કાર્ય વિશે તો એ પ્રવૃત્તિશીલ છે એમ કથન કર્યું છે ત્યારે શ્રી અરવિંદની સાધના અને સાધકો એક નવીન સંપ્રદાય નિર્માણ કરે છે કે કઇ બીજું એમ પ્રશ્ન પૂછનારને લેખકનો ઉત્તર સ્પષ્ટ નકારમા છે " માત્ર થોડા લોકો જેમને અંતરમાથી સાદ આવે છે અને ભવિષ્યની રચના માટે જેને પ્રેરણા મળી છે તેઓ આ ઉદાત્ત પ્રયત્ન અને મહાન સિદ્ધિની સેવા કરવા અને તેનાં પ્રથમ કરણો અને આદિ કાર્યકર્તાઓ વચ્ચે ઊભા રહેવા ભાગ્યશાળી થશે." એમ શ્રી અરવિંદની આધ્યાત્મિક પ્રયોગશાળાનું સ્વરૂપ દર્શાવ્યુ છે. ભવિષ્યની રચના આ પ્રયોગશાળાનું લક્ષ્ય છે તેની મહત્તા સ્વીકાર્યે જ છૂટકો છે પણ વર્તમાનમાંથી ખસી જઇને ભવિષ્યની રચના કેમ થઇ શકશે? પ્રયત્નની ઉદાત્તતા તો સ્વસિદ્ધ છે પણ સિદ્ધિ વિશે સાશંક થવુ પડે એવું નથી લાગતું? આવા આવા શંકાપ્રશ્નો કોઈ ઉઠાવે તો તેનું સરળ સમાધાન અહીં નથી—કદાચ શક્ય પણ ન હોય 'તીરે ઊભાં જુવે તમાશો તે કોડી નવ પામે જોને, માંહિ પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને !' એ આપણા પ્રાચીન ભજનવચનમા સાધકો અને માત્ર શંકાશીલોની જે સ્થિતિનો ઉદ્ગાર કર્યો છે તેનું સ્મરણ અહીં સ્વાભાવિક રીતે સ્ફુરે છે છેવટ ત્રણ પાનામા શ્રી અરવિંદની ગીતાદૃષ્ટિ સમઝાવવાનો પ્રયત્ન કર્યો છે અને તેમા શંકરાચાર્ય,

શ્રીધર એ પ્રાચીનો અને બંકિમબાબુ તિલકમહારાજ ઇત્યાદિ અર્વાચીનોથી શ્રી અરવિંદની પદ્ધતિ કઇ રીતે ભિન્ન પડે છે તે સ્પષ્ટ કરી તેની લાક્ષણિકતા નીચે પ્રમાણે દર્શાવી છે 'તેના વસ્તુમાં ગભીર તત્ત્વજ્ઞાન રહેલું છે છતા તે પરથી માત્ર દાર્શનિક પ્રબંધ જેવી છાપ ઊઠતી નથી પણ કોઈ પયગમ્બરના સંદેશનું ઓજસ્વી ચેતન તેમા ધબકી રહે છે, ગીતાની મંત્રશક્તિનું જ સામર્થ્ય તેમા તરવરે છે" પણ આવું જ વિધાન શ્રી અરવિંદની અન્ય લેખનપ્રવૃત્તિને વિશે પણ થઈ શકે એમ નથી લાગતું ? મહર્ષિપદ એમને અમસ્તું નથી મળ્યુ

કવિવર રવીન્દ્રનાથ ટાગોરને પણ આપણે કેટલીક વાર મહર્ષિ તરીકે ઓળખીએ છીએ શ્રી અરવિંદથી એમની મહર્ષિતા ભિન્ન પ્રકારની છે. ભવિષ્યની પરમ તેજસ્વી કલ્પના છતાં વર્તમાન વાસ્તવિકતાને એમણે હમેશા દૃષ્ટિસમીપ રાખી છે, કડક વિવેચકની વેધકતાથી તેને તપાસી છે અને સ્વજનની હમદર્દીથી પોતાની તપોમનું પરિણામ ભાવપ્રબલ, કલ્પનોજ્જ્વલ, તર્કગુંફિત વાણીમાં મૂર્ત કર્યું છે. એમણે જગતને ઘર ગણ્યુ છે છતાં ભારતને મહાન નિષ્ઠાથી ભજ્યુ છે. પૂર્વના તો એ અર્વાચીન અવતાર જ છે ને પૌરસ્ત્ય સંસ્કૃતિનું અર્વાચીન નિર્વચન એમણે દ્રષ્ટાના સામર્થ્યથી કરી આપ્યુ છે પશ્ચિમના બલાબલ પણ એમણે મર્મજ્ઞ રીતે પરખ્યા છે. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિની અથડામણ અને તેમાથી પરિણમેલા વિકારોની એમણે સૂક્ષ્મ પૃથક્‌ક્રિયા કરી બતાવી છે એમના અંતિમ ઉદ્‌ગારમા સ્વભાવિક રીતે જ હૃદયવેધકતા સવશેષ આવી છે ને એ અર્વાચીન ઋષિએ

अधर्मेणैधते तावत् ततो भद्राणि पश्यति ।
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥

એ પ્રાચીન વચન ઉચ્ચારીને વર્તમાન મદમત્તતા આત્મભરિતાને કેવા ગૌરવથી લાલબત્તી ધરી છે ?

'પૂર્વ અને પશ્ચિમ'મા કવિવરના સામાજિક અને સંસ્કૃતિ વિષયક લેખોનો અનુવાદ કરીને શ્રી નગીનદાસ પારેખે એમના લક્ષ્યવેધી, વિલક્ષણ વિચારણાપ્રચુર, ભાવમલોભપ્રેરિત ઉત્સાહપૂર્ણ વર્તમાનજીવનવિવેચનના ઉદ્યમને સુગમ કરી આપ્યો છે. કેટલાક લેખો પ્રાસંગિક હોવા છતા કવિની દૃષ્ટિ પ્રસગગત છતા પ્રસગપર એમ વિલક્ષણ વ્યાપાર કરતી હોવાથી પ્રાસંગિકતા ઘણી વાર નિમિત્ત માત્ર લાગે છે અને કવિનું દર્શનસામર્થ્ય જ દૃષ્ટિવિષય બની જાય છે પરન્તુ આ અનુવાદના સ્વરૂપમા એવા કેટલાક તત્ત્વો છે જે કવિ અને વાચક વચ્ચે સવાદ સ્થાપવામા અલ્પાધિક અંશે વ્યવધાનરૂપ બને

છે. આમ છતાં અનુવાદકના શ્રમની કદર કરીને ગુજરાતનો રવીન્દ્રપ્રેમી વાચકવર્ગ એ વ્યવધાનને ખસેડીને પણ કવિના વક્તવ્યને પકડવામા શ્રમસંકોચ નહીં રાખે, અને શ્રી નગીનદાસને આ પ્રકારના વિશેષ ઉદ્યમોમા પ્રેરશે એમ આપણે આશા રાખીએ.

**'સ્વર્ગોના રચનારા'** શ્રી. અમૃતલાલ પઢિયારના સ્વર્ગવાસ પછી જાણે ગુજરાતી વાચકોએ એમને વિસ્મરણવાસ આપી દીધો છે. આ સ્થિતિમા **'સ્વર્ગોનું દોહન'** એ ઉપકારક પ્રકાશન ગણાય. એ સાધુપુરુષનો પ્રિય પુરુષાર્થ નિન્દ્રાતન્દ્રાશીલ સામાન્ય જનોને વિચાર કરતા કરવાનો હતો, આ ઉદ્દેશને અનુરૂપ એમનો લેખનપ્રકાર પણ હતો. એમણે જે હવામા જે લોકોને માટે એ પુરુષાર્થ કરેલો તેમા તે અલ્પાધિક અંશે સફળ પણ થયો હતો. આજની બદલાયેલી હવામા અને પરિવર્તિત મનોવૃત્તિવાળા જનસમૂહમાં પણ એવા લોકો હોવાનો સંભવ છે જેમને 'સ્વર્ગોના રચનારા'ના વિચારો અને ભાવો આહ્‌લાદક અને ઉપકારક થઈ પડે. પણ ગુજરાતની લોકજાગૃતિના આરંભના પ્રયત્નોમાં સદ્‌ગત પઢિયાર અને એમના 'સ્વર્ગો'એ જે કાર્ય કર્યું હતું તેનુ વિસ્મરણ ઇતિહાસદૃષ્ટિએ તો ઇષ્ટ નથી આ દૃષ્ટિએ 'સ્વર્ગોનું દોહન' એ પ્રકાશનને ઉપયોગી ગણવુ જોઇએ. પણ દૂધનુ શાક બનાવવાની યુક્તિ, દૂધમાથી પૂરણપોળી બનાવવાની રીત વગેરે કોઈ રાધણકળાના પુસ્તકમા ઉપયોગી લેખોને આ ગ્રન્થમા પ્રવેશ ન આપ્યો હોત તો ઔચિત્ય જળવાત.

આ વિભાગમા અત્યાર સુધી સમીક્ષિત ગ્રન્થો–સ્વર્ગોનુ દોહન સિવાય-અનુવાદો જ છે. અને 'દાર્શનિક શબ્દાવલિ' કોશગ્રન્થ છે સ્વતંત્ર ગુજરાતી સત્ત્વવાન ગ્રન્થ તો સદ્‌ગત આનંદશંકર ધ્રુવના 'આપણો ધર્મ'નુ સંપાદન છે. આમ તો મૂળ ગ્રન્થની આ ત્રીજી આવૃત્તિ છે પરંતુ બીજી આવૃત્તિ પછીના લેખોને પણ આ સંપાદનમા સમાવી લીધા છે, ને લેખોને ચોક્કસ યોજના વડે અમુક ક્રમમા ગોઠવ્યા છે તે ઉપરાંત સંપાદક શ્રી. રામનારાયણ વિ. પાઠકે સદ્‌ગતની ધર્મતત્ત્વજ્ઞાનની સમગ્ર પ્રવૃત્તિનો દ્યોતક વિસ્તૃત ઉપોદ્‌ઘાત લખ્યો છે. આમ ગ્રન્થના બધા લેખો પૂર્વપ્રસિદ્ધ હોવા છતા અનેક દૃષ્ટિએ આ પ્રકાશન નવુ ગણાવાને પાત્ર છે. શ્રી પાઠકે સદ્‌ગત આચાર્યની ચિન્તન-પ્રવૃત્તિની પશ્ચાદ્‌ભૂમિ સ્પષ્ટ કરી તેના પ્રવર્તક બળોનું સ્વરૂપ સમઝાવ્યુ છે. સમગ્ર લેખપરિણામનુ લક્ષણદર્શી સમીક્ષણ કરીને એમણે અભ્યાસકને ખરેખરું પ્રેરક માર્ગદર્શન કરાવ્યુ છે.

શ્રી. આનંદશંકરના ધર્મતત્ત્વજ્ઞાનના વિષયના અર્ધી સદીના નિષ્ઠાપૂર્ણ

પુરુષાર્થનું મૂર્તરૂપ આ ગ્રન્થમા એકત્ર જોવાનું મળે છે આ પ્રવૃત્તિનું મૂળ એમની ઉદાત્ત ભારતપ્રીતિમા રહેલું છે, પણ તેથીયે વિશેષ કદાચ સત્યપ્રીતિમાં રહેલું હશે શાંકર અદ્વૈત ઉપરની પોતાની શ્રદ્ધાને પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય બહુશ્રુતતાથી એમણે સુવિશાલ અને સુપુષ્ટ કરી છે તેના સમર્થનમા સાપ્રદાયિક જડતા એમનામા ક્યાય દેખાતું નથી અને આવા વિષયની ચર્ચામા ઘણીવાર પેસી જતી વિતડાનો તો છાયો પડછાયો પણ એમના ઉપર પડ્યો જણાતો નથી ખંડનમડન આ પ્રકારની લેખનપ્રવૃત્તિમાં સાધારણ રીતે જ હોય ને અહીં પણ છે જ છતાં ખડનનો ખડન ખાતર જ ઉત્સાહ અને મડનનો મડન ખાતર જ આગ્રહ એમણે કદી કર્યો નથી અથવા એમ કહીએ કે ખડનમડન-પદ્ધતિ એમની પ્રકૃતિના કોઈ ઉચ્ચ તત્ત્વના રસાયનથી નિર્મળ સ્વરૂપની બની જાય છે એમના ચિન્તનમન્દિરમા સત્યની જ ઉપાસ્ય દેવતા તરીકે પ્રતિષ્ઠા છે પણ સત્યનિષ્ઠાનો યે એમણે અહંકાર કર્યો નથી ઉદ્ધત બનવાનું સહેજે મન થઇ જાય એવા પ્રસંગોએ પણ એમના સહજ વિનયે અને દર્શનસામર્થ્યે સ્વપક્ષે તેમ જ પરપક્ષે ઉદ્ધતતાને નિઃશસ્ત્ર કરી નાખી છે

શાકર અદ્વૈત વિશેની દૃઢ પ્રતીતિ છતા એમનું દર્શન સ્વાતંત્ર્યને વેચી બેઠું નથી આથી જ અર્થદર્શનની ગૂચો એમની દૃષ્ટિના પ્રકાશમા સહેલાઈથી ઉકેલાઇ જતી લાગે છે અનેક વિરોધો એમના બુદ્ધિપાત્રમા ઓગળી જાય છે અનેક પૃથક્કરણો ત્યા સયોગીકરણમા રૂપાન્તર પામે છે આ બધુ એટલી સ્વસ્થતાથી થાય છે કે પ્રસ્તુત વિષયમા સમત્વનો યોગ એમને સિદ્ધ થયો હતો એમ અતિસ્તુતિના ભય વગર કહી શકાય

આવી પ્રવૃત્તિ આટલા દીર્ઘ સમય સુધી આટલા સામર્થ્યથી અને સ્વારસ્યથી વહ્યા કરે તે માત્ર બુદ્ધિનો ચમત્કાર હોઇ શકે નહીં આ વિષયનો એમનો instinct અતરભાવ અત્યત પ્રસન્ન સ્વરૂપનો અવશ્ય હોવો જોઇએ એ અતરભાવને કેવળ અતર્ભાવરૂપે પ્રગટ થવા ન દેતા બુદ્ધિના યજ્ઞકુડમા પરિપૂત કરીને, તેને સાત્ત્વિક રૂપ આપીને, એમણે આવિર્ભૂત થવા દીધો છે એમ મને લાગે છે આ તપશ્ચર્યા જેટલી કઠણ છે તેટલુ જ તેનું ફળ ચિરજીવ સત્ત્વશીલતાવાળુ છે એમ કોણ નહીં કહે?

ધર્મતત્ત્વજ્ઞાનના સામાન્ય રીતે શુષ્ક ગણાતા વિષયને નિરૂપવાની એમની રીત પણ કેવી છે! પ્રસ્તુત વિષયમા અપ્રવિષ્ટ કે અરસિકને તે શુષ્ક લાગે તો લાગે અન્યથા, એમની રીતિમાં રસ સ્વસ્થ રીતે વહ્યા કરતો હોય એમ જણાય છે કેટલીકવાર એ રસ કાવ્યરસની કોટીને પ્રાપ્ત કરતો

પણ જણાય છે—પણ તે કેટલીક વાર જ. અને તેમાં નવાઈ કશી નથી. કાવ્યના રસની નિષ્પત્તિ એમનું લક્ષ્ય નથી. એમનું લક્ષ્ય તો છે તત્ત્વનિરૂપણ. તત્ત્વનિરૂપણ કરતાં કરતાં રસ સ્વાભાવિક રીતે નિષ્પન્ન થાય તો ભલે થાય. રસનિષ્પત્તિના લોભે એ તત્ત્વદષ્ટિને ગૌણ થવા દેતા નથી. નિરર્થક અવતરણોને કે રસિક ટૂચકાને કે એવી કોઇ યુક્તિપ્રયુક્તિને કેવળ રમિક બનવાની તાલાવેલીમાં એમના લખાણમા ક્યાય પ્રવેશ મળતો નથી એવી તાલાવેલી જ એમને નથી એમનો પ્રકૃતિદત્ત કે પ્રકૃતિગત રસ જ તત્ત્વચિંતનનો છે. અને તત્ત્વચિંતનમાં ખરી કલ્પનાનું ગૌરવ શુ ઓછુ છે? અનેક તત્ત્વચિંતકો ઘણી વાર કવિઓથી અને કવિઓ તત્ત્વચિંતકોથી બહુ ભિન્ન વરતાતા નથી તેનું કારણ તત્ત્વચિંતન અને કલ્પનાવ્યાપારના અંતર્ગત સબધમા રહેલું જણાય છે. આ સબધ જ્યાં જેટલો સિદ્ધ થયો હોય ત્યાં તેટલી રસનિષ્પત્તિ તત્ત્વચિંતનમા પણ થાય અને તત્ત્વનિષ્પત્તિ કાવ્યમાં યે પ્રતીત થાય.

સદ્ગત આચાર્યનું મંત પ્રેરિત બુદ્ધિપૂત તત્ત્વચિંતન કોઈ નવો સંપ્રદાય રચી આપતું નથી. એમણે તો વિનીત ભાવે છતા તત્ત્વનિષ્ઠાથી નિર્વચનકારનું-તત્ત્વવિવેચકનું કર્તવ્ય માથે લીધુ અને પોતાની હૃદયમતિના પૂર્ણ સામર્થ્યથી તે કરી બતાવ્યું પણ એમની તત્ત્વદૃષ્ટિએ ગુજરાતી ગદ્યને તો અનેક રીતે સંસ્કાર્યું છે એ ચોક્કસ છે. 'वक्तव्यमेव वक्तव्यम्' નહીં વધારે કે નહીં ઓછું: એ એમની ગદ્યરીતિની દૃઢ પ્રતિજ્ઞા જણાય છે વિવક્ષિત અને અવિવક્ષિતનો એમનો વિવેક અત્યંત સૂક્ષ્મ છે. એમની વાણી પંડિતની વાણી છે પણ મિથ્યા પાંડિત્યનો દભ કે જાડય તેમાં છે જ નહીં. એમની સ્વાભાવિક ચિંતનપ્રવૃત્તિનું એ એટલું જ સ્વાભાવિક વાહન છે.

## ઈતિહાસ અને ઐતિહાસિક સંશોધન

આ વિભાગમા પડી શકે એવા ત્રણ પુસ્તકો ઉપલબ્ધ થયાં છે. તેમાં એક અંગ્રેજીનો અનુવાદ અને બે સ્વતંત્ર રીતે ગુજરાતીમા જ લખાયેલાં છે.

'મુઘલ રાજ્યવહીવટ' પ્રો. જદુનાથ સરકારનાં પટણા યુનિવર્સિટીને આશ્રયે અપાયેલા ૭ અંગ્રેજી વ્યાખ્યાનોનો શ્રી રામલાલ ચુનીલાલ મોદીએ કરેલો અનુવાદ છે. મુઘલ રાજ્યવહીવટના જમીનમહેસૂલ અને લશ્કર એ પ્રકરણો યુરોપીય લેખકોએ સવીગત ચર્ચી નાખ્યાં છે એટલે ઉચિત રીતે જ પ્રસ્તુત પ્રકરણોને વ્યાખ્યાતાએ પોતાની વિષયમર્યાદાની બહાર જ રાખ્યા છે અને પૂર્વલેખકોને અપરિચિત એવા મુદ્દાઓની જ પુરાવાથી પરિપુષ્ટ

રજૂઆત સુવ્યવસ્થિત રીતે કરી છે ઉત્તરના પ્રકરણમા મુખ્ય સત્તાની સિદ્ધિ અને નિષ્ફળતાનો આંક કાઢ્યો છે જેમા લેખકની સુવિજ્ઞાત વિવેચનબુદ્ધિનું દર્શન થાય છે આ વિવેચનની પૂર્તિ કંઈક અંશે અનુવાદકની પ્રસ્તાવનાથી પણ થાય છે અનુવાદ એકંદરે સુવાચ્ય બન્યો છે અત્રતત્ર ગૂંચવણભરેલાં વાક્યો કંઈક વિક્ષેપ કરનારાં છે ખરાં, પરંતુ પ્રસ્તુત વિષયના રસિક વાચકને એ વિક્ષેપ દૂર કરવામા બહુ શ્રમ પડે તેમ નથી

શ્રી રમેશનાથ રંગનાથ ગૌતમે 'બ્રહ્મદેશ' આપ્યુ છે ઇતિહાસલેખનની પરંપરા ગુજરાતી સાહિત્યને ઉત્કૃષ્ટ સ્વરૂપની હજી સિદ્ધ થઈ નથી એમ આ ઇતિહાસ જોતાં પણ લાગે છે એમની લેખનરીતિમા વર્તમાનપત્રોને સુપરિચિત ચમક છે માહિતી એકત્ર કરવામાં શ્રમ સારી પેઠે લીધો જણાય છે ને તે બ્રહ્મદેશ વિશેના સામાન્ય અજ્ઞાનમા પ્રકાશ નાખનારો પણ છે ને બોલ'ના લેખક શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈએ 'આ ગ્રન્થ ઇતિહાસ નથી પરંતુ ઇતિહાસનો 'સાચો ભાવ' તો તેમા ખૂબ ભરેલો છે એમ મતદર્શન કર્યું છે તેમા સહેલાઈથી સંમત થઈ શકાય એવુ છે

ગુજરાતના સશોધનરસિકોમા શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનું કાર્ય કેટલુ મહત્ત્વપૂર્ણ છે તે સુવિદિત છે એમના ઐતિહાસિક સશોધનના લેખોને ગુજરાતી સાહિત્ય પરિષદે ગ્રન્થસ્થ કરીને ઘણી ઉપયોગી સેવા કરી છે 'ઐતિહાસિક સશોધન' સશોધનનું સ્વારસ્ય વ્યક્તિવિષયક સશોધન ધાર્મિક પ્રવાહ દેશાન્તર્ગત જાતિવિષયક સશોધન, સામાજિક અને પ્રકીર્ણ સશોધન, અને ગુજરાતના તીર્થસ્થાનો એમ ૭ ખંડોમા વ્યવસ્થિત છે ઇતિહાસદૃષ્ટિને વિકૃત કરનાર તત્ત્વોનું સ્વરૂપ સમજાવતા એમણે આ વિષયનો જે આદર્શ કલ્પ્યો છે તેને એમણે પોતાની સશોધનપ્રવૃત્તિમા સાવધાનતાથી પ્રવર્તવા દીધો છે એમ કોઈને પણ પ્રતીત થશે સત્ય જ્યા જેવુ અને જેટલુ પ્રતીત થાય ત્યા તેવુ અને તેટલું દર્શાવવુ હકીકતોને નિર્મમભાવે સમજવી વ્યવસ્થિત કરવી ને તેમને બોલતી કરવી, કલ્પનાને વાસ્તવિકતાની ભૂમિમા જ દૃઢ રાખવી ને તરંગવીનાએ ચઢી જવા ન દેવી, આ વિષયના પૂર્વ પંડિતોના પરિશ્રમનો લાભ ઉદ્યમપૂર્વક લેવો ને નવીન સશોધનોના પ્રકાશમાં તેને તપાસવો આવુ કંઈક સ્વરૂપ આ લેખોમા શ્રી શાસ્ત્રીની સંશોધનપ્રવૃત્તિનુ પરખાય છે આ ક્ષેત્ર જ એવુ છે જેમા ભિન્ન મતદર્શનના અનેક પ્રસંગો પ્રાપ્ત થાય અને આ લેખકને પણ તે પ્રાપ્ત થયા જ છે શ્રી નાનાલાલ કવિ, શ્રી બળવંતરાય ઠાકોર, શ્રી કનૈયાલાલ મુનશી અને ઇતર

પ્રતિષ્ઠિત પંડિતોના અભિપ્રાયોના પૃથક્કરણમાં એ ઊતર્યા છે ત્યાં તે તે વ્યક્તિ વિશેષની પ્રતિષ્ઠિતતાએ એમના દર્શનમાં કશું વ્યવધાન કર્યું નથી કે એમના કથનમાં કશી સ્પષ્ટતાહાનિ કરી નથી સંશોધન વિષયમાં તામસ અને રાજસ બલો પ્રવિષ્ટ થઇને જે અરાજકતા મચાવી મૂકે છે તેની અપેક્ષા આ વિનયશીલ છતાં સત્યના દૃઢાગ્રહી લેખકની સંશોધનપ્રવૃત્તિમાં કોઈ રાખે નહીં અને છતાં આ ગ્રન્થ સાવ ટાઢાબોળ છે એમ માની લેવાની જરૂર નથી. પૃથ્વીરાજ રાસાની એમની છણાવટ વૈષ્ણવભક્તિના પૃથક્કરણમાં રોપાયેલું અન્વેષણ ભાગવતના કાલનિર્ણયમાં શ્રી ચિંતામણી વૈદ્યના અભિપ્રાયનો વિરોધ હજામતનું સંશોધન ગુજરાતી વૈદ્યક સાહિત્યનું આલોચન પ્રાચીન ભારતવર્ષમાં હૉસ્પિતાલોની એમના શોધખોળ એમના ઉદ્યમનું ઉત્સાહપૂર્ણ સ્વરૂપ પ્રગટ કરે છે કોઈ કવિજીવને તરંગિત કરી મૂકે એવાં સ્થાનો પણ સંશોધનપ્રદેશમાં અનેક હોય છે પણ સામાન્ય રીતે આમ તરંગિત થવું આ સંશોધકને સ્વાભાવિક જણાતું નથી દ્વારકાની એમની યાત્રામાં પણ સાગરના ઉદ્‌ઘોષ એ સંભળાવતા નથી પણ રુદ્રકન્યા નર્મદાનું એમનું વર્ણન મનોરમ થયું છે એ અહીં નોંધવું જોઇએ

ઇતિહાસવિજ્ઞાનની પ્રીતિથી પ્રેરાયેલી વિવિધ વિષયોમાં પ્રવર્તેલી સરળ લેખનશૈલીની આ પ્રવૃત્તિ આપણી આ વિષયની અલ્પસિદ્ધિ જોતાં સવિશેષ ઉપયોગી લાગે છે

## અર્થકારણ અને રાજકારણ

આપણી યુનિવર્સિટીના અભ્યાસક્રમે તો અર્થકારણનો સંબંધ ઇતિહાસ જોડે આપણી મનોવૃત્તિને સિદ્ધ કરી દીધો છે, પરન્તુ તેનો વાસ્તવિક સંબંધ આજે તો રાજકારણ જોડે પણ જણાય છે એટલે અહીં એ બન્નેને એકત્ર કર્યા છે

સાક્ષાત્ અર્થશાસ્ત્રનું પુસ્તક તો એકે નથી પરન્તુ અર્થશાસ્ત્રના વ્યવહારુ અગત્યના વિષય નાણાવટાનું આપણું નાણાવટું એ શ્રી જયન્તીલાલ મ મહેતાનું પુસ્તક આ વિષયમાં મમ ખાવા જેવી સ્થિતિ તો કરી આપે છે આપણા નાણાવટાનો ઇતિહાસ ખેડૂતોની આર્થિક સ્થિતિ શાહુકારોની કાર્યપદ્ધતિના અભ્યાસો, સહકારી પ્રવૃત્તિ અને બેંકો વેપારી અને ઉદ્યોગવિષયક અર્થ પ્રમાણ અને સરકારી બૅંકો વગેરે વિષયોનું ધ્યાન બને તેટલી સરલ રીતિમાં કરવાનો લેખકનો પ્રયાસ છે, અને તે મોટે ભાગે સફળ થયો છે એમ કહી શકાય આવશ્યક વીગતોની આવશ્યક ચર્ચા કરીને પોતાના વિષયને એમણે

સ્પષ્ટ કર્યો છે. પોતાના વિવેચનમાં પ્રસ્તુત વિષયની જુદી જુદી મુશ્કેલીઓનો વિચાર કરતાં સર્વરોગનિવારક ઔષધ તરીકે બેંકોની સ્થાપનાને આગળ ધરી હોય એવો આભાસ લેખકે ઉત્પન્ન કર્યો છે. પરંતુ દુર્દૈવયોગે આ દેશ. પ્રતિદિન અધિકાધિક પ્રમાણમાં પ્રજાને નિઃસત્ત્વ કરનારી પરદેશી શાસનની જે રાજનીતિનો ભોગ થઈ પડયો છે, તેના અવશ્ય પરિણામરૂપ વ્યાપક દારિદ્ર્યનું ઓસડ બેંકોથી થશે જ, એવી ખાતરી થવી મુશ્કેલ છે. ટકેટકની ચિંતાથી પરિપીડિત પ્રજા બેંકમાં શું જમા કરાવી શકશે? અને પ્રજાની દોલતના પીઠબળ વગર બેંકોનું કાર્ય ગમે તેવી નિષ્ણાત વ્યવસ્થા હોય તો યે કેવુંક ફલપ્રદ નીવડી શકે? અર્થકારણ મારો અભ્યાસવિષય હતો નહીં અને છે નહીં; આ તો પૃથગ્જનની દૃષ્ટિએ જે લાગ્યું તે કહ્યું છે, સંભવ છે કે તેમાં अव्यापारेषु व्यापारः જેવું થઈ ગયું હોય. ગમે તેમ પણ અર્થકારણના પ્રદેશમાં આવા વિશેષ પ્રયત્નો પ્રજાની આ દિશાની સૂઝને સ્પષ્ટ કરવા માટે જરૂરના છે, એમ કહ્યા વગર છૂટકો નથી.

ઘણું કરીને અસહકારના સમયમાં પૂ. મહાત્માજીએ બ્રિટિશ સરકારને માટે Satanic વિશેષણ વાપર્યું હતું. શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસના 'પાસિફિક' માં પરપ્રજાની લૂટઘૂતના સિદ્ધાન્તને સિદ્ધ ખેલાડીની દૃષ્ટિથી અમલમાં મૂકનારી સામ્રાજ્યનીતિના જે કયાંશો પ્રગટ થાય છે તે જોતાં મહાત્માજીનો વિશેષણપ્રયોગ આવેશદર્શક નહીં પરંતુ વસ્તુસ્થિતિનો દ્યોતક જ જણાશે. પાસિફિકનો પ્રશ્ન આજે અત્યંત મહત્ત્વનો છે ને આ લઘુ ગ્રન્થમાં તે બાલબોધિની રીતિએ નિરૂપાયો છે. વિષયને જે આસાનીથી લેખકે ચર્ચ્યો છે તે તેમની પકડની ચોકસાઈ બતાવે છે. વર્તમાન જગતના રાજકારણના વિવિધ વિષયોની આવી પ્રવેશપોથીઓની પ્રજાને અત્યારે ખરેખરી જરૂર છે. વર્તમાનપત્રોએ વિષયની ભૂખ પણ પ્રજામાં જાગ્રત કરી છે. એટલે આ વિષયના નિષ્ણાતો માટે કર્તવ્યભૂમિકા તો તૈયાર જ છે. માત્ર એમના પ્રયત્નોની જ ખોટી છે,

શ્રી. ડુંગરશી ધરમશી સંપટનું 'જાપાન' પણ આ 'પાસિફિક'ની પેઠે મહાગુજરાત પબ્લિશિંગ કંપનીનું પ્રકાશન છે. અને તેની સાથોસાથ વાંચવા જેવું છે બંને લેખકની નિરૂપણપદ્ધતિનો ભેદ સ્પષ્ટ છે. 'પાસિફિક'ની શૈલીને શિક્ષકશૈલી કહીએ તો 'જાપાન'ની શૈલીને વર્તમાનપત્રશૈલી કહેવી જોઈએ. લેખનરીતિનાં સ્ખલનો શ્રી. સંપટની કૃતિમાં પુષ્કળ છે, તે છતાં વિષયની વર્તમાન ઉપયોગિતાની દૃષ્ટિએ તે વાંચવા જેવી છે ને વંચાશે. આવા પ્રયત્નો વિશેષ શુદ્ધ અને સુઘડ પ્રકારના થાય તો તે પ્રજાને વિશેષ ઉપકારક બને એ ચોક્કસ છે.

## પ્રચારબુદ્ધિનું સાહિત્ય

આ વિભાગના સાહિત્યને પ્રચારબુદ્ધિનું કહેવામા પ્રચારસાહિત્યની ગૌરવહાનિ ઉદ્દિષ્ટ નથી–તેનું વાસ્તવિક સ્વરૂપ વર્ણવવાનો જ ઉદ્દેશ છે માનવ-જીવનમા પ્રચારની જરૂરિયાત હમેશા રહી છે ને વર્તમાન જીવનમા તો તેની વ્યાવહારિક ઉપયોગિતા ઘણી મોટી બની છે અનેક વસ્તુઓની પેઠે માણસે પ્રચારનો સદુપયોગ અને દુરુપયોગ બને કર્યા છે પણ પ્રચાર જાતે ઇષ્ટ કે અનિષ્ટ નથી તે તો માનવજીવનની એક સાહજિક ક્રિયા છે તેના પ્રવર્તક હેતુઓની ઇષ્ટતા કે અનિષ્ટતા તેને ઇષ્ટ કે અનિષ્ટ બનાવે છે શુભ હેતુથી પ્રેરતા સત્યનિષ્ઠ પ્રચારને અભાવે પ્રજાજાગૃતિના ઘણાખરા કાર્યો લગભગ અશક્ય બની જાય, પણ જગતમા દુષ્ટ હેતુથી પ્રેરાતો અને ઘરમૂળથી અસત્ય એવો પ્રચાર પણ ગંભીર થાય છે તેના પ્રતીકાર તરીકે પણ ઉદાત્ત ભાવથી પ્રેરિત ને સત્ય-પરાયણ પ્રચારસાહિત્યની આવશ્યકતા પ્રજાને સાવધાન અને કર્તવ્યજાગ્રત કરવા માટે છે જ છે આમ સાચા પ્રચારસાહિત્યનું ગૌરવ અનલ્પ છે

લેખનસ્વરૂપની દૃષ્ટિથી સામાન્ય રીતે પ્રચારસાહિત્યના ત્રણ પ્રકાર કલ્પી શકાય: (૧) સાદો સીધો પ્રચાર કરનારુ સાહિત્ય, (૨) કલાના કલેવરમા તટસ્થ રીતે ચમત્કૃત થતું પ્રચારસાહિત્ય અને (૩) કલાનું અતિક્રમણ કરી કલા અને પ્રચાર ઉભયતઃ ભ્રષ્ટ એવુ સાહિત્ય આ ત્રણે પ્રકાર સાહિત્યમાં પ્રચારમા છે તેના નમૂના અહીં ટાકતો નથી, પરન્તુ ત્રીજો પ્રકાર કનિષ્ઠ હોઇ કેવળ 'નિરર્થક વ્યય છે એટલુ નોધવાની જરૂર છે આ વર્ષના પ્રકાશનો કયા વર્ગમા પડે છે તે યોગ્ય સ્થળે આપોઆપ જણાશે

શ્રી સયાજી સાહિત્યમાળામા પ્રૌઢશિક્ષણ' શ્રી ઉપેન્દ્રશર્મા ત્રિવેદી પાસે તૈયાર કરાવી પ્રગટ કરવામા આવ્યુ છે પ્રૌઢશિક્ષણનો વિષય અહીં વાસ્તવિકતાને નજરમા રાખીને સુવ્યવસ્થિતરૂપે રજૂ કર્યો છે અન્ય દેશોમા પ્રૌઢશિક્ષણના કેવા કેવા પ્રયોગો થયા છે અને આ દેશમા કેવા પ્રયોગો કર્તવ્ય છે ને શક્ય છે તેની વીગતવાર ચર્ચા કરી છે આ પુસ્તકની સુઘડ અને સ્વચ્છ રચનારીતિ આ વિષયના જિજ્ઞાસુજનોને આકર્ષક જણાશે

શ્રી સયાજી ગ્રામવિકાસમાલાના ત્રણ પુષ્પો બહાર પડયા છે પહેલુ પુષ્પ 'વડોદરાનો રાજ્યવહીવટ' શ્રી રમણલાલ ન દેસાઇએ તૈયાર કર્યું છે તેમા વડોદરા રાજ્યનાં જુદા જુદા ખાતાંનો પરિચય બાલબોધક પ્રકારે કરાવ્યો છે વડોદરાના રાજવહીવટનાં બનાબતની વિવેચનપૂત ચર્ચા લેખકે કરી

નથી. 'પણ સરકારે લોકો માટે કર્યું શું ?' એ બીજું પુષ્પ છે. તેના લેખક શ્રી. રમેશનાથ રંગનાથ ગૌતમ છે. તેમાં 'માટલીદ્દોક મગનિવા'ને મધ્યમાં રાખી વડોદરા રાજ્યે કરેલી લોકોપયોગી વિવિધ પ્રવૃત્તિઓનો સંક્ષિપ્ત પરિચય આપવાનો પ્રયત્ન છે. આ પ્રયત્નને વાર્તારૂપે કહેવામાં બહુ સ્વાભાવિકતા જણાતી નથી. ત્રીજું પુષ્પ છે 'દેવાદાર ખેડૂત.' તે શ્રી. મણિલાલ હીરાલાલ શાહ પાસે તૈયાર કરાવેલું છે આમાં પણ બીજા પુષ્પની પેઠે કથનરીતિ વાર્તાની રાખીને ખેડૂતની દેવાદારીનાં કારણો અને નિવારણો દર્શાવવાનો યત્ન થયો છે. રીતિ અહીં પણ વક્તવ્યનુ સ્વાભાવિક કલેવર બની શકી નથી; પણ ઉદ્દેશની દૃષ્ટિએ જ જોઈએ તો એકંદર ફળ ખોટું નથી. ઉંટ પૂઠા ઉપર સર વી. ટી. કૃષ્ણમાચારીનાં પ્રસ્તુત વિષયનાં વચનો ઉતાર્યાં છે તે લક્ષ ખેંચે છે. ખેડૂતની દુર્દશાનું ખરુ નિવારણ એમણે કહ્યું છે તે પ્રમાણે હિંદમાં ખેડૂતો અને શિક્ષિતવર્ગ વચ્ચેનુ માનસિક અંતર ટળશે—શિક્ષિતો ખેડૂત બનશે ત્યારે જ થશે એ પણ અહીં નોંધવું પ્રસગપ્રાપ્ત જણાય છે.

ગ્રામવિકાસમાળાનાં આ ત્રણે પુષ્પોમાં રાજ્યાશ્રયની અસર દેખાય કરે છે તે વડોદરા રાજ્યની પ્રજોપકારક પ્રવૃત્તિઓનું ગૌરવ કરનારને પણ કંઈક ખૂંચે એવી પ્રાકૃત સ્વરૂપની છે એમ દિલગીરી સાથે કહેવુ પડે છે.

ગ્રામસર્જન સાહિત્ય કાર્યાલય-અમદાવાદ તરફથી પણ ત્રણ પ્રકાશનો મળ્યાં છે. શ્રી સયાજી ગ્રામવિકાસમાલાથી આ ગ્રન્થાવલીમાં વિશેષ એ છે કે એમાં પ્રચારની કોઈ કૃત્રિમ રીતિનો આશ્રય કર્યા વિના સીધો પ્રચાર જ કર્યો છે પુસ્તક પહેલું 'ગામડાનું સ્વરાજ્ય' શ્રી. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે તૈયાર કર્યું છે. આ પ્રકારના પ્રચારકાર્યમાં આ લેખકની કલમ સિદ્ધ થયેલી છે, એ ગુજરાત જાણે છે ૧૯૨૩ના ગ્રામપંચાયતના કાયદામા કોન્ગ્રેસ સરકારે મૂલગત સુધારાવધારા કરી નવો કાયદો ઘડયો હતો તેનું સ્વરૂપ સ્પષ્ટ કરી તેના ગુણદોષની પ્રજાકીય દૃષ્ટિએ વિવેચના કરી તેનો અમલ ગ્રામજનતા કઈ રીતે ફલપ્રદ કરી શકે અને કાયદાના આલંબન વિના પણ જો ગામડાં ખરેખરાં જાગે તો પચાયતની સંસ્થાનો કેટલો ચમત્કારક વિકાસ થઈ શકે તે સીધી અસરકારક રીતે દર્શાવવાનો લેખકનો હેતુ છે. આ કાર્ય કરતાં એમણે ગ્રામપચાયતની પ્રાચીન સંસ્થાનો વિકાસ ક્યા ક્યા ક્રમે થયો અને અંગ્રેજી અમલ દરમ્યાન તે નષ્ટપ્રાણ કેમ બની તે દર્શાવનારું પ્રકરણ લખી આ પુસ્તકના વક્તવ્યની ઉચિત પશ્ચાદ્ભૂ રચી છે. આપણી રાજકારણી દૃષ્ટિને ગામડાનુ મહત્ત્વ પ્રતિદિન વિશેષ પ્રમાણમાં વસતું જાય છે તેમાં શ્રી.

યાજ્ઞિક જેવા અનેક લોકસેવકની લેખસેવાની હજી જરૂર છે. એટલે આ પ્રયત્નનો સહુ કોઇ સ્વદેશપ્રેમી આદર જ કરશે. શ્રી. યાજ્ઞિકની શિષ્ટ નિરાડંબર અને પ્રયોજનૈકલક્ષી રીતિનો લાભ આ લઘુ પુસ્તકને પણ મળ્યો છે.

બીજું પુસ્તક 'આપણું રાજ્ય' શ્રી. ડાહ્યાભાઈ મ. પટેલનું છે 'બે બોલ'માં પ્રસ્તુત કૃતિનું પ્રયોજન પ્રચારદષ્ટિથી નથી થયું એમ લેખકે જણાવ્યું છે; પણ એમના સેવાભાવી દિલમાં જે 'એક'ને કેન્દ્રસ્થ રાખીને વિચારભાવનાં વર્તુલો વિસ્તર્યાં છે તે કાર્ય તો પ્રચારનું જ કરશે એ વિશે શક નથી. અને આ પરિણામ એમને અનિષ્ટ પણ નથી. આપણા સેવાક્ષેત્રને નજરમાં રાખીને એમણે જે વિચારો કર્યા છે ને ભાવવાહી વાણીમાં તેનો ઉદ્‌ગાર કર્યો છે તેમાં નવીનતા ભલે બહુ ઓછી છે છતાં લેખકનું વ્યક્તિત્વ તો તેમાં અંકિત થયેલું છે જ.

ત્રીજું પુસ્તક છે શ્રી. રાયરાય મોહનરાય મુનશીનું 'યુદ્ધ અને ગામડાં'. તેમાં રાજદ્વારી વ્યાસપીઠના ઉદ્‌બોધનની રીતિ લેખકને પ્રિય થઈ છે. એમાં પ્રાસ્તાવિક વચનો કે પાશ્ચાદ્‌ભૂમિ અને પ્રધાન વક્તવ્ય વચ્ચેનો પ્રમાણભેદ રહ્યો નથી લેખકને પોતાને કોઇ રાજદ્વારી સંપ્રદાયમાં રસ નથી એમ એ પોતે કહે છે પણ આ પુસ્તક વાંચતા તે ખરું નથી લાગતું. તેમની રાજદ્વારી દૃષ્ટિ ગમે તે હોય, તે વિશે બહુ કહેવાનું હોય નહીં. પરતુ તે જે હોય તે અસંદિગ્ધ રીતે તર્કપૂત પ્રતીત થવી જોઇએ. મહાત્માજી પૂર્ણ સહકાર કે પૂર્ણ પડકાર' એ બેમાંથી એકે માર્ગ કેમ લેતા નથી એમ લેખકે આ લેખના અંત ભાગમાં પૂછ્યું છે Non-Violent non-co-operation, Quit India ઇત્યાદિ પૂર્ણ પડકાર નથી તો બીજું શું છે એમ લેખકને સામો પ્રશ્ન પૂછવો હોય તો પુછાય. પણ તેમ કરવાની જરૂર નથી લેખક પોતે કોન્ગ્રેસ અને સરકાર સબંધે 'પૂર્ણ સહકાર કે પૂર્ણ પડકાર'ની નિશ્ચિત રીતિ અખ્ત્યાર કરી શકતા હોય એમ ખાતરી થતી નથી પીઢ કાર્યકરની સ્થિર બુદ્ધિ અને સુઘડ વિચારવ્યવસ્થા આ લેખમાં બહુ દેખાતી નથી અને વિચારભાવનું વાહન પણ લેખકના કલામાં કમરા નહિ નથી આત્મકથન લેખકે જ્યાં વાપર્યું છે ત્યાં પણ શિષ્ટોચિત મર્યાદા–આત્મશ્લાઘામાં સરી ન પડવાની મર્યાદા એમણે જાળવી નથી. 'ગ્રામગૌરવ' રૂપે એમણે ગ્રામજનો માટે પ્રાતઃસભાનો અને સાયંપ્રાર્થનાનો ક્રમ પણ ઘડી આપ્યો છે, તેમાં એમનો ગ્રામસેવાનો ઉત્સાહ દેખાય છે એ ખરું પણ તે ક્રમ જાતે તો કંઇક બાલિશ પ્રદર્શન કરાવનારો લાગે છે એમ સખેદ કહેવું પડે છે.

## બાલસાહિત્ય

આ તે બાલકો માટેનું સાહિત્ય છે કે બાલકોએ લખેલું સાહિત્ય છે એવો પ્રશ્ન પૂછવો પડે એવું ઘણું બાલસાહિત્યને નામે આપણા પુસ્તકભંડારમાં ચલણી છે, પણ ક્રમે ક્રમે બાલોચિત સાહિત્ય અને બાલિશ સાહિત્ય વચ્ચેનો ભેદ સુસ્પષ્ટ થતો જાય છે એમ આપણા બાલસાહિત્યના ઇતિહાસનો ક્રમ જોનારને અવશ્ય લાગશે બાલકાવ્યો એટલે કર્ણપ્રિય જોડકણા એમા કાવ્યતત્ત્વ આવે કે ન આવે એવી સ્થિતિ હતી ને હજી છે જ્યાંસુધી ખરેખરો બાલકોનો કવિ થશે નહીં ત્યાંસુધી એ જ સ્થિતિ રહેશે પણ ખરો આવો કવિ પોતાની સરલ મંજુલ પદાવલીથી બાલકોનાં હૃદય જીતશે ને તેના ઊંડા ધ્વનિસામર્થ્યથી ઇતર કાવ્યરસિકોનો પણ પ્રિય થશે આમ બને લક્ષ એકી સાથે તાકી બતાવે એવો ધનુર્ધર કવિ ગુજરાતે હજી જોયો નથી ટાગોર તો ગુજરાતમા જન્મે ત્યારે ખરો પણ દલામેર જેવો પણ આપણા બાલસાહિત્યને હજી પ્રાપ્ત થયો નથી બાલસાહિત્યના ઇતર પ્રકારો વિશે સ્થિતિ સહેજ જુદી છે ખરી પણ તે સહેજ જ વસ્તુતઃ બાલસાહિત્યમા આપણે હજી પહેલા અક્ષરો પાડતા શીખીએ છીએ, ઉચ્ચ સિદ્ધિ હજી પ્રાપ્ત કરી શકયા નથી. અને ગુજરાતી સાહિત્ય સમગ્રના અત્યાર સુધીના વિકાસનો વિચાર કરતા એ સ્થિતિ અસ્વાભાવિક કે નિરાશા પ્રેરનારી પણ નથી

શિષ્ટ સાહિત્યમા, લોકસાહિત્યમા અને સમગ્ર દૃષ્ટિએ જોતા સંસ્કૃતિમા જે કંઈ વિભૂતિમત્ હોય, શ્રીમત્ હોય, અને ઊર્જિત હોય તેનો પ્રાથમિક પરિચય સરલ અને રસમય રીતિએ આપવાનો આદર્શ, બાલસાહિત્યના સર્જકોનો હોવો જોઈએ આ કાર્ય અત્યત દુષ્કર છે એ ખરુ છે, પણ કયું મૂલ્યવાન કાર્ય દુષ્કર નથી હોતું ? આપણે ત્યા આ દિશાના છૂટક છૂટક પ્રયત્નો થયા છે અને વિશેષ થશે એવો સભવ પણ જણાય છે પાશ્ચાત્ય દેશોમાં સર્જક બુદ્ધિ આ દિશામા અત્યન્ત ફલપ્રદ નીવડી છે સારી સારી સાહિત્ય કૃતિઓની ભાવબોધિની સંક્ષિપ્ત આવૃત્તિઓ, મહાકાવ્યોના ગદ્યાત્મક કે પદ્યાત્મક અવતારો, વિજ્ઞાનની સિદ્ધિને બાલગમ્ય સ્વરૂપે પ્રગટ કરનાર સચિત્ર ગ્રંથો, સાહસવીરોની પ્રેરક કથાઓ, ઇતિહાસના ચમત્કારક પ્રસગોના સુગમ આલેખનો, પ્રતિભાશાળી સ્ત્રીપુરુષોના એવા જ ચરિત્રો ઇત્યાદિ જેટલાં ને જેવા અંગ્રેજીમા સુલભ છે તેટલા ને તેવા હજી આપણે ઉપજાવ્યા નથી આમ બાલસાહિત્યનું ક્ષેત્ર અત્યંત વિસ્તૃત અને સંભવસમૃદ્ધ છે બાલસાહિત્યના

સર્જનની જવાબદારી કેવળ શિક્ષકોની જ છે એ ભ્રમમાંથી આપણે વહેલા નીકળી જઈએ તેમા શ્રેય છે સર્જનશક્તિ અને શિક્ષકદૃષ્ટિના સમન્વય વડે જ સાચુ બાલસાહિત્ય અસ્તિત્વમાં આવવાનું છે

આ તો સામાન્ય સ્થિતિદર્શન પ્રસગપ્રશાત કર્યું છે ચાલુ સાલમાં બાલસાહિત્યના પ્રકાશનો હવે જોઈએ પહેલા શ્રી સયાજી બાલજ્ઞાનમાળાના ત્રણ પુષ્પો ૧૭૧, ૧૭૩ અને ૧૭૪ અનુક્રમે લઈએ પુષ્પ ૧૭૧મુ ગુરુ નાનક' શ્રી યેગીન્દ્ર જ ત્રિપાઠીનું તૈયાર કરેલુ છે કથનરીતિ સીધી અને રસપ્રદ છે છતા તેમા નાનકના લગ્નપ્રસગ જેવી અપ્રસ્તુત બાબતો નિરર્થક પેસી ગઇ છે પણ આ પ્રકાશન વિશે ખાસ કહેવાનું તો એ છે કે તેમા ચરિતનાયક વિશે પ્રચલિત કિવદન્તીઓ અને ચમત્કારોમા વિવેચનબુદ્ધિના વિવેકને પ્રવર્તાવવાનો પ્રયત્ન કરાય ખરેખરો દેખાતો નથી આ રીતિ બાલવાચકોની બુદ્ધિમા કેટલાક અવાસ્તવિક અને ભ્રામક તત્ત્વોને દાખલ કરી દે એવો ભય છે અને કશા ચમત્કારપ્રસગો વગર પણ નાનકનું જીવન શુ ઓછુ ચમત્કારક છે? વળી નાનકને પોતાને કશી ચમત્કારસિદ્ધિમા શ્રદ્ધા હતી નહીં એ તો કેવળ ખુદાના બદા તરીકે પોતાને કૃતકૃત્ય ગણતા હતા વળી આ પરમાત્મસપ્રદાયીને કોઇ નવીન સપ્રદાય સ્થાપી જવાની પણ તાલાવેલી જણાતી નથી છતા જેમ અનેક મહાપુરુષોને વિશે આપણા દેશમા અને અન્યત્ર બનતુ આવ્યુ છે તેમ નાનક વિશે પણ અનેક ચમત્કારોનો આક્ષેપ થયો છે અને એમનો સપ્રદાય પણ ચાલ્યો છે આ બધુ વિવેચનની ચાળણીમા ચાળીને નાનક અને એમની કોટીના બીજાઓના જીવનનું ખરુ સ્વરૂપદર્શન જ બાળકોને માટે ઉપજાવવુ જોઈએ એમ મને લાગે છે

પુષ્પ ૧૭૩મુ ગુરુ ગોવિંદસિંહ ' શ્રીરસૂલભાઈ ન વહોરાએ લખ્યુ છે તેમા ગુરુ ગોવિંદસિંહની ધર્મવૃત્તિએ લડાયક સ્વરૂપ કયા સજોગોમા ને કેવા પ્રકારે ધારણ કર્યું તેની કથા છે તેમા નિરૂપણની એકવિધતા કઇક જણાય છે આમ છતા આપણા દેશના ઇતિહાસનું આ અત્યત કરુણ પ્રકરણ ગોવિંદસિંહનુ ગૌરવ આગળ કરે તે રીતનું લખાયુ છે એમણે ગુરુપરપરા બધ કરી ગ્રન્થસાહેબનું ગૌરવ કર્યું તે એમની દૃષ્ટિની જાગરૂકતા દર્શાવે છે આવા સજાગ માણસને આપણે બહુધા રણક્ષેત્ર ઉપર તરવાર ચમકાવતો જોઇએ છીએ એના આતરજીવનનું મહત્ત્વ પ્રગટ કરે એવુ આ ગ્રન્થમાં અનતર્ધ વેરાયેલું છે ખરુ પણ તે જાણે હથિયારોના ખડખડાટ અને અશ્વોના હેષારવમાં ડૂબી જતું હોય તે રીતનું જણાય છે

૧૭૪મું પુષ્પ છે 'વીર વનરાજ.' એના લેખક શ્રી. ધૂમકેતુ છે. ગુજરાતના ઇતિહાસના પ્રસ્તુત પ્રકરણનું સ્વરૂપ કેવું છે તે એમણે પ્રસ્તાવનામાં સ્પષ્ટ કર્યું છે. લેખકની લેખણના કેટલાક જાણીતા ગુણોનો લાભ આ ગ્રન્થને મળ્યો છે. 'મા! મારા પિતા કોણ?' 'સિંહ જાગ્યો!' 'ગામો ગયો ને મિત્ર મળ્યો' 'રાજ્યાભિષેક' ઇત્યાદિ પ્રકરણો અકૃત્રિમ દીપ્તિથી યુક્ત છે. બાળકો હોંસે હોંસે વાચે એવી રીતે આ કથા કહેવાઈ છે. 'રાજ્યાભિષેક'વાળા પ્રકરણમાં છેલ્લા ચાર પેરેગ્રાફ કથાભાગમાં જરા અનપેક્ષિત લાગે છે. તેનું ખરું સ્થાન પ્રસ્તાવનામાં છે.

શ્રી. રામકૃષ્ણ સેવાસમિતિ-અમદાવાદ તરફથી 'બાળકોના વિવેકાનંદ' બહાર પડ્યું છે. શ્રી સત્યેન્દ્રનાથ મજમુદારના 'છેલેદેર વિવેકાનન્દ'નો શ્રી. પ્રફુલ્લ ઠાકોરે કરેલો આ અનુવાદ બાળકોને માટે સુવાચ્ય અને ઉત્ક્રમપ્રેરક નીવડે એવો થયો છે.

'નવચેતન સાહિત્યમન્દિર' તરફથી 'ધરતીનો બાળમેળો' 'દહીંવડાં' અને 'ચોખવટથી વાત કરજો' એ ત્રણ પ્રકાશનો મળ્યાં છે. 'ધરતીનો બાળમેળો' કેટલીક ભૌગોલિક માહિતી રુચિકર રીતે આપે છે. 'દહીંવડાં'માં દશ ટૂંકી વાર્તાઓ આવી છે પણ વડાં પરિપક્વ થયાં નથી ને દહીં તથા રાઇ બરોબર ચઢયા નથી. 'ચોખવટથી વાત કરજો'માં હાસ્યરસની નિષ્પત્તિના અતિઉત્સાહમાં પ્રમાણભાન અનેક ઠેકાણે ગુમાવ્યું છે ને પરિણામે ખરો હાસ્ય બહુધા અનિષ્પન્ન રહ્યો છે.

બાલવિનોદ કાર્યાલયે આ સાલે ૪૯ પ્રકાશનો કર્યાં છે. તેમાં એકની આઠમી, બેની છઠ્ઠી, બેની પાંચમી, આઠની ચોથી, અગિયારની ત્રીજી; પંદરની બીજી આવૃત્તિઓ બહાર પાડી છે. દશ પ્રકાશનો પહેલી જ વાર પ્રગટ થાય છે, આકર્ષક રંગબેરંગી પુઠ્ઠા, સ્વચ્છ અને સુઘડ છપાઇ, મોટે ભાગે સરળ ને શુદ્ધ લેખન વગેરે આ ગ્રંથમાલાના હવે તો સારી રીતે જાણીતાં બધાં લક્ષણો કાગળ અને છાપકામના અન્ય સાધનોની પારાવાર મોંઘવારી છતાં સંપાદકોએ સાચવી રાખ્યાં છે. નવાં પ્રકાશનોમાં ત્રણ દીકરા, બટમોગરો; ગંગાગૈયા, હીરાકણી અને ભારતકથાઓ, એ પાચ વાર્તાના છે આ વાર્તાઓ જુદી જુદી શ્રેણીનાં બાળકોને અનુલક્ષીને લખાઈ છે ને તેનો પ્રકાર સાધારણ રીતે બાલસાહિત્યમા હોય છે તેથી ભિન્ન નથી. ભારતકથાઓ એ નામથી મહાભારતની કથાઓની અપેક્ષા ઊભી થાય છે. વસ્તુતઃ તેમા હિંદના જુદા જુદા પ્રાંતમાં પ્રચલિત વાર્તાઓમાંથી એક એક અને ગુજરાતમાથી ચાર એમ એકંદર નવ વાર્તાઓ સમાવી છે.

'હાસ્યતરંગ ખંડ ૪'માં હાસ્ય વિનોદના ટૂચકા છે. આ પ્રકારમાં ચાતુર્ય કૃત્રિમ અને અકૃત્રિમ ઉભય રીતે પ્રવર્તીને ઉભય પ્રકારનો હાસ્યવિનોદ ઉપજાવે છે.

'કોણ કેમ અને શું ?' માં વિજ્ઞાનની કેટલીક સામાન્ય ગણાતી છતાં સામાન્ય રીતે જેની પૂરી સમજ નથી હોતી એવી બાબતોની ખુલાસાવાર માહિતી બાળકોને સહેલાઇથી સમજાય ને આનંદ પણ પડે તે રીતે આપવાનો પ્રયત્ન કર્યો છે.

'નવી નવાઇઓ ખંડ ૨'–આ પુસ્તક માનવસંસ્કૃતિની કેટલીક વિચિત્રતાઓ, માનવ અને માનવેતર પ્રાણીઓની કેટલીક વિલક્ષણતાઓ વગેરે વિશે સંક્ષિપ્ત અને રસિક વાતો કહી છે જેનો આસ્વાદ ઊંચી શ્રેણીના વિદ્યાર્થીઓ અવશ્ય લઇ શકશે. આમા આપી છે તેવી માહિતી બાલમાનસને કૌતુકકર ક્રીડાંગણ પૂરુ પાડે છે.

'પોયણી' એ શ્રી હરિલાલ ગો પંડ્યાના બાલગીતોનો સંગ્રહ છે તેમાં વિષયો બાળકોને ગમે તેવા પસંદ થયા છે અને બે ત્રણ ગીતો પણ તેમને પ્રિય થાય એવા રચાયા છે, પણ ગીતતત્ત્વને પ્રતિકૂળ શબ્દરચના ઘણે ઠેકાણે થઈ છે ને કાવ્યતત્ત્વ તો આપણા બાલગીતોમા હજુ બહુ સિદ્ધ જ કયાં થયુ છે ?

'ચોપગાંની દુનિયા–ખંડ ૩' હરણ કે સાબરની જાતના જગતમાં જુદે જુદે ઠેકાણે વસતા પ્રાણીઓનો સચિત્ર પરિચય આપે છે. આમાં કશો માહિતીદોષ છે કે કેમ તે કહેવા જેવુ મારુ આ વિષયનું જ્ઞાન નથી, પરંતુ ઉચ્ચ શ્રેણીના વિદ્યાર્થીઓને અને બીજા વાચકોને પણ આ સચિત્ર પરિચય ઘણી માહિતી આપશે અને હવે પછી પ્રગટ થવાના ખંડો માટે તેમને ઉત્કંઠ પણ કરશે એ વિશે મને શંકા નથી.

આ પ્રકાશનસંસ્થાના જૂના પ્રકાશનોમા જે પ્રકારના વિષયવૈવિધ્યનો આદર સંપાદકોએ કર્યો છે તે આ વર્ષના નવાં પ્રકાશનોમા પણ દેખાઈ આવે એવો છે આ સંસ્થાના સંપાદકોની નિયમિતતા અને નિષ્ઠા જોતાં બાલસાહિત્યનો જે પ્રકાર એમણે અત્યાર સુધી ખેડ્યો છે તેથી ઉચ્ચતર પ્રકાર પણ તેઓ ખેડશે એવી આશા રાખવામા અનૌચિત્ય નહીં ગણાય એમ માનું છું.

## સમાપન

અહીં આ સમીક્ષાપ્રવાહ પૂરો થાય છે. બીજા કોઇપણ પ્રવાસની પેઠે આનન્દોત્સાહપ્રેરક અને ખેદજનક એમ ઉભય પ્રકારનો અનુભવ કરાવનારાં સ્થાનો આ પ્રવાસમાં પણ આવ્યાં છે તે ક્યાં ક્યા તે તો આ પાના પોતે જ દર્શાવશે આ મનોમય પ્રવાસ સરળ અને સુગમ કરી આપવા માટે સર્વે લેખક ભાઇઓનો અને પ્રકાશક સંસ્થાઓનો હૂં અંતરથી આભાર માનું છુ આ પ્રવાસ માટે નિમન્ત્રણ કરવા માટે ગુજરાત સાહિત્ય સભાનો આભાર સવિશેષ માનવો જોઈએ-તે વગર તો આ પ્રવૃત્તિ જ ન થાત

લલિત સાહિત્ય ઉપર જેટલી પ્રીતિ ગુજરાતના લેખકો અને વાચકોને બંધાઇ છે તેટલી હજી લલિતેતર સાહિત્યના વાચનલેખન પરત્વે ન થઇ હોય તે તો સમજાય એવુ છે. પરતુ જીવનની બદલાયેલી અને બદલાતી સ્થિતિમા આ ક્ષેત્રના સાહિત્યપ્રકારની વ્યાવહારિક ઉપયોગિતા દિનપ્રતિદિન વેગપૂર્વક વધતી જાય છે તે જોતા તેના ખેડાણના અધિકત્તર ઉદ્યમ વિશે સવિશેષ જાગરૂકતાથી પ્રવૃત્ત થયા વગર હવે આપણને ચાલી શકશે નહીં આ સાહિત્ય રુચિકર ને ઋજુ શૈલીમા રજૂ થાય તો તેના વેચાણમા પણ ખાસ નડતર થવાનો સભવ નથી નવજીવન પ્રકાશન જેવી સસ્થાઓના આ જાતના પુસ્તકોના બહોળા પ્રચારમાં તેનો અચૂક પુરાવો પ્રત્યક્ષ છે ઇતિહાસ અને અર્થકારણ, સમાજશાસ્ત્ર અને રાજકારણ જેવા વિષયો લઇને સખ્યાબધ યુવકો યુનિવર્સિટીની પદવીઓ પ્રાપ્ત કરે છે એટલે આ વિષયોની વિદ્વત્તાની આપણે ત્યા ખોટ છે એવી ફરિયાદ કરી શકાય તેમ નથી. એટલુ ખરુ છે કે આ બધા વિષયોની વિદ્વત્તા પરદેશી માધ્યમ દ્વારા પ્રાપ્ત કરેલી હોવાથી તેને સહજ ગુજરાતી ભાષામા પ્રગટ થતા કેટલીક મુશ્કેલી નડે તે અસ્વાભાવિક નથી પણ આ મુશ્કેલી દુસ્તર નથી જ તેની ખાતરી શ્રી કાકાસાહેબ કાલેલકર, શ્રી કિશોરભાઈ અને ઇતર પ્રૌઢવયસ્કોનો આ દિશાનો ઉદ્યમ જોતા કોઇને પણ થશે અને નવવયસ્ક વિદ્વાનોમા પણ આ પ્રકારની ભાષાસિદ્ધિ અશક્ય છે એમ પણ માની શકાતુ નથી અગ્રેજીમા જ બહુધા વાચનલેખનની આદતને લીધે આ પ્રકારની પ્રવૃત્તિ કરતા નવવયસ્ક વિદ્વાનોને કઇક આશકા, કઈક ક્ષોભ થાય ને થાય છે તે તો આયાસપૂર્વક ખખેરી નાખવો જ સારો છે પ્રસ્તુત વિષયોના નિરૂપણ માટેનું સામર્થ્ય ગુજરાતીમા શકય કે સાધ્ય જ નથી એવી દઢ ગાડથી પિડાતા પડિતો વિશે તો શુ કહેવુ ? ખરા ભાષાસામર્થ્યની જનની વિચારસામર્થ્ય જ છે અને આ બને પ્રકારના સામર્થ્યો કોઈ પણ

ભાષામાં પ્રથમથી જ સિદ્ધ હોતાં નથી. અનેક પ્રતિભાશાળી વ્યક્તિઓની અનેક વર્ષોની નિષ્ઠાપૂર્ણ તપસ્યાને જ આવી સિદ્ધિઓ વરે છે, અને જેવો ભાષક તેવી ભાષા એમ જે કહેવાય છે તે પણ ઓછું વિચારણીય નથી. આપણી ભાષાની સમુત્ક્રાન્તદશાની પ્રાપ્તિ માટે બધો શક્ય ઉદ્યમ સત્વર સક્રિય બને એટલું જ આપણે જોવાનું રહ્યું

છેવટ થોડું આપણા નિબન્ધસાહિત્યની સ્થિતિ વિશે કહેવાનું અહીં જ યોગ્ય જણાય છે. વિવેચનથી વ્યતિરિક્ત નિબન્ધસાહિત્ય તેના આધુનિક સ્વરૂપમાં આપણે ત્યા કોણ જાણે શાથી ફૂલતુંફાલતુ થયું નથી. કાકાસાહેબ, પ્રા. વિજયરાય કે પ્રો દુરકાળ જેવા કોઇ વ્યક્તિવિશેષની આ વિષયની સિદ્ધિ ઉપરથી અહીં કરેલા સામાન્ય વિધાનને કશો બાધ આવતો નથી. શ્રી. વિશ્વનાથ ભટ્ટ સપાદિત 'નિબન્ધમાલા'માંના નિબન્ધોનું સ્વરૂપ જોતાં પણ આમ જ લાગે છે. ધર્મ, નીતિ, તત્ત્વજ્ઞાન, જીવનચરિત, સાહિત્યવિવેચન એ જ બહુધા આપણા નિબન્ધસાહિત્યના વિષયો છે પરતુ આ નિર્દિષ્ટ વિષયવર્તુળોની બહાર વિસ્તૃત, બહુવિધ ને સત્ત્વયુક્ત પ્રદેશ નિબન્ધલેખનને માટે પડ્યો છે જેમાં સિદ્ધ રીતે ગુજરાતી લેખણ હજી વિચરતી નથી.

૧૯૪૧ના આ વિભાગના સમીક્ષકે વિશુદ્ધ અને સુઘડ લેખન સમધે કઇક ફરિયાદનાં વચનો કહ્યાં હતાં. સુપ્રસિદ્ધ કથાઓ, વિવેચકો, વાર્તાકારોનાં લખાણોમાં પણ લક્ષ્ય અને લક્ષનો અભેદ થઈ જાય છે વ્યગનો વ્યંગ બની જાય છે; ઓલેખિકા, નૃત્યમાના, સશક્ત, મનોકામના જેવા દૂષિત પ્રયોગો થાય છે; અને દૂરાન્વયકુટિલ, કૃત્રિમ ને કવચિત્ બેઢંગ વાક્યરચનાનો આદર પણ થાય છે ત્યા એવાં ફરિયાદવચનોની પુનરુક્તિ ૧૯૪૨નો સમીક્ષક પણ કરે તો તે સ્થાને છે. આ સ્થિતિમાં ઇતર સામાન્ય લેખકોની કૃતિઓમાં ભાષાસ્ખલનો ને રચનાદૂષણો નિર્બન્ધયાત્રાનો અધિકાર ભોગવતા જણાય તો તેનું યે આશ્ચર્ય શુ કરાય? પ્રતીકાર પણ શો સૂચવાય? પણ આ બાબત વિશે થોડું કહ્યુ ઘણું લેખાશે એમ સમજી વીગતવિસ્તારને ઇષ્ટ ગણ્યો નથી.

આ સમીક્ષા કરતા મને કોણ જાણે શાથી

आस्ते भग आसीनस्य ऊर्ध्वं तिष्ठति तिष्ठत ।
शेते निपद्यमानस्य चराति चरतो भग ॥

એ પ્રાચીન શ્લોક વારવાર સ્મરણમાં સ્ફુર્યા કર્યો છે, અને આ સમીક્ષા તો પૂરી થાય છે પણ આપણું સાહિત્યભગ સર્વદા ચરણશીલ રહી સર્વતોભદ્ર બને એમ જ આપણે ઇચ્છીએ.

## ૩

## [ વિજ્ઞાન વિભાગ ]

સમીક્ષક
ડૉ ચગનત શુ નાયક

ચાલુ જગતવ્યાપી યુદ્ધને લીધે દરેક દેશમા સાહિત્યનો ફાલ ઓછો ઊતરે એ સ્વાભાવિક છે કાગળની અછત અને મોઘવારીને લીધે ગુજરાતી સાહિત્યના પુસ્તકો પ્રમાણમા બહુ ઓછા બહાર પડ્યા છે આ જોતાં વૈજ્ઞાનિક સાહિત્યનુ પ્રકાશન કગાળ હોવાથી બહુ આશ્ચર્ય પામવા જેવુ નથી છતાં જે થોડાં પ્રકાશનો સમીક્ષા માટે આવ્યા છે, તેમાના બે કે ત્રણ પુસ્તકો જ માત્ર પ્રસિદ્ધ થયા હોત, તોપણ ગુજરાતનું વૈજ્ઞાનિક સાહિત્ય આ વર્ષે દ મિયાન સારી રીતે સમૃદ્ધ થયુ છે એમ કહી શકાત આથી પુસ્તકોની સખ્યા ઓછી હોવાથી નિરાશ થવાને કારણ નથી

જે પુસ્તકો આવ્યાં છે, તેમા વૈદ્યકીય અને સ્વાસ્થ્યનાં ચાર પુસ્તકો છે, હુન્નરઉદ્યોગ અને કળા સબધી બે પુસ્તકો છે, ખેતીવિષયક એક પુસ્તક ; શુદ્ધ વિજ્ઞાન (pure science) બાબતના ત્રણ પુસ્તકો છે, અને બાળકોને ઉપયોગી થાય તેવા બે પુસ્તકો છે આમ એક ડઝન જેટલા પુસ્તકો સમીક્ષા માટે આવ્યા છે મે બનતી બધી તપાસ કરીને પુસ્તકો મેળવવા પ્રયાસ કર્યો છે, એટલે કોઈ પુસ્તકો રહી ગયા હોય એવુ શક્ય નથી આપણી કેટલીક પુસ્તકપ્રકાશન સસ્થાઓ પત્રોના જવાબ આપવાની પણ સુજનતા દાખવી નથી શકતી એ ખરેખર અત્યત ખેદની વાત છે

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને આશ્રયે પ્રસિદ્ધ થયેલુ શ્રી દુર્ગાશકર શાસ્ત્રીનુ આયુર્વેદનો ઇતિહાસ નામનુ પુસ્તક આપણી ભાષામા એક અપૂર્વ ગ્રન્થ છે એમ કહી શકાય આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિમાં આયુર્વેદનો ફાળો ઘણો સમૃદ્ધ અને ઉપયોગી રહ્યો છે આજે આયુર્વેદનું ફરીથી પુનરુત્થાન થતુ આપણે જોઈએ છીએ ઉદ્ભિજ્જ તત્ત્વોની દવાઓ શરીરને વધુ અનુકૂળ છે એમ ઘણા પાશ્ચાત્ય દાક્તરી નિષ્ણાતોનો મત છે આથી આયુર્વેદના અભ્યાસ અગે આવા પુસ્તકની જરૂરિયાત હતી અને તે શ્રી શાસ્ત્રીએ બહુ કુશળતાથી પૂરી પાડી છે આ પુસ્તક મૌલિક ગ્રન્થ છે,

અને શ્રી. શાસ્ત્રીએ જાતે સંશોધન કરીને તેનું વસ્તુ તૈયાર કર્યું છે, એ ગર્વ લેવા યોગ્ય છે.

આયુર્વેદની શરૂઆત વૈદિક કાળના અરસામાં થઈ હોય એમ અથર્વવેદમાંથી સમજાય છે. અનેક રોગો અને તેના ઉપચાર અંગે અનેક વનસ્પતિના ઉપયોગો અથર્વવેદમાં દર્શાવ્યા છે. આમ છતાં આયુર્વેદનો વિકાસ અનેક સૈકાઓ સુધી બહુ જ પરિમિત રહ્યો હતો, એમ અનુમાન થાય છે. આયુર્વેદનો ખરો વિકાસ વૈદિક કાળના છેલ્લા થોડા સૈકાઓ (ઈ. સ. પૂ. ૮૦૦ થી ૬૦૦) દરમિયાન થયો હશે, એમ ઉપલબ્ધ સાહિત્ય ઉપરથી સમજાય છે. આ પછીનો મહાન ઇતિહાસ તે ચરક અને સુશ્રુતની સંહિતા વડે સમૃદ્ધ થયેલા આયુર્વેદનો છે, એમ માલૂમ પડે છે. આ બે મહાન ગ્રન્થોની અસર આયુર્વેદમાં સ્પષ્ટ માલૂમ પડે છે. બે મોટી શાખા-કાયચિકિત્સા (medicine) અને શસ્ત્રચિકિત્સા (surgery)-ના અનુક્રમ પ્રતિનિધિરૂપ આ બે ગ્રન્થો છે. એ સંહિતાના મૂળ પ્રણેતા ચરક અને સુશ્રુત વિષે ખાસ માહિતી મળતી નથી. ચરકનો વિકાસ અને સમૃદ્ધિ પુનર્વસુ આત્રેય અને તેના છ શિષ્યોને હાથે થયાં છે. સુશ્રુતની પ્રગતિ દિવોદાસ ધન્વન્તરિ અને તેના સાત શિષ્યોને આભારી છે. આ બન્ને મહાન આયુર્વેદાચાર્યો ઈ. સ. પૂર્વે ૬૦૦ની આસપાસ થઈ ગયા હશે, એમ શાસ્ત્રીએ પુરવાર કર્યું છે.

ફક્ત નાગાર્જુનને હાથે સુશ્રુત તેમજ રસાયનનો ખૂબ વિકાસ થયો છે, એમ પ્રતીત થાય છે. અથર્વવેદના કાળથી રસાયન તરફ થોડું ધ્યાન હતું, એમ ચરક અને સુશ્રુત ઉપરથી માલૂમ પડે છે. રસાયનવિદ્યા અને તેનો વૈદકિય ઉપયોગ વિશેષ પ્રમાણમાં નાગાર્જુને જ કર્યો હતો, એમ સ્પષ્ટ લાગે છે. નાગાર્જુન ઘણા થઈ ગયા છે, પરંતુ આયુર્વેદવિશારદ સિદ્ધ નાગાર્જુન ઈ. સ. ૨૦૦ થી ૪૦૦ના અરસામાં થઇ ગયો હશે, એમ લેખક અનુમાન કરે છે.

ચરક અને સુશ્રુતમાં શારીરજ્ઞાન (anatomy), શારીરક્રિયા (physiology), વનસ્પતિવિજ્ઞાન (botany), સ્વસ્થવૃત્ત (hygiene), રોગનિદાન (diognosis), શસ્ત્રક્રિયા (surgery), યોનિવ્યાપત્ત (gynaecology), પ્રસૂતિતંત્ર, અને અગદતંત્ર (toxicology) જેવા વિવિધ વિષયોનું જ્ઞાન ભરેલું છે. સુશ્રુતમાં ૧૦૧ વાઢકાપના ઓજારનું વર્ણન છે અને વાઢકાપક્રિયા પણ ઠીકઠીક પ્રગતિ પામી હતી, એમ સમજાય છે.

ઈ. સ. ૫૦૦ના અરસામાં થઈ ગયેલા વાગ્ભટ નામના મહાન આચાર્યે

'અષ્ટાગહૃદય' અને 'અષ્ટાંગસગ્રહ' નામના બે વિદ્વત્તાભર્યા ગ્રન્થો લખીને આયુર્વેદને ખૂબ વેગ આપ્યો આ બે પુસ્તકો આયુર્વેદના સારરૂપે ગણાય છે અને આજે પણ આધારસ્તભો લેખાય છે

રસાયનનું સાહિત્ય નાગાર્જુન પછી સમૃદ્ધ થયુ છે અને એ વિષયોના અનેક પુસ્તકો પણ ત્યાર પછી બહાર પડયા હતા છતા નાગાર્જુનરચિત 'રસેન્દ્રમગલ' અને 'રસહૃદયતત્ર' ગ્રન્થો સર્વ ગ્રન્થોનાં મૂળ છે.

ઈ સ ૧૨૦૦ પછીના કાળમા અનેક નિઘટુઓની રચના થઈ હતી નિઘટુમા રોગના ઉપચાર અને તેના ઉપચારમા વપરાતી વસ્તુઓની ક્રમિક હકીકત આપી છે ખાવાપીવાની વસ્તુ, વનસ્પતિ અને રસાયન એ સર્વેના યોગ્ય વર્ગીકરણ કરીને તેમની સવિસ્તર હકીકત નિઘટુમાથી મળી આવે છે. આ સર્વ નિઘટુઓ અને બીજાં વૈદ્યકીય પુસ્તકો તેમજ તેમના ટીકાકારોની યાદી આ પુસ્તકમા આપી છે એમા ઈ સ ૧૨૦૦ના અરસામા થઈ ગયેલા વૈદ્ય સોઢલનો 'ગદનિગ્રહ' નામે ગ્રથ આપણુ ધ્યાન ખેચે તેમ છે વૈદ્ય સોઢલ ગુજરાતી હતા, અને એમણે જે ગ્રથ રચ્યો છે તેમા પૂર્વે ન શોધાયેલી તેવી ગુજરાતની અનેક વનસ્પતિના વર્ણન અને ઉપયોગો દર્શાવ્યા છે એ ઉપરાંત એમણે પ્રયોગ અને ચિકિત્સાવિભાગને જુદા પાડી ચૂર્ણ ગુટિકા, અવલેહ, કવાથ વગેરે બનાવવાના પ્રયોગોની જુદી હકીકત આપી છે

આયુર્વેદનો પ્રચાર ઈ સ પૂર્વે ૪૦૦થી ૩૦૦ના અરસામા ટીસિયાસ અને મેગેસ્થિનિસ જેવા મુસાફરોની મારફતે ગ્રીસમા થયો હતો, એમ પુસ્તકમાથી સમજાય છે બીજી ધ્યાન ખેચે તેવી હકીકત એ છે કે હિંદમાં ઇસ્પિતાલો પણ હતી ઈ સ ૪૦૦ના અરસામા આવેલો ચિનાઈ મુસાફર ફાહીઆન આની સાક્ષી પૂરે છે ઈ સ ૧૨૦૦ના અરસામા દક્ષિણમા બે જગ્યાએ ઇસ્પિતાલો હોવાના લેખો મળ્યા છે એ પણ જાણીને અભિમાન લેવા જેવુ છે કે, હાર્વેએ રક્તાભિસરણની શોધ કરી તેના દોઢ હજાર વર્ષ અગાઉ સુશ્રુતમા રક્તાભિસરણનો સિદ્ધાત બહુ જ સ્પષ્ટતાથી સમજાવેલો છે

ગુજરાતના આધુનિક આયુર્વેદિક ઇતિહાસમા વૈદ્યરાજ હરિપ્રપન્ન અને તેમની આયુર્વેદિક કોલેજ, વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય, ડૉ ત્રિભુવનદાસ, વૈદ્ય જટાશંકર લીલાધર, વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજી, વૈદ્ય રઘુનાથ ઇન્દ્રજી, વૈદ્ય બાપાલાલ ગરબડદાસ વગેરેના ફાળાની હકીકત છે લેખકે જાતે આપેલો ફાળો તો પ્રસ્તુત પુસ્તકદ્વારા સ્પષ્ટ થાય છે

પુસ્તકમાં આપેલી હકીકત વ્યવસ્થિત અને ટૂંક પરંતુ મુદ્દાસર છે. આ ગ્રંથ વાંચવાથી વૈદ્યકશાસ્ત્ર અને તેને અંગે થયેલી વનસ્પતિશાસ્ત્ર અને રસાયનશાસ્ત્રની શોધખોળોથી ભારતીય સંસ્કૃતિમાં કેટલો વિશાળ ફાળો મળ્યો છે તે ફલિત થાય છે. પુસ્તકની ભાષા જરા કઠિન ગણાય, પરંતુ જે વર્ગ આ પુસ્તકનો ઉપયોગ કરશે તેને માટે એ મુસીબત ન ગણી શકાય. પુસ્તકની સાથે વૈદ્યક અંગે પ્રસિદ્ધ થયેલાં ગુજરાતી પુસ્તકો અને તેમાંથી જે સત્યદર્શી હોય તેની નોંધ હોત, તો ઠીક પડત ઘણાં પુસ્તકો કોઈ જાતના પુરાવા વિનાના માત્ર પરંપરાથી ચાલી આવતી નોંધ ઉપરથી તૈયાર કરેલાં હોય છે, એટલે જે પુસ્તકોમાં ચોક્કસ પ્રયોગોથી સાબિત થયેલા ઉપચારોની અગર વનસ્પતિના ગુણદોષોની નોંધ હોય, તે સામાન્ય વાચકવર્ગ તેમજ વૈદ્યોને પણ ઘણા લાભદાયી થઈ પડે તેમ છે. આ પુસ્તક ગુજરાતના દરેક આયુર્વેદ વિદ્યાલયમાં પાઠ્યપુસ્તક તરીકે ચાલુ કરવું એવી ભલામણ છે. વૈદ્યકીય સાહિત્યમાં આ પુસ્તકનો ફાળો ઘણો મહત્ત્વનો છે, અને એ માર્ગદર્શક થઇ પડશે, એમાં શકા નથી.

**'મહર્ષિ' અણ્ણાસાહેબનું ચરિત્ર અને તેમની સુલભ ઔષધ-પદ્ધતિ'** પણ એક ઉપકારલાયક ગ્રંથ છે. પુસ્તકના પહેલા વિભાગમાં મહર્ષિનું જીવનચરિત્ર છે. બીજામા એમની ઔષધપદ્ધતિમા જે જુદીજુદી વસ્તુઓને ભેગી કરી ઉકાળા બનાવવામા આવે છે, તે સર્વેના તથ્યાતથ્ય અને ગુણદોષનું વર્ણન છે ત્રીજા પ્રકરણમા અણ્ણાસાહેબે તૈયાર કરેલી પાંચસો ઉપરાંત દવાઓનું કોષ્ટક છે.

મહર્ષિ અણ્ણાસાહેબ લોકમાન્ય તિલકના સમકાલીન હતા અને મહારાષ્ટ્ર તેમજ ઇતર પ્રાંતોમા પણ નામાંકિત થયા હતા. એમની વૈદ્ય તરીકેની ખ્યાતિ ખૂબ પ્રસરી હતી. લોકમાન્ય તિલક સાથે એમણે પણ ઘણાં લોકસેવાના કાર્યો કર્યાં હતા કાયદાનો તેમજ પાશ્ચાત્ય દાક્તરી વિદ્યાનો એમણે અભ્યાસ કર્યો હતો. દાક્તરી અભ્યાસમા એમને ભણાવનાર કોલેજના પ્રિન્સિપાલ સાથે આયુર્વેદની મહત્તા વિષે તેમજ અન્ય પ્રવૃત્તિ વિષે તકરાર થયેલી. આથી તેમને દાક્તરી ડિગ્રી મળવામા પણ વિલંબ થયેલો. ઘરના સુખી હોઇને તેમણે આજીવન વિનામૂલ્યે ગરીબોને દવા કરવાનું વ્રત લીધું હતું. દવાઓ ગુણકારી થઇ પડે તથા દરેક માણસને પોસાય એ હેતુથી તથા વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિચાર કરીને એમણે પ્રત્યેક દવાને ગોટે ભાગે ઉકાળા-રૂપે આપવાના પ્રયોગો કરેલા. એ પ્રયોગો સેકડે ૯૯ ટકા લોકોને માટે

વાપરી લેખકે ગુજરાતી સ્ત્રીઓના શરીરની કંગાળ હાલત તરફ ધ્યાન દોર્યું છે. ગુજરાતની આજકાલની સુધરેલી ગણાતી સ્ત્રીઓમાં સુંદરતાનો કેવો ખ્યાલ હોય છે અને એ સુંદરતાની પાછળ તંદુરસ્તીની કેટલી અધોગતિ થઈ છે, તેનો ખ્યાલ લેખકના નીચેના બે ફકરા દર્શાવે છેઃ

'દૂર સુદૂર પૂર્વની આકાશઅટારીએ ઊગતી ઉષા સમી એક યુવતી રંગબેરંગી તેજસ્વી સાળુમાં પોતાની નાજુક, પાતળી અને નાની શી દેહલતા ઢાંકી આવતી હતી તેનું મુખારવિંદ પફ્‌પાવડરથી સુંદર અને મોહક હતું. કાને ઝૂલણાં લહેરિયાં લેતાં હતાં. ગળામાં મોતીની એક સેરની નાની શી કંઠી હતી. એક હાથે માથાના વાળ જેવું કંકણ શોભતું હતું અને બીજે હાથે લેડી રિસ્ટવૉચ ઝગારા મારતું હતું તેની કેડ ઉપર અર્ધચંદ્રાકારે સુવર્ણમય મેખલા ચળકી રહી હતી. તે 'પા પા પગલી' ની ધીમી અને નાજુક ગતિએ જાણે કે ગજગામિની ન હોય તેમ ચાલતી હતી જગતની મૂર્તિમંત શોભા શી તેની નાની દેહલતા બીજાને આકર્ષતી હતી.

પણ તેનામાં નહોતી ઉષાની સુરખી કે તેજસ્વિતા, નહોતું તેનામાં નૈસર્ગિક સૌંદર્ય, કે નહોતી તેની દેહલતા ચેતનવતી ચેતનવિહિન એ હતું વિલાસનું પૂતળું. એ કોણ? આજના વિલાસી જીવનની આનંદલહેરોમાં લહેરતી, આજની ફેશનની છેલ્લામાં છેલ્લી ઢબથી પોતાના કુમળા, નાજુક, હાર્ટિજર સમા પાતળા શરીરને શણગારતી, આધુનિક યુગની આપણામાંની એક ગુજરાતી યુવતી"

શહેરની શ્રીમંત અને મધ્યમવર્ગની સ્ત્રીઓ નહિ જેવો જ શારીરિક શ્રમ લે છે. એને પરિણામે એ વર્ગની મોટા ભાગની સ્ત્રીઓનાં શરીર નાજુક, દુર્બલ, અશક્ત, ટાપટીપિયાં, ભોગવિલાસી અને ફિક્કાં બની ગયાં છે. શહેરનાં કારખાનામાં કામ કરતી ગરીબવર્ગની સ્ત્રીઓનાં શરીરો અસ્વચ્છ રહેઠાણો, કનિષ્ઠ પ્રકારના ખોરાક અને સખત મહેનત વગેરેને કારણે ઘણાં જ દુર્બલ રહે છે, અને તેઓ અનેક રોગોના ભોગ બની અકાળે કરમાય છે ગામડામાં ઉપલા વર્ગની સ્ત્રીઓની સ્થિતિ દિનપ્રતિદિન શહેરનાં મધ્યમવર્ગની સ્થિતિના જેવી જ થતી જાય છે. જાતમહેનત કરનારો વર્ગ બહુ થોડો જ રહ્યો છે. લેખકના અભિપ્રાય મુજબ આ વર્ગમાં પણ સ્ત્રીઓની તંદુરસ્તી ઘણી ઓછી છે. આ હકીકત કંઈક વધુપડતી માની લીધેલી ને નિરાશાસૂચક છે. ખરી રીતે હજી પણ અજ્ઞાન અને વહેમી હોવા છતાં જીવનની સરળ રીતભાત અને ટૂંકી જરૂરિયાતને લીધે ગામડાંના શ્રમજીવી

વર્ગની સ્ત્રીઓનું સ્વાસ્થ્ય સૌથી ઉત્તમ કોટિનું છે, એવો મારો જાતિઅનુભવ છે. એમનાં શરીર ભલે ખોરાકની તંગી અને આહારમાં યોગ્ય તત્ત્વોને અભાવે દૂબળાં દેખાતાં હોય, પરંતુ તેમની શરીરની શક્તિ અને સ્વાસ્થ્ય એકંદરે સારાં હોય છે એમ ચોક્કસ લાગ્યા વિના રહેતું નથી. વહેમ અને દવાને અભાવે અનેક ગરીબ સ્ત્રીઓ મેલેરિયાની બિમારીથી પીડાઈને કંગાળ બની જાય છે, પરતુ બીજા કારણથી એમ થતું નથી એ ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

હિંદના બીજા પ્રાંતોની સરખામણીમા ગુજરાતની સ્ત્રીઓ દુર્બલ જ દેખાય. હૃષ્ટપુષ્ટ શરીરવાળી અને લડાઈના કાર્યમાં મરદોની સ્પર્ધા કરે તેવી તંદુરસ્તીવાળી પાશ્ચાત્ય સ્ત્રીઓની તુલનામાં ગુજરાતની સ્ત્રીઓ અતિ કંગાળ દેખાય, એ તદ્દન સ્વાભાવિક છે.

લેખકે વ્યાયામ અને તેના પ્રચારને અંગે સારાં સૂચનો કર્યાં છે. સ્વચ્છતા, યોગ્ય આહાર, અને રોગના અટકાવ અને નિવારણ બાબત ઉપર પણ એટલો જ ભાર મૂકવો જોઈએ એ લેખકે દર્શાવ્યું નથી. જો આખા નિબંધની ચર્ચાના વિભાગ પાડી મથાળાં આપ્યાં હોત, તો વાંચનારને ઘણી સરળતા પડત. આવા નિબંધમાં કોઈ પણ આધારભૂત લખાણનું, અન્વેષણનું અગર રિપોર્ટનું સૂચન નથી. એટલે જે હકીકતો દર્શાવી છે, તે વ્યક્તિગત અવલોકનમાંથી ઉપજતી કાઢેલી હોય એવો ભાસ થાય છે છતાં આવા સાહિત્યનો આપણે ત્યાં અભાવ છે એ બાબત પણ એનું કારણ હોઈ શકે પુસ્તકના લેખક શ્રી. રમણિકલાલ મણિલાલ દેસાઈએ ઘણી સરળ શૈલીમાં અને ભાવવાહી શબ્દોમા વિષયનું ઝીણવટથી અવલોકન કર્યું છે.

'વીજળીના આચકો અને તેના ઉપચારો' ઉપર નાનકડું પુસ્તક લખીને શ્રી હરિલાલ મગનદાસ ત્રિવેદીએ ઘણી સુંદર સેવા કરી છે. 'વીજળીની દુનિયા' નામે માસિક ચલાવી શ્રી ત્રિવેદીએ વીજળી અંગેની અનેક પ્રકારની માહિતી પૂરી પાડી છે. એ જ સંસ્થાના આશ્રયે આ પુસ્તક બહાર પડયુ છે. પાછળથી દર્શાવેલું 'રેડિયો'નુ પુસ્તક પણ એમની સંસ્થાએ જ બહાર પાડયુ છે આ જમાનામા શહેરમા રહેતા પ્રત્યેક માણસને વીજળીનું સામાન્ય જ્ઞાન આવશ્યક થાય છે. વીજળીનું જ્ઞાન ન હોય, તો ઘણીવાર પ્રાણઘાતક અકસ્માત થાય છે એવે સમયે ઘણીવાર માણસ મૃત્યુ પામેલો પણ માલૂમ પડે છે, છતા યોગ્ય ઉપચારથી પાછો સ્વસ્થ થઈ શકે છે, એમ આ પુસ્તકની વસ્તુ ઉપરથી સમજાય છે. વીજળીનો આચકો લાગ્યો હોય,

તેથી આપણા શરીરના જુદાંજુદા અંગો ઉપર કેવી શારીરિક અસર થાય છે અને તેના ઉપચારો કેવી રીતે કરવા, તે સરળ ભાષામા અહીં દર્શાવ્યુ છે ખાસ કરીને નિશ્ચેતન થયેલા માણસના હૃદયનું અને ફેફસાનું કાર્ય બંધ પડી ગયુ હોય, છતાં કૃત્રિમ શ્વાસોચ્છ્વાસથી તેનામા પાછુ ચેતન આવે છે અને તેની શારીરિક ક્રિયાઓ પાછી ચાલુ થાય છે આ કૃત્રિમ શ્વાસોચ્છ્વાસની ક્રિયા કેવી રીતે કરવી તે ચિત્રો વડે સમજાવવામા આવ્યુ છે વીજળીના વપરાશ અંગે બીજી જે કાળજી લેવી ઘટે, તેની પણ ટૂંક યાદી આપવામા આવી છે બહુ જૂજ કિંમતનુ આ પુસ્તક વીજળીનો ઉપયોગ કરનાર દરેક ઘરમા વસાવવુ ઇષ્ટ છે

'રસોઈનું રસાયન' લખીને શ્રીમતી વન્દિતાગૌરીએ ગુજરાતી ભાષામા લખાયેલા એ વિષયના પુસ્તકોમા એક સુંદર વધારો કર્યો છે આજકાલ દરેક કેળવાયેલી વ્યક્તિનુ ધ્યાન યોગ્ય આહાર તરફ વિશેષ દોરાયુ છે આહારનું એક વિશિષ્ટ અગ રસોઈનો સ્વાદ છે સ્વાદની વિવિધતા રસોઈની વાનગીઓ અને તેમની પ્રમાણસર તૈયારી ઉપર આધાર રાખે છે યોગ્ય રીતે તૈયાર કરેલી સ્વાદિષ્ટ વસ્તુ આપણે પેટ ભરીને ખાઈ શકીએ છીએ, જ્યારે તેની તે જ વસ્તુનો સ્વાદ સારો ન હોય તો આપણે અભાવ થવાથી ઓછુ ખાઈને શરીરનુ પોષણ ઓછુ કરીએ છીએ

આ પુસ્તકની એક વિશિષ્ટતા ધાન્ય, મરી, મસાલા, વગેરેના પ્રકાર, મગજ, અને રક્ષણની જે નોંધ આપી છે તે છે માણસદીઠ જુદાંજુદા ખાદ્ય પદાર્થોની કેટલી જરૂર છે, એ પદાર્થો ક્યારે લેવા, એની યોગ્ય ક્રિયાઓ કરી સગ્રહી રાખવા કેમ તૈયારી કરવી, વગેરે હકીકત પ્રત્યેક ગૃહિણીને ઉપયોગી થઈ પડશે

દરરોજના સામાન્ય ખાદ્ય પદાર્થોની બનાવટ પ્રથમ વર્ણવવામાં આવી છે, પરતુ જુવાર અને બાજરી જે મોટા વર્ગનો મુખ્ય ખોરાક છે તેના રોટલાની અગર અન્ય બનાવટો ઉપર પૂરતું લક્ષ આપવામા આવ્યું નથી દાળ, અનેક પ્રકારના ભાત, કઢી, અનેક પ્રકારના શાક, ચટણી, અથાણા, રાયતા વગેરે દૈનિક વપરાશની ચીજોની વિવિધતા ધ્યાન ખેંચે તેવી છે એ ઉપરાંત ભજિયા, વડા, ખમણ પાતરા, પૂડા પાપડ મીઠાઈ, લાડુ, મિષ્ટાન્ન વગેરે અનેક બનાવટોની સખ્યાબધ વાનગીઓનુ વર્ણન આમાથી મળી રહે છે દરેક વાનગીનું વર્ણન સરળ ભાષામા યથાર્થ આપવામા આવ્યુ છે

પુસ્તકના છેવટે આપેલા પરિશિષ્ટમા ખાદ્ય પદાર્થોના વૈદ્યકીય

દૃષ્ટિએ ગુણદોષ દર્શાવેલા છે આ વર્ણન વૈદકના પુસ્તકોને આધારે લીધેલાં હોઈને ઘણે અંશે અપૂર્ણ છે ખરી રીતે દરેક વસ્તુની અંદર રહેલા રાસાયનિક *પદાર્થો અને તેમના ગુણદોષો અને આહારની યોગ્યતા–અયોગ્યતા દર્શાવી* હોત, તો તે વધુ ઈષ્ટ ગણાત પ્રત્યેક તૈયાર કરેલી ખોરાકની વાનગીની આપણા શરીર ઉપર અને પાચનક્રિયા ઉપર કેવી અસર થાય છે તેનું વર્ણન આપવામાં આવ્યું હોત, તો જ પુસ્તકનું નામ 'રસોઈનું રસાયન' યથાર્થ થાત આવાં વર્ણન માટે આહારવિષયક નિબંધો અને પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો હોત તો ઠીક થાત કુન્તુરના ખોરાકની શોધખોળના પ્રકાશનો, ફૉર્બસ સભાના 'ત્રૈમાસિક'માં આવેલો ડૉ. પંડ્યાનો નિબંધ, મુંબઈની એબી અને હેલ્થરીક એસોસિયેશનના પ્રકાશન, ગુજરાત સંશોધન મંડળીના માસિકદ્વારા પ્રકાશિત થયેલા લેખો વગેરેનો આધાર આવા પુસ્તકોમાં લેવો ખાસ જરૂરી છે રસોઈની બનાવટ સાથે આહારની યોગ્યતાની દૃષ્ટિએ રસોઈની કેવી યોજના કરવી એના ઉદાહરણો કાગળ બનાવી દર્શાવવા જોઈએ છપાઈ, બાહ્ય દેખાવ, ટાઈપ અને ભાષા એ સર્વથી પુસ્તક ઘણું આકર્ષક બન્યું છે.

**'ખેતીની જમીન'** નામે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને આશ્રયે પ્રસિદ્ધ થયેલું પુસ્તક જમીનના શાસ્ત્રીય અવલોકન માટે પહેલવહેલું જ છે હિંદ ખેતીપ્રધાન દેશ છે અને આવા સાર્વત્રિક ઉપયોગી વિષય ઉપર મોડું મોડું પણ આટલું સુંદર પુસ્તક ગુજરાતને આપવા બદલ સોસાયટી અને લેખકોને ધન્યવાદ ઘટે છે પાશ્ચાત્ય દેશોમાં ખેતીવાડીને અંગે અને જમીનની રચના, સુધાર, સંભાળ વગેરે બાબતો ઉપર ઘણી શોધખોળો થયેલી છે. એ શોધખોળોનો સામાન્ય માણસો પણ લાભ લઈ શકે તેટલા માટે આવા વિષયો ઉપર જેટલા સારાં પુસ્તકો બહાર પડે તેટલા આવકારપાત્ર ગણાય

પુસ્તકના વસ્તુની યોજના વિષયોનું વર્ણન અને બીજા તથ્યો બહુ સુંદર રીતે અને શાસ્ત્રીય દૃષ્ટિએ અપાયા છે જમીનની ઉત્પત્તિ, ઘડતર, પુનરરચના અને ફેરફારો કેવી રીતે થાય છે અને તેમાં હવા, પાણી, તાપ, વનસ્પતિ અને જીવજંતુઓ કેવો ફાળો આપે છે, તે સર્વ અગત્યની બીના વાંચકને શરૂઆતમાં જણાવી છે જમીનની રચનામાં કયા પદાર્થો હોઈ શકે છે અને જુદાજુદા ખડકો અને પદાર્થોમાંથી તૈયાર જમીનના કેવા પ્રકારો બને છે, તે પણ સ્પષ્ટતાથી સમજાવવામાં આવ્યું છે ખેતીની જમીનની રચના અનેક પદાર્થોના નાનામોટા રજકણોથી બનેલી હોવાથી એ રજકણોના પ્રકાર, કદ, સંખ્યા, ઘનત્વ, વગેરેની અસર જમીનના પ્રકાર ઉપર અને જમીનની

ભેજ શોષવાની, સંગ્રહવાની અને પારગમન કરવાની શક્તિ ઉપર કેવી થાય છે, તે બહુ કુશળતાથી દર્શાવ્યું છે. સૌથી મહત્ત્વનું અંગ જમીનની અંદર પાણીનાં સંગ્રહ, શોષણ, બાષ્પીભવન અને તેની વનસ્પતિ ઉપર થતી અસરનું છે. આ બાબત ઉપર લખાયેલું પ્રકરણ ઘણું બોધદાયક અને રસમય છે. આપણા ખેડૂતો જાણ્યે અજાણ્યે કેટલીયે ખેડ, નીંદ, કરબ, ગોડ જેવી ક્રિયાઓ કરે છે, તેની વૈજ્ઞાનિક દૃષ્ટિએ બહુ સુંદર સમજ પુસ્તકમાં આપી છે. એ ઉપરાંત પાણી અને ભેજની બાબતમાં કેટલીયે નવી જાણવા જેવી માહિતી પણ એમાં છે.

જમીનનાં છિદ્રમયતા, કેશાકર્ષણશક્તિ, ભેજશોષકતા, સંકુચનીયતા, ચિકટતા, ઘટત્વ, ઉષ્ણતાવહનશક્તિ વગેરે અને વૈજ્ઞાનિક ગુણધર્મોની વનસ્પતિના ઉછેર અને જમીનની ફળદ્રૂપતા ઉપર કેવી અસર થાય છે, તે હકીકતો પણ જાણવાલાયક છે જમીનનું પૃથક્કરણ કેમ કરવું તેની તેમજ ગુજરાતની કેટલીક જગ્યાના પૃથક્કરણની હકીકતો પણ પુસ્તકમાં આપેલી છે.

આ પુસ્તક ગુજરાતી ભાષામા અને એના શાસ્ત્રીય જ્ઞાનમાં મહત્ત્વનો ફાળો આપે છે. શ્રી. માર્તંડ શિવભદ્ર પંડ્યા અને શ્રી. મહાદેવ હરિભાઇ દેસાઈને આટલું સુંદર પુસ્તક તૈયાર કરવા બદલ ખરેખર અભિનંદન ઘટે છે. આવાં પુસ્તકો પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓમાં અવશ્ય શિખવાડવાં જોઇએ. ખેતીવિષયક આ પુસ્તકમાં આપેલું શાસ્ત્રીય જ્ઞાન જો આપણા ખેડૂતો સમજતા થાય, તો તેથી સારાયે ગુજરાતને ખૂબ ફાયદો થશે, એમાં શકા નથી. જો આ પુસ્તકમા પ્રત્યેક તૂલને માટે આદર્શ જમીનમાં કયાં તત્ત્વો અને કેટલા પ્રમાણમાં હોવાં જોઈએ તે ક્રમવાર જણાવવામાં આવ્યું હોત, તો તે ફાયદાકારક થઇ પડત. દરેક તૂલની જમીનને માટે કેટલું અને કેવું ખાતર હોવું જોઇએ અને તે જમીનની તૈયારી, ખેડ, સંભાળ વગેરે કેવી રીતે થવી જોઇએ તે પણ જરૂરી બાબત હતી. આ પુસ્તકની પુરવણી-રૂપે અગર પુનર્મુદ્રણ વખતે આટલો વધારો થાય એ ઇષ્ટ છે.

પુસ્તકની પરિભાષા 'સયાજી વિજ્ઞાનમાળા' દ્વારા બહાર પડેલા વૈજ્ઞાનિક શબ્દકોશને આધારે વપરાઇ હોવાથી વધુપડતી સંસ્કૃતમય થઇ ગઈ છે. આથી કેટલીક જગ્યાએ વસ્તુ સમજતાં કંઇક મુસીબત પડે છે. હવે પછી ગુજરાત વિદ્યાપીઠને આશ્રયે તૈયાર થતા શબ્દકોશનો આશ્રય લઇને તે જ શબ્દો વપરાય એ ઇષ્ટ છે. એ શબ્દકોશ ઘણા વૈજ્ઞાનિકોના સહકારથી તૈયાર થયેલો હોવાથી ઘણી ચર્ચા પછી રચાયો છે, એટલે સર્વને એ જ

શબ્દો વાપરવાનો આગ્રહ છે અત્યારે પદાર્થવિજ્ઞાન અને રસાયનની પરિભાષા તૈયાર થઈ ગઈ છે અને 'શિક્ષણ અને સાહિત્ય'ના અંકોમાં તેમજ હવે 'ઊર્મિ'ના અંકોમાં પ્રસિદ્ધ થાય છે.

ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યમાં શ્રી સોમપુરાનું નામ જાણીતું છે આજ પહેલાં 'એડિસનનું જીવનવૃત્તાન્ત', 'વિજ્ઞાનનો વિકાસ', વિજ્ઞાનસૃષ્ટિ,' 'ભારતના મહાન વૈજ્ઞાનિકો' વગેરે ગ્રંથો પ્રસિદ્ધ કરી શ્રી સોમપુરાએ ગુજરાતી વિજ્ઞાનના સાહિત્યની ઘણી સારી સેવા કરી છે. 'વિજ્ઞાનની વાટે' નામનું એમનું છેલ્લું પુસ્તક એમાં વધારો કરે છે આ પુસ્તકની ભાષા તેમજ વસ્તુનું નિરૂપણ બહુ સુંદર રીતે થયું છે, અને એ એમના આગળના સર્વ પ્રકાશનમાં શ્રેષ્ઠ છે એમ લાગે છે આ પુસ્તક અંગ્રેજી ઉપરથી તૈયાર કરેલું હોવા છતાં બહુ કુશળતાથી તેની વસ્તુ રજૂ થઈ છે આથી પુસ્તક વાચનના આપણા રસાસ્વાદમાં જરા પણ ભંગ થતો નથી

વૈજ્ઞાનિક શોધખોળમાં ખંત, મહેનત, સહનશીલતા ધીરજ, ત્યાગ, વગેરે અનેક સદ્‌ગુણોની જરૂર પડે છે, અને એ સર્વ સદ્‌ગુણો જેણે પ્રાપ્ત કર્યા હોય તે જ મહાન વૈજ્ઞાનિકની કક્ષાએ પહોંચે છે એમ અનેક દૃષ્ટાંતોથી પ્રતીત થાય છે લોકો અને રાજ્યોને અરુચિકર હોવા છતાં વૈજ્ઞાનિક તથ્યોને અને વૈજ્ઞાનિક સિદ્ધાંતને વળગી રહેવામાં કેટલાયે વૈજ્ઞાનિકોએ મોટા ભોગો આપ્યા છે, તેની હકીકતો ઘણી રોમાંચક છે સાહસવૃત્તિથી ભૌગોલિક જ્ઞાનમાં, દવાઈ વ્યવહારમાં અને રોગોના સંશોધનમાં તથા નિવારણમાં કેવી પ્રગતિ થઈ છે, તેનો ઇતિહાસ રસમય તેમજ અત્યંત બોધપ્રદ છે ખંત અને ચીવટથી લગભગ અશક્ય જેવા મનાતા કેટલાયે મહાન પ્રશ્નોના ઉકેલમાં પાશ્ચર, જેનર, હાર્વે ફેરેડે ડાર્વિન, એહર્લિક, એડિસન, બોઝ જેવા અનેક પુરુષોના કાર્યોના દૃષ્ટાંત પણ આપણા વિદ્યાર્થીઓને પ્રેરક અને માર્ગદર્શક થઈ પડે એમ છે

વ્યવસ્થિત અભ્યાસથી, તીવ્ર બુદ્ધિમત્તાથી અને વિચક્ષણ સ્વયંપ્રેરણાથી કેટલી મહાન શોધો થઈ છે, તેના દૃષ્ટાંતો પણ આપણને ઘડીભર આશ્ચર્યમુગ્ધ બનાવે છે એ જ પ્રમાણે ફોસ્ફરસ, *એનિલિન રંગો, પાણીનું વીજપૃથક્કરણ,* બનાવટી ગળી, નાઈટ્રોગ્લીસરિન, રબરનું વલ્કેનિઝેશન વગેરેની શોધો અકસ્માતથી થઈ છે, તે હકીકતો પણ વિજ્ઞાનની સેવાના ફળનું પરિણામ છે અને ભવિષ્યમાં એવા લાભો મળે તેથી પણ વિજ્ઞાનની સેવા કરવી જોઈએ એવી પ્રેરણા આપે તેમ છે વિજ્ઞાનમાં રસ ન લેતા હોય તેઓને

પણ આ પુસ્તક વાંચવું ગમે તેમ છે. આ પુસ્તક સ્વતંત્ર કૃતિ નથી, છતાં પણ ઘણી સુંદર અને જાણવાલાયક માહિતી પૂરું પાડતું હોવાથી લોકપ્રિય બનશે એમ લાગે છે.

'ખનિજ તેલ સંબંધે' નામનું પુસ્તક કેરોસિન, પેટ્રોલ અને ક્રુડ ઓઇલ જેવાં ખનિજ તેલોનો ટૂંક ઇતિહાસ અને તેલ મેળવવા માટે કેવાં કારખાના ઊભાં કરવા પડે છે તેની અને કેવી પૂર્વતૈયારીઓ કરવી પડે તેની રસમય માહિતી પૂરી પાડે છે. પુસ્તકમાં ઠેરઠેર ચિત્રો આપ્યાં છે. એટલે તેલઉદ્યોગની આવશ્યક તૈયારી, જરૂરિયાતો અને વિશાળતાનો સ્પષ્ટ ખ્યાલ આપે છે.

ખનિજ તેલની શોધનો ટૂંક ઇતિહાસ પ્રથમ આપીને ભૂગર્ભમાં તેલ ક્યાં અને કેવાં પડોમા તૈયાર થાય છે, તેની સમજ આપવામાં આવી છે. એ તેલની શોધમાં કેટલો શ્રમ, કેટલો ખર્ચ અને કયારેક કેટલી નિરાશા પણ થાય છે, તેની હકીકત ખૂબ રોમાંચક છે. કૂવાનાં ઊંડાં બોરિંગો, તેલને શુદ્ધ કરવાનાં મોટાં કારખાના, તેલ સંગ્રહવાની અને એકથી બીજે સ્થળે લઈ જવાની ગોઠવણની હકીકતો પણ રમ્યપ્રદ છે. ઇરાનમાં સમુદ્રકિનારે તેલ પહોંચાડવા નાખેલી ૬૦૦ માઈલ લાંબી પાઇપ વિશેની માહિતી હેરત પમાડે તેવી છે.

ઘરેઘરની જરૂરિયાતની કેરોસિન જેવી વસ્તુની અને વાહનવ્યવહાર તથા યાંત્રિક કામમા વપરાતા પેટ્રોલ, ક્રુડ જેવાં તેલોની હકીકત દરેકને જાણવાની ઇંતેજારી થાય, તે સ્વાભાવિક છે. એ જ્ઞાન મેળવવામા આ પુસ્તિકા ઉપયોગી થઇ પડશે. પુસ્તકની ભાષા બહુ ક્લિષ્ટ થઇ ગઇ છે અને જાણે મારીમચડીને અંગ્રેજી વાક્યરચનાને યથાર્થ વળગી રહેવાના પ્રયત્નની ચોખ્ખી છાપ પાડે છે. આવી રસમય હકીકત વૈજ્ઞાનિક લેખનમા નિષ્ણાત હોય તેવી કોઇ વ્યક્તિની મદદથી સરળ ભાષામા લખાય તે ઇષ્ટ છે બર્મા શેલનુ આવું ગુજરાતી પ્રકાશન પહેલુ જ હોય એમ હું ધારુ છુ, એટલે આવી સુંદર હકીકત આપવાની ચીવટ રાખીને એણે એક સુંદર પહેલ કરી છે, એમાં શક નથી.

'શ્રી સયાજી બાલ જ્ઞાનમાળા'નું ૧૭૦મુ પુષ્પ આજકાલ દરેક માણસને રસ પડે તેવા રેડિયોના વિષય ઉપર 'રેડિયો અને ટેલિવિઝન'નામે બહાર પડ્યુ છે.

રેડિયોનું સામાન્ય જ્ઞાન દરેક રેડિયો વાપરનારને હોવુ જ જોઇએ. અવાજના આંદોલનની લાંબા અંતર કાપવાની મર્યાદા અને તેનું રૂપાંતર

કરીને વિદ્યુત-મોજાંની સહાયથી સંદેશા મોકલવામાં કેવી સરળતા પડે છે, તે શરૂઆતમાં સરળ ભાષામાં અને મુદ્દાસર હકીકત આપી દર્શાવવામાં આવ્યું છે. પુસ્તકનાં વચલાં થોડાંક પ્રકરણો વધારેપડતાં તથ્યો સમજાવવામાં ગયાં છે, પરંતુ તે કરવામાં પ્રત્યેક વિષયને પૂરો ન્યાય આપી શકાયો નથી અને પુસ્તકનું વાચન નીરસ અને ન સમજાય તેવું થઇ જાય છે. આવી હકીકતો આપવા માટે ઘણા લંબાણપૂર્વકની સમજ અને અનેક આકૃતિઓની મદદની જરૂરિયાત પડે છે. આથી પુસ્તકના મોટા ભાગનું વસ્તુ સામાન્ય વાચકને કીડી-મંકોડા જેવું થઇ પડે છે. પારિભાષિક શબ્દોમાં પણ વધુપડતી ચીવટ રાખી ભાષાંતર કરવાના પ્રયત્નથી ભિલકી, મુસીબત વધી છે. એકંદરે જોતાં આ પુસ્તક બાળકો માટે બહુ ઉપયોગી નીવડે તેમ નથી. પુસ્તકને અંતે ટેલિવિઝનનું પ્રકરણ રસમય છે, અને સહેલાઇથી સમજી શકાય તેવું છે. જો પુસ્તકમાં રેડિયોનાં કાર્યની સામાન્ય સમજ આપી રેડિયોના રીસિવીંગ યંત્રના જુદાજુદા ભાગો અને તેમનાં કાર્યની સમજ આપવામાં આવી હોત, તો વધુ ફાયદાકારક થઈ પડત.

રેડિયોના વિષય ઉપરનું એક બીજું 'આધુનિક આકાશવાણી' નામે 'વીજળીની દુનિયા'દ્વારા બહાર પડેલું પુસ્તક શ્રી. રાજેન્દ્ર ઝવેરીએ લખ્યું છે. આ પુસ્તકમાં રેડિયોના શોધની ટૂંક પરંતુ રસમય હકીકત પ્રથમ આપી છે. બ્રોડકાસ્ટિંગ, રીસિવીંગ અને વિદ્યુત-મોજાંના કાર્યની ટૂંકમાં અને સરળ રીતે હકીકત આપવામાં આવી છે.

રેડિયોના યંત્ર સાથે જોડવામાં આવતો વાયુતાર (એરિયલ) કયાં, કેવી રીતે અને કેટલી લંબાઈનો હોવો જોઇએ, એ ઉપયોગી હકીકત આપી છે. અવાજ, પ્રકાશ અને વિદ્યુત-મોજાંના ગુણધર્મો અને વિશિષ્ટતા ઉપર સુંદર માહિતી આપી છે ઘરમા રેડિયોની સંભાળનું પ્રકરણ પણ ઘણું ઉપયોગી છે. રેડિયોની પસંદગી કેવી રીતે કરવી એ હકીકત પણ પુસ્તકનું મૂલ્ય વધારે છે હિંદના બ્રોડકાસ્ટિંગનો ઇતિહાસ અને જગતનાં શોર્ટવેવ સ્ટેશનોની યાદી પણ પુસ્તકનાં આકર્ષક અંગો છે.

અવાજનાં મોજાંને વિદ્યુતનાં મોજાંની મદદ શા કારણથી લેવી પડે છે તે બાબતની સ્પષ્ટ સમજ આ પુસ્તકમાં આપી નથી, એ એક મહત્ત્વની ઊણપ છે. અવાજના મોજાંનો મર્યાદિત વિસ્તાર, વિદ્યુત-મોજાંની વિશિષ્ટતા અને અવાજનાં મોજાંનું વિદ્યુતનાં મોજાંમાં કેવી રીતે રૂપાંતર થાય છે, એ સમજ વધુ આકૃતિ આપી વધારે સ્પષ્ટતાથી સમજાવવાની જરૂર હતી. આમ

છતાં આ નાનકડું પુસ્તક ઘણી ઉપયોગી અને લાભદાયી હકીકતોથી ભરપૂર છે અને તેથી પ્રત્યેક રેડિયો વાપરનારે રાખવું ને વાંચવું જોઇએ.

'પ્રશ્નધારા-૩' 'બાળજીવન' કાર્યાલય તરફથી શ્રી રમણલાલ નાનાલાલ શાહે લખી પ્રસિદ્ધ કરી છે. પુસ્તકમાં પ્રશ્નોત્તરરૂપે બાળકોને રસ પડે તેવી ઘણી હકીકતો આપી છે. એમાંની ઘણી હકીકતો બાળકો તેમજ મોટેરાં પણ રસપૂર્વક વાંચશે એમાં શંકા નથી. આવી માહિતી કોઇ ચોક્કસ યોજનાસર અને વિષયના ક્રમવાર આપી હોત, તો વધુ આકર્ષક અને ઉપયોગી બનત. કેટલાંક સારાં ચિત્રો પણ બાળકોને આનંદ આપે તેવાં છે. ભાષા બાળકોને માટે જેટલી જોઇએ તેટલી સરળ નથી. પણ આ પુસ્તક માટે ખાસ કહેવા જેવું તો એ છે કે તેમાં આપેલી કેટલીક હકીકતો એટલી ખોટી છે કે તેથી બીજી સારી હકીકતોનું મૂલ્ય પણ એકંદરે ઘટે છે. આવી ભૂલોથી આખું પુસ્તક બાળકના હાથમા મૂકતાં પહેલાં વિચાર કરવો પડે તેમ છે. "પૃથ્વીની સૌથી પ્રથમ ઉત્પત્તિવેળા આર્કિઓફ્સોઇ યુગ હતો, અને તે પછી પૃથ્વીનો ક્રમિક વિકાસ થતાં થતાં તે અત્યારની પરિસ્થિતિ પામી છે." આ કથનમાં કશું સમજ પડે તેવું નથી. બહેતર છે કે આવાં અર્થતથ્ય દર્શાવનાર હકીકત આપવામાં જ ન આવે. મધમાખીઓ મોંમાંથી લાળની જેમ રસ કાઢી મીણ બનાવે છે, એ હકીકત પણ તદ્દન ખોટી છે. એ જ પ્રમાણે સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણની સમજ આપવામાં ભારે ગોટાળો કરવામાં આવ્યો છે. કરોળિયો પણ મોંમાથી લાળ કાઢી જાળાં રચે છે, એ હકીકત પણ ખોટી છે. આવી હકીકતો લખતાં પહેલાં કોઈ આધારભૂત પુસ્તકનો આશરો લેવામાં આવ્યો હોત, અગર કોઇ નિષ્ણાતની સલાહ લેવામાં આવી હોત, તો આવી ભૂલોથી પુસ્તકનું મૂલ્ય ઘટત નહિ. આવી ભૂલો બાળકો માટેના પુસ્તકમાં દરેકને ખૂંચે તેવી છે.

'વિજ્ઞાનના પ્રાથમિક પાઠો' નામે પ્રાથમિક ધોરણોને માટે એક પાઠ્યપુસ્તકની ગરજ સારે તેવું પુસ્તક શ્રી. હરરાય દેસાઈ અને શ્રી તારાબહેન ત્રિવેદીએ બહાર પાડ્યુ છે. એમાં પ્રાથમિક શાળાના વૈજ્ઞાનિક અભ્યાસક્રમને મહત્ત્વ આપવામાં આવ્યું છે. પાઠો એકંદરે સાદી, સરળ અને બાળકોને રસ પડે તેવી ભાષામાં લખાયા છે. કેટલાક પાઠો ઘણા લાંબા થયા છે, તેને બદલે એકમાંથી બે પાઠો કર્યા હોત, તો ઠીક પડત. 'કાગડા દાણા ખાતા નથી' એવી હકીકત તથ્ય વિનાની છે. પુસ્તકની અંદર આપેલાં ચિત્રો બહુ જ કંગાળ છે અને પહેલી તકે બદલવાની જરૂર છે. એકંદરે લેખકોનો પ્રયાસ ફળદાયી નીવડશે એમ લાગે છે.

મળેલાં પુસ્તકોની સમીક્ષા અહીં પૂરી થઇ. પણ મારું વક્તવ્ય બધું પૂરું થતું નથી. વક્તવ્યમાં તો મારે, તક છે તો, પ્રસ્તુત વિષયને લગતાં કેટલાંક સૂચનો આપ સૌની વિચારણા માટે રજૂ કરવાનાં છે. એમાંનું એક એ કે વૈજ્ઞાનિક બાબતો ઉપર આજ સુધી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની વિભાગવાર એક યાદી તૈયાર કરી હોય, તો તે ગમે તે વિષયના અભ્યાસને માટે સગવડકર્તા થઇ પડે અને તે ઉપરાંત લેખકોને માર્ગદર્શી થઇ પડે. વળી કેટલીક વાર એક જ વિષય ઉપર પુસ્તકો વત્તાઓછાં લખાઇ જવાનો પણ સંભવ રહે છે. જો કોઇ લેખકને તેના તે જ વિષય ઉપર નવી શોધખોળોને આધારે વિશેષ લખવું હોય, તોપણ આગળનું પુસ્તક તેને માર્ગદર્શક થઇ પડે.

આવાં પુસ્તકોની સમીક્ષા અંગે પણ મારે એક સૂચન કરવું છે. દરેક વર્ષે બધા જ વૈજ્ઞાનિક વિષયોનાં અવલોકન કરવા કરતાં દરેક વર્ષે માત્ર એક જ વિષય અંગેનાં પુસ્તકોનું અવલોકન કરવું અને ત્યાર પછી બીજા વિષયનાં પુસ્તકોનું અવલોકન કરવું. એક જ વિષયના અવલોકનનો વારો ફરીથી ચાર કે પાંચ વર્ષે આવે એટલામાં સારાં સરખાં પુસ્તકનો સંગ્રહ પણ થઇ રહે. *વળી આનો બીજો ફાયદો એ છે કે એક જ વિષયનો નિષ્ણાત* માણસ તેના અભ્યાસના વિષયનાં પુસ્તકોનું અવલોકન પણ બહુ સારી રીતે કરી શકે અને પ્રત્યેક પુસ્તકને યોગ્ય ન્યાય પણ આપી શકે.

ગુજરાતનું વૈજ્ઞાનિક સાહિત્ય ખીલવવા માટે વ્યક્તિગત પ્રયત્નો કોઇ પણ કાળે સફળ થાય, એ બહુ સંભવિત નથી. આથી ભવિષ્યમાં વૈજ્ઞાનિક જ્ઞાનના પ્રચાર માટે તૈયાર કરવાના સાહિત્યને માટે યોગ્ય પ્રયાસ થવાની આવશ્યકતા છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની મારફતે પ્રસિદ્ધ થયેલા વૈજ્ઞાનિક ગ્રંથો સારી રીતે લખાયેલા હોય છે અને તે મોટે ભાગે મૌલિક પણ હોય છે. સ્વતંત્ર પ્રયાસથી લખાયેલા ગ્રંથોની પાછળ લેખકને જોઇતી મહેનત કરવાનો ઉત્સાહ રહેતો નથી, અને થોડોઘણો હોય તે પણ એકાદ પુસ્તકના પ્રકાશન પછી મોળો પડી જાય છે. આ કારણથી દરેક વિષય ઉપર આજ સુધીની વૈજ્ઞાનિક સિદ્ધિ અને વૈજ્ઞાનિક સત્યો તથા સિદ્ધાંતોને સમજાવતાં પુસ્તકો તૈયાર કરવામાં ગુજરાતની જ્ઞાનપિપાસુ સંસ્થાઓએ એકત્ર થઇને પ્રયત્ન કરવો જોઇએ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ગુજરાતી સાહિત્ય સભા, ગુજરાત સંશોધન મંડળ, ગુજરાત પ્રકૃતિ મંડળ, ફાર્બસ ગુજરાતી સભા, સસ્તું સાહિત્ય, વગેરે સંસ્થાઓ એકમેકના સહકારથી યોગ્ય

માર્ગદર્શન કરી અને આર્થિક સહાય આપી નિષ્ણાત વ્યક્તિઓ મારફતે પુસ્તકો લખાવે એ જરૂરી છે ગુજરાતની એ સરકારી સસ્થાઓને વૈજ્ઞાનિક સાહિત્ય વધુ વધુ પ્રમાણમા પ્રગટ કરી તેનો પ્રચાર કરવાની હું આ સ્થળેથી વિનતિ કરું છુ.

ગુજરાતમાં પ્રત્યેક વિષયના વૈજ્ઞાનિક સાહિત્યનો હજી અભાવ માલૂમ પડે છે પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર, જીવવિદ્યા અને ખગોળશાસ્ત્ર સંબધી છેલ્લા પચાસ વર્ષમા થયેલી અભૂતપૂર્વ શોધોની માહિતી આપનારા પુસ્તકો ઘણા જ ઓછા છે આથી આપણું જે કઇ નજીવુ સાહિત્ય છે, તે પણ જુનવાણી જ કહી શકાય નવો પરમાણુવાદ સાપેક્ષવાદ, ક્વોન્ટમવાદ, નવો વિશ્વવાદ, રસાયણની નવી બનાવટો, જીવવિદ્યાના નવીન સિદ્ધાતો જેવા કે આનુવંશિકવાદ (Heredity theory), વિભાજનવાદ (theory of mutation), મેન્ડેલિઝમ, જમીન વિના ખેતી, પ્રાણીઉછેર અને વનસ્પતિ-ઉછેરના નવા સિદ્ધાતો, રોગો અને તેના પ્રતીકારનો ઇતિહાસ, બેક્ટેરિયા અને તેનાથી થતા રોગો, આવા આવા અનેક વિષયોમા જે અગાધ નવુ જ્ઞાન સંપાદન થયુ છે, તેને ચર્ચતા નવા પુસ્તકો આપણે ત્યા બહાર પડયા નથી આજના સમૃદ્ધ થયેલા વિજ્ઞાનને સમજવા માટે આ પ્રત્યેક વિષય ઉપર રસમય પુસ્તકો લખાવા જોઇએ અંગ્રેજી ભાષામા આવા લેખકોમા જીન્સ, એડિંગ્ટન, બટ્રાંન્ડ રસેલ, વ્હાઇટહેડ, હૉગબેન, લેવી, જહોન રસેલ, આલ્ડુસ હક્સલી, એચ જી વેલ્સ વગેરે ધ્યાન ખેચે છે. જર્મન લેખક પોલ કાર્લસન, બેલ્જિયન લેખક મોરિસ મેટર્લિંક અને ફ્રેંચ લેખક જહો ફાબ્રે, આઇન્સ્ટાઇન, રશિયન લેખક ગૅમોવ વગેરેના વિવિધ વિષયોના આપણને આશ્ચર્ય પમાડે તેવી સુંદર શૈલીથી લખાયેલા અને સૌથી ગૂઢમા ગૂઢ વિષયના તથ્ય સમજાવતા પુસ્તકોના આપણી ભાષામા અનુવાદ થવા જોઇએ.

બાલસાહિત્યનાં વિજ્ઞાનના પુસ્તકો પણ બહુ ઓછા અને જે છે તે ઘણા જ કગાળ છે સારી આકૃતિઓ અને ચિત્રોદ્વારા વિજ્ઞાનના તથ્ય સમજાવતા અને સરળ ભાષામા લખાયેલા પુસ્તકોની ખોટ છે. આ ખોટ પૂરી કરવા એક નિષ્ણાત વૈજ્ઞાનિકોનું મડળ નીમીને કોઇ સસ્થાએ પ્રકાશન-કાર્ય ઉપાડી લેવુ જોઇએ.

આપણા પ્રાથમિક શાળાના અભ્યાસમા પણ વિજ્ઞાનનો અભ્યાસક્રમ પણ કુશળતાથી અને વ્યવસ્થિત રીતે ફરીથી યોજવાની જરૂર છે. આજના

અભ્યાસક્રમમાં કશું વ્યવસ્થિત ધોરણ રાખવામાં આવ્યુ નથી અને પ્રયોગને કશુ મહત્ત્વ આપવામાં આવ્યું નથી. અભ્યાસક્રમ સુધારી તેને અનુરૂપ સારાં પુસ્તકો સરકારે તૈયાર કરાવવાં જોઇએ. જે કંઇ બાળવિજ્ઞાનનું સાહિત્ય પ્રકટ થયુ છે, તે ચાલુ અભ્યાસક્રમને અનુરૂપ થાય તેવા હેતુથી લખાયેલ હોઇને તેમાં કશી વિશિષ્ટતા રહેતી નથી.

આપણું જગત આજે અનેક રીતે વિજ્ઞાનની સમૃદ્ધિથી જકડાઇ રહેલું છે ઊંઘતા, જમતાં, ચાલતાં, વાંચતાં, મુસાફરી કરતાં, ખાતા, પીતા, અને ટૂંકમાં જીવનના પ્રત્યેક વ્યવહારમાં વિજ્ઞાન એક અથવા બીજી રીતે આપણને સ્પર્શે છે. વિજ્ઞાનનું જ્ઞાન સંપાદન કરવાથી ઘણીવાર આપણને આર્થિક લાભ થાય છે અને આપણે અનેક જાતનો ઔદ્યોગિક વિકાસ કરી શકીએ છીએ પરંતુ વિજ્ઞાનનો ખરો હેતુ એથી વધુ ઉચ્ચ અને નૈતિક છે. વિજ્ઞાનના અભ્યાસથી માણસની તર્કશક્તિ, કાર્યકારણનો સબધ શોધી તથ્યાતથ્યનો નિર્ણય કરવાની શક્તિ, અને પદ્ધતિસર વિચાર અને કાર્ય કરવાની શક્તિ સર્વાંગે ખીલી શકે છે. વૈજ્ઞાનિકનું માનસ અંધશ્રદ્ધા અને રૂઢિની ગુલામીમાંથી સહેજે મુક્ત થઈ શકે છે જીવનમરણના ક્રમથી એને હર્ષશોક થતો નથી વિશ્વના અગાધ વિસ્તારમા એનું સ્થાન કેટલું અલ્પ છે એનું ભાન થવાથી એ અહપૂજક બની શકતો નથી જીવનનો હેતુ જ્ઞાન સંપાદન કરીને અગર વૈજ્ઞાનિક શોધખોળ કરીને લોકસેવા કરવાનો જ હોઇ શકે એ એને શીખવવુ પડતું નથી અનેક વૈજ્ઞાનિકોનાં નિસ્વાર્થ જીવન આની સાક્ષી આપે છે. વિજ્ઞાનનો અભ્યાસ માણસને બુદ્ધિવાદી ( Rational ) બનાવે છે એ કલ્પનાથી પણ ન સમજાય તેવા વર્ણનોને સ્વય અનુભવ વિના એકાએક આપમેળે સ્વીકારી લેતો નથી આવી વૃત્તિથી એ પરપરાથી ચાલુ આવેલા ધાર્મિક અગર સામાજિક અનિષ્ટનો ભોગ બનતો અટકે છે. જે રિવાજો બુદ્ધિગમ્ય ન હોય અને બિનજરૂરી હોય, તેને એ તિલાંજલિ આપી દે છે કુદરતનું અથાક બળ, કુદરતમા રહેલી અનેકવિધ અણુકેલી સમસ્યાઓ, વિશ્વની અનંતતા પરમાણુની અકલ્પ્ય સૂક્ષ્મતા વગેરે અનેક બાબતો એને વિશ્વની સર્જક, નિયામક, કે સંહારક જે શક્તિ હોય તેના પ્રત્યે શ્રદ્ધાથી જોતો બનાવે છે, અને કુદરતમાથી મનુષ્યજીવનને અનેક રીતે જે સહાય મળે છે તેની કલ્પનાતીત યોજનાથી આશ્ચર્યમુગ્ધ બનાવી તેને ભાવભીનો બનાવે છે તથા ભક્તિને માર્ગે લઇ જાય છે આ સર્વ હેતુને સિદ્ધ કરી આપણા દેશની સંસ્કૃતિનો વિકાસ સાધવા માટે પણ વિજ્ઞાનનું જ્ઞાન દરેકને આવશ્યક છે. આ તો

ત્યારે જ બની શકે કે જ્યારે આપણી માતૃભાષાદ્વારા જ વિજ્ઞાનની અને બીજાં જ્ઞાનની માહિતી મળી શકતી હોય. આથી ગુજરાતના જુદાજુદા વિષયોના નિષ્ણાત વૈજ્ઞાનિકોને માતૃભાષાની સેવા કરવાને હું આગ્રહભરવીનવું છું.

છેલ્લાં થોડાં વર્ષોથી આપણા વિદ્યાર્થીઓ વિજ્ઞાનના અભ્યાસ તરફ વધારે વળ્યા છે અને દર વર્ષે જુદાજુદા ઔદ્યોગિક, વૈદ્યક, ખેતીવિષયક તથા શુદ્ધ વૈજ્ઞાનિક અભ્યાસમા પારગત થતા જાય છે. આમ છતા એમનું લક્ષ જોઈએ તેટલું આપણી ભાષાદ્વારા તે જ્ઞાનનો પ્રચાર કરવા તરફ વળ્યું નથી. આ આળસ દૂર થાય એટલા માટે વૈજ્ઞાનિક સાહિત્યની સેવાની જાહેર કદર કરવાની કોઇક યોજના થવાની જરૂર છે ગુજરાતી સાહિત્ય સભાએ વૈજ્ઞાનિક પુસ્તકોની સમીક્ષાનો વિભાગ જુદો પાડી આ દિશામા શુભ શરૂઆત કરી છે તે પ્રશમા માગી લે છે આ યોજનાની આડકતરી અસર વૈજ્ઞાનિક સાહિત્ય ઉપર સારી થશે, એવી મને શ્રદ્ધા છે. આ ઉપરાત ફાર્બસ ગુજરાતી સભા, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને સયાજી વિજ્ઞાનમાળાના આશ્રયે પણ છેલ્લાં થોડાં વર્ષોમા ઠીકઠીક પુસ્તકોના પ્રકાશનો થયાં છે ગુજરાત સંશોધન મડળ અને ગુજરાત પ્રકૃતિ મડળ તરફથી બહાર પડતા મુખપત્રોદ્વારા ગુજરાતને સ્પર્શતા વૈજ્ઞાનિક સશોધનના અને બીજા મૌલિક લેખોથી પણ આપણું વૈજ્ઞાનિક સાહિત્ય સમૃદ્ધ થશે અને વૈજ્ઞાનિક શોધખોળને વેગ મળશે, એમા શકા નથી.

વિજ્ઞાનની પ્રત્યેક શાખામા કોઇ પણ વ્યક્તિ એકીસાથે પારગત હોઇ શકે નહિ આમ છતા વિજ્ઞાનની પ્રત્યેક શાખાનો મારો જે નમ્ર અભ્યાસ છે તેને આધારે મેં પુસ્તકોની સમીક્ષામા યોગ્ય ન્યાય આપવાનો પ્રયાસ કર્યો છે. એમાં કઇ ત્રુટિઓ માલૂમ પડે, તો તે મારા તે વિષયના અભ્યાસની ઊણપને લીધે જ હશે

આ વર્ષે મને સમીક્ષક નીમી સંસ્થાએ મારી કદર કરી છે, તેથી હું એનો હૃદયપૂર્વક આભારી છુ. વિજ્ઞાનનો હુ એક અદનો સેવક છું અને વધુ સેવાની વાછના સેવી વિરમુ છુ. મારા મિત્રો પ્રોફેસર અનંતરાય રાવળ અને શ્રી શકરદત્ત શાસ્ત્રીએ આ લેખ વાચી ભૂલચૂક સુધારી આપી છે, તે બદલ હું તેમનો આભાર માનું છુ.

# સને ૧૯૪૨ ની ગ્રન્થસમૃદ્ધિ

૧

કાવ્યો

| નામ | કર્તા-પ્રકાશક | નોંધનું પાનું |
|---|---|---|
| ૧ દીવડિયા : 'પ્રં' શકરલાલ નાથજી દવે, નવસારી | | (૬) |
| ૨ મજૂષા : મોહિનીચંદ્ર : મોહનલાલ દલસુખરામ ભટ્ટ, અમદાવાદ. | | (૮) |
| ૩ કાલિન્દી : નાથાલાલ દવે : કૃષ્ણનગર, ભાવનગર | | (૯) |
| ૪ ગવણુહથ્થો : સ્વપ્નસ્થ: ભનુભાઈ ગ. વ્યાસ, મુંબઇ | | (૧૧) |
| ૫ ચયનિકા : વિવિધ લેખકો· કવિતા કાર્યાલય, વિલેપારલે | | (૧૨) |
| ૬ મ્હોબતને માંડવે : કરસનદાસ માણેક: કાઠિયાવાડ પબ્લીશિંગ કંપની મુંબઈ | | (૧૩) |
| ૭ પરાગ : ભગવાનલાલ લ. માંકડ: રાજકોટ પગ | | (૧૫) |
| ૮ બાપુને : ગોવિંદ હ. પટેલ | | (,,) |
| ૯ કેશવ કાવ્ય : કેશવલાલ શામજી રાજકવિ, જામનગર | | (૧૬) |
| ૧૦ શ્રી સોમનાથ શતક<br>૧૧ શ્રી મયૂરપુરી સૌન્દર્ય કાવ્ય<br>૧૨ રાજર્ષિ લક્ષધીર | ભાઈશંકર કુબેરજી શુકલ· મોરબી | (,,) |
| ૧૫ સગીત પ્રવેશ પોથી : રતિલાલ રા. અધ્વર્યુ ઉપેન્દ્ર આર. અધ્વર્યુ પેલાગ્પુર | | (,,) |
| ૧૪ કટાક્ષ કાવ્યો : દેવકૃષ્ણ પીતામ્બર જોશી: શિહોર | | (,,) |
| ૧૫ વૈશપાયનની વાણી · કરમનદાસ માણેક: મુંબઈ | | (૧૮) |
| ૧૬ મહેરામણ : (ભાષાંતર) ડૉ. એમ. એ. સુરૈયા, મુંબઇ | | (,,) |
| ૧૭ અન્યોક્તિ વિલાસ : (ભાષાંતર) કેશવલાલ શામજી રાજકવિ જામનગર | | (૧૯) |
| ૧૮ નવી ગરબાવળી : (નવી આવૃત્તિ) ત્રિભુવન વ્યાસ | | (,,) |
| ૧૯ યુગવદના (નવી આવૃત્તિ) ઝવેરચંદ મેઘાણી | | (,,) |
| ૨૦ ભણકાર (નવી આવૃત્તિ) બળવતરાય ક. ઠાકોર, મુંબઈ | | (,,) |

નાટકો

| | | |
|---|---|---|
| ૨૧ સરી જતું સૂરત · ધનસુખલાલ મહેતા, એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ ૨. | | (૨૧) |

૨૨ ઘરકુકડી ઉમેશ કવિ, ભાવનગર (૨૨)
૨૩ ઠંડી ક્રૂરતા અને બીજાં નાટકો, ધૂમકેતુ ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી, અમદાવાદ (૨૩)
૨૪ પૃથ્વીના આંસુ દુર્ગેશ શુક્લ વઢવાણ શહેર (૨૪)
૨૫ કૃષ્ણકનૈયો પુરુષોત્તમદાસ છ શાહ શ્રી કનૈયા પ્રભુ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય, મોડાસા (૨૫)
૨૬ લગ્નની બેડી (ભાષાંતર) બિપિન ઝવેરી અને કાન્તિ બરોડિયા, એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબઇ („)
૨૭ હેમ્લેટ (ભાષાંતર) હંસા મહેતા એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ („)
૨૮ રમા (ભાષાંતર) માણેકલાલ ગો જોશી ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ (૨૭)

નવલકથાઓ

૨૯ રાજસંન્યાસી } ધૂમકેતુ ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી
૩૦ કર્ણાવતી } અમદાવાદ (૨૮)
૩૧ ગુજરાતનો જય, ખંડ ૨ ઝવેરચંદ મેઘાણી નાથાલાલ મ શાહ, રાણપુર (૩૧)
૩૨ અધૂરું સ્વપ્ન (પૂર્વાર્ધ) } બચુભાઇ શુક્લ આર આર શેઠની
૩૩ અધૂરું સ્વપ્ન (ઉત્તરાર્ધ) } કંપની મુંબઇ-૨ (૩૩)
૩૪ દેશદ્રોહી 'ગ્ર ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર અમદાવાદ (૩૫)
૩૫ રસિયો જીવ સૌજન્ય યુગધર્મ કાર્યાલય મુંબઈ („)
૩૬ ચંદા ઇન્દ્ર વસાવડા નવચેતન સાહિત્યમંદિર અમદાવાદ (૩૬)
૩૭ પિતૃહત્યા ઉછરંગરાય કેશવરાય ઓઝા ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ મુંબઈ („)
૩૮ માગ્યા વિના નહિ આપે ધનવંત ઓઝા નવયુગ ગ્રંથમાળા રાજકોટ („)
૩૯ ચિત્રાંગદા ધીરેન્દ્ર દેસાઈ કીતામંદિર રાજકોટ (૩૭)
૪૦ કલ્યાણી (પ્રયોજિત) રમણીકલાલ જયચંદભાઈ દલાલ સ્ત્રીજીવન કાર્યાલય, અમદાવાદ („)
૪૧ ગોદ (ભાષાંતર) લાભુબહેન મહેતા, ભારતી સાહિત્ય સંઘ મુંબઇ અને અમદાવાદ (૩૮)
૪૨ વિજેતા (પ્રયોજિત) મોહનલાલ ધામી નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ (૩૯)

૪૩ લાલ માટીનો રસ્તો (ભાષાંતર) 'બાજીગર'. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ (૩૯)
૪૪ નિરૂપમા. (ભાષાંતર) 'મૃદુલ' „ „ („)
૪૫ નારી: (ભાષાંતર) 'બાજીગર': નવયુગ પુસ્તક „ „ („)
૪૬ મુક્તપંખી: (ભાષાંતર) મૃદુલ' નવયુગ પુસ્તક , „ (૪૦)
૪૭ પારુ (ભાષાંતર) 'મૃદુલ' એન એમ ઠક્કરની કંપની, મુંબઈ („)
૪૮ અભિમાન: (ભાષાંતર) , „ , („)
૪૯ શ્રીદેવી (ભાષાંતર) આન કુમાર ભટ્ટ નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ (૪૧)
૫૦ કમલા (ભાષાંતર) મથુભાઈ શુક્લ આર આર શેઠની કંપની, મુંબઈ ૨ (૪૨)
૫૧ ચૌલાદેવી. (૭ આવૃત્તિ) ધૂમકેતુ ગૌરીશંકર ગો જોશી અમદાવાદ („)
૫૨ વેવિશાળ (૨ આવૃત્તિ) ઝવેરચંદ મેઘાણી ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ („)

નવલિકાઓ

૫૩ મેઘાણીની નવલિકાઓ, ખંડ ૧ ઝવેરચંદ મેઘાણી. આર આર શેઠની કંપની મુંબઈ-૨ („)
૫૪ , ખંડ ૨ , („)
૫૫ રૂપાનો ઘર ચુનીલાલ વર્ધમાન શાહ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત (૪૪)
૫૬ કુમકુમ કિશનસિંહ ચાવડા એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબઈ (,)
૫૭ દ્વિરેફની વાતો ભાગ ત્રીજો રામનારાયણ વિ પાઠક વ મહા ગુજરાત પબ્લિશિંગ ક લિ મુંબઈ-૧ (૪૫)
૫૮ એને પરણવું નહોતું અને બીજી વાતો વિનોદરાય હરજીવન ભટ્ટ સિંધ ન્યૂઝ પેપર્સ કરાચી (૪૮)
૫૯ નોગની વાતો મયૂર મગનલાલ શ્યામજી ત્રિવેદી ભાવનગર (૪૯)
૬૦ બિન્દુ પ્રદીપ બલભદ્ર. નવયુગ પુસ્તક ભંડાર રાજકોટ (,)
૬૧ વગડાના ફૂલ મકનજી પરમાર રાણપુર (૫૦)
૬૨ ગગના ચટકા ગોવિંદભાઈ અમીન મુંબઈ-૭ („)
૬૩ સુરગા ધૈર્યચંદ્ર બુદ્ધ લાઠી (૫૧)
૬૪ પ્રસ્કની પુરણ બકુલેશ • આર આર શેઠની ક મુંબઈ-૨ (,)
૬૫ ગામધણી, ચીમનલાલ મૂળજીભાઈ લુહાર નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ („)

૬૬ નિઃસંતાન: (ભાષાંતર): નગીનદાસ પારેખ: ધ મહાગુજરાત પબ્લિશિંગ કું. લિ. મુંબઈ (૫૧)

૬૭ દેવદૂત: (ભાષાંતર) કેશવલાલ કાશીરામ જાની: જનાર્દન અંબાશંકર દવે, જેતપુર (૫૨)

૬૮ હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ: (ભાષાંતર) મં. ઇન્દ્ર વસાવડા: („)

૬૯ પ્રદીપ: (૨ આવૃત્તિ) ધૂમકેતુ: ગૌરીશંકર ગો. જોશી: અમદાવાદ (૫૩)

૭૦ જેલ ઓફિસની બારી (૨ આવૃત્તિ) ઝવેરચંદ મેઘાણી: સ્વાધીન કાર્યાલય, રાણપુર („)

૭૧ પ્રતિમાઓ (૨ આવૃત્તિ) „ ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય અમદાવાદ („)

૭૨ સૌરાષ્ટ્રની રસધાર: ધારા ૧ (૪ આવૃત્તિ) „ „ („)

૭૩ „ „ „ ૪ (૩ આવૃત્તિ) „ „ („)

૭૪ „ „ „ ૫ (૩ આવૃત્તિ) „ „ („)

૭૫ સોરઠી સંતો: „ (૪ આવૃત્તિ) „ „ („)

## પ્રકીર્ણ:

૭૬ આરસીની ભીતરમાં: વિનોદિની નીલકંઠ: ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય, અમદાવાદ (૫૪)

૭૭ શું કહ્યું?: પ્રો. વિનાયક સદાશિવ ગોખલે: જુનાગઢ („)

૭૮ વીર વનરાજ: ધૂમકેતુ: ગૌરીશંકર ગો. જોશી, અમદાવાદ. („)

૭૯ મરેલાંનાં રુધિર ને જીવતાનાં આંસુડાંઓ:
૮૦ આપણું ઘર:
૮૧ અકબરની યાદમાં.
૮૧ પાંચ વરસનાં પંખીડાં:
૮૨ આપણા ઘરની વધુ વાતો
૮૪ લોક ગંગા: (સંપાદન)
} ઝવેરચંદ મેઘાણી અને મગનલાલ સતીકુમાર: ફુલછાબ કાર્યાલય, રાણપુર (૫૫)

૮૫ અકલના ખાં: એકાર: નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ („)

૮૬ ફુવારા: જણુકાકા: („)

૮૭ રજકણ (૨ આવૃત્તિ): ધૂમકેતુ, ગૌરીશંકર ગો. જોશી અમદાવાદ (૫૬)

૮૮ મસ્તફકીરનો હાસ્યવિલાસ: (૨ આવૃત્તિ) મસ્તફકીર: નવયુગ પુસ્તક ભંડાર: રાજકોટ („)

૨

## ચરિત સાહિત્ય

૧ શ્રી માતાજી: શ્રી રત્નેશ્વર ભવાનીશંકર વકીલ (૬૧)
૨ ભિક્ષુ અખંડાનંદ : શ્રી ત્ર્યંબકલાલ મા શુક્લ (,,)
૩ પ્રો મગનલાલ ગ શાસ્ત્રીનું જીવન દર્શન શ્રી પુરુષોત્તમ છ. શાહ મોડાસા
૪ મોતીભાઈ અમીનનું જીવન અને કાર્ય ; શ્રી પુરુષોત્તમ છ શાહ (,,)
૫ અડધે રસ્તે : શ્રી કનૈયાલાલ મા મુનશી (૬૫)
૬ તીર્થમલિન અનુ શ્રી નગીનદાસ પારેખ (૬૬)

## પ્રચાર સાહિત્ય

૭ દક્ષિણાયન : શ્રી ત્રિભુવનદાસ પુ, લુહાર "સુંદરમ્" (૭૩)

## સાહિત્ય વિવેચન સંપાદન ઇત્યાદિ

૮ આત્મવિનોદ (૧૯૪૧ નવી આવૃત્તિ) : પ્રો અતિસુખશંકર ક. ત્રિવેદી, વડોદરા (૭૭)
૯ બુદ્ધિપ્રકાશ-લેખસંગ્રહ, ભાગ ૨ જો · પ્રો. નવલરામ ત્રિવેદી અને પ્રો અનંતરાય રાવળ, ગુ વ સો, અમદાવાદ (૭૮)
૧૦ આપણા કવિઓ, ખંડ ૧ લો : ૫ કેશવરામ કા શાસ્ત્રી ,, (૭૯)
૧૧ દશમસ્કંધ (૧ થી ૨૫) . પ્રો મનસુખલાલ ઝવેરી, રાજકોટ (૮૨)
૧૨ ક્રાન્ત કવિ શ્રી. ઉમાશંકર જોષી, ગુ સા. સભા, અમદાવાદ (૮૩)
૧૩ સાહિત્ય પરિષદ-પ્રમુખોના ભાષણો . ભારતીય વિદ્યાભવન, અંધેરી, મુંબઈ (૮૬)
૧૪ ગુ સા ૧૩ મા સમેલનનો અહેવાલ અને નિબંધસંગ્રહ ,, (,,)
૧૫ શ્રીહૈમસારસ્વતસત્રનો , , ,, (,,)
૧૬ ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી ગુ સા સભા, અમદાવાદ (૮૭)

## ધર્મ સંસ્કૃતિ ઇત્યાદિ

૧૭ કેનોપનિષદ અનુ શ્રી મણિલાલ છ ભટ્ટ, ગુ વ સો અમદાવાદ (૮૯)
૧૮ વેદામૃત : મૂ લે શ્રીપાદ દામોદર સાતવળેકર, સ્વાધ્યાય મંડળ, ઔંધ (,,)
૧૯ દાર્શનિક શબ્દાવલિ પ્ર અરવિંદ કાર્યાલય (૯૦)
૨૦ શ્રી અરવિંદનું યોગદર્શન અનુ, શ્રી નાથાલાલ દવે ,, (,,)

૨૧ પૂર્વ અને પશ્ચિમ : અનુ. શ્રી. નગીનદાસ પારેખ (૯૨)
૨૨ સ્વર્ગોના રચનારા (૯૩)
૨૩ આપણો ધર્મ : સં. શ્રી. રમિનારાયણ પાઠક, અમદાવાદ („)

## ઇતિહાસ અને ઐતિહાસિક સંશોધન

૨૪ મુઘલ રાજ્યવહીવટ : અનુ. શ્રી. રામલાલ ચુ. મોદી
ગુ. વ. સો. અમદાવાદ (૯૫)
૨૫ બ્રહ્મદેશ : શ્રી. રમેશનાથ ર. ગૌતમ („)
૨૬ ઐતિહાસિક સશોધન : શ્રી. દુર્ગાશકર કે. શાસ્ત્રી
પ્ર. ભારતીય વિદ્યાભવન, અંધેરી–મુબઇ (૯૬)

## અર્થકારણ અને રાજકારણ

૨૭ આપણું નાણાવટું : શ્રી જયંતીલાલ હ. મહેતા (૯૭)
૨૮ પાસિફિક : શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ, ધ મહા ગુજરાત
પબ્લિશિંગ કુ. મુબઇ (૯૮)
૨૮ જાપાન : શ્રી. ડુંગરશી ધ. સંપટ „ („)

## પ્રચાર બુદ્ધિનું સાહિત્ય

૨૯ પ્રૌઢ શિક્ષણ : શ્રી. ઉપેન્દ્ર શર્મા ત્રિવેદી, સયાજી સાહિત્ય માળા,
વડોદરા (૯૯)
૩૦ વડોદરાનો રાજ્યવહીવટ : શ્રી. રમણલાલ વ. દેસાઈ,
સયાજી ગ્રામ વિકાસમાળા, વડોદરા („)
૩૧ પણ સરકારે લોકો માટે શું કર્યું ? શ્રી. રમેશનાથ ર. ગૌતમ „ (૧૦૦)
૩૨ દેવાદાર ખેડૂત : શ્રી. મણિલાલ હીરાલાલ શાહ „ „ („)
૩૩ ગામડાંનું સ્વરાજ્ય · શ્રી. ઈન્દુલાલ ક. યાજ્ઞિક, ગ્રામ સર્જન
સાહિત્ય કાર્યાલય, અમદાવાદ („)
૩૪ આપણું રાજ્ય : શ્રી. ડાહ્યાભાઇ મ પટેલ „ (૧૦૧)
૩૫ યુદ્ધ અને ગામડાં : શ્રી. રામરાય મો. મુનશી „ („)

## બાલસાહિત્ય

૩૪ ગુરુ નાનક · શ્રી. યોગીન્દ્ર જ. ત્રિપાઠી, સયાજી બાળ જ્ઞાનમાળા,
વડોદરા (૧૦૩)
૩૫ ગુરુ ગોવિંદસિંહ : શ્રી. રસલભાઇ ન. વહોરા „ („)
૩૬ વીર વનરાજ : શ્રી. ધૂમકેતુ „ (૧૦૪)

૩૭ બાળકોનો વિવેકાનંદ : શ્રી. પ્રફુલ્લ ઠાકોર, શ્રી. રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ („)
૩૮ ધરતીનો બાળમેળો નવચેતન સાહિત્ય મંદિર (૧૦૪)
૩૯ દદૌવડાં „ („)
૪૦ ચોખવટથી વાતો કરજો „ („)
૪૧ ત્રણ દીકરા, બાલવિનોદ કાર્યાલયનાં પ્રકાશનો („)
૪૨ બટ મોગરો „ („)
૪૩ ગંગા મૈયા „ („)
૪૪ હીરાકણી „ („)
૪૫ ભારત કથાઓ „ („)
૪૬ હાસ્યતરંગ : ખંડ ૪ (૧૦૫)
૪૭ કોણ કેમ અને શું („)
૪૮ નવી નવાઈઓ : ખંડ ૨ („)
૪૯ પોપણી : (બાલગીતોનો સંગ્રહ) („)
૫૦ ચોપગાની દુનિયા : ખંડ ૩ („)

ઉપરાંત નવ આવૃત્તિ બીજાં ૩૯ પ્રકાશનોની
કુલ્લે બાળવિનોદ કાર્યાલયનાં ૪૯ પ્રકાશનો મળ્યાં છે.

૩

### વૈદકીય અને સ્વાસ્થ્ય

૧ આયુર્વેદનો ઇતિહાસ દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ગુ. વ. સો. અમદાવાદ (૧૦૮)
૨ મહર્ષિ અપ્પાસાહેબ પટવર્ધન અને એની સુલભ ઔષધપદ્ધતિ· કે. પ્રો ગ સ. દીક્ષિત, મા ગ. દીક્ષિત, (ગુજરાતી અનુવાદકઃ--અનંત ગોવિંદ ભાગવત) ૪૯૫, શનિવાર પેઠ પૂના (૧૧૧)
૩ ગુજરાતી સ્ત્રીઓની શારીરિક સંપત્તિ : રમણિકલાલ મણિલાલ દેસાઇ ગુ વ. સો. અમદાવાદ (૧૧૨)
૪ વીજળીનો આચકો અને તેનો કૃત્રિમ શ્વાસોચ્છ્વાસનો ઉપચાર : હરિલાલ મગળદાસ ત્રિવેદી, વીજળીની દુનિયા કાર્યાલય, અમદાવાદ ન. ૫ (૧૧૪)

### હુન્નરઉદ્યોગ અને કળા

૫ રસોઈનું રસાયણ : શ્રીમતી વન્દિતાગૌરી દેસાઇ, એન. એમ ત્રિપાઠીની કું. મુંબઇ (૧૧૫)

૬ ખનીજ તેલ સબંધે : બર્મા-શેલ પ્રકાશન વિભાગ, બર્મા-શેલ કું
બેલાર્ડ એસ્ટેટ, કોટ, મુંબઇ (૧૧૯)

## ખેતી

૭ ખેતીની જમીનઃ માર્તંડ શિવભદ્ર પંડ્યા અને મહાદેવ હરિભાઈ દેસાઇ
ગુ વ સો. અમદાવાદ (૧૧૬)

## શુદ્ધ વિજ્ઞાન

૮ વિજ્ઞાનની વાટે રેવાશંકર ઓ સોમપુરા, ગુ વ સો અમદાવાદ (૧૧૮)
૯ રેડિયો અને ટેલિવિઝન : ચંપકલાલ પ્રાણશંકર શુકલ,
શ્રી સયાજી બાળજ્ઞાનમાળા, વડોદરા (૧૧૯)
૧૦ આધુનિક આકાશવાણી રાજેન્દ્ર મોતીચંદ ઝવેરી,
વીજળીની દુનિયા કાર્યાલય, અમદાવાદ ન ૫ (૧૨૦)

## બાળોપયોગી

૧૧ વિજ્ઞાનના પ્રાથમિક પાઠો હરરાય અમુલખરાય દેસાઇ અને
તારાબેન પુ ત્રિવેદી આર આર શેઠ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨ (૧૨૧)
૧૨ પ્રશ્નધારા—૩ રમણલાલ નાનાલાલ શાહ, એન એમ ઠક્કરની
કું પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ( „ )

# સદ્‌ગત આનંદશંકરની ફિલસૂફી

અધ્યા. રામનારાયણ પાઠક

[ વાર્તાલાપની યોજનાને અમલમા મૂકતા તા. ૧૬-૯-૧૯૪૨ને બુધવારને દિવસે ઉક્ત વિષય ઉપર પહેલો વાર્તાલાપ યોજવામા આવ્યો હતો. વ્યવસ્થાપક મંડળના ચૌદ સભ્યોએ આમા ભાગ લીધો હતો. યોજના એવી હતી કે મુખ્ય વક્તા વાર્તાલાપના વિષય ઉપર લગભગ અર્ધો કલાક પોતાના વિચારો દર્શાવે અને પછી અન્ય સભ્યો પ્રશ્નો યા મત રજૂ કરે અને તેનો મુખ્ય વક્તા જવાબ આપવા જેવો હોય ત્યા જવાબ આપે અથવા આગળ ચર્ચા કરે. સંપાદકો ]

સૌથી પ્રથમ નર્મદાશંકર કવિએ સાહિત્યમાં સનાતન ધર્મનો આગ્રહ કર્યો. પરંતુ તેણે દર્શનશાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હતો આપણે ત્યાં દર્શનશાસ્ત્રના પહેલા પ્રબળ અભ્યાસી પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદી થયા; એમની જ સાથોસાથ એ શાસ્ત્રના બીજા અભ્યાસી તે પ્રો. આનંદશંકર ધ્રુવ. મણિભાઈ આનંદશંકરના જ્યેષ્ઠ વિદ્યાબંધુ થાય આ બન્ને વિદ્વાનોનો જે મુખ્ય તફાવત છે તે, એક એ કે મણિભાઇમા ધર્મની સાથે કેટલીક બીજી વસ્તુનો ભેગ કે ડોળાણુ હતુ; દા. ત. યોગનુ દર્શન; જ્યારે આનંદશંકર તો કહે છે કે તેવા યોગની ધર્મની વાતમા જરૂર નથી. તેજ રીતે તેમનો એ પણ મત હતો કે ફિલસૂફીની ચર્ચામા ધર્મના dogma કે સ્વીકારી લીધેલાં મતવ્યો ન આવી શકે દા. ત. 'પચીકરણુ' વિશે આનંદશંકરે ક્યાય લખ્યુ નથી, જ્યારે નર્મદાશંકર મહેતા વગેરેમા ધર્મવિષયે 'પંચીકરણ' વગેરે ઠેરઠેર આવે છે. તત્ત્વજ્ઞાન અને ધર્મની સ્થૂલ માન્યતાઓ એ જુદી વસ્તુ છે. એ ન સમઝાય ત્યા સુધી આ ગોટો ચાલવાનો.

સનાતન ધર્મની વાત કરતા મણિભાઈએ 'સિદ્ધાંતસાર'ની પ્રસ્તાવનામાં લખ્યુ છે કે સનાતન ધર્મની સ્થિતિ પાજરામા ઊભા રહેલા ગુનેગાર જેવી છે. આનંદશંકરે લેખન શરૂ કર્યું ત્યારે પણ આવી જ સ્થિતિ હતી. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી apologetic schoolના પોતાની વાત સભળાવવા જાણે મહેરબાની માગતા હોય એવા ભાવે બોલતા હોય એવી અસર એમના ગ્રથો વાંચતાં થાય છે. મણિભાઇની પદ્ધતિ આથી જરા ભિન્ન તેઓ એક કુશળ વકીલ તરીકે લખે છે. ક્યાક તેમનામા પાદરીઓ જેવુ પ્રચારકપણુ જણાઇ આવે છે. મણિભાઇએ દલીલો કરી છે તે તેજદાર ભાષાવાળી થઇ છે, ક્યાંક હિમાયતના વેગમા તેઓ ગમે તેવી દલીલ કરી બેસેછે. તેઓ કહે છે· પ્રાણાયો

પરાપૂર્વથી વેદનો એકસરખો પાઠ કરતા આવ્યા છે માટે જ વેદ અનાદિ છે આ દલીલ સામે એ જ કહ્યું કે પાઠ ગોખ્યા કરશો તેની શી ખાત્રી છે? અને ગમે તેટલા વરસ પૂર્વથી કરતા આવ્યા હોય ૨૫૦૦૦ વરસથી કરતા આવ્યા હોય તોપણ એટલાથી વેદ અનાદિ ઠરે?

આનંદશંકરે ધર્મ અને આચાર સામેના આક્રમણનો સામનો કર્યો છે અને ભદ્રંભદ્રનું ગુજરાતમાં અને જુરસમાં 'સુદર્શન'માં અવલોકન કર્યું હતું પણ જે એમની ખૂબી છે એ તો કે એમનામાં વકીલાત કરવાની પદ્ધતિ નથી તેઓ માને છે કે વિદ્યાની વાત જુબાનીની દલીલથી જીતી શકાય નહિ

ब्रह्म सत्य जगन्मिथ्या जीवो ब्रह्मैव नापर આ વગેરે સિદ્ધાંતો ઉપર થતા આક્ષેપાત્મક મોરચાઓનો તેમણે સામનો કરી જ્યાં જ્યાંથી આક્રમણ થયા તેનો જવાબ આપ્યો છે જડવાદ તરફથી આક્રમણ થયું તેનો જવાબ તેમણે જડવાદ જ ખોટો કરી આપ્યો સેશ્વરવાદીઓ દ્વૈતવાદીઓને પણ તેમણે જવાબ આપ્યો છે જ્યારે Common sense–વ્યવહારુ બુદ્ધિવાદીઓએ "આપણે બધા જુદા છીએ–તેઓની એકતા શક્ય ન હોય' એમ કહ્યું તેનો પણ સમાધાનકારક જવાબ તેમણે આપ્યો

ખ્રિસ્તીઓએ આપણા ધર્મ ઉપર આક્રમણ કર્યું ત્યારે તેનો સામનો કરવા પ્રાર્થનાસમાજ, આર્યસમાજ બ્રહ્મોસમાજની આપણે ત્યાં સ્થાપના થઈ એના જવાબ અપાયા આ સમાજોના મૂળમાં 'આપણામાં કાંઈ પણ નિંદ્ય તત્ત્વ ન હોવું જોઈએ એવું હોય તે બધું દૂર કાઢી ઉખેડી નાખવું જોઈએ એ સિદ્ધાંત છે એ માટે જ આર્યસમાજે પુરાણોને પ્રમાણમાંથી દૂર મૂક્યા પ્રાર્થનાસમાજે ધર્મસંશોધન કર્યું પણ પુરાણોને મહત્ત્વ ન આપ્યું આપણે જાણીએ છીએ કે ખ્રિસ્તીઓનું આક્રમણ મૂર્તિપૂજા અને બ્રાહ્મણો સામે છે, જ્યારે આર્યસમાજનું આક્રમણ મૂર્તિપૂજા અને પુરાણો સામે છે આનંદશંકરે સાચો ન્યાય આપી બ્રાહ્મણોના વાજબી વખાણ કર્યા ને પુરાણોને યોગ્ય સ્થાન આપ્યું મણિભાઈની તો પુરી છે માટે એક દલીલ હતી કે લોકોના

અવિખંડિત ચાલ્યો આવે છે; એથી જ એમણે ધર્મના બધા રૂપોની એકરૂપતા બતાવી, યાસ્કથી માંડી આજ દિવસ સુધી ધર્મ એકત્વ તરફ રહ્યો છે એ બતાવ્યું. એમણે તો મૂર્તિપૂજાની યોગ્યતા પણ બતાવી છે. આમ એમણે મૂર્તિપૂજા, બ્રાહ્મણો અને પુરાણો એ ત્રણેનું વાજબીપણું બતાવ્યું છે.

તેઓ ચુસ્ત બ્રાહ્મણાચારના હતા, પણ તેમણે એ સ્પષ્ટ લખ્યું કે વર્ણવ્યવસ્થા તો સામાજિક વસ્તુ છે. આ એમની વિવેકદૃષ્ટિ.

એમની ઐતિહાસિક નજરનો બીજો પણ દૃષ્ટાંત જોઈએ. શિવલિંગની પૂજા અનાર્યો પાસેથી આવી એમ કહેવામા આવે છે તે સામે તેમણે બતાવ્યું છે કે શિવલિંગની પૂજા અગ્નિપૂજામાથી આવી છે. શિવલિંગ એ અગ્નિની શિખા છે અને જળાધારી એ યજ્ઞકુંડ છે. તેમા ઘૃતની ધારાને બદલે લિંગ ઉપર જતી ધારા તે શિવપૂજા

મનુષ્યનું કર્તૃત્વ અને ઈશ્વરનું કારયિતૃત્વ, તે બે વસ્તુનું આનંદશંકરે કેવી રીતે સમાધાન કર્યું છે તે જોવા જેવું છે. ઈશ્વરને જેઓ ઓળખતા નથી, તે ઈશ્વરના કારયિતૃત્વને કેમ જ ઓળખી શકે? તેઓ કહે છે કે જીવસૃષ્ટિની દૃષ્ટિએ જીવનું કર્તૃત્વ અને જવાબદારી છે, ઈશ્વરસૃષ્ટિની દૃષ્ટિએ ઈશ્વરનું કારયિતૃત્વ છે.

આનંદશંકરનો સાયન્સના મુખ્ય સિદ્ધાંતનો સમજ અભ્યાસ હતો. જૂના જડવાદીઓ Matter–દ્રવ્ય અને Energy–શક્તિ કહેતા અને તેને ભિન્ન માનતા. હવે નિશ્ચેષ્ટતાનો વિચાર નીકળી ગયો છે, Eelctron–અણુઓ વગેરેની સૃષ્ટિ સ્વીકારતા જડવાદ જ નષ્ટ થઈ ગયો છે–એ વગેરે એમણે બતાવ્યુ છે. તેઓ કહે છે કે Four dimensions–ચતુર્માનતત્ત્વનો સ્વીકાર જડવાદીઓએ કર્યો છે અને એમ પોતાની જ પ્રગતિથી પોતાનો નાશ કર્યો છે.

આનંદશંકરે અભેદથી નીતિની વ્યવસ્થા હોવા વિશે બહુ સારી રીતે બતાવ્યું છે નરસિંહરાવ સાથેની ચર્ચામા પોતાનો કેસ એમણે સખ્તમા સખ્ત રીતે રજૂ કર્યો હતો. વિવાદ કે શાસ્ત્રાર્થના અચ્છો નમૂનો 'યુધિષ્ઠિરનુ અસત્ય કથન" એ આનંદશંકરે આપ્યો છે.

યુધિષ્ઠિર પાસે ઈશ્વરે અસત્ય કથન કરાવ્યુ, તે ઈશ્વરની હીણપત છે, એવી નરસિંહરાવની દલીલ છે. તેની સામે આનંદશંકરે એ રજૂ કર્યું કે–આ જગતમાં મનુષ્યને પ્રલોભન થાય છે તે કરનાર કોણ? એ ઈશ્વર જ છે એમ જ જવાબ દેવો પડશે. અને એમ છે તો વાર્તામાં વ્યાસે કૃષ્ણ પાસે તે મુકાવ્યુ વસ્તુસ્થિતિ એ પણ ઈશ્વરે કરેલી જ છે ને!

# સદ્ગત આનંદશંકરની ફિલસૂફી

અધ્યા. રામનારાયણ પાઠક

[ વાર્તાલાપની યોજનાને અમલમા મૂકતા તા. ૧૬-૯-૧૯૪૨ને બુધવારને દિવસે ઉક્ત વિષય ઉપર પહેલો વાર્તાલાપ યોજવામા આવ્યો હતો. વ્યવસ્થાપક મંડળના ચૌદ સભ્યોએ આમા ભાગ લીધો હતો. યોજના એવી હતી કે મુખ્ય વક્તા વાર્તાલાપના વિષય ઉપર લગભગ ચારેક કલાક પોતાના વિચારો દર્શાવે અને પછી અન્ય સભ્યો પ્રશ્નો યા મત રજૂ કરે અને તેનો મુખ્ય વક્તા જવાબ આપવા જેવો હોય ત્યા જવાબ આપે અથવા આગળ ચર્ચા કરે. સંપાદકો ]

**સૌથી** પ્રથમ નર્મદાશકર કવિએ સાહિત્યમાં સનાતન ધર્મનો આગ્રહ કર્યો. પરતુ તેણે દર્શનશાસ્ત્રનો અભ્યાસ કર્યો ન હતો. આપણે ત્યાં દર્શનશાસ્ત્રના પહેલા પ્રબળ અભ્યાસી પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદી થયા; એમની જ સાથોસાથ એ શાસ્ત્રના બીજા અભ્યાસી તે પ્રો. આનન્દશકર ધ્રુવ. મણિભાઈ આનદશકરના જ્યેષ્ઠ વિદ્યાબધુ થાય. આ બંને વિદ્વાનોનો જે મુખ્ય તફાવત છે તે, એક એ કે મણિભાઇમાં ધર્મની સાથે કેટલીક બીજી વસ્તુનો ભેગ કે ડોળાણુ હતુ; દા. ત. યોગનું દર્શન; જ્યારે આનંદશકર તો કહે છે કે તેવા યોગની ધર્મની વાતમા જરૂર નથી. તે જ રીતે તેમનો એ પણ મત હતો કે ફિલસૂફીની ચર્ચામા ધર્મના dogma કે સ્વીકારી લીધેલાં મતવ્યો ન આવી શકે દા. ત. 'પચીકરણ' વિશે આનન્દશકરે ક્યાય લખ્યુ નથી, જ્યારે નર્મદાશંકર-મહેતા વગેરેમાં ધર્મવિષયે 'પંચીકરણ' વગેરે ઠેરઠેર આવે છે. તત્ત્વજ્ઞાન અને ધર્મની સ્થૂલ માન્યતાઓ એ જુદી વસ્તુ છે. એ ન સમઝાય ત્યા સુધી આ ગોટો ચાલવાનો.

સનાતન ધર્મની વાત કરતા મણિભાઈએ 'સિદ્ધાતસાર'ની પ્રસ્તાવનામાં લખ્યુ છે કે સનાતન ધર્મની સ્થિતિ પાજરામા ઊભા રહેલા ગુનેગાર જેવી છે. આનંદશકરે લેખન શરૂ કર્યું ત્યારે પણ આવી જ સ્થિતિ હતી. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી apologetic schoolના પોતાની વાત સભળાવવા જાણે મહેરબાની માગતા હોય એવા ભાવે બોલતા હોય એવી અસર એમના ગ્રંથો વાંચતાં થાય છે. મણિભાઇની પદ્ધતિ આથી જરા ભિન્ન તેઓ એક કુશળ વકીલ તરીકે લખે છે. ક્યાક તેમનામા પાદરીઓ જેવું પ્રચારકપણું જણાઇ આવે છે. મણિભાઇએ દલીલો કરી છે તે તેજદાર ભાષાવાળી થઇ છે, ક્યાંક હિમાયતના વેગમાં તેઓ ગમે તેવી દલીલ કરી બેસે છે. તેઓ કહે છેઃ બ્રાહ્મણો

પરાપૂર્વથી વેદનો એકસરખો પાઠ કરતા આવ્યા છે માટે જ વેદ અનાદિ છે. આ દલીલ સામે હું એ જ કહું કે પાઠ એક સરખો છે તેની શી ખાત્રી છે? અને ગમે તેટલા વરસ પૂર્વથી કરતા આવ્યા હોય, ૨૫૦૦૦ વરસથી કરતા આવ્યા હોય તોપણ એટલાથી વેદ અનાદિ ઠરે?

આનંદશંકરે ધર્મ અને આચાર સામેના આક્રમણનો સામનો કર્યો છે, અને 'ભદ્રંભદ્ર'નું ગુજરાતમાં અને જુરસામાં "સુદર્શન"માં અવલોકન કર્યું હતું. પણ જો એમની ખૂબી છે એ છે કે એમનામાં વકીલાત કરવાની પદ્ધતિ નથી તેઓ માને છે કે વિદ્યાની વાત જુવાણાની દલીલથી છૂતી શકાય નહિ

ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः આ વગેરે સિદ્ધાંતો ઉપર થતા આક્ષેપાત્મક મોરચાઓનો તેમણે સામનો કરી જ્યાં જ્યાંથી આક્રમણ થયાં તેનો જવાબ આપ્યો છે જડવાદ તરફથી આક્રમણ થયું તેનો જવાબ તેમણે જડવાદ જ ખોટો કહી આપ્યો. સેશ્વરવાદીઓ દ્વૈતવાદીઓને પણ તેમણે જવાબ આપ્યો છે. જ્યારે Common sense-વ્યવહારુ બુદ્ધિવાદીઓએ "આપણે બધા જુદા છીએ-તેઓની એકતા શકય ન હોય" એમ કહ્યું તેનો પણ સમાધાનકારક જવાબ તેમણે આપ્યો

ખ્રિસ્તીઓએ આપણા ધર્મ ઉપર આક્રમણ કર્યું ત્યારે તેનો સામનો કરવા પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, બ્રહ્મોસમાજની આપણે ત્યાં સ્થાપના થઈ. એના જવાબ અપાયા આ સમાજોના મૂળમાં "આપણામાં કાંઇ પણ નિંદ્ય તત્ત્વ ન હોવું જોઇએ એવુ હોય તે બધુ દૂર કાઢી ઉખેડી નાખવું જોઇએ." એ સિદ્ધાંત છે એ માટે જ આર્યસમાજે પુરાણોને પ્રમાણમાંથી દૂર મૂક્યા. પ્રાર્થનાસમાજે ધર્મસંશોધન કર્યું; પણ પુરાણોને મહત્ત્વ ન આપ્યું આપણે જાણીએ છીએ કે ખ્રિસ્તીઓનું આક્રમણ મૂર્તિપૂજા અને બ્રાહ્મણો સામે છે, જ્યારે આર્યસમાજનું આક્રમણ મૂર્તિપૂજા અને પુરાણો સામે છે. આનંદશંકરે સાચો ન્યાય આપી બ્રાહ્મણોના વાજગી વખાણ કર્યા ને પુરાણોને યોગ્ય સ્થાન આપ્યું મણિભાઇની તો પુરાણો માટે એક દલીલ હતી કે લોકોના અજ્ઞાનના કાળમાં પુરાણોની રચના થઇ અને તે દ્વારા જ્ઞાન સચવાયું. પણ આનંદશંકર તો કહે છે કે એમ નહિ, વેદોનો વિસ્તાર એ પુરાણ છે, અને એમણે ભક્તિમાર્ગ, પુરાણ કવિતા વગેરેને ગૌરવ સ્થાન આપણા ધર્મસાહિત્યમાં આપ્યું એમની તો ઐતિહાસિક દૃષ્ટિ હતી એઓ જાતે કહે છે કે આવડો મોટો આપણો દેશ, પુષ્કળ વિસ્તારવાળો-એ જમાના થયાં અનેક જાતનાં પરિવર્તનનો ભોગ બન્યો, દેશકાળ બદલાતાં ચાલ્યાં, છતાં આપણો ધર્મ

અખંડિત ચાલ્યો આવે છે, એથી જ એમણે ધર્મના બધા રૂપોની એકરૂપતા બતાવી, વારુકથી માંડી આજ દિવસ સુધી ધર્મ એકત્વ તરફ વળ્યો છે એ બતાવ્યું એમણે તો મૂર્તિપૂજાની યોગ્યતા પણ બતાવી છે આમ એમણે મૂર્તિપૂજા, બ્રાહ્મણો અને પુરાણો એ ત્રણેનું વાજબીપણું બતાવ્યું છે

તેઓ ચુસ્ત બ્રાહ્મણાચારના હતા, પણ તેમણે એ સ્પષ્ટ લખ્યું કે વર્ણવ્યવસ્થા તો સામાજિક વસ્તુ છે આ એમની વિવેકદૃષ્ટિ

એમની ઐતિહાસિક નજરનો બીજો પણ દૃષ્ટાંત જોઈએ શિવલિંગની પૂજા અનાર્યો પાસેથી આવી એમ કહેવામાં આવે છે તે સામે તેમણે બતાવ્યું છે કે શિવલિંગની પૂજા અગ્નિપૂજામાંથી આવી છે શિવલિંગ એ અગ્નિની શિખા છે અને જળાધારી એ યજ્ઞકુંડ છે તેમાં ઘૃતની ધારાને બદલે લિંગ ઉપર જતી ધારા તે શિવપૂજા

મનુષ્યનું કર્તૃત્વ અને ઈશ્વરનું કારયિતૃત્વ, તે બે વસ્તુનું આનંદશંકરે કેવી રીતે સમાધાન કર્યું છે તે જોવા જેવું છે ઈશ્વરને જેઓ ઓળખતા નથી, તે ઈશ્વરના કારયિતૃત્વને કેમ જ ઓળખી શકે ? તેઓ કહે છે કે જીવસૃષ્ટિની દૃષ્ટિએ જીવનું કર્તૃત્વ અને જવાબદારી છે, ઈશ્વરસૃષ્ટિની દૃષ્ટિએ ઈશ્વરનું કારયિતૃત્વ છે

આનંદશંકરનો સાયન્સના મુખ્ય સિદ્ધાંતનો સમગ્ર અભ્યાસ હતો જૂના જડવાદીઓ Matter–દ્રવ્ય અને Energy–શક્તિ કહેતા અને તેને ભિન્ન માનતા હવે ભિન્નતાનો વિચાર નીકળી ગયો છે, Eelctron–અણુઓ વગેરેની સૃષ્ટિ સ્વીકારતા જડવાદ જ નષ્ટ થઈ ગયો છે–એ વગેરે એમણે બતાવ્યું છે તેઓ કહે છે કે Four dimensions–ચતુર્માનતત્ત્વનો સ્વીકાર જડવાદીઓએ કર્યો છે અને એમ પોતાની જ પ્રગતિથી પોતાનો નાશ કર્યો છે

આનંદશંકરે અભેદથી નીતિની વ્યવસ્થા હોવા વિશે બહુ સારી રીતે બતાવ્યું છે નરસિંહરાવ સાથેની ચર્ચામાં પતાના કેમ એમણે સખતમાં સખત રીતે રજૂ કર્યાં હતો વિવાદ કે શાસ્ત્રાર્થના અચ્છા નમૂનો 'યુધિષ્ઠિરનું અસત્ય કથન' એ આનંદશંકરે આપ્યો છે

યુધિષ્ઠિર પાસે ઈશ્વરે અસત્ય કથન કરાવ્યું તે ઈશ્વરની હીણપત છે, એવી નરસિંહરાવની દલીલ છે તેની સામે આનંદશંકરે એ રજૂ કર્યું કે– આ જગતમાં મનુષ્યને પ્રલોભન થાય છે તે કરનાર કોણ ? એ ઈશ્વર જ છે એમ જ જવાબ દેવો પડશે અને એમ છે તો વાર્તામાં વ્યાસે કૃષ્ણ પાસે તે મુકાવ્યું વસ્તુસ્થિતિ એ પણ ઈશ્વરે કરેલી જ છે ને !

## ચર્ચા

અહીં શ્રી રતિલાલ ત્રિવેદીએ જણાવ્યુ હતુ કે—ભીષ્મ સાથે હથિયાર નહિ લેવાની પ્રતિજ્ઞા કરી હતી છતા કૃષ્ણ રથનું ચક્ર લઈ ભીષ્મ સામે દોડયા, એ ઈશ્વરની સર્વકર્તૃકતા-કર્તુમકર્તુમન્યથા કર્તુમ્ સમર્થપણું ખરુ કે નહિ ? તેનો આનદશકરે એવો જવાબ આપ્યો છે કે તે જ કૃષ્ણ બહુરૂપ તરીકે તે વખતે હથિયાર લઈ દોડયા હતા

શ્રી મધુસૂદન મોદી—ઈશ્વરથી પ્રલોભન થયુ હોય તેમ કહેવામા ઈશ્વરની કલ્પનામા morality—નીતિમત્તા—ની મુશ્કેલી નથી ?

એનો જવાબ અભ્યા પાઠકે નકારમા આપ્યો હતો

શ્રી ગટુભાઈ ધ્રુવ—કૃષ્ણ અને યુધિષ્ઠિર બને જવાબદાર હોવા જોઈયે યુધિષ્ઠિરના રથનું પૈડુ ખૂત્યુ એ તેમના અસત્ય કથનનું ફળ આમ અસત્ય કથન ક્ષમ્ય ન હોઈ શકે નરસિંહરાવના ભગવાન તો પ્રતિજ્ઞાભગ કરે જ નહિ, આનંદશંકરનો ઈશ્વર શુ કરે ? યુધિષ્ઠિર માનવભૂમિકાથી ઊંચા ખરા, પણ પ્રસંગે જૂઠુ બોલ્યા, તેટલી ખામી ખરી

શ્રી ઉમાશંકર જોષી—અહીં તો યુધિષ્ઠિર કરતા કૃષ્ણ જ વધુ જવાબદાર છે

શ્રી ચૈતન્યપ્રસાદ દીવાન—આનંદશંકરને જ્ઞાનનો અનુભવ થયો હતો ?

અભ્યા પાઠક—પોતે તેવુ કદી માનતા ન હતા, એમ સ્વીકારી લઈયે તેઓ mysteryમા માનતા નહિ એક વખતે જ્ઞાનાનન્દજીનું ભાષણ આખુ સાભળ્યુ અને અતે કહ્યુ કે હજી તો આપણે મુમુક્ષુઓના સાધનોના માટે અધિકારી છિયે શંકરાચાર્યે અર્જુનને મધ્યમાધિકારી કહ્યો, તો આપણે તો એટલા પણ અધિકારી નથી

# 'અખો': પ્રશ્નોત્તરી

અધ્યા. ઉમાશંકર જોષી

[ તા. ૨૩-૯-૧૯૪૨ ]×

શ્રી ઉમાશંકર જોષી—અખા વિશે મારે આરંભમાં થોડુંઘણું બોલવાની જરૂર છે?

શ્રી ધૂમકેતુ—'અખો-એક અધ્યયન' બધાએ જોયેલું છે એમ માનીને ચાલિયે. પ્રશ્નોથી જ શરૂઆત કરિયે.

શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાન—'અખો' જેવી કોઇ વ્યક્તિ થઇ હતી ખરી?

ઉત્તર—ખરુ છે. અભ્યાસીઓ જ્યારે બધી વાતોની શંકા ઉઠાવવા માંડે ત્યારે આવા સવાલો પુછાય એમાં નવાઇ શી? પણ આવા પ્રશ્નો પુછાવા માંડે એ અભ્યાસીઓની પ્રવૃત્તિનું એક સુભગ પરિણામ ગણાય. પ્રજા આંખ મીંચીને જે વસ્તુઓને પોતે સ્વીકારતી આવી હોય તેને ચિકિત્સક દૃષ્ટિથી જોવા પ્રેરાય એ લાભ જ છે. આથી કાંઇ આપણે, અત્યારના દાખલાની વાત કરિયે તો, અખો ખોઈ બેસવાના નથી. આ બાબતમાં મૂલં નાસ્તિ કુતઃ શાખા એ ન્યાય પ્રવર્તવાનો નથી. એટલે કે અખો નથી થયો એમ કોઈ એકવાર સાબિત કરી આપે તોયે અખાની ગણાતી કૃતિઓ એવી દલીલથી અલોપ થવાની નથી કાંઇ થઇ શકે એમ હોય તો તે એટલું જ કે જે શાખાઝૂંડને એક જ થડને શોભાવતું આપણે ગણતા હતા તે એક કરતા વધુ થડોને આધારે ખડું છે એમ અભ્યાસક પ્રવૃત્તિ પુરવાર કરી આપશે અને તેથી આપણી અહોવૃત્તિને સહેજ આંચકો લાગે, પ્રાદેશિક અભિમાન સહેજ ઘવાય, પણ સત્યનાભ થતો હોય તો તેની કાંઈ એ મોટી કીમત ન ગણાય એક દાખલો આપું મને ખ્યાલ છે ત્યાંસુધી પ્રો. બલવંતરાય ઠાકોરને નામે નરસિંહ થયો જ નથી એવો અભિપ્રાય ચઢેલો છે. એનો અર્થ એ ન થાય કે જે કાવ્યપુંજ નરસિંહને નામે ઓળખાય છે તેથી આપણે પરાઙ્મુખ થવું એવા કથનનો આશય આપણને સત્યાભિમુખ કરવાનો—વેદના વશિષ્ઠવિશ્વામિત્રની પેઠે નરસિંહ નામના ઓઠા પાછળ આખી એક

× સભાની કાચી નોંધ ઉપરથી લખ્યું વરસ પછી ૧૯૪૩ના સપ્ટેમ્બર આખરમાં. ઉ૦

ભ્રષ્ટનિરૂપરંપરા તો નથી એવી વિચારણા તરફ આપણા ચિત્તને પ્રેરવાનો સમઝાય છે. એમ જેનાં મૂળમાં કોઈ નરસિંહ જેવો કવિ મળી આવે, પણ તે અત્યારે આપણે નરસિંહથી જેને ઓળખિયે છિયે એ તો નહિ જ ને ? અભ્યાસીઓની આ ચિકિત્સક વૃત્તિથી કોઈએ અકળાવાનું કારણ નથી, કારણ જે કાવ્યપુંજ છે તે તો અકબંધ સુરક્ષિત છે જ. માત્ર હમણાં કહ્યું તેમ આપણી વીરપૂજાને આંચ આવવા સંભવ છે. પણ વીરપૂજા તે અંધપૂજા નથી જ. આવા પ્રસંગે કવિની કૃતિઓની કૃતિ રચાયા સાલની નજીકમાં નજીકના વર્ષની હપ્રો મળે એ જ નિર્ણાયક પ્રમાણ લેખાય. અખાની બાબતમાં હપ્રોમાંથી મળતી અસંદિગ્ધ માહિતીને આધારે કહી શકાય એમ છે કે જે કૃતિઓ તેને નામે ચઢેલી છે તેનો—અને બીજી કેટલીક અપ્રસિદ્ધનો એ રચયિતા છે, જાતે 'સોનારો' છે[1] અને ત્રીજા વૈષ્ણવ આચાર્ય શ્રી'ગોકુલનાથજી'નો એ સમકાલીન છે, એમનો એને પરિચય પણ છે. તેમના દેહવિલય પછી સં. ૧૭૦૧ અને સં. ૧૭૦૫માં અખો બેઠો છે. ભાષાના સ્વરૂપથી એમ સમઝાય છે કે તે ઉત્તર ગુજરાત—જેની દક્ષિણ હદ અમદાવાદ—નો વતની હશે.

પ્રશ્ન : એટલે ?

ઉત્તર : એકવાર મને એક તુક્કો સૂઝ્યો કે લાવ આ શાસ્ત્રીજીએ 'કવિચરિત'માં આટલા બધા કવિઓ આપ્યા છે તે કયા કયા ગામમાં વિરાજે છે તે જોઉં. એમ કરતાં જોવા એ મળ્યું કે આરંભમાં તો મુખ્યત્વે ઉત્તર ગુજરાતમાં જ કવિઓની લંગર લાગેલી હતી, એટલે કે ગુજરાતના પાટનગર અણહિલવાડ પાટણને ગુજરાતની વાઙ્મયની પ્રવૃત્તિનું પણ કેન્દ્ર ગણી શકાય એવી સ્થિતિ જણાઇ. અલબત્ત, સોરઠ એમાં સમાવિષ્ટ ગણાય, કેમકે બંનેની ભાષાકીય એકતા ઉઘાડી છે. સાહિત્યવૃત્તિ એ કાળે આ પ્રદેશમાં ખેડાઇ એ આ એક વીગત તપાસનાં ઊડીને આંખે વળગે એવી હકીકત છે.

શ્રી. મધુસૂદન મોદી—" અહોગ્ વિરા " નવસારીમાં સં. ૧૫૮૭માં લખાયું. તેમાં છઠ્ઠી વિભક્તિના વાચક 'રહઇ' વગેરેનો પ્રયોગ મળે છે. તે સ્થળ દક્ષિણ ગુજરાતમા છે. આનુ સમાધાન શું ?

[1] અખો પોતાની કૃતિઓમા 'અખો' 'અખો સોનારો' કે કેવલ 'સોનારો' એવી છાપ આપે છે. અખૈયો કરીને બીજો કવિ થઇ ગયો છે. તેનો ગુરુ, નીચેની પંક્તિ જોતાં, ભૂતનાથ હશે ?—

'ભુતનાથ ચરણે ભણે અખૈયો દરશણ દોને દેવારે.' (ગુ. વ. સો. ૯૫ ૧૮). આ પદ તરફ શ્રી. શાસ્ત્રીજીએ મારું ધ્યાન ખેંચ્યું હતું.

ઉત્તર—બીજી તરફ વિક્રમની સોળમી સદીના જ નરસિંહ માંડણ ઇ૦મા છઠ્ઠી વિભક્તિના પ્રત્યય તરીકે પાછળથી માત્ર મરાઠીમા સ્થિર થયેલો એવો ચા મળે છે પણ એ ઉપરથી સોળમી સદીમા મરાઠી ભાષાની સીમા ઠેઠ જુનાગઢ કે શિરોહી સુધી હતી એમ કેમ માની શકાય ? ભાષાવસ્તુના વિસ્તારપ્રદેશોની સીમાઓ કાંઈક પ્રવાહી દશામા જ સમજવાની ગૂજરાતી ભાષાના વિસ્તાર પ્રદેશમા એક સીમાપત્થરો બહુ જ ધ્યાનપાત્ર છે જેને નિ શંકપણે ગૂજરાતીના લક્ષણોવાળી કહી શકાય એવી ભાષાનો પ્રથમ અંકુર આપણને ઇ સ ૧૧૮૫ ના 'ભરતેશ્વરબાહુબલીરાસ'થી મળે છે તે પહેલાના સમયને ગૂજરાતી ભાષાનો આદિકાલ ગણિયે અને અહીંથી મધ્યકાળનો આરંભ ગણિયે તો ઇ સના ૧૩મા સૈકાથી ૧૭મા સૈકાના મધ્ય સુધી—અખા પ્રેમાનંદના ઉદય સુધી મધ્યકાલ પ્રવર્તતો જણાય છે એ સાડાચારસો વરસ (ઇ સ ૧૨૦૦ થી ૧૬૫૦)મા ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ બહુ જ મહત્ત્વનો એવો એક બનાવ બન્યો છે શરૂઆતની ત્રણસો વરસની કૃતિઓની જે ભાષા છે તે મારવાડ અને ગૂજરાત બને પ્રદેશોની—ડૉ ટેસિટોરી જેને જૂની પશ્ચિમ રાજસ્થાની કહે છે તે—છે ઇ સ ૧૬૦૦ લગભગ આ ભાષા ગૂજરાત અને મારવાડની પ્રાદેશિક બોલીઓ (dialects)ને ભાગ કરી આપે છે મારવાડીથી જુદી એવી ગૂજરાતી ભાષાનો ઉદય ઇ સ ૧૫૦૦ આસપાસથી—એટલે કે જૂ પ રાજસ્થાનીના બને દલ જુદા થયા પછીથી ગણાય આપણે ઇ સ ૧૨૦૦–૧૫૦૦ને પૂર્વ મધ્યકાલ કહિયે અને ઇ સ ૧૫૦૦–૧૬૫૦ને ઉત્તર મધ્યકાલ કહિયે બને સમયમા ભાષાના વિસ્તારપ્રદેશો જુદા જુદા છે મારવાડ હવે આપણા કરતા જુદી ભાષા બોલે છે આ ઘટનાગા આપણી ઐતિહાસિક પરિસ્થિતિનો ફાળો ઠીક ઠીક છે ઇ સ ૧૪૦૦ થી ગૂજરાતમા સ્વતંત્ર સલ્તનત સ્થપાઈ ૧૪૧૪મા અહમદાબાદ આબાદ થયુ આ સલ્તનતની સત્તાની છાલકો ઇડર શિરોહી ઉદેપુરની સરહદો સુધી વાગતી પ્રખર સામનો થતા ત્યા આગળ જ અટકતી વિલય પામતી ધીમેધીમે મારવાડ ગૂજરાત વચ્ચેની ભિન્નતા બનવત્તર બનતી ગઈ તો દક્ષિણમા સીમા વધુ વિસ્તરી હોય અને દૃઢ થતી ગઈ હોય એ પણ સ્વાભાવિક છે ખંભાત અને ભરૂચ સુધી જ નહિ સુરત સુધી અને તેની પેલી પાર ગૂજરાતીના પ્રચારના ચિહ્નો આ સમયમા સ્પષ્ટ મળે છે પૂર્વ મધ્યકાલમાં જાલોર શિરોહી અને મેડતાના કવિઓ (કર્મણમંત્રી–પદ્મનાભ માંડણ મીરા) મળે છે તો હવે ઉત્તરમધ્યકાલમા વડોદરા (નાકર ઇ સ ૧૫૧૬) આમોદ(ગણપતિ

શરૂ કરવાની તક તો મળી ! પછી ધીરે ધીરે એની મતાશોધક દૃષ્ટિ તે દંતકથાઓમાંથી ઇતિવૃત્તના અંશો જુદા તારવી આપને દંતકથાઓની ઐતિહાસિકતા વિશે સાશંકતા દર્શાવાય એ ઘણાને ગમતું નથી એની પાછળ બે કારણો—અને મમતાના—દેખાય છે એક તો એ કે દંતકથાઓ કાવ્યત્વની દૃષ્ટિએ ઘણીવાર એટલી બધી આકર્ષક હોય છે કે એની વિરુદ્ધ (જોકે એની ઐતિહાસિકતાની શંકા કરવી એ એની માન્યતાનો વિરોધ કર્યો ન જ ગણાય તેમ ના) કંઈ પણ બોલનાર એ અરુચિકર લાગે છે અને બીજું કારણ એ કે મનમાની મૂર્તિઓનું ખંડન કરવાનો પ્રયત્ન થાય એ ખમાતું નથી પણ પ્રતિહાસ આવી મમતાઓ માટે લાચાર છે, કેમકે તે અન્યથા થઇ શકતો નથી અખા અંગેની બધી દંતકથાઓને ચિત્યકોટિમા મૂકી દઇને તેની સત્યાસત્યતાનો વિચાર કરવા મેં પ્રયત્ન કરેલો છે એક જ દૃષ્ટાંત જોઇએ એના ગુરુનું નામ બ્રહ્માનંદ આપવામા આવે છે પણ તેમ માનવાને કોઇ સ્પષ્ટ કારણ નથી, સિવાય કે બ્રહ્માનંદ શબ્દનો અખાની કૃતિઓમા અનેકવાર પ્રયોગ પણ એવો પ્રયોગ—બ્રહ્મનો આનંદ એ અર્થમા—અખા જેવા 'બ્રહ્મખુમારી'વાળા ગાયકમાં ન મળે એની જ નવાઈ હોવી જોઇયે અર્વાચીનોમા કવિશ્રી નાનાલાલની રચનાઓમા પણ 'બ્રહ્મ' શબ્દનો વપરાશ ધ્યાન ખેંચે એવો ક્યાં નથી ? તો અખામા બ્રહ્મનો આનંદ વિવક્ષિત હોય એવે સ્થળે 'બ્રહ્માનંદ' શબ્દ આવે તો એ ઉપરથી જ એ નામના કોઇ સ્વામીને ગુરુ એને બેસાડી દેવાની ઉતાવળ કરવી એ ઠીક નથી અને એમ કરવા જતાં તો 'સહેજાનંદ', 'નિરંજન', 'ચૈતન્ય' એવા અનેક ગુરુનામસૂચક પ્રયોગો મળે છે એટલે કોને ગુરુ ગણીશું એની જ મૂંઝવણ થશે સંતકવિઓની બાબતમાં કરિયે છીયે તેવું આપણે પ્રબુધકવિઓની બાબતમા કરતા નથી એટલું ઠીક સારું છે નહિ તો જો દરેક આકારાન્ત કે ઇકારાન્ત વિશેષનામવાચક શબ્દ આગળ અટકી જઇએ તો તેમની 'હૃદયત્રિપુટી'ઓનો પાર ન આવે ! આ 'બ્રહ્માનંદ'ની દંતકથા પાછળ દ્વિવિધ આશય છે પહેલો આશય તે તો પ્રત્યેક દંતકથા પાછળ જે હોય છે તે જ—ઇતિહાસ ન મળે તો ઉપજાવવાનો અને એ રીતે મનની ઇતિહાસવૃત્તિને સંતોષ આપવાનો છે આ અખો ગુરુઓની પાછળ લઠ્ઠ લઇને પડ્યો છે તેને પણ જ્ઞાનની ચાવી આપનાર કોઇ ગુરુ તો હોવો જોઇયે "કહે અખો ગુરુગમસે" એમ પોતે પણ બોલે છે અને પછી એની કવિતામાં વિશેષનામવાચક શબ્દ 'બ્રહ્માનંદ' મળતાં તેને ઉપાડી લેવામા આવ્યો દરેક દંતકથા પાછળ એક જાતની ઇતિહાસલોલુપતા દૃષ્ટિગોચર થતી

હોય છે. પણ ઇતિહાસને એ ઘણું નુકસાન કરી શકે છે. આ ગુરુનામ પકડવા પાછળનો બીજો આશય જોનાં એ સમઝાય છે. આનંદાંત નામ શોધી કાઢી કોઈ સંન્યાસીને અખાના ગુરુપદે સ્થાપી, અખાને ગોકુળનાથજી પાસેથી જે ન મળ્યું તે આ બ્રહ્માનંદ પાસેથી મળ્યું એવી બીજી એક કડી તેની જીવનકથામાં ઉમેરી અખો વૈષ્ણવવિરોધી હતો તે કલ્પનાને પણ આ 'બ્રહ્માનંદ' શબ્દ ગુરુનામ તરીકે સ્વીકારાતાં જાણે કે વળ ચઢાવ્યા જેવું થયું. અખાના 'ગુરૂ કીધા મેં ગોકુલનાથ, ઘરડા બળદને ઘાલી નાથ' એ છપ્પાને આપણે ગાળાગાળીના ઉદ્ગાર તરીકે જ આજ સુધી ઘટાવ્યો એ એક આશ્ચર્ય છે! પ્રયત્નો થયા તે પણ 'ઘરડા બળદ'ને ઠેકાણે 'નગુરા મનને' સાચો પાઠ છે એવું માન્યત લેવાના માત્ર થયા. વૈષ્ણવોએ પણ શ્રીગોકુલનાથજીને અખાએ ઘરડા બળદ કહ્યા એવું સ્વીકારી લઇ અખા પ્રત્યે અણગમો કેળવ્યો. આમ ભૂલનું ખૂબ ચાલ્યુ હાસ્યરસિક અંગ્રેજ લેખક જી. કે. ચેસ્ટરટનની એક માન્યતા હતી કે સત્યવસ્તુ બહુ ખુલ્લી દેખાઇ આવે એવી–અને તેથી ઉપેક્ષા પામતી હોય છે. પ્રસ્તુત છપ્પાનો સીધોસૂતર અર્થ—મનરૂપી બળદને ગુરૂ મેળવવારૂપી નાથ મેં ઘલાવી તેમ છતા ઘરડો બળદ જેમ નાથ ખેંચવાથી પણ ચમકે નહિ તેમ મારૂં અવિચલ મન પ્રભુપ્રાપ્તિની દિશા તરફ લેશ પણ ખસ્યું નહિ—એવો મેં રજૂ કર્યો છે તે સર્વમાન્ય થશે એવી આશા છે. નરસિંહદયારામનાં વચનો સાથેનુ અને ખાસ તો માંડણની એક પંક્તિ (જુ ગલીછે ઢાહુ થઇ રહઇ) સાથે અખાની પંક્તિનુ સામ્ય દર્શાવી મારા અર્થદર્શનને કેમ પુષ્ટિ મળે છે તે પણ મેં બતાવ્યુ છે જ અહીં કહેવાનું એટલું જ છે કે આ પંક્તિના ઉઘાડા અર્થને તરછોડી કઇ કંઇ કલ્પનાઓ કરવા જતાં અખા વિશે કેવી કેવી દંતકથાઓ ઊપજી શકી અને પરિણામે તેને વિશે રસ વધારવા કરતા તેના કવનને કેવા ભ્રામક વિચારજગામાં ગોટવનારી નીવડી એ કોઈ સહૃદય કાવ્યરસિક જરી નિરાતે જોશે તો દંતકથાઓ માટે એનો ઉત્સાહ જરૂર ઓસરી જશે.

શ્રી. ધૂમકેતુ—અખા ઉપર કબીરની અસર ખરી? તેમ દાદુની અને સુંદરની પણ?

ઉત્તર—(હિંદના કોઈપણ એક ખૂણાના સંતોની અસર આખા દેશમાં વ્યાપી શકે એવુ પહેલાનું જીવન હતુ એક સંતજનના હૃદયમાં ઊર્મિ ઊછળે અને સારા દેશના હૃદયના તાર ઝણઝણી ઊઠતા.) તત્ત્વની દૃષ્ટિએ જોઇયે તો આજે વ્યવહારનાં આટઆટલા સાધનો ખડકાયાં છે અને રોજ વર્તમાન-

ઇ સ ૧૫૧૮), સૂરત (ભીકુ વસહી ઇ સ ૧૫૦૦, ગણદાસ ઇ સ ૧૫૪૩) તરફના દક્ષિણના કવિઓનો પણ અવાજ સંભળાય છે ઇસ્વીસનની સોળમી સદી પહેલા અત્યારના આપણા જ્ઞાન પ્રમાણે દક્ષિણમા રચાયેલી કૃતિઓ સુલભ નથી આજે ગૂજરાતી બોલનાર પ્રદેશની જે સીમા છે તે મુખ્યત્વે આ સલ્તનતના સમયને આભારી છે વિસ્તારણીમા અને સ્વરૂપવગના બંને દૃષ્ટિએ આજની ગૂજરાતી સલ્તનતકાળમાં સિદ્ધ થાય છે સાહિત્ય પ્રવૃત્તિનું કેન્દ્ર પણ પાટણ મટીને હવે અમદાવાદ તરફ ખસે છે આ મારવાડી અને ગૂજરાતીના વિભેદની પ્રક્રિયા એકદમ આગળ વધી ગઈ નથી પણ સલ્તનત સ્થપાયા પછી પણ ભેદક્રમો વધતો ચાલ્યો છે અને વિચ્છેદ સધાયા પછી પણ સાહિત્યરચનામા તો જૈન કવિઓએ એ પ્રક્રિયાને લાંબા વખત સુધી રોકી છે જૈન કવિઓ રાજસ્થાન અને ગૂજરાત બન્ને પ્રદેશોમા વિહરતા બન્ને પ્રદેશોની એકતા જ એમને હૈયે તો હોય એમની વાણી પણ ગૂજરાતી–મારવાડી ભિન્ન થયા પછી લાંબા સમય સુધી ગૂજરાતી કે મારવાડી નહિ પણ બન્નેના મૂળરૂપ જૂ પ રાજસ્થાની–પૂર્વમધ્યકાલની ભાષા–વિશેષે તો જોવા મળે છે પાછળથી જેમ ગૂજરાતી સાહિત્યક્ષમતા કેળવી શકી અને એમા સાહિત્યસર્જન ધમધોકાર થતું રહ્યુ એવુ મારવાડી અંગે ન બન્યુ તેથી જૈન કવિઓની ભાષાને પણ ગૂજરાતી તરફ ઢળ્યા વગર છૂટકો ન રહ્યો તેમ છતા છેક સત્તરમી સદી સુધી (જુઓ દા ત, નયસુંદરનુ નળદમયંતી ચરિત્ર' ઇ સ ૧૬૦૯) પૂર્વમધ્યકાલની જૂ પ રા ની છાટ એમના કાવ્યમા વરતાયા વગર રહી શકતી નથી ઉત્તરમધ્યકાલ (ઇ સ ૧૫૦૦–૧૬૫૦)મા આ વિચ્છેદ પૂર્ણપણે સિદ્ધ થાય છે અને બીજી ભાષાઓથી ભિન્ન એવી ગૂજરાતીનો આપણને સાક્ષાત્કાર થાય છે અખાપ્રેમાનંદથી ગૂજરાતનો અર્વાચીનકાળ શરૂ થતો ગણી શકાય અમદાવાદના અખાની અને વડોદરાના પ્રેમાનંદની ભાષા સરખાવીએ તો એક વિશેષે ઉત્તર તરફ અને બીજો સુરત નંદરબાર, બુરાનપુર વગેરે દક્ષિણના નગરોમા ઢળે છે એ ધ્યાનમા લેતા પ્રેમાનંદની ભાષા આધુનિક ગૂજરાતી (પ્રથમ સ્તર) અને અખાની ભાષા તે કાંઈક ઉત્તર ગૂજરાત તરફના (પૂર્વમધ્યકાલના) સસ્કારોનુ પ્રતિબિંબ પાડનારી લાગે તો નવાઇ પામવા જેવુ કશુ નથી ×

---

× સ્પષ્ટતા ખાતર અહીં મને અભીષ્ટ યુગવિભાગ સક્ષેપમા નોધુ છુ—

| | | |
|---|---|---|
| ઇ સ ૯૦૦—૧૨૦૦ | આદિકાલ | સિદ્ધહેમ યુગ |
| ઇ સ ૧૨૦૦ ૧૫૦૦ | પૂર્વમધ્યકાલ | નરસિંહયુગ |

શ્રી. મોદી—દંતકથાઓ સાચી ખરી ?

ઉત્તર—દંતકથાઓ દંતકથાઓ છે માટે જ ખોટી એમ તો કેમ કહેવાય? પણ સાચી જ એમે શી રીતે કહી શકાય? મારું એવું માનવું ખરું કે ઇતિહાસ-દૃષ્ટિની માન્યતા મેળવ્યા પહેલાં દંતકથાઓ ભૂતાર્થ તરીકે સ્વીકારાય એ ઠીક નથી. ઇતિહાસકાર સમક્ષ દંતકથાઓ એ સમૃદ્ધ સામગ્રી ગણાય. એને કામ

---

| | | |
|---|---|---|
| ઇ સ. ૧૫૦૦-૧૬૫૦ | ઉત્તરમધ્યકાલ | નાકરયુગ |
| ઇ. સ ૧૬૫૦-૧૮૫૦ | આધુનિકકાલ-૧ | પ્રેમાનંદયુગ |
| ઇ. સ. ૧૮૫૦-અદ્યાર્યંત | આધુનિકકાલ-૨ | ગોવર્ધનયુગ |

આમા ખાસ નોંધવાનું એટલું છે કે ઉત્તરમધ્યકાલના આરંભ પછીના કવિઓની કૃતિઓ એ જ ગૂજરાતી, કાઠિયાવાડનો એક શબ્દ વાપરીને કહુ તો 'સુવાગ' ગૂજરાતી, રચનાઓ ગણાય. તે પછીનું સાહિત્ય તે જ ગૂજરાતીનું આગવું સાહિત્ય. તે પહેલાનું પૂર્વમધ્યકાલનું સાહિત્ય તે ગૂજરાતી–મારવાડીનું સહિયારું સાહિત્ય; મારવાડી ભાષા-સાહિત્યના ઇતિહાસમા મારવાડી જેને પોતાના તરીકે અપનાવવા અધિકારી એવા એ સમયના નરસિંહ વગેરે કવિઓ પણ. અને તે પહેલાના યુગનું–આદિકાલનું સાહિત્ય–તેની ઉપર તો ગૂજરાતીમારવાડી (જૂની પશ્ચિમ રાજસ્થાની) એકલીનો જ નહિ પણ પશ્ચિમી હિંદીનોયે અધિકાર ખરો, એટલે કે ગૂજરાતી અને મારવાડી ભાષાસાહિત્યના ઇતિહાસો પોતપોતાની અભ્યાસવિષય ભ ષાનો સગડ તે કાળમા કાઢે, તે રીતે હિંદી પણ પોતાના ભાષાસાહિત્યના ઇતિહાસમા એ જ રીતે સિદ્ધહેમના દૂહાઓ સુધી પોતાના મૂળિયાં શોધવા (ઘોડા સામલા જેવામાના પુલ્લિંગ આકારાત નામ જેવા લક્ષણો ગોતવા) પ્રવૃત્ત થાય. પ્રાદેશિક અભિમાન અને ભાષાકીય અભિમાન એ બંને સેવવા હોય તોપણ તે સેળભેળ તો ન જ કરવા જોઇયે. વલભીના ભટ્ટિ કે ભિન્નમાળના માઘ અથવા પાટણના હેમચંદ્રને, 'ગૂજરાત'ના તેમ છતા, 'સંસ્કૃત ભાષા'ના લેખકો તરીકે આપણે ગણિયે ઠિયે પણ ઉત્તરમધ્યમાવ પહેલાની ભાષા સાથે સંકળાયેલા લેખકોના વિષયમા ભાષાકીય અભિમાનને શિથિલ કરવાનુ એટલું સહેલુ નથી પણ સાચી શાસ્ત્રીય દૃષ્ટિ તો સિદ્ધહેમ અને તેના દૂહાસાહિત્ય ઉપર ગૂજરાતી મારવાડી હિંદી વગેરેનો હક્ક સ્વીકારશે અને મીરા જે જૂ પ. રા. ના વિશ્લેષકાળમા ગાઇ ગઈ તેની ઉપર એકી સાથે મારવાડીને અને એકબાજૂથી ગૂજરાતી તો બીજી બાજુથી પશ્ચિમી હિંદીને હક્ક લડાવતી જોઇ આશ્ચર્ય પામશે નહિ.

સરળતા માટે ઇ. સ. ૧૫૦૦ પછીની ભાષાને માટે જ 'ગૂજરાતી' શબ્દ વાપરવો ઠીક છે. ઇ. સ. ૧૨૦૦ થી ૧૫૦૦ સુધીની ભાષાને મારુ–ગુર્જર કહેવાથી તેના સાહિત્ય ઉપર બંને પ્રદેશોનો હક્ક છે એ હકીકતને ઉઠાવ મળવા સંભવ છે. અને ઇ. સ. ૯૦૦-૧૨૦૦ ની ભાષાને અપભ્રંશ–કલ્પ (અપભ્રંશ જેવી) કહી શકાય, સાહિત્યકીય અપભ્રંશથી તેને છૂટી પાડવા માટે.

પત્રો અને તેમના 'વધારા' બહાર પડે છે તેમ છતાં એ વખતના જેવું એકતારપણું આપણે સાધી શક્યા છિયે કે કેમ એ વિચારવાજોગ્ખું છે....તેમાં હિંદી અને વ્રજભાષાના ગાયકોની અસર આપણા ગૂજરાતમાં તો ઠેઠ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના કવિ બાલાશંકર સુધી થતી રહી છે [હિંદી ગાયકોમાં પણ કબીરની અમર દિલની સાહિત્યપરંપરામાં બહુ જીવંત લાગે છે. અર્વાચીન સમયમાં પણ શું ટાગોરની ગહન કલાવાણીમાં કે શું આપણા અરજણ ભગતના સ્વાભાવિક ભજનલયકાવ્યમાં કબીરની ઝલક જરૂર વરતાઈ આવે છે. [આ અરજણ ભગત ઉપરથી એની 'વાણી'ના સંપાદક સદ્ગત મહાદેવભાઈ સાથે અખા વિશે મારે થયેલી વાત યાદ આવે છે. અખો ગૂજરાતનો કબીર છે એ મનસુખની વાત ચાલતી હતી ત્યાં એમણે બંને વિશે ઉદ્ગાર કાઢ્યો : [કબીર seminal poet હતો અને આપણા સાહિત્યમાં એ જાતનો કવિ અખો દેખાય છે. અખાના સમય સુધીમાં તો કબીરની વાણી ખૂબ પ્રચાર પામી ચૂકી એમાં શક નથી. ઉત્તર હિંદુસ્તાનમાં અખો રખડ્યો છે અને હિંદીમાં પણ પદો રચે છે એટલે કબીરની વાણીનો એને પરિચય થયો હોય તો નવાઈ નહિ. કબીરે ચલણી કરેલી કેટલીક ભાવના-લઢણો અખામાં જોવી મુશ્કેલ નથી અને બંનેનો વિચારમિનાર પણ બહુ ભિન્ન જણાતો નથી કબીરનો એણે ઉલ્લેખ પણ કર્યો છે.

નિર્ગુણ કથતા કબીરને પ્રજ્વળ્યો, સગુણ કહેતા નરસૈં રે રહેતો.

તેમ છતાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. હમણાં હિંદીમાં ડૉ. રામકૃષ્ણ વર્માએ કબીરના રહસ્યવાદ ઉપર એક મનનીય નિબંધ લખેલો છે. તેમાં કબીરની કેટલીક વાણીની મદદથી કબીર રહસ્યમાર્ગી (Mystic) હતો એવું બતાવવા પ્રયત્ન થયો છે કબીરની 'રમૈની' અને 'उल्टबाँसिया'ની ઝાંખી અખાના કેટલાક અવળવાણીના પદોમાં થાય છે, [તેમ છતાં એ રીતનો રહસ્યમાર્ગી અખો તો દેખાતો નથી.]

દાદુ અને સુંદરમાંથી દાદુ તો દાદુપંથીઓની માન્યતા પ્રમાણે અમદાવાદના લોદીરામ નામના નાગરબ્રાહ્મણને સાબરમતીના પ્રવાહમાં વહી આવતા બાળકરૂપે મળ્યા હતા. ગૂજરાતી અને હિન્દી–કલ્પ ભાષામાં એમના ઉદ્ગારો મળે છે. અખાની સાખીઓ (ગૂજરાતી તેમ જ હિંદીકલ્પ) જેવી રચના ઉપર જરૂર દાદુ અને કબીરની અસર છે. કાંઈ નહિ તો સંતોની વિચારપ્રચારની પ્રણાલીમાં ચલણીનાણા તરીકે સ્વીકારાયેલી સાખીનો એણે સ્વીકાર કર્યો છે. સુંદરદાસ અખાના સમકાલીન હતા. તેમણે વિધવિધ પ્રદેશોની ખાસિયતોની

ઠીક ઠેકડી ઉડાવેલી છે, જેમકે ગૂજરાત વિશે તે કહે છે કે "आभडछीत अतीत सों होत बिलार औ कूकर चाटत हाडी" અખાનો ને એમનો ભેટો થયો હશે કે કેમ તે કહી શકાતું નથી, પણ એ સમયમાં ઠેકડી ઉડાવનારા આત્માર્થીઓમાં અખો એકલો ન હતો એ જોઈ જરૂર આનંદ થાય છે

શ્રી કેશવરામ શાસ્ત્રી–નરસિંહ મહેતા અને અખા વચ્ચે ૧૫૦ વર્ષ [ગયાં એ ગાળામાં બ્રહ્મજ્ઞાનને લગતી કવિતા થઈ જણાતી નથી તો દોઢસો વર્ષ બાદ અખામાં જ્ઞાનની કવિતા ક્યાંથી આવી?

ઉત્તર—નરસિંહ મહેતા અને અખા વચ્ચેનો સમય—ઉત્તર મધ્યકાલ ઈ સ (૧૫૦૦–૧૬૫૦) સર્ગતાની દૃષ્ટિએ એકંદરે નિરાશા ઉપજાવે એવો છે એ સમય (નાકરયુગ) આપણી આખ્યાનકવિતાના પ્રવાહને ભલે ઊંડો નહિ પણ પહોળો અને સ્થિર કરી આપે છે નાકર, વિષ્ણુદાસ, શિવદાસ ભાલણ, વૈકુંઠ, આદિ કવિઓ આખ્યાનકવિતાને વિપુલતા અર્પે છે એટલું જ, એનું વર્ચસ્વ, એનું તેજ, એની રસશ્રી વધારવામાં બહુ સફળ થતા જણાતા નથી. તે માટે તો એક તરફ આખ્યાનકવિતાના આરંભના નરસિંહભાલણ અને ભીમમાલણ પ્રત્યે નજર કરી રહે અથવા તો બીજી તરફ આખ્યાનકવિતાની પરાકાષ્ઠારૂપ પ્રેમાનન્દના પ્રતિભાસર્જનો પ્રત્યે મીટ માંડવાની રહે નાકર-યુગની કવિતા પ્રમાણમાં છીછરી છે, આગળ પાછળના યુગ–નરસિંહયુગ કે પ્રેમાન યુગ જેવી રસતર્પક નથી બ્રહ્મજ્ઞાનની પણ સામાન્યકોટિની–અખાની જેવી ચમત્કૃતિયુક્ત નહિ એવી–કવિતા આ ગાળામાં નથી જ થઈ એમ નથી કવિચરિત ભાગ ૧–૨માં ડુંગર બારોટ, નરનો ડોડિયો, ધનદાસ અને ખાસ તો ધનરાજ પંડિત આપણને આ નાકરયુગના જ્ઞાની કવિઓ મળે છે અપ્રસિદ્ધ પદોનું સંપાદન થતાં વધારે કવિઓ મળવા સંભવ છે ધનરાજની 'હેલી'ની આ પંક્તિઓમાં અખાની પદાવલિની અને વિચારલઢણની કેવી ઝાંખી થાય છે!

> પરબ્રહ્મ અવિગત ચહુ। તેહુ પહિલું પરમાતમા હેલિ ॥
> આદિ એકવચન વ્યાપ માહિ તેહુ અતિ ઘણા હેલિ ॥
> સગુણ ઊધર ચેહુ। ચેહુ ઠકુરૂ શરણ્યું નથી હેલિ ॥

અખામાં જ્ઞાનની કવિતા કેમ પ્રકટી એનું એની પ્રતિભા સિવાયનું કોઈ બાહ્ય પારિસ્થિતિક કારણ પણ શોધવું હોય તો શોધી શકાય માલણ અને અખો બંને વૈષ્ણવો વિશે ગાનારા છે અને વૈષ્ણવતાથી રંગાયેલા છે તેમ છતાં તેની પણ ચિકિત્સા કર્યા વગર રહ્યા નથી બંને કવિઓની વૈષ્ણવચિકિત્સા નજર આગળ રાખી, અખામાંથી માલણ બાદ જતાં જે

શો રહે, તેને માટે વચગાળાનું જીવન જવાબદાર ખરું કે નહિ તેનો વિચાર કરવા મેં સૂચના કરેલી જ છે અખાના સમય સુધીમાં વૈષ્ણવ સંપ્રદાયે આપણા જીવનમાં મજબૂત જડ ઘાલી હતી અને કોઈ પણ સંપ્રદાય જડ ઘાલતાં, તેની કારકિર્દી ટીકાપાત્ર હદે પહોંચવામાં પછી વિલંબ કરતી નથી શ્રી ગોકુલનાથજી એક મહાપુરુષ હતા, પણ તેમનું ગુજરાતમાં વસવું થતાં એક ગુજરાતી કવિ સમાજ સુધારી બેસીને એટલા સુધી લખી બેસે છે કે એ પ્રસંગથી 'દાદો વસ્યો ગુજરાતનો' તો અખા જેવા ચિકિત્સક દૃષ્ટાનો કોરડો એવી વેવલાઈ પર વીંઝાવા માટે એમાં નવાઈ પણ શી! 'નાહ્યા ધોયા ફરે ફૂટડા ખાઈ પીને થયા ખૂટડા' એ શબ્દોમાં તલ્લીન વૈષ્ણવનામધારીઓ ઉપર ટીકાનો તેજાબ જ આ સોનાર કવિએ વરસાવ્યો છે અને એવું બધું જોયું ન જતાં, કવિના મુખમાંથી ઉપરના જેવા અનેક ઉદ્ગારો નીકળ્યા હોય એમ દેખાય છે આવી વેવલાઈથી કંટાળેલો માણસ જ્ઞાનની નક્કર ભૂમિકા તરફ ધીરેધીરે ખસે એ પણ સ્વાભાવિક છે

✓ શ્રી રતિલાલ ત્રિવેદી—અખાના સમયમાં કૃષ્ણભક્તિ વગોવાઈ હતી ખરી?

ઉત્તર—ના કૃષ્ણભક્તિ નહોતી વગોવાઈ ખુદ અખાએ જ કૃષ્ણભક્તિના નિતાન્તસુંદર પદો આપ્યા છે તે હજી અપ્રગટ છે પણ થોડીક વાનગી મેં રજૂ કરી જ છે આ વાત વીસરી જવાય છે એટલે ખાસ ભારપૂર્વક જણાવવી રહે છે કે અખાના સમયમાં કૃષ્ણભક્તો વગોવાયા હતા કૃષ્ણભક્તિ નહિ કૃષ્ણભક્તો વૈષ્ણવો)ની વગોવણી અખામાં મળે છે માટે કૃષ્ણભક્તિની વગોવણી પણ તેની કવિતામાં મળવી જોઈએ એવી અપેક્ષા રાખવી ઠીક

અખેગીતા-માં 'નિત્ય રામ નારાયણનો' દેખતા ભક્તના, આપણા સાહિત્યમાં અનુપમ કહી શકાય એવા, વર્ણનરૂપે મળે છે. (કડવું. ૧૧) પ્રેમલક્ષણાના સંસ્કારો અખાએ જીવનભર સાચવી રાખ્યા જણાય છે. એવી મૂડી એકવાર હાથ લાગ્યા પછી જતી કરે એવો એ દેખાતો પણ નથી. . . અહીં એક પીગત ઉમેરી લઉં મેં જો નિર્વિવાદ પુરવાર કરી આપ્યું કે 'ગુરુ કીધા મેં'વાળા છપ્પામાં અખાનો આશય શ્રીગોકુલનાથજીને ઉતારી પાડવાનો નહિ પણ પોતાની હીણપત ઉઘાડી પાડવાનો—આત્મનિર્ભર્ત્સનાનો છે તો પછી સાથે સાથે મેં અખાને 'વૈષ્ણવ' એવું લેબલ કેમ ન લગાડ્યું, એમ કોઈના મનમાં અપેક્ષા જાગી હોય તો હું લાચાર છું. વૈષ્ણવ સંપ્રદાયને એક માણસ કમાઈ આપવા હું પ્રવૃત્ત થયો જ નથી. આ પ્રશ્ન અંગે બુદ્ધિભેદ દૂર કરવા ત્રણ વસ્તુઓ પ્રત્યે ધ્યાન ખેંચવું જરૂરી છે: (૧) જો કૃષ્ણભક્તિથી વૈષ્ણવ ગણાવાતું હોય તો બેશક અખો વૈષ્ણવ છે. જે અર્થમાં શ્રીગોકુલનાથજી કે શ્રીમદ્ વલ્લભ અથવા તો શ્રીમધુસૂદન સરસ્વતી વૈષ્ણવ છે એ વિશાળ અર્થમાં અખો વૈષ્ણવ છે. કૃષ્ણભક્તિનું એક ખાસ સ્વરૂપ પ્રેમલક્ષણા તે એણે રગરગમાં અનુભવ્યું છે. હૃદયની આર્દ્રતામાં એ કોઈ પણ ભક્તથી ઊતરે એવો નથી. અખો આપણા દેશના પરમ ભાગવતોમાંનો એક છે. (૨) કૃષ્ણભક્તો ગણાતા હોય તેમનામાંનો તે એક હોય એટલે કે કોઈ એક સંપ્રદાયનો હોય, એના સમયમાં કૃષ્ણભક્તિનો વૈષ્ણવ સંપ્રદાય પ્રવર્તતો એટલે કહિયે કે તે સંપ્રદાયનો એ હોય, તો જ એને 'વૈષ્ણવ' કહી શકાય તેમ હોય તો સ્પષ્ટ છે કે અખો એવો વૈષ્ણવ નથી સંભવ છે કે જન્મે-ઉછેરે થોડોઘણો સમય તે એ સંપ્રદાયનો હોય, પણ એની વાણી કહે છે કે એ લોકોમાંના એક ગણાવાની એની ખ્વાહેશ રજમાત્ર નથી, કમભાગ્યે એમનામાંનો મોટોભાગ એને કડક ટીકાને પાત્ર જણાય છે, સદ્ભાગ્યે એવી ટીકા કરતા એ ખચકાતો નથી અને આપણને આપણા સાહિત્યની ઉત્તમોત્તમ કટાક્ષવાણી મળે છે અને સાથેસાથે એક ઉન્નત આત્માની આધ્યાત્મિક પ્રામાણિકતાનું અને નિર્ભીકતાનું દર્શન થાય છે. અખો આ વૈષ્ણવસંપ્રદાયમાં, ધારો કે જન્મથી કે ઉછેરથી હોય, તોપણ તેમાં ટક્યો હોય એ એના વૈષ્ણવોની ઝાટકણી કાઢતા ઉદ્ગારો જોતાં અસંભવિતવત્ છે ધારો કે જન્મે ઉછેરે એ વૈષ્ણવ ન હોય, તોપણ એના કહેવાથી સમજાય છે કે એ ગોકુળ જઈ શ્રીગોકુળનાથજીનો શિષ્ય બનીને પોતાને આધ્યાત્મિક વિકાસ ની તક જરૂર આપે છે. ('ગુરુ કરવા હુ ગોકુળ ગયો', 'ગુરુ કર્યા મેં ગોકુળનાથ'.) પણ તેમ કરતાં દુનિયાની દૃષ્ટિએ

અગુણ ગણાઅને મન મનાવવાનું થયું એટલું જ વિચાર તો 'નગુણનો નગુરો'જ રહ્યો આમા અખો પોતાની જ શાખ જુએ છે, અને સગુણ થતા માત્રથી તરી ગયા માનનારા અને આગળ બીજો ગો પુરુષાર્થ કરવાની જરૂર ન જેનાર ગુરુપેનડાઓ—જેમનો તોટો કદી પડયો નથી ને પડશે એવો ડર પણ નથી—ઉપર પોતાનો દાખલો આગળ ધરીને જ પ્રહાર પાડે છે 'અખેગીતા'મા અને છપ્પામાં પણ માયાવાદ ા રીતરના ૨૫૮ ચિહ્નો જેનાં એમ તો જરૂર લાગે છે કે વૈષ્ણવીદીક્ષા લીધ પછી ક્યારેક—અને તે ગુરુની નહિ પણ પોતાની જ ત્રુટિને પરિણામે—તે એમાથી ખરી ગયો હશે જ. તેમ છતા યાદ રાખવાનું છે કે વૈષ્ણવી સંસ્કારોમાથી જે સૌથી કીમતી—પ્રેમલક્ષણા—તેની છાપ જિંદગીભર એના હૃદય ઉપર પ્રબળપણે રહેલી વરતાયા વગર રહેતી નથી (૩) અને વૈષ્ણવી સંપ્રદાયમાથી એ ખરયો તેથી એ સંપ્રદાયની મોટી ટીકા થઇ જાય છે એમ સમજવાનું નથી એકંદરે એનાં એ માયાવાદને પણ અનન્યપણે વળગી રહ્યો છે એવુ સમજવાનું નથી એ તો એના શબ્દોમા કહિયે તો સૌ વાદોથી ઊફરો' ચાલ્યો ગયો છે

તે માટે તત્ત્વદર્શી ખરો,
અખા ભેદ સર્વે ઉફરો

એ સમય જ સમન્વયનો હતો. શ્રીશંકરાચાર્યના તત્ત્વજ્ઞાનને ઊંડી રીતે સમજનાર અને પચાવનાર મધુસૂદન સરસ્વતી કૃષ્ણાત્ પર કિમપિ તત્ત્વમહ ન જાને એમ ગાય છે શંકર પછી ભક્તિની જે ઊર્મીઓ ભારતવર્ષમા ઊઠી તેથી એમના જેવા આત્માનુભવીઓ ન ભીંજાયા હોત તો તેની જ નવાઈ રહેત અખો પણ આવો સમન્વયદર્શી છે એણે સ્ફુ ર વાણીમા એવા દર્શનનો પુરસ્કાર પણ કર્યો છે :

નિર્ગુણ થઇને સગુણમા ભળે,
તો અખા દૂધમા સાકર મળે

અનુભવીઓએ દાખવેલ આવા સમન્વય દર્શનને બદલે સંપ્રદાયના વાડાઓને આ દેશના લોકો વળગી રહ્યા એ ઘરનાએ પાતાના સપ્રદાયોનું તો ઠીક પણ દેશના ધર્મપ્રવાહનું ભારે અનિષ્ટ કર્યું છે

ટૂંકામા, અખો જન્મેઉછેરે વૈષ્ણવ હો વા ન હો, પાછળથી ગોકુળ જઈ દીક્ષા એણે અવશ્ય લીધી છે પણ તે સંપ્રદાયમા તે ટકયો હોય એમ દેખાતું નથી તે સપ્રદાયના કેટલાક વર્ગની ટીકાપાત્ર વર્તણૂક પર તેણે પ્રહાર કર્યા છે, પણ શ્રીમદ્ ગોકુળનાથજી પ્રત્યે અવિનયવાણી એણે ઉચ્ચારી નથી જ. તે સપ્રદાયમાથી એ ખસી ગયો તેમ છતા સાચા અર્થમા તે જીવનના અંત

સુધી વૈષ્ણવ-પરમભાગવત-રહ્યો છે. તે બધા સંપ્રદાયોથી 'ઊફરો' ચાલ્યો ગયો છે, અર્થાત્ અનુભવે એને સમન્વયદર્શી બનાવ્યો છે.

શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાન—એ જ્ઞાની તરીકે લખતો હતો કે કવિ તરીકે ?

ઉત્તર—અનુભવી તરીકે.

શ્રી. ગટુલાલ ધ્રુવ—વૈષ્ણવતા આટલી વ્હેલી પડતીમાં આવી ગઈ હતી ?

ઉત્તર—અખાનો પુરોગામી માંડણ પણ વૈષ્ણવ છે. એણે ધર્મચર્યાના દંભો ઉપરની કહેવતોનો સારો સંગ્રહ રજૂ કર્યો છે, પણ વૈષ્ણવો વિરુદ્ધની કહેવતો એની પાસે જૂજ છે. દોઢસો વરસ પછી અખો જોઇયે છિયે તો તે વૈષ્ણવોને તીખા ચાબખા લગાવે છે. આથી આ દોઢસો વરસમાં પ્રસ્તુત સંપ્રદાયની સ્થિતિમાં ફેરફાર થયો હોવાનો શક જાય છે, જેને પરિણામે અખા જેવા આત્માર્થીને ટીકાનાં વચન કાઢવાં પડ્યાં. આજના ધર્મપરાઙ્મુખ જમાનામાં કોઈ સંપ્રદાય વિરુદ્ધ બોલવું કેવળ સુશક્ય નથી, તો તે સમયમાં તો કેટલું મુશ્કેલ હશે ? તેમ છતાં અખાથી બોલ્યા વગર રહેવાતું નથી. એવું સમજાય છે કે સંપ્રદાયની સ્થિતિ અખાના મોંઢામાં આંગળા નાખીને એને બોલાવતી ન હોય:

> 'વૈષ્ણવ ભેખ ધરીને ફરે,
> પરસાદ ટાણે પત્રાવળાં ભરે ! '
> 'નાહ્યા ધોયા ફરે ફૂટડા
> ખાઈ પીને થયા ખૂંટડા.'

શ્રી. ધૃમકેતુ—શંકરાચાર્ય જ્ઞાની કે ભક્ત ?

ઉત્તર—માત્ર શબ્દનો ભેદ છે. સાચો જ્ઞાની પોતાને ભક્તિથી વંચિત રાખે ખરો ? અને જ્ઞાન વિના સાચા ભક્ત પણ થવાય ? જેમ પરબ્રહ્મનું યથાર્થ વર્ણન સત્ કે ચિત્ કે આનન્દ એમાંના કોઇ એક જ શબ્દથી નહિ પણ 'સચ્ચિદાનંદ'થી જ થાય તેમ શંકરાચાર્ય જેવા જીવન્મુક્તોનું પણ જ્ઞાની કે ભક્ત કે વૈરાગી કે કર્મકર્તા એવા એક પદથી અંશવર્ણન ન કરવું ઠીક છે. શંકરાચાર્યને નામે ભક્તિસ્તોત્રો ચડેલા છે. જીવનની અંતિમ પળોમાં એમણે શિષ્યોને સગુણોપાસનાની અનુમતિ આપ્યાની પણ કથા છે. પણ તેથી એમની મૂળ વાતને બાધ આવતો નથી તે તો રહે જ છે.

અખા જેવા સમન્વયદર્શી અનુભવીઓએ ભક્તિ અને જ્ઞાનવૈરાગ્યનો અંગાંગી અને તેથી અવિશ્લેષ્ય સંબંધ જોયો. અખો કહે છે: 'ભાઈ, ભક્તિ જેહની પંખણી જેહને જ્ઞાનવૈરાગ્ય બેઉ પાંખ છે.' જ્યારે કેવળ ભક્તિમાર્ગી-

ગોએ વિશ્લેષણ સંબંધ જોગો. દયારામ જ્ઞાનવૈરાગ્યને ભક્તિરૂપી ગાયનાં વાછરડાં તરીકે ઓળખાવે છે. આત્માને ખડકા જોનાર્, આ વધશુ છે. પણ ચેતનના એવા વિભાગો સંભવતા નથી.

શ્રી રતિલાલ ત્રિવેદી—ભાગવતનો સમય ક્યારે ?

ઉત્તર—તે કહેવું જરા વિકટ છે. કોઇ નવમો સૈકો તો કોઇ અગિયારમો કહે છે. એ પછી તો નહિ જ.

શ્રી રતિલાલ ત્રિવેદી—મને લાગે છે કે સંસ્કૃત સાહિત્ય ઊંડુ અને ગંભીર બનતું ચાલ્યું તેથી લોકભાષામાં ભક્તિસાહિત્યની જરૂરિયાત ઊભી થઈ.

શ્રી કેશવરામ શાસ્ત્રી—જુદા જુદા આચાર્યો અમુક વિશિષ્ટ તીર્થોની આસપાસ વ્યાપક બન્યા, તેમા બાવાજી, મથુરા, અયોધ્યા એ રામાનુજ, વલ્લભ-નિમ્બાર્ક, રામાનંદના ત્યાં ત્યાંના પ્રચારથી સમજી શકાય છે

ઉત્તર—શ્રી. શાસ્ત્રીજીનું કથન શું બન્યુ તેનો કાંઇક ખુલાસો આપે છે. પણ એ કેમ બન્યુ તે જાણવાનું રહે છે. શ્રી ત્રિવેદી કહે છે તેમ માનવાનું મન થાય એવુ છે પણ શું સંસ્કૃત સાહિત્ય, પૂર્વે, ઓછું ઊંડુ હશે ! વળી બીજો સવાલ એ પણ થાય કે શુ પૂર્વે ભક્તિ, ભક્તો અને ભક્તિસાહિત્યની કદીયે આ દેશમા કમીના હશે ? એમના કહેવામાથી આપણે એટલો અર્થ લઇયે કે આ સમયમા લોકસમૂહનો મોટો ભાગ જે કાંઇ સંસ્કૃત સાહિત્ય હતું તે સમજવાની શક્તિ કોઇ પણ કારણે ગુમાવી બેઠેલો અને એક ભક્તિતત્ત્વ જ એને ઝટ સમજાય એવુ હતું અને તેને તેણે ઝડપી લીધું, તેને તે વળગી રહ્યો.

મનુષ્યહૃદયનો ઢોળાવ એવો છે કે મનુષ્ય—આત્માને ભક્તિ તરફ ઓછી મુશ્કેલીથી ધકેલી શકાય, જ્યારે જ્ઞાનની વાત એટલી મહેલી ન ગણાય

એક ભક્તિ જ પથ્ય નીવડે અને જ્ઞાનાદિ પોતાને સદે નહિ એવો આરોગ્યરહિત આપણો સમાજ શી રીતે થઈ ગયો ? એનું એક મુખ્ય કારણ ઇસ્લામના આગમનમા-આક્રમણમા—શોધવાનું રહે છે અગાઉ અનેક પ્રજાઓના પૂર આ ભૂમિમા આવીને રેલવાયા હતા, પણ હિંદુધર્મે કદી મહોભ અનુભવ્યો ન હતો હિંદુ સંસ્કૃતિને તાણીની ઉપમા અપાય છે એ બરોબર છે એ તાણીમા નવી નવી પ્રજાઓની સંસ્કૃતિઓ વાણારૂપે દાખલ થઇ, ઓતપ્રોત થઈ હિંદુધર્મનું ભાતીગળ પટ ઉપજાવતી. પણ ઇસ્લામને એ રીતે સમાવી લેવા સંજોગ ન હતો. ધાર્મિક અને રાજકીય ઇતિહાસ તરફ દષ્ટિ નાખિયે છિયે તો સમજાય છે કે હૂણોને શિકસ્ત તો આપી, પણ હર્ષ-

વર્ધન પછી ભારતવર્ષમાંથી સાર્વભૌમ સત્તા વિલુપ્ત થઈ અને જાણે કે ધીમે ધીમે જીવનમાંથી શ્રી સરી ગઈ. ધાર્મિક જીવનચર્યામાં સમાજે બૌદ્ધ અને બ્રાહ્મણ વિચારણાનું દ્વંદ્વ શમાવી શાંકરમત ઉપર નજર સ્થિર કરી હતી, પણ આ રીતે ઊગરેલા ધર્મનાં હાડ ખખડી ઉઠેલાં તો હતાં જ. એકેશ્વરવાદ અને માનવ માત્ર માટે બંધુતાનો પયગામ ફેલાવતા તાજગીભર્યા, જોમભર્યા, એક નવીન ધર્મને–ઇસ્લામને આ દેશનો સમાજ ગળી જઈ શકે એ સુકર ન હતું. એટલુંજ નહિ, સમાજને પોતાને સામેથી ટકી રહેવા માટે આત્મરક્ષણના ઉપાયો યોજવા પડયા. એમાં બધા કરતાં ભક્તિ એક સરળ સર્વગમ્ય સુલભ સાધન હતું. હિંદુ સંસ્કૃતિએ આત્મધારણનો એક અસાધારણ પુરુષાર્થ કર્યો તેના પરિણામરૂપે મધ્યકાલીન ભક્તિધારાનો સર્વતોમુખી પ્રસાર જોવા મળે છે. તુલસીદાસના 'રામચરિતમાનસે' અને શ્રી ચૈતન્ય ગૌરાંગ તથા શ્રીમદ્ વલ્લભની ભક્તિચર્યાએ દેશના હૃદયને સીંચ્યું, ચિમળાવા ન દીધું. હિંદુધર્મ આ રીતે પગભર રહ્યો.

આ ઉપરથી એવું ન સમજવું જોઇયે કે આ પહેલાં ભક્તિ અજ્ઞાત હતી, ભક્તિના સંપ્રદાયો આ દેશમાં જૂના કાળથી ચાલ્યા આવતા હતા. પણ તેમનું ઐકાન્તિક મહત્ત્વ કદી ન હતું. તે આ સમયમાં થયું. ભક્તિના આ અનન્ય મહત્ત્વ ઉપરથી એમ પણ સમઝાય ખરું કે સમાજની જ્ઞાન-વૈરાગ્યકર્મની ભાવનાએ નબળી પડી હોય ત્યારે ભક્તિ અને વેવલાઈ વચ્ચેનું અંતર ઘટી ગયેલું ઘણીવાર જોવા મળે તો આશ્ચર્ય નહિ. આ સમયમાં પુરાણોએ અને ભક્તિસંપ્રદાયોએ હિંદુધર્મને પગભર રાખ્યો છે. પુરાણોમાં તીર્થમાહાત્મ્યો અને વ્રતમાહાત્મ્યોની ભરમાર થઈ પડે છે તો ભક્તિસંપ્રદાયોમાં પણ ઉત્કટ અંધશ્રદ્ધા અને વેવલાઈના ડગલે ને પગલે દર્શન થાય છે. આમ હિંદુધર્મ જીવી ગયો ખરો, તેમ છતાં જાણે મરવા વાંકે જીવતો હોય એવી એની દશા હતી, તે હકીકત સામે આંખમીંચામણાં કરવાં પણ ઠીક નથી.

ભક્તિસાહિત્યે, આ રીતે ઘણી મોટી સેવા બજાવી છે. લોકભાષામાં એ રજૂ થતું. પણ પૌરાણિક કથાનકો તેમ જ કૃષ્ણભક્તિની ગાથાઓ લોકભાષામાં ક્યારામાં પાણી નાખ્યે જ જાય, નાખ્યે જ જાય, એ રીતે માત્ર પ્રાણ ટકાવી રાખે એટલા સત્ત્વવાળી જ હતી, તેને હૃષ્ટપુષ્ટ કરે, વીર્યવંત કરે, નવી સિદ્ધિઓ પ્રતિ પ્રસ્થાન કરાવે એવી એનામાં ગૂંજાયશ ભાગ્યે જ રહી હતી. ભક્તિ સાથે ઇતર તત્ત્વોનો સમન્વય કબીર અને અખા જેવા અનુભવીઓએ કરેલો તે માર્ગ કમભાગ્યે બહુ અનુસરાયો નહિ. ટૂંકામાં,

સંસ્કૃત સાહિત્ય ગહન થતું ચાલ્યું હતું તેથી ભક્તિસાહિત્યને ફાવતું આ યુ એમ નહિ પણ સમાજની સ્થિતિ જ એવી કે ભક્તિ સિવાય કાંઈ એને જરૂરી નહિ એવું દેખાય છે અને ભક્તિમાં પણ તુલસીસૂરના ઉચ્ચાશયી આત્મ-લલકારથી માંડીને સંપ્રદાયીઓના બહુશ જડ કાંસાકરતાલના ખખડાટ સુધીના અનેક પ્રકારોમાંથી આ પાછના જ વિશેષ તો અનુકરણસુલભ ભક્તિસાહિત્યનો યુગ ઘણો ઘણો લાંબો ચાલ્યો છે તેમ છતાં જેને નિઃશંક સાહિત્ય કહી શકાય એવું જૂજ મળ્યું છે એ હકીકત સૂચક છે

• શ્રી. દીવાન—મને લાગે છે કે અમુક તત્ત્વના પ્રાધાન્યે માનસશાસ્ત્રીય રીતે જુદા જુદા માર્ગ તરફ વલણ થયા કર્યું

શ્રી ધૂમકેતુ—મને લાગે છે કે શિવભક્તિ પૌરુષભક્તિ હતી, તે માટે બલિષ્ઠ હૃદય જોઈએ. તેના અભાવે પરાજિત હૃદયોમાં રાધાકૃષ્ણ–ભક્તિ સ્થપાઈ

શ્રી. ગટુલાલ ધ્રુવ—તે બરાબર નથી.

શ્રી કેશવરામ શાસ્ત્રી—કેમકે ઘણા જૂના સમયથી મુસલમાનો આવ્યા પહેલા જ ભક્તિ હતી એથી ઊલટું મુસલમાનોમાં સૂફીવાદ છે, એને પરાજિત હૃદય કહી શકાશે ?

ડૉ હરિપ્રસાદ દેસાઈ—અમુક અમુક અંશ નબળો પડ્યો ત્યારે આચાર્યોએ ઉત્પન્ન થઈ તે તે અંશને પૂર્ણ સબળ બનાવી આપ્યો ધર્મની પડતી અહીં ભારતવર્ષમાં આવી જ નથી માત્ર રાજકીય પડતી આવતી ત્યારે ભગવાન રૂપી ઔષધ મળ્યા કર્યું છે જ્ઞાનના જેમ મોજા આવ્યા, તેમ ગુજરાતમાં એ કાળે ભક્તિના મોજા આવ્યા તેમાં અખાએ જ્ઞાનના મોજાનો મેળ સાધી આપ્યો એ જોડાણે જ્ઞાનભક્તિ ગુજરાતમાં સબળ બની તમૂરાએ એ બધું બચાવ્યા કર્યું ફેલાવ્યા કર્યું આમાં ક્યાંય જ્ઞાન–ભક્તિની પડતીનો યુગ નજરે નહિ પડે

શ્રી રતિલાલ ત્રિવેદી—રાનડે કહેતા હતા કે રામદાસ–તુકારામ–જ્ઞાનદેવ એમ ૧૩–૧૪ મા સૈકાથી ભક્તિ મળે છે, આનંદશંકર કહેતા હતા કે ૮–૯ મા સૈકા સુધી જવું જોઈએ

શ્રી દીવાન—મને લાગે છે કે રાજકીયતાથી ધર્મ સુધી આવવાને બદલે ધર્મથી રાજકીયતા સુધી જઈએ, ત્યારે Cultural–સાંસ્કૃતિક ઐક્યનો આપણને ખ્યાલ આવી શકે

ડૉ. હરિપ્રસાદ—પ્રજાને ટકાવી રાખવાનો જ એ પ્રયત્ન હતો જીવનને બળ મળે તે માટે ત્યાં ત્યાંથી યુગપુરુષો આવ્યા ને ટકાવી રાખી

શ્રી. ઉમાશંકર જોષી—ભક્તિ એ કાંઈ ઇસ્લામીઓ આ દેશમાં આવ્યા પછીથી દેશના લોકોએ શોધી કાઢેલો કોઇ પદાર્થ નથી પણ માનવ-હૃદય જેટલી જૂની ચીજ છે. પ્રાચીનકાળથી ભાગવતસંપ્રદાયો ચાલ્યા આવતા હતા. એ વાત આગળ થઇ ગઈ છે. ભક્તિનું કારણ પરાજિત હૃદય છે એમ કહેવા કરતાં ભક્તિનુ કારણ હૃદય છે એટલુ જ કહેવું બસ છે. ભક્તિ માટે હૃદયે પરાજિત થવાની જરૂર નથી. હૃદય એકવાર ઊછળતા શીખે છે પછી એના સ્પંદનો વિશ્વ પાછળના પરમ તત્ત્વને સ્પર્શે ત્યારે જ એને ટાઢક વળે એવી એનામાં કાંઈક મહત્ત્વાકાંક્ષા છે.

વામકૌલ આદિ માર્ગો તરફ દૃષ્ટિ કરતા શિવભક્તિ ([1] શાક્તમત)ને પૌરુષયુક્ત માનવા કોઇ ભલે પ્રેરાય પણ તેના રહસ્યને પૌરુષ કે સ્રીત્વમાંથી એકની સાથે જ જોડવાની જરૂર નથી તેમ આત્મા રાધાભાવે પરમાત્મા-(કૃષ્ણ)ને ભજે એના જે અનેક પ્રકારો છે તેમા એક સંપ્રદાયના ભક્તો (= રાધાઓ) મહિને ચાર દિવસ દૂર પણ બેસે છે એ જોઈને કોઇ રાધા-કૃષ્ણભક્તિ ઉપર સ્રીત્વનો આરોપ કરવા લલચાય. પણ રાધાકૃષ્ણભક્તિના રહસ્યને તો ન પૌરુષ કે ન સ્રીત્વ, કેવળ માનવી હૃદયની સુદ્રવતા સાથે જ સંબંધ છે.

ભક્તિની છોળો આપણા દેશને ચારે ખૂણે ઊડી તેની પાછળ પ્રજાની આત્મરક્ષણની વૃત્તિ જ પ્રેરકબળરૂપે દેખાય છે પ્રજાની જેવી સ્થિતિ હતી તેમા ભક્તિ સિવાય બીજુ કાંઈ એને ફાવે એમે ન હતું વિશિષ્ટ સંજોગોને લીધે ભક્તિએ અભૂતપૂર્વ પ્રાધાન્ય ભોગવ્યું. પણ એટલા ઉપરથી જ ભક્તિનું તત્ત્વ પરાજયમાંથી ઉદ્ભવે છે એવુ અનુમાન ન થઇ શકે. અખા જેવા કવિમાં વૈરાગ્યની ધૂણી ધખતી જોઈને શ્રી. મુનશી જેવાએ વૈરાગ્ય-ભાવનાને તત્કાલીન હિંદુસમાજની વૈભવયુક્ત પૌરુષહીનતા સાથે સાંકળી છે. એના જેવો ઉપરનો પણ મત છે કદાચ આપણી હાલની પરતન્ત્રતાના બનાવને સમગ્ર યુગમા ઘટાવવાના આ પ્રયત્નો છે.—પણ જોવા જઇયે તો, આજે તો સાચાં ભક્તિ-વૈરાગ્ય પણ જવલ્લેજ જડે.

ભક્તિને આધારે દેશ ટકી રહ્યો એ ખરુ પણ પહેલા યે ભક્તિ તો હતી. તેમાં ને આમાં ઘણો ફેર દેખાય છે. પ્રાચીન સમયમા ભક્તિ જ્ઞાન અને કર્મના સમન્વયનું મહત્ત્વ થતું. ભક્તિનું મધ્યકાલીન એકાંગી વલણ તે સામંજસ્ય-દૃષ્ટિના અભાવનું સૂચક છે. અહીં પરાજિતતાનો ફાળો જરૂર છે. આત્માને અભિલાષમાં પામવાને બદલે અશક્ત. પામવાનો ઉતાવળિયો અને અક્રાંતિયો

માર્ગે તે સ્વરચના કરતાં પરાસ્તતાનો જ સૂચક જણાય. મોટો દાખલો આપણી આગળ ટીળકનો છે. એમણે ગીતામા કર્મયોગ જોયો. એ દર્શનમાં યુગદર્શન છે, ક્રાન્તદર્શન નથી. જુઓને ગાંધીજીએ તરત ધીરે રહીને એ કર્મયોગ ઉપર પોતાનો સુધારો મૂક્યો કે કર્મયોગ ખરો પણ અનાસક્તિપૂર્વકનો કર્મયોગ, અર્થાત્ અનાસક્તિયોગ. કર્મમાંથી સ્થૂલતાનો બોજો આમ ખખેરી નાખ્યો તેમ છતા આ અનાસક્તિયોગમા પણ કેવળ કર્મનું પ્રાધાન્ય વિવક્ષિત રહે જ છે અને તેથી સમન્વયદર્શીની દષ્ટિને કદાચ એ પણ સમતાયુક્ત ક્રાન્તદર્શનને બદલે એક વિશુદ્ધ યુગદર્શન જણાય તો આશ્ચર્ય નહિ.

શ્રી. મટુલાલ ધ્રુવ—પ્રજાને સ્વાધીન રાખવી હોય તો ભક્તિજ્ઞાન ન ચાલી શકે પરદેશીઓના આક્રમણથી બચાવવા અને રાજકીય સ્વાતંત્ર્ય ટકાવવા કોઈ અન્ય તત્ત્વની જરૂર છે. એ કયું તત્ત્વ ?

ડૉ. હરિપ્રસાદ—જ્ઞાન, કર્મ, ભક્તિનો પ્રબળ સમન્વય જોઈએ એ માટે નવુ પ્રાણજીવન ધડવુ જોઈએ યુગેયુગે તેવુ થશે. એ બધાં સાધનો ઉપયોગમા લઈ, કરી બનાવવાની તક હવે આવી લાગી છે.

શ્રી. ઉમાશંકર જોષી—પ્રજાને ધારણ કરનાર તત્ત્વ તલવાર છે, શસ્ત્રસરંજામ છે, એમ માનવા મન ગમે તેટલું લલચાય તોપણ ઇતિહાસ તેમ માનવા દે એવુ છે નહિ. પ્રજાને ધારણ કરનાર તત્ત્વ ધર્મ-કોઈને કોઈ પ્રકારનો સક્રિય આદર્શ અને એ આદર્શને મૂર્ત કરવા માટે આત્મસંપત્તિનો તીવ્ર ઉપયોગ (application)—જ છે ખુલ્લું છે કે ધર્મ તે અત્યારે શબ્દ વગોવાઈ ચૂક્યા અર્થમા સમજવાનો નથી स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ।

# સાહિત્ય

## શ્રી ગૌરીશંકર ગો. જોશી, "ધૂમકેતુ"

[તા. ૭-૧૦-'૪૨]

આચાર્ય આનંદશંકરે એક જગાએ કહ્યું છે કે ક્રાંતિકારી આત્માઓ તે સાહિત્યકાર. તે સાથે સરખાવો 'I was the Gem concealed, me myself revealed.

મૃત્યુનું વધુમાં વધુ ગાન શેક્સ્પીયરે કર્યું છે, છતાં એના મૃત્યુગાનમા નિરાશા નથી. "હેમ્લેટ"માં to die-to live વિશેની શંકા હજી છે; "મૅકબેથ"માં તેની મૃત્યુની શોધખોળ પૂરી થઇ નથી ક્લિઓપેટ્રા અને એન્ટની જુઓ: ત્યાં જીવનનું કાર્ય પૂરું થયું છે. અને 'મૃત્યુના અંધકારને વરરાજા ભેટવા જાય તેમ હું જાઉં છું' એવા ત્યા એન્ટનીના શબ્દો છે. ક્લિઓપેટ્રા જવાબ આપે છે: 'મૃત્યુ પછી જ બાળક થવાય છે.' આ સાથે આપણા સાહિત્યનો એક વિચાર સરખાવી જોવા જેવો છે.

"કર લે સિંગાર ચતુર અલબેલી
સાજન કે ઘર જાના હૈ."

આ બંને વિચારોનું સ્વરૂપૈક્ય કયાંથી આવ્યુ ? મનુષ્ય અધમમાં અધમ દશાએ પહોંચ્યો હોય, તે વખતે પણ જીવન અને મૃત્યુ વિશે જાણવા માટે એ તત્પર હશે. સાહિત્યની સંભાવના આ જીવનશોધનની વૃત્તિમા રહી છે.

અરવિંદે લખ્યુ છે. 'મેઘદૂત' અને 'શાકુતલ' વારવાર આપણને કેમ આકર્ષી રહે છે ? સામાન્ય માણુસ કુદરતને જડ માને છે તેમા ચૈતન્ય જોવુ ને તે ચૈતન્ય શબ્દોમા વ્યક્ત કરવુ એ માત્ર મહાકવિ જ કરી શકે. જડસૃષ્ટિમાં પણુ ચૈતન્યનો સાક્ષાત્કાર મળતો હોવાથી માણુસ એ કૃતિઓ તરફ વારવાર આકર્ષાય છે. મેઘદૂતના કવિનું ક્રાન્તદર્શન અદ્ભુત છે.

બ્રેડલેએ ટાર્ગેનવની એક વાત આપી છે. વાત ટૂંકી જ છે: પક્ષીના એક નાના બચ્ચા ઉપર એક કૂતરે તરાપ મારી. તે બચ્ચાંની પખિણી માતા તે જ સમયે વચ્ચે આવીને પડી અને મરણુશરણ થઇ. કરી છૂટવુ એવા પ્રકારની અંત:સ્ફુરણા તે વીરત્વ છે, અને પરાજયની મહત્તા એ વીરત્વના કાવ્યનો ખરો વિષય બને છે.

મનુષ્ય સાહિત્યદ્વારા પોતાના વિજય અથવા પરાજયનું ગાન ગાતો આવ્યો છે When life speaks, winds become words

લેસિંગે લેઓકુનની શિલ્પકૃતિ ઉપર વિવેચન કરતાં કહ્યું છે કે આપણને એ શિલ્પ જોઈને એક જ ઇચ્છા થાય છે આપણને પણ આવુ મહાન સંકટ પડે, અને છતાં આવી જ અનુનમ વૃત્તિ મળે. લેઓકુન દેશદ્રોહી થવા ના પાડે છે. ભયંકર અજગરથી બચાવવા છોકરાઓને ખભા સુધી ચઢાવે છે છતાં એનામાં અનુનમ રહેવાની વૃત્તિ છે લેઓકુનની કૃતિમા લેસિંગે આ જોયું પ્રયત્ન પ્રયત્ન ને પ્રયત્ન આ પ્રયત્નને અને પરાજય નિશ્ચિત હોવા છતા પણ અનુનમ રહેવાની વૃત્તિ, ગમે તેવી યાતનામાથી સોંસરવા નીકળી જવાનું સામર્થ્ય તે આત્માની કલા છે સર ચીનુભાઇના કુટુંબ સાથે ડૉ હરિપ્રસાદ, શ્રી રાવળ, હું પોતે ગો બોરગાટ પાસેનું જોગણીનું મંદિર જોવા ગયા હતા ત્યાં મહિષાસુરમર્દિનીની મૂર્તિ જોઈ લીલામાત્રથી મહિષાસુરને દેવી મારે છે, તેનું સ્વરૂપ એમા મૂર્ત થયુ છે દુર્ગાને સંહાર-લીલા માત્ર રમત જેવી જ લાગે છે શિલ્પીએ દુર્ગાના ચહેરા પર સૌમ્ય ભાવો ચીતર્યા છે તેની સંહારક શક્તિમા પણ લીલા માત્રને વ્યક્ત કરી સપ્તશતીમાંના શબ્દોની યથાર્થતા સમઝાવી છે

મનુષ્યના અંતરમા અમુક સ્થાયી ભાવો-વૃત્તિઓ છે તેને સ્પર્શી શકે, તેની સાથે પોતાના અનુભવોને સાધારણીકૃત કરી બતાવે તે સાહિત્ય સાહિત્યકાર જ આજના છતા નવી સૃષ્ટિ નિત્ય બનાવી શકે છે

મનુષ્યજીવનના વ્યાપક અનુભવોનો આવિર્ભાવ તે ઈશ્વર આવિષ્ એટલે ઈશ્વર જે રીતે મનુષ્યહૃદયમા ઈશ્વરનું સ્થાન થાય અને તે કાંઈ કહે-મનવાણી-તે જ રીતે સાહિત્યકારની વાણીનું સમઝવુ જીવનના ક્ષણિકત્વને સાહિત્ય અમરત્વ આપે છે મનુષ્યને પોતાના કોઈ પ્રયત્નમા કોઈ યાતનામા નિરાશ થવાની જરૂર નથી, નહિતર મનુષ્યજીવન જીવવા જેવું જ ન રહે. માનવમાં જિવાડવાનુ જે સામર્થ્ય છે તે પાછુ સાહિત્યમા લાવવુ એટલે કે માનવે જીવન-વિકાસ સાધવો સાહિત્ય એ રીતે પ્રજાનો મોટામા મોટા સામર્થ્યનો ભંડાર છે

નરસિંહ-મીરા-ચૈતન્ય-દાદુના પદ આપણને કેમ અસર કરે છે? લોકો ઉપર દુષ્કાળાદિની આપત્તિ વરસે ત્યારે સાંજે ભજન કરવા બેસે અને દુખો ભૂલી જઈ ભજક જીવનની નવી તાજગી અનુભવે-તે જ બળ આપ્યા કરે છે અને આવુ બળ પ્રસંગે પ્રસંગે આપે તે ખરુ સાહિત્ય

દરેક મનુષ્ય પોતે છુપાયેલું રત્ન છે સૂર્યના પ્રકાશે વસ્તુ દૃશ્ય બને છે તેમ એને પ્રકાશમાં લાવનાર કાંઇક જોઇએ. સાહિત્યદ્વારા ઇશ્વરના ઉદાત્ત ભાવો સાથે સંસર્ગ થવાથી એક મનુષ્ય બીજા મનુષ્યમાંથી કાંઇક મેળવી શકે છે આમ મનુષ્યજીવનને તેજ આપનારો જ્ઞાનદીપક તે સાહિત્ય.

જ્ઞાનને આ વ્યાખ્યાનમાં બહોળા અર્થમાં લેવાનું છે. શેક્સ્પીયરનું કહિયે છિયે તેવું જ પ્રેમાનંદ માટે પણ કહિયે છિયે આ બેઉ લોકપ્રિય શા માટે?

મનુષ્યના હૃદયના અમુક સ્થાયી ભાવો હોય છે, તેમને ઉદાત્ત સ્વરૂપે પ્રેમાનંદે આપ્યા છે. માતા-પુત્રી-પિતા-એમની વચ્ચેના ચિરંતન માનવ-ભાવો તેણે આપ્યા. અને તેથી એ ભાવો આજે પણ અમરકારક રહ્યા. આવી ચિરંતનતા સાહિત્યકૃતિને શોભાવે.

'રણયજ્ઞ'માં રાવણ: ઘણું ખાધું પીધું, ઘણું રાજ કીધું; એ પંક્તિઓ સંભારી લો: ઘણું રાજ કીધું; રાવણે ભોગાદિ પુષ્કળ ભોગવી લીધાં હતાં. એને જીવનની સંપૂર્ણતા સમઝવા હવે વીરત્વભરેલા મૃત્યુની જરૂર હતી. મિલ્ટનના શયતાન જેવું પાત્રત્વ આ રાવણમાં જણાશે.

મિલ્ટન શયતાનમાં એવી પામરવૃત્તિઓ નથી જ મૂકતો કે જેથી આપણને તે ઘૃણાસ્પદ લાગે. માનવમાં રહેલા કિરણ (ray)ને ક્યારે બહાર લાવવું, એ અવિનાશી તત્ત્વને વ્યક્ત કેમ કરવું તે મહાકવિનું કાર્ય છે. તે આપણે તેમાંથી જોઇયે છિયે. ઉપનિષદમાનુ अमय प्रासोडसि श्वेतकेतो તેને આની સાથે સરખાવો.

## ચર્ચા

શ્રી મધુસૂદન મોદી—તમે self નું કહ્યું પણ expression નું શું? "રીતિ"નું સ્થાન સાહિત્યમાં ક્યા છે?

ઉત્તર—સારસ્વત, પ્રતિભા, વ્યુત્પત્તિ એ ત્રણમા વ્યુત્પત્તિ ઓછી હોય તો ચાલે, પણ પ્રતિભા જોઇયે. મિડલટન મરીએ communication અને communian બેની વાત કરી છે. રાજશેખરે નૈસર્ગિક પ્રતિભા કહી છે. તે પ્રતિભા જ રીતિને આપે છે

શ્રી રતિલાલ ત્રિવેદી—વ્યાસ વાલ્મીકિને તોલે શેક્સ્પીયર મિલ્ટન ન આવે છતાં બંને વર્ગ સાહિત્યકાર તો છેજ. આમાં ભેદ શો?

ઉત્તર—બનેનાં વાતાવરણ જુદા છે. એટલે imagined experience કહે છે તે રીતે વાતાવરણ ખડાં થાય છે, બાકી કસોટી તો expression કેવું છે ત્યાં થાય છે.

શ્રી. રતિલાલ ત્રિવેદી—આ જ કલાકારનું તત્ત્વ; ખરું કે?

ઉત્તર—આપણે અમુક ગજથી ન માપતાં પદાર્થની પરિસ્થિતિ ઉપરથી આંક કાઢવો જોઈએ. આપણા મનમાં વસવસો થાય છે તે તો 'સાહિત્યમાં morality સાથે સંબંધ ખરો!' એ પ્રશ્નને લીધે છે.

શ્રી. મધુસૂદન મોદી—જીવનનું સ્થાન તમે પ્રતિભા બતાવ્યું, પણ તેનો આવિર્ભાવ ક્યાં? Imaginationનું તત્ત્વ જીવન સાથે કેવી રીતે બંધ બેસે?

શ્રી રતિલાલ ત્રિવેદી—શેક્સ્પીયરે અનેક પ્રસંગે જુદે જુદે સ્થળે તકલીફ ભોગવી હશે, તેની છાપ તેની કૃતિઓમાં પડી હોય. 'કિંગ લિર'નો દૃષ્ટાંત જુઓ.

શ્રી. કેશવરામ શાસ્ત્રી—સાહિત્યકારે બધું અનુભવેલું હોવું જોઈએ અથવા કલ્પનામાંથી ઊભું કરવું જોઈએ કે બંનેનો મેળ જોઈએ?

ઉત્તર—બંનેનો મેળ જોઈએ.

શ્રી. રતિલાલ ત્રિવેદી—વ્યાસ વાલ્મીકિ અને શેક્સ્પીયર મિલ્ટન એક સરખા ખરા?

ઉત્તર—એક સરખા જ.

શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાન—પ્રતિભાવાળો હોય તે વધુ ઓજસ સાધી શકે, એ ખરું કે?

ઉત્તર—બરોબર છે. ઓગસ્ટાઈન બિરલે લખ્યું છે કે મનુષ્ય વ્યક્ત કરી ચાલ્યો ગયો પછી જે અવ્યક્ત રહ્યું તે વિવેચન.

શ્રી. કેશવરામ શાસ્ત્રી—પ્રતિભાને જીવનાનુભવની જરૂર છે? હું માનું છું કે નથી. જેમકે વાત્સ્યાયન, કાલિદાસ-જેમાંના પહેલાએ तदेतद् ब्रह्मचर्येण परेण च समाधिना "કામશાસ્ત્ર" લખ્યું, બીજા એ "કુમારસંભવ"માં જગતનાં માતાપિતાનો ઉઘાડો શૃંગાર ગાયો

ડૉ. માધવજી મચ્છર—શું શેક્સ્પીયરે બધું અનુભવ્યું હશે જ! self-expressionનું સ્વરૂપ કેવું? હું કહું છું કે તે શબ્દમાં પણ ન હોય અને પીંછીમાં પણ ન હોય. નટ બદલાયા કરે એમાં mental expressionનું તત્ત્વ નિયામક છે

શ્રી. કેશવરામ શાસ્ત્રી—તે જ પ્રતિભા

ડૉ. હરિપ્રસાદ દેસાઈ—આપણામાં spark છે તે દ્વારા વિશાળતાની-સમભાવની દૃષ્ટિ થાય; જીવનના બનાવો બનતા હોય તેની અસર ઝીલી શકાય-અને પછી દિલ પર ઝીલેલી તે અમર શબ્દોમાં બહાર નીકળે-તે

આવશ્યક છે. લેખક સંભારના ઢગને આત્મસાત્ કરી પછી લાગણીપૂર્વક રજૂ કરે છે તેણે તો આત્મલક્ષી અને પરલક્ષી બંને થવું જોઈયે. શૈલી તો તેને દબાવી દે; માટે તેને કાબૂમાં રાખવી જોઇયે.

શ્રી. ધૂમકેતુ—તેને જ હું બીજી રીતે કહું. દુએન્તસંગે ગોળીના રણમાં અટવાતાં ઈશ્વરની પ્રાર્થના કરી કે મારા હૃદયમાં પ્રાણી માત્રના દુઃખનો પડઘો પડે છે, તેમ મારા દુઃખનો પણ પડઘો પડતો જ હશે. તે જ રીતે લેખકના હૃદયમાં બધાંની છાયા પડી પછી વ્યક્ત થાય તે ઉચ્ચ સાહિત્ય.

શ્રી. રતિલાલ ત્રિવેદી—સામાન્યક+વિશેષ=વ્યક્તિ.

શ્રી. કેશવરામ શાસ્ત્રી—'રીતિ' વિશે એક વાત જાણવી આવશ્યક છે. સંસ્કૃત ભાષા લોકભાષા તરીકે બંધ થઇ ગયા પછી સંસ્કૃત સાહિત્યનો ખૂબ વિકાસ સધાયો એ જાણીતી વાત છે. ભામહે તો માત્ર शब्दार्थौ सहितौ काव्यम् કહ્યું; દંડીને, शरीर तावदिष्टार्थव्यवच्छिन्ना पदावली (અને તે પણ સગુણ અને નિર્દોષ) એમ સુંદર પદાવલીની જરૂર જણાઇ, ત્યારે વામને रीतिरात्मा काव्यस्य કહી રીતિ પર ભાર મૂક્યો. આનંદવર્ધન હૃદયમા પેઠો અને તેણે ध्वनिरात्मा काव्यस्य કહી ધ્વનિકાવ્યની મહત્તા બતાવી મમ્મટે એ બધાનો મેળ સાધ્યો; છતાયે આગળ વધી વિશ્વનાથે वाक्यं रसात्मकं काव्यम्માં રસ તરફ ખેંચતાણ કરી તો વક્રોક્તિજીવિતકારે વક્રોકિત જીવાતુભૂત સ્વીકારી. એ બધા ઉપર મેખ મારતો હોય તેમ જગન્નાથે रमणीयतार्थप्रतिपादकः शब्दः काव्यम् કહ્યું કયા ભામહના સાદા શબ્દાર્થ અને કયાં જગન્નાથનો રમણીયતાર્થપ્રતિપાદક શબ્દ! આમ સાહિત્યની વ્યાખ્યાએ ખૂબ ડહોળાઈ અને સાહિત્ય પણ ખૂબ ડહોળાયું. પરિણામે સાહિત્યની સ્વાભાવિકતા ટળી ગઈ રીતિએ પુષ્કળ આડંબર આપી દીધો. આનંદવર્ધન કે મમ્મટ જેવા કોઈકે તત્ત્વ આપ્યું, પણ બધું ડોળમાં ઢકાઈ ગયું. એથી સં સાહિત્યની છાયામા જ માત્ર ન્હેરાથી સ્વાભાવિકતા દૂર ચાલી જવાનો ભય છે. તેમાથી સાહિત્યકારે બચવું જોઇયે.

શ્રી. રતિલાલ ત્રિવેદી—'हारो नारोपित.' એ શ્લોકમાં અલંકાર નથી, છતાં સાહિત્યનો spark અને expression છે. અલંકાર-ડોળની જરૂર જ છે એવું નથી. મમ્મટે अनलङ्कृति क्वापि કહ્યું છે તે આ માટે જ.

શ્રી. ધૂમકેતુ—એ જ સ્વાભાવિકતા અપેક્ષિત છે.

ડૉ. હરિપ્રસાદ દેસાઈ—ઓસ્કર વાઈલ્ડ ગમે તેવો હોય, પણ જે ક્ષણે તેણે લખ્યું તે ક્ષણે તેનું ઉત્તમ જીવન હતું–તે જ મૂર્ત થયું છે.- અને

તેથી જ તેનું સાહિત્યકાર તરીકે ઉત્તમ સ્થાન છે. વ્યક્તિ ગમે તેવી હોય તે સાથે શો સંબંધ છે!

શ્રી બચુભાઈ રાવત—મને લાગે છે કે પ્રતિભા પોતે જ શૈલી ઊભી કરી લે છે

ડૉ હરિપ્રસાદ દેસાઈ—નાનાલાલે ઘણુ કર્યું પણ પોતાની અપદ્યાગદ્યની રીતિ જુદી નાખી, પરિણામે તેમનું ઘણુખરુ લોકભોગ્ય ન થઈ શક્યુ. માત્ર રાસો લોકભોગ્ય થયા જૂની શૈલીનો તેમણે વિના કારણ લોપ કર્યો ને મને લાગે છે કે પ્રયોગ નિષ્ફળ ગયો છે

શ્રી બચુભાઈ રાવત—નાનાલાલને પોતાનું વ્યક્તિત્વ છે જ, અને તેને સાવ કાઢી નાખવુ ન જોઈયે

શ્રી ધૂમકેતુ—આ બધાનું તત્ત્વ એ છે કે જીવનના અનુભવનું-કલ્પનાનું અને દેશકાળનું-એ બધાનુ એકીકરણ-સાધારણીકરણ તે સાહિત્ય અને આવુ સાહિત્ય તે ઉત્તમ છે

# તત્ત્વજ્ઞાન અને કવિતા

શ્રી રતિલાલ મોહનલાલ ત્રિવેદી

[ તા ૨૧-૧૦-'૪૨ ]

તત્ત્વજ્ઞાન એટલે Striving after wisdom અર્થાત્ જ્ઞાન માટે કરેલ યત્ન હિંદનુ તત્ત્વજ્ઞાન પાશ્ચાત્ય વિદ્વાનોને મને ખરુ તત્ત્વજ્ઞાન નથી, કેમકે તત્ત્વજ્ઞાન એટને પદ્ધતિપૂર્વક થયેલું તત્ત્વચિંતન એમ તેઓ કહે છે કહેવુ જોઇયે કે હિંદના તત્ત્વજ્ઞાનની સાચી કદર પાશ્ચાત્ય વિદ્વાનો કરી શકયા નથી આનંદશંકરભાઈ કહેતા હતા કે આપણુ તત્ત્વજ્ઞાન ધર્મ સાથે જોડાયુ છે તેથી એ તત્ત્વજ્ઞાન નથી એમ કહેવુ એ પાશ્ચાત્ય વિદ્વાનોની એક ભ્રાંતિ છે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન ધર્મથી છૂટું પડયુ છે એનાં ઐતિહાસિક કારણો છે આરભકાળમા ક્રિશ્ચિયાનિટીના સેંટ પૉલે ગ્રીસના તત્ત્વજ્ઞાનની સાથે ખ્રિસ્તી ધર્મને જોડયો પણ પાછળથી ધર્મ અને તત્ત્વજ્ઞાન વચ્ચે ઝઘડા થયા, પરિણામે તત્ત્વજ્ઞાનને કેટલોક વખત ધર્મની દાસી તરીકે ત્યા રહેવુ પડયુ પણ છેવટે બંને છૂટા પડયા આજ ત્યા તત્ત્વજ્ઞાન એ માત્ર પદ્ધતિસર વિચાર એમ જ સમઝાય છે તત્ત્વજ્ઞાનમા પદ્ધતિપૂર્વકનું ચિંતન છે જ સાથે સાથે કવિ પ્રતિભામા ગભીરમા ગભીર તત્ત્વદર્શન પ્રકટ થયુ છે

જ્ઞાન એ સ્વચ્છ વિહાર છે તે બે રીતે ૧ વિચાર ૨ પ્રતિભા, આ ઉભયના સયોગરૂપે એ આપણે ત્યા ઊતરી આવ્યુ છે પદ્ધતિસરના વિચાર કરતા પણ કવિપ્રતિભામા તે વિશેષ પ્રમાણમા ઊતરી આવ્યું છે. આપણે અજામિલનો જ દાખલો લઇયે Conversion થાય છે તે આપણે ત્યાં ભગવત્કૃપા છે આપણે ત્યા કવિતામા ધર્મ અને તત્ત્વજ્ઞાન બંને રહ્યાં છે. ટાગોરના શબ્દોમા કહિયે તો આપણે ત્યા જ્ઞાનની સર્વ શાખાઓમા સામ્યવાદ પ્રવર્તે છે મનુસ્મૃતિમા ૧લા અધ્યાયમા Metaphysics–અધ્યાત્મશાસ્ત્રનું નિરૂપણ છે પાશ્ચાત્યો આ અધ્યાયને ક્ષેપક માને છે બધુ પરમાત્મામાથી જ થયુ છે તેમ મનુ કહે છે આપણા સમાજશાસ્ત્રનુ મૂળ પણ અધ્યાત્મશાસ્ત્ર છે.

મહાભારત લઇયે મહાભારત કાવ્ય છે, અને તેમાં ઇતિહાસ જોડાયો છે કવિપ્રતિભાથી જે તેમા દર્શન થયેલું છે તે ઉત્તમ છે આ ઉપરાંત તેમા સમાજશાસ્ત્ર નીતિશાસ્ત્ર વગેરે અનેક વિષયો આવે છે કર્તાકારની આ ઉત્તમ અસાધારણ પ્રતિભા છે

તત્ત્વજ્ઞાન એ માત્ર પાંડિત્ય નથી, પણ વ્યવહારમાં ઉતારવાની ચીજ છે તેમાં પંડિતો તર્કની વાતો કરે તે પૂરતું નથી એ જીવનમાં ઉતારવું જોઈયે

પદ્ધતિસરનું ચિંતન પણ આપણે ત્યાં ઓછું નથી પશ્ચિમમાં ઘણા વિદ્વાનો ઉત્તરોત્તર તત્ત્વચિંતનનો વિકાસ કરે છે તે જ રીતે આપણે ત્યાં પદ્ધતિસર રીતે જ આપણા બ્રાહ્મણ દર્શનો તેમ જ બૌદ્ધ અને જૈન દર્શનો વગેરે યોજનાપુરઃસર વિચારેલું તત્ત્વચિંતન છે

આપણે ત્યાં કવિતાના પ્રયોગમાં તત્ત્વજ્ઞાનના અનેક વિચારોનો પ્રયોગ થયો છે એક વસ્તુ પ્રાચીનકાળથી ચાલતી આવે છે તે દેવાસુર સગ્રામ-Conflict between Reason and Nature અર્થાત્ નીતિ અથવા બુદ્ધિ અને પ્રકૃતિ વચ્ચે વિરોધ આ ચિંતનપ્રકાર કવિતામાં કેવી રીતે ઊતર્યો છે તે માત્ર આજ દેશના સાહિત્યમાં જોવા મળશે ઉદાહરણ તરીકે રામાયણમાં રામરાવણયુદ્ધ, મહાભારતમાં કૌરવ-પાંડવોનું યુદ્ધ એ તે જ વિરોધનું અનુસંધાન આપે છે કંસ, કાળયવન, જરાસંધ દંતવક્ર શિશુપાલ વગેરેનો શ્રીકૃષ્ણ સાથે વિરોધ પણ તેના સબળ ઉદાહરણો છે

પાછળના કલાકારોએ આ અપનાવ્યું છે, તે પણ જુઓ શાકુંતલમાં શકુંતલાના પર આરંભમાં પ્રકૃતિની અસર, અને આખરે પ્રકૃતિ ઉપર નીતિનો વિજય કુમારસંભવમાં પણ પરિણામે કામદેવ ઉપર મહાદેવનો વિજય ઉત્તરરામચરિતમાં રામ નિયતિના અનેક ઘા સહન કરીને પણ 'અચલપ્રતિષ્ઠ' રહે છે એ પણ પ્રકૃતિ ઉપર નીતિનો જ વિજય છે ઉપરાંત પ્રકૃતિ અને નીતિનો સમન્વય પણ એ ગ્રન્થોમાં થયો છે

દેવાસુરસંગ્રામ જેવો બીજો મહાન તત્ત્વવિચાર પરમાત્મા અને જીવાત્માનો સખાભાવ છે કવિપ્રતિભાએ આ ભાવને પણ અજબ રીતે ગૂંથી લીધો છે પરમાત્મા અને જીવાત્માનું પણ આ સખ્ય ઋગ્વેદ સંહિતાથી આરંભીને છેક મહાભારત સુધી જ નહિ પણ આપણા ગુજરાતી કવિઓ નરસિંહ મીરાં અને પ્રેમાનંદના ગ્રન્થો સુધી પણ ઊતરી આવેલું છે ઋગ્વેદમાં વિષ્ણુ અને ઇન્દ્રનું સખ્ય, ઉપનિષદમાં બે પંખીઓનું સખ્ય, પુરાણોમાં નારાયણ અને નરનું સખ્ય મહાભારતમાં કૃષ્ણ અને અર્જુનનું સખ્ય-એમ આ સખાભાવનું અનુસંધાન જોવામાં આવે છે

આમ તત્ત્વચિંતનના ગહનમાં ગહન પ્રશ્નો આપણે ત્યાં ઉકેલાયા છે અને કાવ્યોમાં કેટલાંક સ્થળે રૂપકો દ્વારા ઊતર્યા છે ભાગવતાદિ પુરાણોમાં નારાયણની નાભિમાંથી ઉત્પન્ન થયેલું કમળ અને એમાં ઉત્પન્ન થયેલા ચાર

વેદના સ્રષ્ટા બ્રહ્મા, લક્ષ્મી સહવર્તમાન શેષશાયી અનંતનું મહાસાગરમા શયન, સ્થિતિ અને ગતિની અદ્ભુત સમતાસ્થાપક શિવનું તાંડવનૃત્ય લેવા જેવા છે

અજ્ઞાનરૂપી અસુરનો સહાર કરનારી કાલીની કલ્પના ઈત્યાદિ વિવિધ રૂપકો અને દૃષ્ટાન્તકથાઓમા અનેક તત્ત્વવિચારો કવિપ્રતિભામાં પ્રતિબિમ્બિત થયા છે પ્રભુના કરાલ અને સૌમ્ય એ ઉભય પ્રકારના સ્વરૂપનું કવિઓએ વર્ણન કર્યું છે, તેમા તત્ત્વજ્ઞાનની ભૂમિકાના છેવટના સિદ્ધાતો પણ વીજળીના ચમકારાની પેઠે પ્રકાશ આપે છે ટેનિસને દર્શાવ્યુ છે કે Good અને Evil બને પ્રભુમાથી જ ઉત્પન્ન થયા છે આપણે ત્યા પણ Good અને Evil બને સનાતન સ્વતત્ર શક્તિઓ નથી પરતુ બને પ્રભુમાથી ઉત્પન્ન થયા છે અને પ્રભુ એ સર્વ વિરોધોથી પર છે અર્થાત્ સર્વ વિરોધો પ્રભુમા જ સમન્વિત થાય છે

અનંત–Infinite અને સાત–Finite આ બનેની એકવાક્યતા ભાગવતમા દામોદરલીલામા મળી આવે છે તત્ત્વજ્ઞાનના ગ્રથમા આ જ વિષય સમજતા માથુ દુ:ખી જાય તે કવિપ્રતિભામા આમ સરળતાથી સમજી જવાય છે માતા પ્રેમથી દોરડા બાધે છે એ લક્ષમા લઈએ તો તત્ત્વજ્ઞાનના દોરડા સત્યરૂપી પરમાત્માને બાધી શકતા નથી, માત્ર પ્રેમથી જ એ સત્યનુ સ્વરૂપ અનુભવમા ઊતરે છે ટેનિસન કહે છે તેમ 'And Thou oh Lord art more than they' તેવો જ બીજો પ્રસગ મૃત્તિકાભક્ષણનો જુઓ સામાન્ય મૃત્તિકા પણ પ્રભુના મુખમા અપૂર્વ સ્વરૂપમા જોવામા આવી આ માટીનો દેહ પ્રભુના જ્ઞાન સાથે જોડાય તો એ કેવો અદ્ભુત બને છે એ એનુ રહસ્ય છે મહાપ્રસ્થાન અને સ્વર્ગારોહણપર્વમા જગતના સબધો પણ કેટલા મૂલ્યવાન છે તે બતાવ્યુ છે યુધિષ્ઠિર કહે છે तत्राहं गन्तुमिच्छामि यत्र मे भ्रातरो गताः । यत्र मे बृहती श्यामा ।—જ્યા મારા ભાઈઓ અને પત્ની ગયા છે ત્યા જ મારે જવુ છે સ્વર્ગમા પણ એ સબધો ભુલાતા ન હતા

એક વસ્તુ સ્પષ્ટ છે કે જેને મનુષ્યપ્રેમ હોય છે તેને જ પ્રભુપ્રેમ જાગે છે તેના ઉદાહરણો કુતાજી, ગોપીઓ વિદુર વગેરે છે

હિંદની પ્રતિભા એ કનાનિષ્ઠ છે ઊંચામા ઊંચા વિચારોને શબ્દોમા સર્વગમ્ય કરવા તે કવિની કલા છે બેશક દરેક કવિની તત્ત્વનિરૂપણની પદ્ધતિ અલગ હોય છે અર્થાત્ મહાભારતકારના કૃષ્ણ અને વિષ્ણુપુરાણકારના કૃષ્ણમા કવિની વિશિષ્ટતા દેખાય છે, પરતુ એ પ્રત્યેક એક જ પ્રકારના તત્ત્વવિચારો પ્રકટ કરે છે કવિ એક પ્રશ્ન ઉપર પ્રકાશ નાખી તેને પોતાની

રીતે ઉપમાવે છે, ને તે આપણી મમક્ષ ર્જૂ કરે છે, જેનો આપણને સામાન્ય રીતે પ્રભાવ પણ હોતો નથી કવિની આખે જોયેલું તત્ત્વજ્ઞાન આપણે ત્યા બહુ રસિક બન્યુ છે અને લોકજીવનમા ઊતરી શક્યું છે

ચર્ચા

શ્રી મધુસૂદન મોદી—આપણે ત્યા ફિલસૂફીમાં આગમને પ્રમાણ કહ્યુ છે, જ્યારે પશ્ચિમમા તો માત્ર તાર્કિકપદ્ધતિ જ સ્વીકૃત છે પ્રત્યક્ષ અનેઅનુમાન એ બે પ્રમાણો વિશે તો આપણે પશ્ચિમ સાથે સરખા છિયે માત્ર ઉપમાન આવતા આગમપ્રમાણથી આપણે સમાધાન મેળવી લઈયે છિયે ત્યા Theology છે, આપણે ત્યા તો દર્શન છે તેથી જ બને ગણ્ણી વચ્ચે ફેર ખરો કે? એ સ્પષ્ટ છે કે બનેના Logicalનું conception જુદુ છે

શ્રી ધૂમકેતુ—એમાથી ગમે તે રીતે જતા સત્ય–Truth જ મળતું હોય તો એકવાક્યતા બને પૂર્વપશ્ચિમના વિચારકોમાં હોવી જોઈયે જ

શ્રી મોદી—આપણી ફિલસૂફીને તેઓ ફિલસૂફી તરીકે સ્વીકારે છે, તફાવત એટલો છે કે કેન્ટના જણાવ્યા પ્રમાણે બુદ્ધિથી પર જઈ શકાય નહિ

શ્રી ગટુલાલ ધ્રુવ—Intuition of Philosophy યુરોપમા પણ છે તે એક એવી ભૂમિકા છે કે જ્યા reasonનું ચાલતું નથી જેમ્સ પણ એ કહે છે.

શ્રી ચૈતન્યપ્રસાદ દીવાન—જેમ્સ 'પ્રેગ્મેટિક' છે આપણે ત્યા તો મુક્તિનું ideal છે તેને તમે Theology કહો, ગમે તે કહો

શ્રી ગટુલાલ ધ્રુવ—કવિતા ને તત્ત્વજ્ઞાન એકમા લઈયે છિયે, પણ કવિતામા તત્ત્વજ્ઞાન આવતા જ કલા નષ્ટ થાય છે એમ મને લાગે છે

શ્રી રતિલાલ ત્રિવેદી—કલા નષ્ટ થાય છે એ કહેવુ બરાબર નથી, કેમકે અત્યાર સુધી આ તત્ત્વજ્ઞાનને અનેક રીતે નિરૂપી કવિઓ કલાનુ સાર્થક્ય કરી જ ગયા છે ઊલટુ હુ એમ કહુ કે કવિની પ્રતિભા તત્ત્વજ્ઞાનને સર્વગમ્ય કરી શકે છે, જ્યારે તત્ત્વચિંતક માત્ર વિચારકોને જ સંતોષ આપી શકે છે

શ્રી ગટુલાલ ધ્રુવ—Inmemorium એ કવિતાનો ઉચ્ચ અર્થ નથી?

શ્રી ઉમાશંકર જોષી—તો તે તત્ત્વજ્ઞાનનો પણ ઉચ્ચઅર્થ નથી?

શ્રી રતિલાલ ત્રિવેદી—તે કાવ્ય વાચતા કહી શકાય કે તે ઉત્તમ કાવ્ય તો નથી જ એટલે તેમાં રામાયણ મહાભારત અને ભાગવતના જેવા સત્યો અપૂર્વકલાથી પ્રતિબિમ્બિત થયા ન હોય તો તે તેટલા પૂરતી ઊતરતી કવિતા છે એટલુ જ

# આત્માનુભવ

શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી

[તા. ૪-૧૧-'૪૨]

આત્માનુભવ એટલે શું? જવાબ એ કે આત્મતત્ત્વનું જ્ઞાન કે લાગણી મનુષ્યને એ થાય છે કે નહિ? આત્મતત્ત્વમાં જીવાત્મા અને પરમાત્મા બંનેનો સ્વીકાર છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જીવાત્મા અને પરમાત્માની અભિન્નતા છે પછી ભલે ક્યાંક તે બંને એક જ હોય કે ક્યાંક તે બંને વચ્ચે અંશાંશી સંબંધ હોય. આ આત્માનો અનુભવ કેટલાક પ્રત્યક્ષ થયાનું, કેટલાક માત્ર પરોક્ષ થયાનું, કેટલાક ઉભય રીતે થયાનું કહે છે. આમાં સાચું શું છે એ વિચારથી નક્કી કરવું ખૂબ કઠણ છે. અને હજારો સિદ્ધ પુરુષો તેમ જ ભક્તોને ઇશ્વરનો સાક્ષાત્કાર થયાનું લોકવિશ્રુત છે, તેવા કેટલાક મહાનુભાવોએ પોતાને સાક્ષાત્ પ્રભુદર્શન થયાનું નોંધ્યું પણ છે. આને આપણે ખોટું પણ કેમ કહી શકિયે?

ઐતિહાસિક દૃષ્ટિએ આલોચના કરતાં માલૂમ પડી આવે છે કે વૈદિક સાહિત્યમાં એ વાત ખાસ કરીને હાથ લાગતી નથી. બ્રાહ્મણ ગ્રંથોમાં પણ આ વાત પકડાતી નથી; ઉપનિષત્સાહિત્યમાં આવતાં એ દેખાવા માંડે છે. ખાસ કરી આ લોક અને પરલોકની ભાવના એ વગેરે તત્ત્વો, પ્રભુ-સાક્ષાત્કાર, બ્રહ્માનુભવ વગેરે વાતો તેમાં પ્રથમ પ્રથમ દેખા દે છે. પૌરાણિક સાહિત્યમાં આવતાં તો આપણી સાથે હરતું ફરતું પરમાત્મતત્ત્વ ગોચર થાય છે. એ પછીની ભક્તગાથાઓમાં-ભક્તો-મહાત્માઓના શબ્દોમાં એ સ્પષ્ટ થાય છે. એક જ માત્ર દાખલો હું અહીં નોંધું: શ્રીવલ્લભાચાર્યજી એક સ્થળે જણાવે છે કે—श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि साक्षात् भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥ 'શ્રાવણ, શુક્લ એકાદશીની મધ્યરાત્રિએ ભગવાને સાક્ષાત્ જે કહ્યું તે અક્ષરેઅક્ષર કહું છું.' એક બીજે સ્થળે એમણે પરોક્ષાનુભવની પણ વાત કરી છે: आज्ञा पूर्वं तु या जाता गंगासागरसंगमे यापि पश्चान्मधुवने न कृतं तद् द्वयं मया। देहदेशपरित्यागस्तृतीयो लोकगोचरः ॥ 'પ્રભુની મને દેહ છોડવાની બે વાર આજ્ઞા થઈ; મેં ન ઉઠાવી ત્રીજી આજ્ઞા થઈ, મારે સંન્યાસ લેવો પડ્યો.' શ્રીવલ્લભાચાર્યજીએ પ્રત્યક્ષ અને પરોક્ષ એવા બે અનુભવોની આમ

વાત કરી છે. આવા અનેક મહાનુભાવોના સેંકડો સાક્ષાત્કારની વાતો આપણે વાંચી પણ છે. આજે એ ભૂર્ં છે કે નહિ એ આપણે નક્કી કરી શકવાની સ્થિતિમાં ન હોઈએ. છતાં અંતરના અવાજ જેવી કોઈ વાતને આપણે સ્વીકારવા તૈયાર પણ હોઈએ. મહાત્મા ગાંધીજીને અનેકવાર થયેલા અંતરના અવાજની વાતોથી આપણે ખૂબ પરિચિત છીએ. આ પરોક્ષાનુભવ છે.

આમ આપણી સમક્ષ પ્રત્યક્ષ અને પરોક્ષ એ ઉભય પ્રકારના અનુભવનો પ્રશ્ન ખડો થાય છે. આમાં સાચું શું એ આપણી સામાન્ય બુદ્ધિના વિષયના બહારની વાત છે, એમ મને લાગે છે. ભૌતિક જીવન ઉપર બીજું જીવન છે કે નહિ એ કહેવું આપણે માટે ખૂબ મુશ્કેલ છે. એ શ્રદ્ધા અને માન્યતાનો વિષય છે. અને તેથી જ અનેકો તરફથી અનેક રીતે આ વાતો નિરૂપાઈ છે.

આવા આત્માનુભવની વાતો જેટલો આપણે ભૌતિક જીવોને અધિકાર છે કે નહિ તેનો જવાબ પણ દેવો મુશ્કેલ છે. જેઓ અધિકાર હોવાનો દાવો કરતા હોય તેઓ કરી શકે છે; પણ મને એ લાગે છે કે એવો અધિકાર હોવા માટેની ભૂમિકાએ સામાન્ય માનવી પહોંચ્યો હોતો નથી. માત્ર સામાન્ય માનવીની પહોંચ પોતાના જીવનમાં અમુક જ નિયંત્રણે સિલસિલાબંધ અચિંત્ય રીતે કાંઇ બનતું આવતું હોય તે વિશે જ વિચાર કરી શકવા પૂરતી છે. તત્ત્વવેત્તાઓ એથી ખૂબ આગળ વિચારો લઈ જઈ શકે, પણ સામાન્ય માનવી તો નહિ જ. પણ તેથી એવો અભિપ્રાય તો હું નથી જ વ્યક્ત કરવા માગતો કે તત્ત્વવેત્તાના વિચારો સુધી સામાન્ય મનુષ્યે ન જ જવું. જેમ જેમ અનુભવ અને અધિકાર પ્રાપ્ત થતા જાય તેમ તેમ સામાન્ય માનવીમાંથી જ તત્ત્વવેત્તાની જુદી જુદી ભૂમિકાએ પહોંચી શકવાનું બની આવે.

સામાન્ય માનવીના જીવનમાં ત્યારે એવું અચિંત્ય ખરેખર કાંઈ બનતું હોય છે અને તે પણ નિયંત્રિત રીતે, એ વાત શક્ય છે? આવી વાતો ઠેર ઠેર નોંધાયેલી નથી હોતી. જાણે અજાણે બનતા જતા બનાવોની દરકાર કાંઈ બધાને નથી હોતી. એટલે જ આ વાતોના ખરાખોટાપણાનો નિશ્ચય વિકટ હોય છે. એ સાથે જ તેવી વાતો કરનારાઓનો મોટો વર્ગ કાંઈક સ્વાર્થની દૃષ્ટિ–તે પછી ધન, માન, કીર્તિ કે અન્ય ગમે તે પ્રકારના સ્વાર્થની દૃષ્ટિ–એ પોતાના જીવનની ઉટપટાંગ વાતો જોડી કાઢી કહેનારો હોય છે, તેથી જ એ વિષયમાં સાચી તત્ત્વપરીક્ષા પાછી પડી જાય છે. આ વિષય

તરફ અરુચિ સર્વત્ર હાન જોવામા આવે છે, તે પાછળ આવુ જ કોઈ કારણ હશે એમ મને લાગે છે આ વિશે કાઇ કહેવા જેટલો મારો અધિકાર છે એમ કહેવુ એ પણ આપવડાઇ ગાવા જેવુ જ હું સમજુ છુ એટલે બીજાઓનું સાચુ છે કે ખોટુ છે તે કહેવુ પણ અધિકાર બહારનું છે એમ સ્વીકારવામા હું નાનમ સમઝતો નથી અને તેથી જ માત્ર મારી જાત પૂરતું તેનુ કાંઈ બન્યુ હોય તેનો ખ્યાલ જ આપવાનો પ્રયત્ન કરુ છુ

'મારુ જીવન" એ દુનિયાની નજરે શ ? અસખ્યાત અણુઓમા એનુ એક અણુ જેટલું પણ સ્થાન ખરુ ? એટલું પણ સ્થાન સ્વીકારવુ એ પોતાની જાતને વધુ માની લેવા બરાબર છે એ ખ્યાલથી જ આપણે આપણુ માપ કરતા રહિયે તો જ આપણા સ્વરૂપનો ખ્યાલ રહી શકે એ નથી રહેતો એટલે જ માનવો મહેરી રાય છે અને પરિણામે અનેક અનર્થો કરી બેસે છે આવો અનુભવ સમઝદાર પ્રત્યેક વ્યક્તિને અવશ્ય હશે એવી મને ખાત્રી છે.

ત્યારે મારે તો મારા જ—આ એક અલ્પતમ જીવના જીવન પાછળ કાઈ નિયત્રણ જાણવા મળ્યુ છે કે નહિ તેનો જ-અનુભવ બતાવવાનું રહ્યુ

આપ સૌ જાણો છો કે આજે મારી પ્રવૃત્તિ ક્યા ક્ષેત્રમા છે એ ક્ષત્રમા પડવા પાછળ કોઇ એક ચોક્કસ નિયત્રણ છે કે માત્ર અકસ્માત છે તેનો નિર્ણય કરવાનુયે હું સાહસ કરવા માગતો નથી મારી પ્રવૃત્તિનો આરભ કેવી રીતે થયો તે બતાવુ સને ૧૯૨૨મા મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી હું માગરોળમા જ રહ્યો હતો ગાધીજીની ચળવળના એ વર્ષોમા અગ્રેજી અભ્યાસ તરફ જે સામાન્ય અરુચિ હિન્દમા ઉદ્ભવેલી, તેને લીધે આગળ કૉલેજનો અભ્યાસ કરવા તરફ વૃત્તિ જ ન હતી માગરોળ જેવા નિષ્ક્રીય ગામમા શુ કરવુ તેનો હજી વિચાર પણ નહોતો કર્યો એક દિવસ હું કબાટના પુસ્તકો જોતો હતો, તેમા મારા પિતાશ્રી એક હસ્તલિખિત અપ્રસિદ્ધ ગ્રન્થની તેઓ મથુરા તરફ સને ૧૯૧૬મા યાત્રા કરવા ગયેલા ત્યાથી નકલ કરી લાવેલા હતા, એ નકલ જોતા મને થયુ કે આ પુસ્તક પ્રસિદ્ધ થયુ ન હોય તો તેનુ સપાદન કરી તેનુ છાપાતર અને પ્રકાશન કરવુ જોઈયે શુ સપાદન, શુ છાપાન્તર કે શુ પ્રકાશન આ વિશે મને કશો ખ્યાલ ન હતો, પણ બસ એ કરવુ જ એ ખ્યાલે એની પ્રેસકૉપી બનાવી કાઢી એનો અનુવાદ કરી નાખ્યો ત્યા મારે ઘણો શોધવાનો અર્થે જ મુબઈ જવાનું થયુ ત્રણ માસ ત્યાં રહ્યો પેલો ગ્રથ મારે સત્તરમે વર્ષે છપાયો ઘણો મળ્યો જ નહિ દરમિયાન નવરા બેસવાની આદત જ નહિ, તેથી મારા કાકા પાસે જૂની હાથપ્રતો

ઉપરથી નકલ કરવાનું, પ્રેસકોપીઓ બનાવવાનું, પ્રૂફ જોવાનું વગેરે કામ શીખ્યો; ત્યાં મેલેરિયામાં સપડાયો. વિજ્યાદશમી પછી દેશમાં આવ્યો–૭ સાત મહિને સાજો થયો ને ફરી સંસ્કૃત વ્યાકરણ સાહિત્ય અને વેદાંતનો અધૂરો રહેલો અભ્યાસ પિતાજી પાસે પાઠશાળામાં શરૂ કર્યો. અહીં જ મારા મિત્ર સાધુ ગોમતીદાસજી મારા સહાધ્યાયી હતા. એમણે સાહિત્યશાસ્ત્રના ગ્રંથો કેટલાક જોઈ લીધા હતા, છંદ અને અલંકાર ઉપર તેમનો સારો કાબૂ હતો. તેમના જ સંપર્કે મને છંદ, અલંકાર, અને ગૂજ. વ્યાકરણનો નાદ લાગ્યો. એમનો એ મનોભાવ હતો કે સંસ્કૃત સાહિત્યશાસ્ત્રના ગ્રંથો, વ્યાકરણ–છંદના ગ્રંથો છે તેના ગૂજરાતી ભાષામાં કરવા જોઈએ. તેમણે અલંકારનો પદ્યબદ્ધ ગ્રંથ કરેલો. મને સૂત્રાત્મક પિંગળ ગ્રંથ રચવા પ્રેરણા આપી, જેનું જ પરિણામ એ પાછીથી 'બુદ્ધિપ્રકાશ'ના ૧૯૨૯ના પુસ્તકમાં છપાયેલી "વૃત્તમંજરી" છે. પદ્યાત્મક કોશ પણ તેમણે રચવા માંડેલી. મે પણ પ્રયત્ન કર્યો. તેમ 'અમરકોશ' અને 'માલવિકાગ્નિમિત્ર'ના અનુવાદ એ જોસમાં એક વર્ષમાં કરી નાખ્યા. આ વેગ અને આ આસક્તિ ત્યાં આમ જાગી. આ બધું મારા ૧૯ મા વર્ષ સુધીમાં પતી ગયું.

અહીં જ મુંબઈના પ્રૂફરીડિંગ વગેરેના અનુભવને બીજી રીતે વેગ મળ્યો. માંગરોળ પ્રિન્ટિંગ પ્રેસના માલેકની સાથેની મૈત્રી પ્રેસ લાઈનના આવશ્યક અનુભવમાં પલટી. કંપોઝિંગ પર કાબૂ આવી ગયો. ખાસ કરી જોબ કામમાં થોડા જ સમયમાં નિપુણતા આવી ગઇ. માસિક રૂ. ૧૫) ના પગારે ૨૪ દિવસ નોકરી પણ ત્યાં જ કરી. આમ જીવનના ત્રણ મુખ્ય અનુભવોઃ હસ્તપ્રતો સાથેનું કામ, ગ્રંથો લખવાની પ્રબળ વૃત્તિ અને પ્રેસલાઇનનો અનુભવ, એ આપોઆપ સિદ્ધ થયાં; આપોઆપ એ માટે કે એ જ ગાળામાં પિતાજી પાસે પાઠશાળામાં શાસ્ત્રાભ્યાસ ચાલુ જ હતો. એટલે મુખ્ય કાર્ય તો અધ્યયનનું જ હતું; પેલાં તો ગૌણ રીતે જ સિદ્ધ થતાં આવતાં હતાં. સ્વતંત્ર કાવ્યરચનપ્રવૃત્તિ વગેરે પણ ચાલુ જ હતાં.

ગૂજરાતી ભાષાશાસ્ત્ર તરફ પ્રબળ વૃત્તિ, ઉપર કહ્યું તેમ, સાથોસાથ જાગી જ હતી. માગરોળ હાઈસ્કૂલમાં ૧૯૨૫માં નોકરી મળી. ત્યા નીચલાં ધોરણોમાં જ કામ કરવાનું હતું. પણ તેમ છતાં સંસ્કૃત માટે ચોથા ધોરણનો વર્ગ મળેલો. ત્યાં જ ગૂજરાતીને બીજી ભાષા તરીકે મુંબઇ યુનિવર્સિટીએ લેવાની છૂટ આપી. મને ઉપલાં ધોરણોમાં ગૂજરાતી ભણાવવાનું સોંપવામાં આવ્યું. ખાસ કરી મેટ્રિક્યુલેશનનું વ્યાકરણ સોંપાયું. (૧૯૨૯થી સંપૂર્ણ

વિષય સોંપાયો ). એ વિષય ઉપરનો કાબૂ તેથી જ દઢ થયો અને મુંબઈની સાહિત્ય પરિષદમાં "ગૂજરાતી ભાષાના વ્યાકરણનું દિગ્દર્શન" એ નામનો નિબંધ મોકલ્યો. કાંઈક નવીન કરી નાખવું એ વૃત્તિ ખૂબ સબળ હતી. એટલે જ એ નિબંધમાં ગૂજરાતી ક્રિયાપદોના પાંચ ગણ, પ્રેરકના ચાર પ્રકાર, મિશ્રકાળોને સ્થાને સંયુક્ત ક્રિયાપદોના જ બળનો વિજય ને અંગ્રેજી પદ્ધતિના મિશ્રકાળોનો અસ્વીકાર, એ વગેરે તત્ત્વો બતાવ્યાં અહીં જ જોડણીના વિષયમાં પણ રસ ઉત્પન્ન થયો. પહેલાં તો કમળાશંકરભાઈના નિયમોને માનતો હતો, પણ નરસિંહરાવના Guj. Lang. & Lit નો ૧લો ગ્રંથ મગાવી વાંચ્યા પછી સ્વતંત્ર વિચાર કરવાનું સૂઝયું. આ જ ગાળામાં અંગ્રેજી માધ્યમવાળી ગૂજરાતી માર્ગદર્શિકા (ભાંડારકરની સં. માર્ગોપદેશિકાની પદ્ધતિએ) રચી કાઢી હતી. ભાષાશાસ્ત્ર તરફ રસ જાગ્રત થયો, જોડણીના નિયમો ઘડ્યા, મૂર્ધન્યાન્તર ૩-૬ ઉપરનો લેખ "બુદ્ધિપ્રકાશ"માં લખ્યો–ઉત્સાહ વધતો ચાલ્યો. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીનો સભ્ય બન્યો. શ્રી. નટવરલાલ દેસાઈ અને પ્રો બળવંતરાય ઠાકોરનો માંગરોળથી બહાર નીકળ્યા વિના જ પ્રેમ મેળવ્યો. ગોપાલદાસના વલ્લભાખ્યાનની critical edition તૈયાર કરી–'ગૂજરાતી'માં ચર્ચાપત્રો ને લેખો શરૂ થયા. પણ જે અસાધારણ પલટો આવ્યો તે તો સ્વ. હીરાલાલ પારેખે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના હસ્તલિખિત ગ્રન્થોની યાદી બહાર પાડી તેનાથી જ. એ ગ્રન્થના ઉપોદ્ઘાતમાં સંપૂર્ણ મહાભારત અને રામાયણ જૂના કવિઓના મેળવી શકાય છે, તે વાંચી મહાભારતનાં પર્વોનું સંપાદન કરવાની વૃત્તિ જાગી. ફાર્બસ સભા સાથે સંબંધનો યોગ શ્રી. નટવરલાલે કરી આપ્યો સ્વ અંબા-લાલ જાનીની લાગણીથી એ મહાભારત કાર્ય વિનાવેતને કરવાનો આરંભ થયો. શ્રી. નટવરલાલ, અંબાલાલ, હીરાલાલ એ ત્રણે શુભેચ્છકોએ હાથપ્રતોના ઢગલા કરી દીધા. ૩૦–૮–'૩૦ ના દિવસે જૂની ભાષાના લેશ પણ જ્ઞાન વિના આદિપર્વનો આરંભ કર્યો એ પછીના વર્ષોમાં એક પછી એક ગ્રન્થો બહાર પડવા માંડ્યા. આદિપર્વની નકલ કરતાં જ જૂની ભાષાનું જ્ઞાન સબળ કહી શકાય તેવું થઈ ગયું પુરાતત્ત્વનો પ્રેમ પણ આને લીધે જ થયો. સોળમા શતકની ગૂજરાતી ભાષાની ચર્ચા "ગૂજરાતી"માં જાગી, તે અંગે માંગરોળ નજીકના, ચર્ચાના વિષય બનેલા, નગીચાણા ગામના પાળિયાઓની છાપ મેળવી પ્રસિદ્ધ કરાવીઃ મધ્યકાલીન ગૂજરાતી ભાષાની ચાર ભૂમિકા એ એ પ્રવૃત્તિનું શુભ પરિણામ છે. ૧૯૩૩માં વડોદરા પ્રાચ્યવિદ્યા પરિષદમાં

અને લાઠી સાહિત્ય સંમેલનમાં મારા અનુક્રમે મધ્યકાલીન ભાષા–ભૂમિકા અને જોડણીના નિબંધોને કારણે જવાનું થયું. છતાં હજી માગરોળ છોડવાનો મનોભાવ ખાસ થયેલો નહિ.

એક સુયોગે માંગરોલ–હાઈસ્કૂલની નોકરી કડવી થઈ ગઈ. પિતાજીએ પણ સંમતિ આપી. ૨૮–૧૨–૧૯૩૫ના દિવસે માંગરોળ છોડયું, અમદાવાદ આવવા માટે જ, પણ મુંબઈ થઈને જાન્યુઆરી ૧૯૩૬મા અહીં આવ્યા પછી પેલા પ્રેસના અનુભવે તરત જ નોકરી મળી. ત્રણ માસ પછી શ્રી બચુભાઈ રાવત તેમ જ શ્રી ચુનીલાલ વ. શાહના પ્રયત્નોએ "પ્રજાબંધુ"મા એક વર્ષ નોકરી કરી આજ કહું તો મારી સાચી અધ્યયન–શાળા. અહીં ઘણું જાણવાનું મળ્યું પણ મારું જીવન તો એ માટે નહોતું જ. વર્તમાન પત્રોમાં લેખો લખ્યા છતાં એ જ ધંધો કરવો એ વૃત્તિ જ નહોતી સ્વ હીરાલાલ પારેખે મને ગૂ. વ. સો. માં એક વર્ષે રોકી લીધો. પછી શું થયુ છે તે આપ જાણો છો.

આ બધામાં પછડાઈ પછડાઈ એક જ બાજૂ કોઈ નિશ્ચિત નિયત્રણે મને લાવી મૂકયો છે. અને તે ભાષાશાસ્ત્ર તરફનો પ્રેમ આ મધ્યબિંદુમાં જ રહેતુ આવ્યું–અનેક બારીઓ–પ્રલોભનો–વૃત્તિઓ અન્યત્ર ખેચવા માંડતી, પણ આપોઆપ એ બધાં શમી જતાં ને જયા છું ત્યાં જ મને લાવી મૂકવામા સહાયક થતાં રહ્યાં.

આ બધાનું શુ કારણ તેનો હું નિર્ણય લાવી શકયો નથી, પણ કાંઈક નિયંત્રણ તો લાગ્યા જ કરે છે. દૈવે પણ પ્રત્યેક પળે મને સહાયતા કરી છે, તે હું કહી બતાવતો નથી

આ બધા ઉપરથી હું કાંઈ સમઝયો છુ તે એટલું જ કે પ્રત્યેક પ્રાણી માટે જાણે કે એક અમુક નિયત કાર્ય નક્કી થઇ ચૂકયુ હોય છે. તેના તરફ આપોઆપ જ વૃત્તિ દોરાય છે અને અનેક પ્રયોગો–પ્રલોભનો ઊભા થાય, છતાં લાભ હોય યા ન હોય તોય તે એક તરફ જ માનવી ખેચાયા કરે છે. આથી વિશેષ બીજુ કાંઈ સમઝવાનો દાવો કરી શકાતો નથી આ તંત્ર ઈશ્વરકૃત છે, કુદરતી છે કે માત્ર અકસ્માત છે, એ કહેવાની હું સ્થિતિમાં નથી. ખુલ્લે દિલે સ્વીકારવું જોઇયે કે તેટલે સુધી મારી પહોંચ નથી. "ભરાવ્યું ડગલુ ભરે" એ હું ચરિતાર્થ થતુ માત્ર જોઉં છુ, વિશેષ નહિ. અથવા શ્રીવલ્લભાચાર્યજીના શબ્દોમાં કહું કે

तथैव तस्य लीला इति मत्वा चिन्तां द्रुत त्यजेद् ॥

## ચર્ચા

શ્રી. રતિલાલ ત્રિવેદી—મને લાગે છે કે યોગભ્રષ્ટના કિંવા પૂર્વે જન્મના સંસ્કારો જાગ્રત થવા એ આવા પ્રસગોનો ખુલાસો હોઈ શકે

શ્રી ધૂમકેતુ—ગમે તે હો પણ કાંઈક છે એ ખરુ. હું મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી રાજકોટ પોસ્ટલ ડિપાર્ટમેન્ટમા નોકરી મેળવવા ગયો ડિપાર્ટમેન્ટલ પરીક્ષામા હુ સફળ ન થયો; ગણિત ને અગ્રેજીમા પાસ અને ગૂજરાતીના વિષયમા જ નાપાસ થયો. પોસ્ટ ઓફિસમાથી બહાર નીકળતા જ એક સ્નેહી મળ્યા તેમણે મને નોકરી ન કરવાનું કહી કોલેજમા દાખલ કરાવ્યો અને મારી કરાવી આપવા અરજી કરાવી શકયતા હતી જ નહિ છતા પ્રો મ મ જોશીના હૃદયમા વાસ કર્યો અને મારી આખી માફી થઈ ગઇ નોકરી કરવાના જ ઉદ્દેશે ગયેલો ઘેર પાછો ફર્યા વિના જ બહારોબહાર કોલેજમા ભણવા દાખલ થઈ ગયો

શ્રી ગટુલાલ ધ્રુવ—આવા બનાવોને અકસ્માતમા ગણાવી શકાય છતા શ્રી શાસ્ત્રીને જે એકેક અસામાન્ય પ્રસગો આવ્યા છે તેમા અકસ્માત ન કહી શકાય આવુ કેમ બને છે તે વિચારણીય છે

શ્રી. ઉમાશકર જોષી—એવા ઘણા પ્રસગો બને છે કે એક કામ કરવા આપણે તૈયાર થઇયે એ પ્રસગે બોલવા જઈયે તે જ સમયે સામો માણસ પણ તે જ બોલે. આપણે અહીંથી પત્ર લખિયે અને તે જ વખતે ઘણા દિવસથી ન લખનારો મિત્ર પણ પત્ર લખી મોકલે શાસ્ત્રીજી અને મારી વચ્ચે વાતોના પ્રસંગોમા પણ આવુ અનેકવાર બન્યુ છે મને અને શાસ્ત્રીજીને, બીજા મિત્રો અને સગાઓને પણ આમ બન્યુ છે આ બધુ કેમ બને છે તે સમજાવી શકાય તેમ નથી

પ્રો અનતરાય રાવળ—મારા બચપણનો એક પ્રસગ છે હું ચાર પાચ વર્ષનો હોઇશ મારા હાથમા એક પાઇ હતી હુ જતો હતો ત્યા તે મારા હાથમાથી પડી ગઈ હું નિમાણો થઈ ગયો ઘેર આવી તે વિશે વિચાર કરતો હતો ત્યા અચાનક માગ પર પાઇ પડી તે વખતે કોઈ ન હતુ, કોઈ ને મે કહ્યુ પણ ન હતુ આનો ખુલાસો હજી સુધી મને મળી શકયો નથી

શ્રી દીવાન—God's grace જ આ સમજો શાસ્ત્રી તો અનુગ્રહમાર્ગી છે એમણે આવા પ્રશ્નોના વિચારમા ન મૂઝાવુ જોઇયે આપણે માનિયે કે ન માનિયે, એક super-human તત્ત્વ છે, જેના નિયત્રણ પ્રમાણે બધુ

જગચ્ચક્ર ચાલે છે. જગતમાં એવા સેંકડો બનાવો બને છે, તેને "અકસ્માત" ગણી ન ચલાવી લેવાય.

શાસ્ત્રી—એવા ત્રણ પ્રસંગો જે બન્યા છે તે અહીં જણાવું એક તો મારા નાના ભાઈ નાગરદાસે મેટ્રિક્યુલેશનની સને ૧૯૨૭માં પરીક્ષા આપી ત્યારે મને સ્વપ્ન આવેલું કે તેને મેથેમેટિક્સમાં ઉચ્ચ ગુણ મળ્યા, ને સ્કોલરશિપ મળી સવારે મેં મારા પિતાજીને આ વાત કરી. અને ખરેખર મહિના પછી સ્કોલરશિપનું સાચું પડ્યું સંસ્કૃત અને મેથેમેટિક્સમાં ઊંચા માર્ક્સ આવ્યા હતા

બીજું એ કે છેલ્લા મહિનામાં મારા પિતાજીને એક સ્વપ્ન આવ્યું કે મારી પત્ની ગુજરી ગઈ. સ્વપ્નમાં જ મારા પિતાજીને વિચાર આવ્યો કે હું ૩૮ મે વર્ષે ગડચો અને છોકરો પણ ૩૮ મે વર્ષે ગડચો. સવારે ઊઠ્યા પછી માલૂમ પડ્યું કે એક ડોસી મરી ગઈ બે ત્રણ દિવસમાં, મારી પત્ની અહીં બિમાર પડેલ તેનો પત્ર તેમને મળ્યો, ત્યારે તેમણે મને સ્વપ્નની વાત લખી

એક વધુ પ્રસંગ માગરોળમાં ૧૯૩૩–૩૪માં મારા પિતાશ્રીને વર્ષભર સખત ઉધરસ રહી એક રાતે મને સ્વપ્ન આવ્યું કે એક મોટા અજગરનું શરીર જાણે કે ગળતું જાય છે. મારા દાદા જાણે કે મારા પિતાજીને ગાડીમાં સાથે લઈ જાય છે. જાણે કે સ્વપ્નમાં જ એ પતી ગયું ને એક વર્ષની અસાધ્ય ઉધરસ અરડૂસીના સ્વરસથી મટી ગઈ સ્વપ્ન આવ્યો તે જ રાતે મહિનાઓ પછી પિતાજીએ ગાઢ નિદ્રા કરી. તબિયત થોડા જ દિવસોમાં સારી થતી થઈ

શ્રી. બચુભાઈ રાવત—સ્વાપ્નિક બનાવોની આવી સાક્ષી મારા અનુભવમાં પણ છે.

શાસ્ત્રી—આ બધું શું છે એ માનવબળે નથી સમજાતું એમ મને લાગે છે "સત્ર આ બ્રહ્માણ્ડનો ગૂઢ નિયમે ચાલતો" એમ તે જ માત્ર ખુલાસો છે. આપણે એક જ ભાવના રાખિયે—કાર્ય કરતા રહિયે, બીજાનું બૂરું કરિયે તો નહિ, ઇચ્છિયે પણ નહિ કોઈ વિષયમાં નાસીપાસ થઈએ તો મૂંઝાયા વિના જેમ અચિંત્ય દોરવણી મળે તેમ કરતા રહિયે કદી તર્કવાદીના ભોગ નહિ બનિયે, કાર્યસિદ્ધિ થયા જ કરશે

# આધુનિક ઊંચી કેળવણી

## પ્રો અનંતરાય મ. રાવળ

[ અહેવાલ ]

બોલવાનો એમનો વારો આવતા પ્રો અનંતરાય રાવળે તા ૧૮-૧૧-'૪૨ ના રોજ પ્રોફેસર, વિદ્યાર્થી, કેળવણી એવુ વિષયનુ કામચલાઉ નામ પાડી આધુનિક ઊંચી કેળવણી વિશે પોતાની અનુભવ-અવલોકનજન્ય છાપ વર્ણવી બતાવી હતી શ્રી ગટુભાઇ ધ્રુવના સૂચનને, તથા એવા પોતે યથાદૃષ્ટિ કરાવવાના હતા તે પરિસ્થિતિદર્શન પછી તેને સારુ જવાબદાર કારણોની અને ખામીઓના નિવારણના ઉપાયોની ચર્ચા મતભિન્નતા માટે મારો અવકાશ ધરાવતી હોઇ રસપ્રદ નીવડશે એવા ગભરતે વિષયપ્રમદગીના મુખ્ય કારણ તરીકે તેમણે આગળ કર્યા હતા શિક્ષણના દેનારલેનાર બેઉ વર્ગ વિશે અપાયેલા ખ્યાલમાથી ઊંચી કેળવણીની આધુનિક અવસ્થાનુ ચિત્ર આપોઆપ દોરાઈ જશે એમ જણાવી તેમણે પોતાના વક્તવ્યને મુખ્યત્વે બે વિભાગમા વહેંચી નાખી, પ્રથમ કોલેજોના અધ્યાપકો વિશે અને પછી વિદ્યાર્થીઓ વિશે વાત કરી હતી

આગતા વિશે બોલતા, સહાનુભૂતિ ઉશ્કેરવા નહિ પણ વસ્તુસ્થિતિ જણાવવા, તેમ જ પાછળથી ચીંધવાના દોષોના કારણોનુ પગેરુ કદાચ એમા મળે એ આશયથી આજના અધ્યાપકજીવનનું એક શબ્દચિત્ર આલેખી બતાવી, તેમા અત્યારના અધ્યાપકના પગાર કામ, આસપાસનુ વાતાવરણ ઇત્યાદિ બાબતોનો સ્પર્શ કરી તેનો ધધો હવે બહુ સ્પૃહણીય કેમ નથી રહ્યો તે એમણે પ્રથમ દર્શાવ્યુ હતુ દોઢસોપોણાબસો સુધી પહોચતી સખ્યાવાળા મોટા વર્ગો, એમા વિદ્યાર્થીઓની શિસ્તના ચોકીદાર બનવા સાથે અશુષ્ક અધ્યાપક બનવાની બેવડી ફરજ એવા મોટા વર્ગોમા આવી ભાષણ જેવુ જ કરી છૂટવાનુ બનતા વિદ્યાર્થીઓ સાથે એમના ભણતરકાળ સુધી ચાલે તેવો (જીવનપર્યંત ચાલે તેવાની તો ક્યા વાત કરવી ?) આત્મીય સબધ બધાવાને પ્રતિકૂલ પરિસ્થિતિ, કોઈ પણ કર્તવ્યનિષ્ઠ અધ્યાપકને નિયત થયેલો બધો અભ્યાસક્રમ પૂરેપૂરો શીખવવા માટે ઘણો ઓછો પડે એટલો વરસ આખામા ભણાવવાને માટે મળતો માડ છમાડાછ માસનો સમય, આવી આવી પરિસ્થિતિ

માણસ જો ભાવનાનું ભાથું સાથીને ન ગયો હોય તો થોડા જ વખતમાં તેને પોતાના કાર્યને માત્ર આજીવિકાનું સાધન કે એક ધંધો જ માનતો કરી મૂકે છે અધ્યાપનકાર્યમાં ઉત્સાહ રસ અને પરિણામે ઓછો થતાં સમય જતાં તેની તેજસ્વિતા મોળી પડી જાય, પોતાના વિષયની અદ્યતન માહિતીથી સુસજ્જ રહેવા યત્ન કરી જ્ઞાનદૃષ્ટિથી નિયત અભ્યાસક્રમનો વિદ્યાર્થીઓને સાંગોપાંગ પૂરો અભ્યાસ કરાવવાને બદલે પોતાની જૂની નોંધસામગ્રી (Notes) પર જ નભ્યા કરવાની વૃત્તિ થાય વિદ્યાર્થીઓને ભાવતું એમની પરીક્ષાદૃષ્ટિને સંતોષે એટલું જ આપી દીધાથી એને લીધે મળતી સસ્તી વિદ્યાર્થિપ્રિયતામાં જ કૃતાર્થતા ને સંતોષ મનાય, અને પછી મોટો ભાગ પરીક્ષક અને કેટલાક સેનેટમેમ્બર બનવા ચાહી યુનિવર્સિટીમાંથી મળતા વ્યવહારુ લાભોની સાધના તરફ વળે—આવી વિદ્યાપરાયણતામાંથી વ્યવહારપરાયણતામાં સરી પડતી અધ્યાપકવૃત્તિના અત્યારે વધતા જતા પ્રમાણ વિશે પ્રો. રાવળે સખેદ ઉલ્લેખ કર્યો હતો. જે અધ્યાપકજીવનને ધંધા કરતાં વિશેષ પ્યારું જીવનકાર્ય માનતા હોય, જે અખંડ વિદ્યાભ્યાસરત રહીને પોતાનું સ્વાધ્યાયતપ કાયમ તપ્યા કરતા હોય, જે પોતાના વિષયના પૂરા જ્ઞાતા હોવા ઉપરાંત તેના કુશળ વિવરણકાર પણ હોય, જે પોતાના વિષય ઉપરાંત ઇતિહાસ તત્ત્વજ્ઞાન જુદા જુદા ધર્મગ્રંથો વિજ્ઞાન સાહિત્યકલા આંતરરાષ્ટ્રીય રાજકારણના પ્રવાહો આદિનું પણ સારું જેવું જ્ઞાન ધરાવી શીખવવાની વખતે હાથ પરના વિષયને તેના પાર્શ્વપ્રકાશથી અજવાળતા હોય, જે એકલી પગારલોભી જ નહિ પણ જીવનપાથેયરૂપ નીવડે તેવી જ્ઞાનલ્હાણી શીખવવાના પુસ્તક કે વિષયને મધ્યમાં રાખી કરતા હોય, જે અન્યનાં પુસ્તકો વાંચી તેને વિદ્યાર્થીઓ આગળ રજૂ કરતા જ્ઞાનના આડતિયા જ ન રહેતાં મૌલિક ચિન્તન મનન કે સંશોધનને બળે પોતાના સ્વતંત્ર અભિપ્રાય પ્રતીતિપૂર્વક ઉચ્ચારતા હોય, જે પોતાની પાસે ભણવા આવેલ દેશના નવયૌવનમાંથી શ્રીકૃષ્ણો અને ગાંડીવધન્વાઓ ઘડવા મથતા સાંદીપનિઓ ને દ્રોણાચાર્યો હોય જે પાઠશાળાના વર્ગોની બહારની દુનિયાને વ્યાખ્યાનો લેખો ને ગ્રંથો દ્વારા અવારનવાર પોતાના જ્ઞાન તથા વિચારોની ભેટ ધરતા રહી પ્રજાને જેના અભિપ્રાયને સાંભળવો જ જોઈએ એવા પ્રજાના સંસ્કારનેતા બનતા હોય— એવા ખરું બ્રાહ્મણજીવન ગાળનાર અધ્યાપકોની તપાસમાં નજર ચોમેર ભમી નિરાશ થઈ પાછી ફરે એવી અત્યારે પરિસ્થિતિ છે આંતરરાષ્ટ્રીય ખ્યાતિની તો કથા વાત, આપણા પ્રાન્તના સીમાડા વટાવી ભારતમાં પ્રસરેલી ખ્યાતિ પણ આપણા ઇલાકાના કેટલા અધ્યાપકોની ?

વિદ્યાર્થિવર્ગ વિશે બોલતાં ચર્ચાકારે જે કહ્યું તેનો સાર આ વિદ્યા

ર્થીઓના શરીર, બુદ્ધિ અને હૃદય એ ત્રણેનો સમાન્તર વિકાસ સાધી આપી તેમને જીવનયાત્રા માટે તૈયાર કરવાનું જે કેળવણીનું સર્વમાન્ય ધ્યેય, તે વર્તમાન કેળવણીપ્રથાએ સફળતાથી સાધી બતાવ્યું દેખાતું નથી શરીરવિકાસની બાબતમાં તો દર વર્ષે આવતો નવો વિદ્યાર્થિસમૂહ (એમાં વિદ્યાર્થિનીઓ આવી જાય છે) શરીરની ઊંચાઈપહોળાઈમાં એવો ઊતરતો જ આવતો જણાય છે કે આમ ને આમ ચાલ્યું તો કેટલાક વરસ પછી આપણે દૂબળાપાતળા વામનજીઓ જ ચારે બાજૂ જોવા લાગીશું એવી દહેશત દિલમાં પેસે છે સોળસત્તરની ઉમર સુધીનો મેટ્રિક લગીનો અભ્યાસ એમને કાતી નાખતો હોય કે પછી કસરતનો કે ખોરાકમાં પોષક તત્ત્વોનો અભાવ એને માટે જવાબદાર હોય રાષ્ટ્રચિંતકો ને કેળવણીના તંત્રવાહકોનું આ બાબતે ખાસ લક્ષ રોકવું જોઈએ અત્યારે કૉલેજોમાં પહેલાં બે વર્ષમાં અપાતી શારીરિક તાલીમ તો થીગડિયા છે, ખરો અર્થ તો સરે વિદ્યાર્થીઓ કૉલેજમાં નહે ત્યાંસુધીના કાળ સુધી પહોંચતી નિયમિત ફરજિયાત શારીરિક વ્યાયામ અથવા લશ્કરી તાલીમની કોઈ વ્યવસ્થિત યોજનાથી જ એ તો કેણ જાણે કયે દહાડે થશે વિદ્યાર્થીઓના મનબુદ્ધિના વિકાસની વાત કરિયે તો 'હવે પહેલાંના જેવા બુદ્ધિશાળી ને અભ્યાસી વિદ્યાર્થીઓ નથી આવતા એવી ફરિયાદ જે દરેક જમાનો કરે છે તેવી અત્યારે પણ લાગતાવળગતાઓને મુખેથી સંભળાય છે સમગ્ર બુદ્ધિશક્તિને માટે તો આમ કહેવું સાહસ ગણાય, પણ માત્ર શાળાકૉલેજોના અભ્યાસને અનુલક્ષીને કહેવું હોય તો એમ કહેવાય કે પરીક્ષાઓ વળા થતો અનુભવ ઘણાને એમ માનવા પ્રેરે છે કે આજના વિદ્યાર્થીઓના મોટાભાગની ગ્રહણધારણશક્તિ જાણે ઘટી ગઈ છે વાંક એમનો નથી, પણ શિક્ષણપદ્ધતિનો અને અત્યારના વાતાવરણનો જ છે વિદ્યાર્થીઓને પોતાની મેળે વિચારતા કરવાનું કોઈ શીખવતું નથી વિષયોનું જ્ઞાન એમના મગજોમાં ગદા થી રેડાય છે શિખવાતા વિષયોનો જીવન સાથેનો સંબંધ કોઈ બાંધી આપતું નથી, શિખવનાર તેય દૃષ્ટિદાન કે સંસ્કારદાન કરી શકે એ રીતે નહિ જીવનમાં વટાવી ખાવા પૂરતી જ વિદ્યાની ઉપયોગિતા માનવાનું વલણ ચાલી સાથે ભળતાં પરિણામ એ આવે છે કે ભણનારાઓને ભણતરમાં જીવન્ત હૃદયરસ કઈ રહેતો નથી, ને એવો રસ ન રહે એટલે એમનું મગજ પણ ગ્રહણધારણના તત્સંબંધી વ્યાપારમાં શિથિલ કે ઉદાસીન રહે કેળવણીવિષયક વાતાવરણ પણ કેવું છે? મોટેભાગે નફો રળવાના હેતુથી નીકળેલી અનેક ખાનગી માલિકીના

માધ્યમિક શાળાઓ સંખ્યા ટકાવી રાખવા અને ફી મેળવવા પહેલા ધોરણથી મેટ્રિકવર્ગ સુધી તો ઢીલા પરીક્ષાઓથી કે ચોખ્ખા ચઢાવાઓથી વિદ્યાર્થીઓને લઈ જાય, પછી યુનિવર્સિટીની પરીક્ષામાં છાપાંઓની ખુમરાણની બીકે, પરીક્ષકોની વિદ્યાર્થીઓનું ભલું કરવાની વૃત્તિથી કે અનાવડતથી તેમ જ એ વખતમાં ખેલાતી લાગવગની લીલાથી ધોરણ ઢીલું રહી વિદ્યાર્થીઓ મેટ્રિક પાસ થાય,- અને કોલેજોમાં આવતાં આગળ કર્યું હતું તેમ ત્યાં પણ તેમની તથા તેમના અધ્યાપકોની નજર પરીક્ષા ને પરિણામો પર જ હોય. આવી પરિસ્થિતિ સંગીન અભ્યાસને અનુકૂલ નથી. પરિણામે આજે બી. એ થઈ નીકળતો સામાન્ય જુવાન ઉચ્ચારશુદ્ધિ અને વ્યાકરણશુદ્ધિ જાળવીને છૂટથી બોલીલખી શકે તેટલો કાબૂ ન તો પોતાની માતૃભાષા પર, ન અંગ્રેજી પર, ધરાવતો હોય છે; ન તો એને પોતે ભણી ગયેલા વિષયનું ઊંડું, વિશાળ, તુલનાત્મક તથા પચાવીને આત્મસાત્ કરેલું જ્ઞાન હોય છે.

હૃદયવિકાસ કે સંસ્કારવિકાસ પરત્વે બોલતાં પ્રો. રાવળે આજે કેળવણી અને સંસ્કારિતા કે ચારિત્ર્યસાધના હાથમાં હાથ મિલાવી ચાલતાં નથી એમ કહી, કૉલેજોમાં રોજના વર્ગોમાં તેમ ઉત્સવ મેળાવડા વેળા ઘણીવાર બાલિશ અહેતુક તોફાનોમાં વ્યક્ત થતા શિસ્તભાવનાના ભંગનો, બોલીલખીને તેમ બીજી રીતે સાથે ભણતી વિદ્યાર્થિનીઓ પ્રત્યે ઘણીવાર દાખવાતી વિદ્યાર્થીઓની અસંસ્કારી અને વિકારગંધીલી વર્તણૂકનો, તથા હોસ્ટેલની કલબો, જિમખાના, વાર્ષિકોત્સવ ઈ૦ માં પૈસાનો વહીવટ કરવાનું આવતાં આપણા જુવાનો હાથની ચોખ્ખાઈ ઘણીવાર જાળવતા દેખાતા નથી એ હકીકતનો, એ સંબંધમાં ઉલ્લેખ કર્યો હતો. અધ્યાપકવર્ગમાં વંદનીય ચારિત્ર્ય કે જ્ઞાન કે પ્રભાવવાળું વ્યક્તિત્વ ન ભાળતા હોય તેથી, કે એમની ને પોતાની વચ્ચે આત્મીય સંબંધની નિકટતાને બદલે મોટી સંખ્યા ને સ્વભાવ આદિ કારણે અંતર અનુભવતા હોય તેથી, વિદ્યાર્થીઓમાં ગુરુભાવના અદૃશ્ય થતી ચાલી છે તે, અને ખરું જીવન તો જેવું આવવાનું હોય તે, પણ અત્યારે તો કૉલેજજીવનની મજા માણી લઈયે એવી વિદ્યાર્થીઓની થતી જતી મનોદશા શિસ્તલોપના મૂળમાં રહ્યાં છે. વિદ્યાર્થિનીઓ પ્રત્યેના વલણની પાછળ પ્રાથમિકથી ઊંચી સુધીની કેળવણીમાં સાચા સહશિક્ષણનો અભાવ, કૉલેજોમાંનું થીગડિયા કે આભાસી સહશિક્ષણ, બંને જાતિઓ વચ્ચે અકુદરતી અંતર રાખી સમાજે બંનેને કાયમ જાતિજાગ્રત (sex-conscious) રાખ્યા

કરી છે એ હકીકત કા યે ને નવનકથા નવલિકાઓમાંથી મેળવેલો રોમાન્સનો ખ્યાલ અને બાકી તો જુવાનોની તારુણ્યકાળ (adolescence)ની મનોદશા રહેલા છે પ્રજબન્ધુ'મા આ સબધી છપાયેલી ચર્ચામાળા જોવા જેવી હતી પૈસા પરત્વે ચોખ્ખાઈનો અભાવ ખાનપાન પોશાક, ચાહ સિનેમા, તથા સિગારેટ (એની ટેવ ભયજનક પ્રમાણમા વિદ્યાર્થિવર્ગમા હાલ વધતી જાય છે)ની આદતમા વધી પડેલા ખર્ચાળુપણાને અને એવુ કેટલુક ખરચ પરભાર્યું કાઢવાની લાલચને તક મળતા રોકી ન શકવાની નબળાઈને આભારી ગણાય

અભ્યાસકાળમા મળતા સમયનો પૂરતો લાભ લેવામા આવતો નથી રોજ ચારેક કલાક ભણવાનુ ને વષમા છએક માસની તો રજા એવા ચાર પાચ વરસના પુષ્કળ કહેવાય એટલા સમયમા પાઠ્યપુસ્તકો ને પ્રોફેસરો શીખવે તેની ઉપરાત શરીરસાધના, જ્ઞાનપ્રાપ્તિ ને ચારિત્ર્યઘડતર ખાતે ઘણુ ઘણુ પોતાની મેળે જ કરી આત્મવિકાસ તેમ જ જીવનમા પડવાની પૂર્વતૈયારી કરી લેવાની વિદ્યાર્થીઓને જે સુદર તક મળતી હોય છે તેનો લાભ પૂરતો લેવાતો નથી જીવનમા પડતા શિક્ષકના, વકીલના કે કોઈ પણ ધધામા પોતાના વિચાર સામાને સમજાવવાની જરૂર તો પડવાની જ એને માટે સહાધ્યાયીઓના ઉપહાસ તેમ જ પોતાથી થનાર અનેક ભૂલોની પરવા કર્યા વિના ચર્ચાઓ ( Debates )ના સારા પ્રમાણમા ભાગ લઈ જીભ છૂટી કરી સભાક્ષોભ જીતવાની તૈયારી કૉલેજમાના અભ્યાસકાળ દરમ્યાન કરી લેવી જોઈએ પણ તેમ થતું ઓછુ જોવામા આવે છે વાર્ષિકોત્સવો વેળા કૉલેજોમા થતા નાટ્યપ્રયોગો ચાલુ રગભૂમિને કયાય ટપી જાય એને દૃષ્ટિદાતા નીવડે એવી ઊચી કલાદૃષ્ટિ દાખવનારા થવાની સહેજે જે અપેક્ષા રખાય તે બર આવતી નથી એક કાલેજના મેગેઝીનોમા લેખનોત્સાહ ને આશાજનક સાહિત્યવિભાગ ઠીક પ્રમાણમા હમણા હમણા જોવા મળે છે ખરો

આમ જીવન ઘડવા ને જીરવવા સામર્થ્ય આપે એવુ કશુ રચ્યા વિના અમોલો ભણતરકાળ પૂરો થાય છે પૂરો થતા તીવ્ર બનતો જતો જીવનસગ્રામ ડોળા કકડાવી સામે ઊભેલો દેખાય છે અને પછી ગમે ત્યા ગોઠવાઈ જઈ તેવા જીવન સાથે સમાધાન કરી લેવુ પડે છે જેટલુ દર માસે અભ્યાસકાળમા ખર્ચ્યું હોય છે તેટલુ ઘણીવાર દર માસે મળતુ નથી હોતુ ખડતલપણાને બદલે આગમી સુંવાળપ અને સાદાઈને બદલે ખર્ચાળુવેડા જે અભ્યાસકાળ દરમ્યાન કેળવ્યાં હોય છે તે પછી જીવનમા નવા નવા અખતરા કરવાનું

જેમ કે સાહસ રહેવા દેતાં નથી. આ રીતે જોતાં, ઊંચી કેળવણી પાછળ રોકાતાં સમય, પૈસા ને જુવાનોની શક્તિનો અત્યારે પૂરતો બદલો મળતો નથી એ રાષ્ટ્રીય નુકસાન છે એમ લાગી આવે છે અને મનમાં થાય છે કે ઊંચી કેળવણી નકામી ગઈ છે એવા ગાંધીજીના ઉદ્ગારની સામે શ્રી. શ્રીનિવાસ શાસ્ત્રી તથા સ્વ. આનંદશંકર ધ્રુવ જેવાએ ઐતિહાસિક દૃષ્ટિએ લીધેલા વાંધાના વાજબીપણા છતાં એકંદરે તત્ત્વતઃ તેમનું કથન સાચું છે.

પોતાના વક્તવ્યને સમેટતા પ્રો. રાવળે કહ્યું કે આખા વક્તવ્યનો પ્રધાન સૂર બની ગયો ફરિયાદનો ને ઊંચી કેળવણીનું દોરેલું ચિત્ર થઈ ગયું ઊજળા કરતાં કાળુ વિશેષ પણ વાત તો વાસ્તવિક પરિસ્થિતિની જ કરવી હતી, અને તેમ કરતાં કાળાં ચશ્માં લગાવીને જોયું નથી છતાં જેવું પ્રમાણ વિશેષ જોયું તે જ કહેવાઈ ગયું. આનો અર્થ એમ નહિ કે ચિત્રમાં ઊજળા રંગની રેખાઓ ક્યાંય નથી જ. ઘણાય ભાવનાશીલ વિદ્યાર્થીઓ અને કર્તવ્યનિષ્ઠ અધ્યાપકો ય જોવામાં આવે છે. પરંતુ 'બધું બરાબર છે'ના ભ્રમમાં ન રહેતાં 'હજી ઘણું બરાબર નથી' તે દેખાડવાના ને સુધારણા-પાત્ર બાબતો પર રાષ્ટ્રહિતચિંતકો ને કેળવણીકારોનું લક્ષ ખેંચવાનો લોભ જોર કરી ગયો. વળી જુવાન વિદ્યાર્થીઓ તો રાષ્ટ્રની થાપણ છે. એમના જીવનનો બારમો અર્ધો ભાગ જે ખાતે રોકાય છે તે એમના તાલીમકાળનો ને એમની કેળવણીનો વખતોવખત હિસાબ માગતાં રહેવું જોઈએ. એ દિશામાં આ એક પ્રયત્ન હતો. અહીં બન્યું છે માત્ર જુદા જુદા અનેક ચર્ચાપાત્ર કેળવણીવિષયક મુદ્દાઓના ઉલ્લેખ જ કરવાનું; બાકી દરેકની પૂરી ચર્ચા તો અકેક લેખ કે ભાષણ માગી લે તેવી છે.

## ચર્ચા

ઉપસંહારને અંતે શ્રી રાવળે એ પ્રસંગે સૌએ મળી ચર્ચા કરવા જેવા નીચેના ચાર વિષયો સૂચવ્યા હતા, જેના પર પછી થોડી રસપ્રદ ચર્ચા થઈ હતી —

૧ વિદ્યાર્થીઓ અભ્યાસમાં ખરેખર ઓછી ગ્રહણધારણશક્તિવાળા કે ઓછી બુદ્ધિપ્રતિભાવાળા થયા છે ?

૨ આધુનિક શિસ્તશૈથિલ્યના અને ગુરુભાવનાના લોપના કારણો

૩ આ ઊંચી કેળવણી, ગાંધીજીના મતને અનુસરી, રાષ્ટ્રના સમય, ધન ને યૌવનનો મોટો બગાડ ( Waste ) જ ?

૪ કેળવણીસંસ્થાઓ Stateની કે ખાનગી માલિકીની સારી ?

પહેલા મુદ્દા પરત્વે શ્રી. ઉમાશંકરે કહ્યું હતું કે જુવાનોને બુદ્ધિ ઉંડમાં ઊતરતા કોઇ ગણશે નહિ, એમણે અત્યારે જે સત્ત્વ દેખાડયુ છે એને માટે તો અધ્યાપકોએ તેમને વદવું જોઇશે. શ્રી. ચુનીલાલ શાહે જણાવ્યું હતું કે પહેલાં ભણનારા ઓછા હતા, હવે ઝાઝા થયા છે, તેનું એ પરિણામ છે. બીજા મુદ્દાનો ચર્ચામાં અધ્યા. રામનારાયણ પાઠકે એ ખુલાસો કર્યો હતો કે અસહકારની પહેલી ('૨૦–'૨૧ની) લડત પછી શિસ્ત તૂટવા માંડી છે એ વાત સાચી, પણ તેનું કારણ એ હતું કે પોતાથી બહાર જઇ લડતમાં ન જોડાવાયુ તો હવે આટલુ કઇક કરી શકિયે છિયે એવો સંતોષ મેળવવાના અજ્ઞાત મનમાં રહેલા ખ્યાલે વિદ્યાર્થીઓ વર્ગોની અંદર તોફાન કરવા લાગ્યા. શ્રી ઉમાશંકરે એમ કહ્યુ કે ત્યાંસુધી વિદ્યાર્થીઓ આગળ આદર્શ હતો શિક્ષક–અધ્યાપકનો, પણ પછી તો તેમણે એવા એકાગ્રી માણસો કરતાં દેશની પ્રવૃત્તિઓમાં ઘૂમતા દેશનેતાઓને જોયા, એટલે એમનુ શિક્ષકવર્ગ પ્રત્યેનું માન ઓછું થયું, ને માન ઓછુ થયું એટલે શિસ્ત પણ તૂટી. ને શિક્ષકો–અધ્યાપકોયે કેટલાક એવા, જે આદર ને માન ઉપજાવે? ચોથા મુદ્દા વિશે, કેળવણી State–સંચાલિત થવુ ઇષ્ટ એ બરાબર, પણ એમાય State કેવું હશે તેના ઉપર એનો આધાર રહે એમ અધ્યા. રામનારાયણ પાઠકે જણાવ્યું હતું ખાનગી સાહસનેય નવાનવા અખતરા આ સતત ખેડાતા કેળવણીક્ષેત્રમા કરવાને પૂરી છૂટ હોવી જોઇયે એમ પણ કોઇ તરફથી કહેવામાં આવ્યું હતુ. ઊંચી કેળવણી પરત્વે ગાંધીજી સાચા હોવાનું શ્રી. ચૈતન્યપ્રસાદે જણાવ્યું હતુ ચર્ચામા ડૉ મરચન્ટ, શ્રી કેશવરામ શાસ્ત્રી અને શ્રી. રતિલાલ ત્રિવેદીએ પણ ભાગ લીધો હતો.

# એક પ્રસંગ

[ તા. ૩૧-૧૨-'૪૨ ને દિવસે વડોદરા સાહિત્યસભા તરફથી જાહેર વ્યાખ્યાનો ગોઠવવામાં આવ્યાં હતાં. તે વ્યાખ્યાનો માટે શ્રી. જ્યોતીન્દ્ર દવે અને શ્રી. ધનસુખલાલ મહેતાને નિમંત્રણ મોકલવામાં આવ્યાં હતાં. શ્રી. ધનસુખલાલ મહેતા પોતાની નરમ તબિયતને કારણે વડોદરે જઈ શકયા નહતા અને આરામ લેવા માટે અને સ્થલ ફેર કરવા માટે અમદાવાદ ગયા હતા.

શ્રી. જ્યોતીન્દ્ર દવેનું વ્યાખ્યાન જે દિવસે નિયત કરવામાં આવ્યું હતું તેને પહેલે દિવસે વડોદરામાં કવિઓનો મુશાયરો ગોઠવવામાં આવ્યો હતો. શ્રી. રમણલાલ વસન્તલાલ દેસાઈ આ મુશાયરાના પ્રમુખ હતા. મુશાયરો શરૂ થતા અગાઉથી શ્રોતાજનોમાં કાંઈ કચવાટ જેવું જણાવા માંડયું હતું શ્રી. રમણલાલ દેસાઈ પોતાને કાંઈ અગત્યનું કામ હોવાનું કારણ જણાવી પ્રમુખસ્થાન શ્રી. રસુલખાનને સોંપી સભા છોડી ચાલ્યા ગયા હતા. તે પછી સભામાં ઘણો ઘોંઘાટ અને ગરબડ થયાં હતાં અને સભા બરખાસ્ત કરવી પડી હતી. આ સભા વડોદરાની ન્યૂ ઈરા સ્કૂલના મકાનમાં ભરવામાં આવી હતી. પ્રથમ દિવસે સભામાં આ પ્રમાણેનું ધાંધલ થયેલું હોવાથી શ્રી. જ્યોતીન્દ્ર દવેના વ્યાખ્યાનનો ક્રમ રદ કરવો એવો સાહિત્ય સભાના સંચાલકોએ નિર્ણય કર્યો હતો. પરન્તુ શ્રી જ્યોતીન્દ્ર દવે તો મુંબઈથી વડોદરે આવી પહોંચ્યા. તેમના વ્યાખ્યાનનો ક્રમ રદ કરવામાં આવેલો હોવાથી તે સાંજે પાછા ગયા હતા. શ્રી. જ્યોતીન્દ્ર દવે મુંબઈથી વડોદરે આવ્યા હતા અને પ્રથમ દિવસે સભામાં ધાંધલ થવાથી સભા બરખાસ્ત કરવી પડી હતી એ હકીકત શ્રી. ધનસુખલાલે અમદાવાદમાં જાણી હતી, પરન્તુ શ્રી. જ્યોતીન્દ્ર દવેના વ્યાખ્યાનનો કાર્યક્રમ રદ થયો હતો તેની તેમની ખબર ન હોવાથી તેમણે શ્રી. જ્યોતીન્દ્ર દવેને અમદાવાદથી તા. ૭-૧-'૪૩ દિવસે પત્ર કવિતામાં લખ્યો હતો. તેનો ઉત્તર શ્રી. જ્યોતીન્દ્ર દવેએ તા. ૯-૧-'૪૩ ને દિવસે કવિતામાં જ આપ્યો હતો. ]

## શ્રી ધનસુખલાલ મહેતા તથા તેમના બીજા બે મિત્રોએ લખેલો પત્ર

"જે ભાષા નરસિંહ નાગર કવિ શોધી ગયો ન્હુવશે,"
જે ભાષાની મહીં અસંખ્ય નવલો દીધી ર. વ. દે. વળી;
જે ભાષા મહીં મુક્ત હાસ્ય ખિલવી, તું કીર્તિ પામ્યો અતિ,
તેનો આ ઉપહાસ આજ નિરખ્યો, આનન્દ ને ખેદથી.
વિજય કરીશું વડોદરે, મ્હોંશે નરને નાર,
એવે સ્વપ્ને ચાલિયો હરિહરનો કુમાર.
વિજય ન થયો વડોદરે, મોહ્યાં નહિ નરનાર,
વીલે મ્હોંએ સંચર્યો હરિહરનો કુમાર.

ધાર્યું'તું વરશે જયશ્રી મુજને, વક્તૃત્વના વ્હેણમા
ડૂબી મુગ્ધ થશે સહુ નગરના નારીજનો બાળુડા
પામ્યો શું ? હુરિઓ ! ઈંડા સડી ગયા, પાકા ટમેટા જ તું !
ના તૃપ્તિ થઈ ? તો પડે જ ડફણાં વાછે, છ તું એવું શું ?
વ્હાલા બન્ધુ ! સહન કરતા શીખજે તું હવેથી,
જ્યા ત્યા જૈને, ભષણ કરવુ ત્યાગજે તું હવેથી,
જ્ઞાને પૂરો, પણ શરીરમા રાકડી ગાય જેવો,
ભાગી ભૂકો ખચિત જ થશે હાડકાનો તુ માળો

શ્રી જ્યોતીન્દ્ર દવેનો ઉત્તર

જે ભાષા નરસિંહ નાગરનરે કાવ્યે રસાળી કીધી,
ગો મા ત્રિ ર વ દે, ક મા મુનશીએ જેમા કથાઓ ગૂથી,
જેના સૌમ્ય ગભીર સુન્દર મુખે હાસ્યચ્છટા આણવા,
આધિ, વ્યાધિ ઉપાધિગ્રસ્ત તદપિ ધત્તુ ધપ્યો જોરમા,
તે ભાષા અધિકારહીન જનની આગે ન ઉચ્ચારવી
એવુ માનીં સખે, વડોદર વિશે મે મૂકતાને ભજી

× × ×

"વિજય કરીશુ વડોદરે, મ્હોશે નરને નાર,
એવે સ્વપ્ને આલિયો હરિહરનો કુમાર"
હરિહરનો કુમાર સ્વપ્ના સેવન્તો ભલે,
પણ કૃષ્ણલાલકુમાર તેની કથા કો સાભળે !
વડોદરાથી આવિ ભાષણ કરવા માટ
આમન્ત્રણ તે જોઇને નાઠો અમદાવાદ,
નાઠો અમદાવાદ ધનધન ક્ષત્રિય બાળ તુ !
તારી આગે વાદ કરવા શા અમ કાયરે ?

× × ×

મોઘા ભને ન બાળુડા મોહી ભને ન નાર
મોઘા ઘરમા મે સખે ચોખા, દાળ, જુવાર
લાખો મરતા ભૂખથી અનાજની જ્યા ખોટ
ગ્હોવા પ્રચ્છે નાગ ત્યા તું સરખા કો ભોટ ?

× × ×

વડોદરાની વાત વસમી શી કરવી સખે ?
ભાષણ કરવા માટ, જઈ પ્હોચ્યો દુ હોશથી

શ્રોતે નાચ્યો દાટ, મુશાયરા મોંનો પડ્યો,
પ્રેમાનન્દ સાક્ષાત્ ગાગરમાં ડૂબી મુઓ!
કોલાહલ ધોધાર, ખુરશીઓ ઉછળી રહી
કવિએ લીધી વાટ ઘરની ઠસ્સો મારીને!
સુણી મેં એ વાત વડોદરે પ્હોંચી સખે!
મનમાં વાળી ગાંઠ, 'મારે ના અહિં બનવું'
'હુરિયો,' ઈંડાં, લાત, ટામેટાં પાકાં વળી
એની શી છે વાત? જોયું મેં તો ના કશું
"ધાર્યું'તું વરશે જયશ્રી મુજને' કોણે કહ્યું એ તને?
મારી તો જયશ્રી વસન્તમદને બીજી ખપે ના મને
ડૂબી મુગ્ધ બની ગયા નગરનાં નારી, નરો, બાળુડાં,
એવા કૈંક મળી ગયા અનુભવો–સ્વપ્નાં ન તેનાં રહ્યાં
"વ્હાલા બન્ધુ! સદન કરતાં શીખજે તું હવેથી"
શબ્દો તારા નિરખી મુજને ઊપજે હાસ્ય રહેજે,
જોવું, મ્હોવું, રમવું રડવું, પામવું ખોવું રોવું
લેવું, પાવું નવન જળને ભૂલવું, શાન્ત થાવું
એવું એવું જીવનભરમાં ભાગ્ય નિર્માણું સૌનું,
એ હું જાણું, સદન કરતાં શીખવે શું મને તું?

× × ×

ભયસ્થલેથી નિત દૂર ભાગવા, મને સખે તું સૂચવી રહ્યો છે,
પરન્તુ ખેડી નિત જોખમો નવાં, આગે જવું એ સહુ લ્હાવ મર્દના
ખમ્યા નથી ઘા જીહને રણાંગણે ઘવાયનાની ગત તે શું જાણે?
સુદૂર જે સુન્દરીથી રહ્યા રહ્યા તે નેણુનાં શું શરપાત માણે?
કૂવો નિહાળીય છળી મરે તે સમુદ્રના ગર્જનને શું જાણે?
સભા થકી દૂર સદા ફરે તે ઈંડાં તણો વૈભવ શું પ્રમાણે?

× × ×

મને ટમેટાં, હુરિઓ, સડ્યાં ઈંડાં
મળ્યાં સુણીને કલ્પી જ એમ વા
આનન્દ જો થાય સખે, તને તો
તૈયાર હું એ દુખ સૌ વધાવવા
બીજાના ભાગ્યે હાશ, ગર્ક તું થાય તો, સખે!
સભારચાને જય નિત્યે, સહુ ઈંડાં-પ્રહારને

# પ્રા. કા. ત્રિ. અને પ્રા. કા. મા. નો બૃ. કા. દોહન સાથે સંબંધ[1]

શ્રી. નરવરલાલ ઇચ્છારામ દેશાઇ, બી એ.

**સને** ૧૯૪૨ના જુલાઈ–સપ્ટેમ્બરના અને સને ૧૯૪૩ના જાનેવારી માર્ચના 'બુદ્ધિપ્રકાશ'ના અંકોમાં સ્વ. નાથાશંકર શાસ્ત્રીજીના જીવનચરિતના લેખક, રા. ભીખાભાઈ શિવરામ શુકલે, અમારા સ્વ. પિતાશ્રી ઇચ્છારામ સ. દેશાઇ અને તેમણે પ્રકટ કરેલા બૃ. કા. દો. ના આઠ ભાગો સંબંધમાં કેટલીક નિરાધાર અને સત્યથી વેગળી હકીકતો આપી છે; તે દૂર કરવાની જરૂર છે. કારણકે તે જો દૂર ન થાય તો કેટલાક વાંચનારાઓના અને વિદ્વાનોના મનમાં એવો ભ્રમ ઊભો થવાનો ભય રહે છે કે સ્વ. ઇચ્છારામે બૃ. કા. દો. માં છપાવેલા કેટલાક કાવ્યો પ્રા. કા. ત્રિ. અને પ્રા. કા. મા. માંથી પરભારાં ચોરી લઇને અને હાથપ્રતોની ખોટી વાતો લખીને છપાવ્યાં છે. વળી આ લેખ ઉપરથી પ્રો. ગોવિંદલાલ ભટ્ટ "ગ્રન્થ અને ગ્રન્થકાર"ની માળામાં સ્વ. નાથાશંકરનું જીવનચરિત લખવાના છે, તેમના મનમાં પણ આવો ભ્રમ રહી જવા સંભવ છે. લેખના છેવટના ભાગમાં રા ભીખાભાઇએ એવી સૂચના કરી છે કે 'બૃ. કા. દો. ના છેલ્લા બે ભાગો સ્વ. ઇચ્છારામ છાપી શક્યા નથી તો તે પૂર્તિ સ્વ ઇચ્છારામના પુત્રો ઉક્ત એ માળામાંથી કાવ્યો લઈને પૂરી શકે તેમ છે.' આવાં વિધાનોનો ખુલાસો કરવાની જરૂર લાગતી હોવાથી આ ખુલાસો રજૂ કર્યો છે.

### રા. ભીખાભાઇના ભ્રાંતિજનક આક્ષેપો

(૧) "બૃ. કા. દોહનમાં એ બધાંય કાવ્યો, આખ્યાનો, પ્રા કા. ત્રિ. ઉપરથી જ ઇચ્છારામભાઇએ છપાવ્યા છે એ બધી હકીકત પરિશિષ્ટ નં. ૨ વાંચવાથી સમજાશે તેમ જ તેમાની વિશેષ હકીકત વાચવાથી વાચકવૃંદને વધુ જાણવાનું મળશે " (બુ પ્ર. જુલાઈ–સપ્ટે. ૧૯૪૨–પાનું ૧૯૯)

(૨) "પ્રા. કા. ત્રિ. મા બહાર પડેલા પુસ્તકોમા આવી રીતે ઘણી-વાર થયેલું છે, અને બૃ કા. દો. માં પણ તે જ પ્રમાણે અક્ષરશઃ છપાવ્યું છે, એમ માસ્તર કહેતા હતા. મે પણ મેળવી જોયેલું છે." (બુ. પ્ર. જુલાઈ–સપ્ટે. ૧૯૪૨–પાનું ૨૧૧)

---

૧. સમયાભાવે ન વંચાયેલું. પ્રસિદ્ધિની અનુમતિ માટે લેખકનો આભાર–સં॰

(૩) "બૃ. કા. દો. માં ઇચ્છારામભાઇને અડચણ પડે તેમ નહોતી; કારણ કે તેમને આખા ગુજરાતના ગમે તે ભાગના કવિઓના કાવ્યો છપાવવાની છૂટ હતી, અને મુંબઇમાં ઘણા ધનાઢયોની મદદ હતી, તેથી તે વધુ પ્રસિદ્ધ થયા છે. અને હરગોવિંદદાસ તથા નાથાશંકરને પ્રા. કા. મા. માં મહારાજા સાહેબનો આશ્રય હતો અને ગાયકવાડી રાજ્યના જ પુસ્તકો છાપવાનું કામ હતું. પ્રા કા. ત્રિ માં નાના આખ્યાન છપાતાં, અને મોટા છાપવાનું કામ શાસ્ત્રીનું અવસાન થયુ તેથી રહી ગયું છે. એમના હસ્તલિખિત ભંડોળમાં એવાં પુસ્તકો પણ હતા." (ગુ પ્ર. જુલાઇ-સપ્ટે. ૧૯૪૨-પાનુ ૨૧૧ મુ)

(૪) ગુ. પ્ર. જાને. માર્ચ ૧૯૪૩ નાં પાના ૬ તથા ૭ ઉપર "મેં કહ્યુંઃ" "દ્રૌપદી હરણ" તો બૃ. કા. દો. માં છપાવ્યુ છે." (ત્યાંથી તે પાનાં ૭ મા પર) "એમ મને રા. બા. એ કહ્યુ હતું." (ત્યાંસુધીનો ભાગ વાચવો.

(૫) ગુ પ્ર. જાને. માર્ચ ૧૯૪૩ના પાનાં ૧૭ ઉપર લીટી ૬ઠ્ઠી "તેમ જ સ્વ ઇચ્છારામભાઇના પુત્રો બૃ. કા દો માં ન છપાયેલા પ્રા. કા. મા ના પુસ્તકો છપાવી સ્વર્ગસ્થની ઇચ્છા મુજબ કા. દો ના દશે ગ્રન્થો પૂરા કરે તો ઠીક સ્વ. ઇચ્છારામભાઇના આત્માને શાંતિ થશે." × × × "નાથાશંકર શાસ્ત્રીના લખેલાં કાવ્યોના "કૉપીરાઈટ" માટે તેમની વિધવા સ્ત્રી પાસેથી પરવાનગી મળશે."

આ પ્રમાણે પાંચ ભ્રાંતિજનક આક્ષેપો છે, તેનો ખુલાસો કરવો ઘટે છે.

સ્વ હ દા કાટાવાળાએ અને ના. પૂ શાસ્ત્રીએ પ્રાચીન કાવ્યો છાપવાનુ શરૂ કર્યું તે પહેલા ઘણા કાવ્યો ટાઇપમા અને શિલાપ્રેસમા છપાઇ ગયા હતા. આ બે ગૃહસ્થોએ પ્રાચીન કાવ્યો છાપવાની પ્રવૃત્તિ સને ૧૮૮૪ માં શરૂ કરી તે પછી એટલે સને ૧૮૮૫ થી નડિયાદમા સ્વ. ચતુરભાઇ શંકરભાઇએ "અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક" માસિકમાળા શરૂ કરી હતી, અને ઘણાં કાવ્યો અન્નેમા સમાન છે. સને ૧૮૮૬થી મુંબઇમા મારા સ્વ પિતાશ્રી ઇચ્છારામે બૃ. કા. દો. ના ૧૦ ભાગો છાપવાના શરૂ કર્યા હતા એટલે ત્રણે શ્રેણીઓમાં કેટલાંક કાવ્યો સમાન હોય એમા આશ્ચર્ય પામવા જેવુ કશુ નથી. આ કાર્ય શરૂ કરતી વખતે મારા પિતાશ્રીએ ગુજરાતમા થઇ ગયેલા ઘણા કવિઓ અને તેમની કવિતાના નામો તથા થોડીક માહિતી એકત્ર કરી હતી, અને ઘણા માણસો પાસેથી કામ પડે ત્યારે હાથપ્રતો મેળવવાનાં વચનો

પણ મેળવ્યાં હતાં. તે સાથે જેઓએ રાજીખુશીથી પોતાની પાસેની હાથપ્રતો આપી તે સ્વીકારી હતી. જેઓએ પાછી માગી તેઓને છાપેલાં પુસ્તકો સાથે પાછી આપી હજી થોડી ઘણી હાથપ્રતો "ગુજરાતી" પ્રેસમાં સચવાયેલી છે. તેનો ઉપયોગ ગુ. વ. સો. એ સંકલિત કરીને છપાવેલી યાદીમાં શ્રી. કેશવરામ કા. શાસ્ત્રીએ કરેલો છે.

આવી રીતે મળેલી હાથપ્રતોનો ઉપયોગ બૃ. કા. દો. માં થયો છે. આવી હાથપ્રતો સંબંધી થોડો ખુલાસો "શ્રીમદ્‌ભાગવત–પદબંધ"ની પ્રસ્તાવનામાં સ્વ ઇચ્છારામે કરેલો છે, તે જોવા વિનંતી છે. બૃ. કા. દો. ના ભાગોની પ્રસ્તાવનામા મહાયકોનો નામોલ્લેખ કરેલો જણાય છે. સ્વ ઇચ્છારામે સને ૧૮૮૫–૮૬મા એકઠી કરેલી માહિતી તેમણે "આર્યજ્ઞાનવર્ધક" નામના માસિકપત્રના ૧૮૮૭ના જુલાઇ માસના અંકમા છાપી છે. એ યાદી જો વાચવાની તસ્દી રા. ભીખાભાઇ કે અન્ય વિદ્વાનો લેશે તો તેઓને જણાશે કે પ્રેમાનદ, વલ્લભ વગેરેના જે કાવ્યો, ત્રણ અથવા પાંચ વરસ પછી પ્રા. કા. મા. મા છપાયાં છે, તે કાવ્યોનાં નામો સુધ્ધા તેમાં આપેલાં છે. વલ્લભનાં નવરસનાં બાકીના છપાયા વગરનાં કાવ્યો કયા ગયાં, એમ રા. ભીખાભાઈ પૂછે છે, તો તેના નામો પણ એ યાદીમાં તેમને જણાશે. મજકુર યાદીમાં પ્રેમાનંદને વલ્લભ નામનો પુત્ર અને એ જ નામનો એક શિષ્ય પણ જણાવેલો જણાય છે (આ યાદીનો ઉપયોગી ભાગ **પરિશિષ્ટ–અ** તરીકે આ લેખને અંતે આપ્યો છે)

રા. ભીખાભાઇ એમ માનતા લાગે છે કે ઘણાં કાવ્યો પ્રા કા. ત્રિ માં અને પ્રા કા. મા. મા પ્રથમનાર છપાઇ ગયા પછી બૃ. કા. દો. મા છપાયા છે, એટલે પહેલામાથી ચોરીને બીજામા છપાયા છે. પણ કેટલાક દાખલામાં એથી ઊલટું બનેલુ છે, અને કેટલાકમા બન્ને શ્રેણીમા એકી વખતે છપાયાં છે. તેમ બન્નેમા છપાયેલા કેટલાક કાવ્યો તે પૂર્વે શિલાપ્રેસમાં છપાઇ ગયેલાં જણાશે. શોધખોળ કરનારને આ વિધાન સાચુ લાગ્યા વગર નહિ રહે. તેમ જ વળી, રા. ભીખાભાઈ આજે જેવો આરોપ સ્વ. ઇચ્છારામ અને બૃ. કા. દો. ઉપર મૂકે છે, તેવો આરોપ તેમના જીવનકાળમાં મુકાયો હતો; તેથી તેનો ખુલાસો ઇ. સ ૧૯૧૨ ના "ગુજરાતી" પત્રના જૂનથી નવેમ્બર સુધીના કેટલાક અંકોમા સ્વ ઇચ્છારામે **"સત્યભામા રોષદર્શિકાનું વિવેચન અને બૃ. કા. દો નું આત્મવૃત્તાંત"** એ નામના લેખમાં કર્યો છે. એમાંથી ઉપયોગી ભાગનો ઉપયોગ આ લેખમાં રા. ભીખાભાઇ અને તેમના જેવા બીજા શકાશીલ વિદ્વાનોનો ભ્રમ દૂર કરવા માટે આપવામાં આવશે.

રા. ભીખાભાઈએ જે યાદીઓ પરિશિષ્ટ તરીકે છપાવી છે, તેમાં પ્રા. કા. ત્રિ. અને પ્રા. કા. મા. માંથી કયા કયાં મરખા કાવ્યો બૃ. કા. દો. ના કયા કયા ભાગમાં અને કયા કયા વર્ષમાં છપાયાં છે, તે સ્પષ્ટ જણાવેલું ન હોવાથી અત્રે તે નવી રીતે સુગમતાની ખાતર આપી છે અને તે પછી દરેક ગ્રન્થ સંબંધમાં વિશેષ હકીકત જણાવવામાં આવી છે અને રા. ભીખાભાઈની માન્યતા કયાં ખોટી છે અને ટીકા શા કારણે ખોટી છે તે જણાવવામાં આવ્યું છે.

પ્રથમ આપણે પ્રેમાનંદનાં કયા કાવ્યો બન્નેમાં છપાયાં છે તે વર્ણવાર જોઈએ, તથા 'આર્યજ્ઞાનવર્ધક'ની યાદીમાં તે નામો છે કે નહિ તે જોઈએ.

### પ્રેમાનંદના કાવ્યો

| પ્રા. કા. ત્રિ. | વર્ષ | વર્ષ | અંક | બૃ. કા. દોહન વર્ષ | ભાગ | આ. જ્ઞા. વ. |
|---|---|---|---|---|---|---|
| ૧ રણયજ્ઞ | ૧૮૮૪ | ૦ | ૦ | ૧૮૮૯ | ૩ | છે |
| ૨ ચન્દ્રહાસાખ્યાન | ૧૮૮૪ | ૦ | ૦ | ૧૮૮૭ | ૨ | છે |
| ૩ હારમાળા | ૧૮૮૫ | ૧ | ૧ | ૧૯૦૧ | ૬ | છે નરસિંહની છે |
| ૪ લક્ષ્મણાહરણ | ૧૮૮૫ | ૧ | ૪ | ૧૮૮૯ | ૩ | છે |
| ૫ દાણલીલા | ૧૮૮૫ | ૧ | ૪ | ૧૮૮૬ | ૧ | છે |
| ૬ મામેરકથ (પ્રહ્લાદ૦) | ૧૮૮૬ | ૨ | ૨ | ૧૮૯૦ | ૪ | છે |
| +૭ વામન કથા | ૧૮૮૭ | ૩ | ૧ | ૧૮૮૭ | ૨ | છે |
| +૮ હૂંડી | ૧૮૮૭ | ૩ | ૧ | ૧૮૮૭ | ૨ | છે |
| ૯ ઋષ્યશૃંગાખ્યાન | ૧૮૮૮ | ૪ | ૨ | ૧૮૯૦ | ૪ | છે |
| પ્રા. કા. મા. | વર્ષ | ગ્રન્થાંક | | | | |
| ૧૦ દ્રૌપદીહરણ | ૧૮૯૦ | ૧ | | ૧૮૯૫ | ૫ | છે |
| ૧૧ અષ્ટાવક્રાખ્યાન | ૧૮૯૧ | ૧૨ | | ૧૯૦૧ | ૬ | નથી |
| ૧૨ માર્કણ્ડેયપુરાણ | ૧૮૯૧ | ૧૬ થી ૨૦ | | ૧૯૧૧ | ૭ | નથી |
| ૧૩ હરિશ્ચન્દ્રાખ્યાન | ૧૮૯૧ | ૧૬ | | ૧૮૯૫ | ૫ | નથી. |
| *૧૪ મદાલસાખ્યાન | ૧૮૯૧ | ૧૭ | | ૧૮૮૭ | ૨ | છે |
| ૧૫ દેવીચરિત્ર | ૧૮૯૧ | ૧૯ | | ૧૮૮૫ | ૫ | નથી |
| *૧૬ અભિમન્યુઆખ્યાન | ૧૮૯૪ | ૩૩ | | ૧૮૮૭ | ૨ | છે |
| *૧૭ સુધન્વાખ્યાન | ૧૮૯૪ | ૩૩ | | ૧૮૮૯ | ૩ | છે. |

| પ્રા. કા ત્રિ. | વર્ષ | વર્ષ | અંક | બૃ. કા. દો. વર્ષ | ભાગ | આ. ગ્રા. વ. |
|---|---|---|---|---|---|---|
| **શામળભટ્ટ** | | | | | | |
| ૧ વિનેચટ (વિદ્યાવિલાસ) | ૧૮૮૪ | ૦ | ૦ | ૧૮૯૦ | ૪ | છે. |
| ૨ અંગદવિષ્ટિ | ૧૮૮૫ | ૧ | ૨ | ૧૮૮૬ | ૧ | છે. |
| ૩ નંદબત્રીસી | ૧૮૮૬ | ૨ | ૨ | ૧૮૮૬ | ૧ | છે. |
| ૪ મદનમોહના | ૧૮૯૦ | ૬ | ૧ | ૧૮૯૫ | ૫ | છે. |
| **નરસિંહ મહેતો** | | | | | | |
| ૧ ગોવિંદગમન | ૧૮૮૫ | ૧ | ૩ | ૧૮૮૮ | ૩ | છે. |
| ૨ દાણલીલા | ૧૮૮૫ | ૧ | ૩ | ૧૮૮૭ | ૨ | છે. |
| ૩ સુરતસંગ્રામ | ૧૮૮૬ | ૨ | ૪ | ૧૮૯૦ | ૪ | છે. |
| **રત્નેશ્વર** | | | | | | |
| ૧ દ્વાદશમાસ | ૧૮૮૯ | ૫ | ૨ | ૧૯૦૧ | ૬ | છે. |
| *૨ વૈરાગ્યબોધ | ૧૮૯૨ | ૮ | ૩ | ૧૮૮૭ | ૨ | છે.(નામજુદુંછે) |
| **દયારામ** | | | | | | |
| ૧ મનમતિસંવાદ | ૧૮૮૬ | ૨ | ૩ | ૧૮૯૦ | ૪ | છે. |
| ૨ દ્વાદશમાસ | ૧૮૮૯ | ૫ | ૨ | ૧૮૯૫ | ૫ | નથી. |
| **ભાલણ** | | | | | | |
| ૧ રામબાળલીલા | ૧૮૯૧ | ૧૧ | | ૧૯૦૧ | ૬ | નથી.(રામાયણ) |
| ૨ સપ્તશતી | ૧૮૮૭ | ૩ | ૩ | ૧૮૯૫ | ૫ | છે. |
| ૩ નળાખ્યાન | ૧૮૯૧ | ૧૧ | | ૧૮૯૫ | ૫ | છે. |
| **ધીરોભક્ત** | | | | | | |
| * જ્ઞાન કક્કો | ૧૮૯૨ | ૨૩ | | ૧૮૮૭ | ૨ | નથી. |
| **શિવદાસ** | | | | | | (કાપીસંમદ) |
| *દ્રાપદીસ્વયંવર | ૧૮૮૭ | ૩ | ૪ | ૧૮૯૦ | ૪ | છે. |
| **વિષ્ણુદાસ** | | | | | | |
| રુક્માંગદપુરી | ૧૮૯૨ | ૮ | ૪ | ૧૯૧૩ | ૮ | નથી. |
| **પ્રીતમદાસ** | | | | | | |
| + સરસગીતા | ૧૮૯૦ | ૬ | ૪ | ૧૮૯૦ | ૪ | છે. |

| પ્રા. કા. ત્રિ | વર્ષ | વર્ષ | અંક | બૃ. કા. દો વર્ષ ભાગ | | આ. ફા. વ |
|---|---|---|---|---|---|---|
| ગિરધર | | | | | | |
| દ્વાદશમાસ | ૧૮૮૯ | ૫ | ૨ | ૧૯૦૧ | ૬ | નથી. |
| નાકર | | | | | | |
| વ્યાધ મૃગલી | ૧૮૯૨ | ૮ | ૨ | ૧૯૧૩ | ૮ | નથી |
| ભાણદાસ | | | | | | |
| + હસ્તામલક | ૧૮૯૦ | ૬ | ૪ | ૧૮૯૦ | ૪ | છે |
| જીવણદાસ | | | | | | |
| + ચાતુરી | ૧૮૯૦ | ૬ | ૪ | ૧૮૯૦ | ૪ | છે. |

* આ યાદીમાં મદાલસા૦, અભિમન્યુ૦, સુધન્વા૦ વૈરાગ્યબોધ, જ્ઞાનકક્કો—એટલા કાવ્યો બૃ. કા. દો મા પહેલા છપાયા છે. પ્રા કા ત્રિ. અને પ્રા. કા. મા. માં પછીથી છપાયા છે,

+ આમા વામનકથા, હૂડી, હસ્તામલક અને ચાતુરી—એટલા કાવ્યો બૃ. કા. દો માં અને પ્રા. કા ત્રિ. અથવા પ્રા કા. મા. મા એકી વખતે છપાયા છે.

રા. ભીખાભાઇએ મૂળ લેખમાં તથા પરિશિષ્ટોમા ઉપલી યાદીમાંનાં કાવ્યો સ્વ. ઇચ્છારામે બૃ. કા. દો.મા પ્રા કા. ત્રિ અથવા પ્રા. કા મા ઉપરથી લઇને છાપ્યા છે અને તેમની પાસે હાથપ્રતો નહોતી એમ માન્યુ છે. આ આરોપ કેવી રીતે ખોટો છે તે માટે ટૂકમા પ્રત્યેક કાવ્ય તપાસિયે.

## પ્રથમ પ્રેમાનદનાં કાવ્યો લઇયે

(૧) રણયજ્ઞ—આ કાવ્યની હસ્તલિખિત પ્રતો ઘણી મળે છે. તેની હાથપ્રત મેળવીને છાપ્યુ છે કદાચ છાપેલી પ્રતનો તથા શિલાપ્રેસની પ્રતનો પાઠાતર મેળવવા ઉપયોગ કર્યો હોય. સ્વ. ઇચ્છારામ લખે છે કે—"આ કાવ્યની બે પ્રતો તેમા ૧ મારી પોતાની ઇ સ. ૧૮૭૨મા ઉતારેલી અને ૧ પ્રત પ્રા કા. ત્રિની હતી, તે પછી ૧ પ્રત કવિપત્ની ડાહીગવરીએ દવિ નર્મદાશકરના હાથની લખેલી અને ૧ પ્રત કે જેના માલીકનું નામ મારા સ્મરણમા રહ્યુ નથી, તેના પરથી સુધારી મેળવી મે' રણયજ્ઞ દાખલ કર્યો છે. (જુઓ ૧૩-૧૦-૧૯૧૨નો "ગુજરાતી"નો અક, પાનુ ૧૭૭૦) સ્વ. ઇચ્છારામે રણયજ્ઞ છાપવાની જા ખ ૧૮૭૧મા છપાવી હતી. (એજન)

(૨) ચન્દ્રહાસાખ્યાન–રા ભીખાભાઈ લખે છે કે બૃ કા, દો મા ગનેશ્વરનું છપાયુ છે આ તેમની ભૂન છે તેમા પ્રેમાનન્દનું જ ચં. આ છપાયુ છે વળી લખે છે કે નાકરે મ ૧૬૯૯મા એક ચન્દ્રહાસાખ્યાન રચ્યુ છે, આ વાત પણ ખોટી છે નાકરનુ ચં આ બૃ કા દો ના ૮મા ભાગમા છપાયુ છે, તેમા રચ્નાવર્ષ આપ્યુ નથી વળી તે ગ ૧૫૭૨ થી ૧૬૧૨ સુધીમા હૈયાત હતો એટલે સ ૧૬૯૯મા હૈયાત હોય તો એઓ જ જાણે કદાચ ૧૫૮૯ ને બદલે ૧૬૯૯ ભૂલમા છપાયુ હશે ! પ્રેમાનદના ચન્દ્રહાoની ઘણી પ્રતો મળે છે તેમ તે અગાઉ શિલાપ્રેસમા ઘણુ કરીને છપાઇ ગયુ છે, તેના પરથી સ્વ ઇચ્છારામે છાપ્યુ છે પ્રા કા ત્રિ ની છાપેલ પ્રત તેમણે નજર આગળ રાખી હોય તો ના ન કહેવાય આજે પણ જૂના કાવ્યો છપાવનારા અગાઉ છપાયેલી પ્રતો મેળવી પ્રેસકોપી તૈયાર કરે છે તે અનુ ભવીઓથી કયા અજાણ્યુ છે ? તા ૧૩-૧૦-૧૯૧૨ના 'ગુજરાતી' પત્રના અકમા સ્વ ઈચ્છારામ લખે છે કે, "આ કાવ્ય ચાર પ્રતો પરથી સશોધીને છાપ્યુ છે"

(૩) પ્રેમાનદની હારમાળા બૃ, કા, દો મા છપાઇ નથી જે છપાઇ છે તે નરસિંહ મહેતાની છપાઈ છે હારમાળાના રચનાર વિશે હાલના કોઈ પણ સાક્ષરને શકા રહી જ નથી, કારણ કે પ્રેમાનદના જન્મપૂર્વેની હાથપ્રતો મળી આવી છે તેના કર્તૃત્વ વિશેની સંપૂર્ણ ચર્ચા ન કા મ ના ઉપોદ્ઘાતમા આપી છે પ્રા કા ત્રિ મા છપાયેલી હારમાળામા પ્રેમાનદની કૃતિ, નરસિંહની કૃતિ અને બીજાઓની કૃતિઓનો ખીચડો છે પ્રેમાનદની રચેલી મૂળ હારમાળાની એક માત્ર હાથપ્રત ગુજરાતી પ્રેસ'ના સગ્રહમા સચવાયેલી છે એના વિશે એક લેખ 'શારદા' માસિકમા મારા તરફથી છપાયો છે

(૪) લક્ષ્મણાહરણ–ગ્ણપત્ત માટે જે ટીકા કરી છે તે આ કાવ્યને લાગુ પડે છે બીજી હાથપ્રતો મેળવી સ્વ ઈચ્છારામે તે છાપેલુ છે આ કાવ્યનો રચનારો પ્રેમાનદ જ છે એ માટે કોઈપણ વિદ્વાનને શકા હોઇ શકે નહિ માત્ર આ કાવ્ય સ ૧૭૨૦ મા કવિની ઊગતી જુવાનીમાં એક જ દિવસે અને એક કલાકમા ગાઈ શકાય એ માટે રચાયેલું, તેથી એ કઈક નમળી કૃતિ છે એટલું સાક્ષરો માને છે પ્રેમાનદની કૃતિ નથી તો બીજા કોની છે, તે માટે સગીન પુરાવા શકાકારે રજૂ કરવા જોઇયે. આજે કોઇને તેની પ્રત જોવા મળતી નથી, એવી દલીલ કરવાથી શો લાભ ? એવા ઘણા કાવ્યો છપાયા કે જેની હાથપ્રતો આજે મળતી નથી, તેથી

શું તે તે કાવ્યો જેના નામે છે તેનાં ન ગણી શકાય ? સુભાગ્યે બીખાભાઇએ સ્વ. નાથાશંકરને આ કાવ્યનો કર્તા ઠરાવ્યો નથી.

(૫) તે જ પ્રમાણે દાણલીલાની હાથપ્રતો તેમ જ શિલાપ્રેસમાં છાપેલી પ્રતો મેળવીને બૃ. કા. દો. માં દાણલીલાનું સુંદર કાવ્ય છપાયેલું છે. ઘણી સ્ત્રીઓને મુખે અમે પણ આખું સાંભળ્યું છે. હવે એવાં કાવ્યો ભાગ્યે જ કોઇ મોઢે કરતું હશે. એ જ રીતે હૂંડી અને મામેરું પણ ઘણાંઓને મોઢે હતાં. આ કાવ્ય "અપ્રસિદ્ધ ગુજરાતી ગ્રન્થ"માં નડિયાદવાળા ચતુરભાઈએ પહેલું છપાવેલું છે.

(૬) સપ્તમસ્કંધ અથવા પ્રહ્લાદ આખ્યાન—આ કાવ્ય શિલાપ્રેસમાં એકવાર છપાઈ ગયું છે. સ્વ. ઈચ્છારામ લખે છે કે "પ્રેમાનંદના સપ્તમસ્કંધની હસ્તલિખિત એક પ્રત જૂનાગઢમાંથી મળી હતી, અને બીજી પ્રત પ્રા. કા. ત્રિ. ની આધાર માટે લીધી હતી. સ્વ. રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદે જે કાવ્યો ઉતરાવીને મોકલી આપ્યાં હતાં તેમાં તે પ્રત હતી." (જુઓ તા. ૧૦-૧૧-૧૯૧૨ નો 'ગુજરાતી' પત્રનો અંક)

(૭-૮) વામનકથા (ચરિત્ર) અથવા અષ્ટમ સ્કંધ અને હૂંડી—આ બંને કાવ્યો પ્રા. કા. ત્રિ. માં અને બૃ. કા. દો. માં એકી વખતે છપાયાં છે, એટલે એમાં કોઇનું સપાડું ગણાય નહિ. વળી 'અપ્રસિદ્ધ ગુજરાતી પુસ્તક'માં વામનચરિત્ર અગાઉ છપાઇ ગયું હતું. નડિયાદવાળા ચતુરભાઈ શંકરભાઇએ તે છપાવ્યું હતું. એટલે બન્ને માળાના સંપાદકોએ સ્વતંત્ર રીતે હાથપ્રતો મેળવીને છપાવ્યાં છે. હૂંડી કાવ્યની હાથપ્રતો ઘણી મળે છે, એટલે તેનો ઉપયોગ સ્વ. ઇચ્છારામે કરેલો હતો. સ્વ. ઇચ્છારામ લખે છે કે "વામનચરિત્ર પ્રા. કા. ત્રિ. અને બીજી બે પ્રતો ઉપરથી તૈયાર કરેલું છે. (જુઓ તા. ૧૩-૧૦-૧૯૧૨ નો 'ગુજરાતી' પત્રનો અંક-પાનું ૧૭૭૦)

(૯) ઋષ્યશૃંગાખ્યાન—રા. બીખાભાઇ લખે છે કે નાથાશંકરે સંગ્રહ કરેલાં જૂનાં કાવ્યોની જે યાદી તૈયાર કરી છે, (જુઓ પરિશિષ્ટ ૧) તેમાં આ કાવ્યનું નામ નથી. પણ તેમનું ધ્યાન ખેંચું છું કે, સ્વ. ઈચ્છારામે સને ૧૮૮૭માં તૈયાર કરેલી યાદી (આ. ગ્રા. વ.)માં તેનું નામ છાપેલું છે, અને સને ૧૮૮૮માં પ્રા કા. ત્રિ. માં છપાયું છે. પ્રા. કા. ત્રિ ના ઉપરથી બૃ. કા. દો. માં ૧૮૯૦માં છપાયું એ વાત ખોટી છે.

સ્વ. ઈચ્છારામ "કાવ્યદોહનનું આત્મજીવન" ('ગુજરાતી' તાં. ૧૦-૧૧-૧૯૧૨ પાનું ૧૯૪૩)માં લખે છે કે "પ્રેમાનંદના ઋષ્યશૃંગાખ્યાનની એક લખાવેલી પ્રત રા. સા. હરગોવિંદદાસે મોકલાવેલી; અને બીજી બે પ્રતો

કવિ સવિતાનારાયણ પાસેથી મળેલી હતી, (એમાની ૧ પ્રત અપૂર્ણ હતી) તે ઉપરથી સુધારી એ તૈયાર કર્યું હતું એ આખા કાવ્યમા કયો ભાગ મૂગ ભાગમા રાખવો અને કયો પાઠાન્તરમા આપવો તેની સર્વ સહાય કવિ સવિતાનારાયણે આપી હતી અપૂર્ણ પ્રતના ૧૨ મા કડવાની ૨૨ મી કડી સુધીના પૃષ્ઠો ફાટી ગયેલા હતા, અને કેટલાક ચહેરાઈ ગયા હતા, તેથી એ પ્રતને ખાસ આધારભૂત ગણી નહોતી પણ મુખ્ય પ્રત જે સંપૂર્ણ હતી તેને જ આધારભૂત માની છે"

આ કાવ્ય માટે કોઇને પણ શકા કરવાનું કારણ નથી. સ્વ હરિલાલ હ ધ્રુવ જેવા પ્રખર વિદ્વાને એક અવલોકન કરતા જણાવ્યુ છે કે ઋષ્ય-શૃગાખ્યાન દ્રૌપદીહરણ કરતા ચઢિયાતી કોટીનું છે (જુઓ બુ પ્ર ૧૯૪૦ પાનું ૨૪૦ મુ)

વિશેષ હકીકતમા રા. ભીખાભાઇ લખે છે કે " આ છપ્પામદ્ધ છે એક જ પ્રત મળી હતી" (જુઓ પાનું ૨૯ મુ) એ સબધમા લખવાનું કે એની વિશેષ હાથપ્રતો મળી હતી તેની ઉપરના લખાણથી ખાત્રી થશે. વળી આ કાવ્ય આખુ છદોબદ્ધ નથી, પણ મુખ્યત્વે પ્રેમાનદના જાણીતા દેશી રાગ ઢાળોમા છે, માત્ર વચ્ચે વચ્ચે શુદ્ધ ભુજગી, ત્રિભગી દોહરા, ચોપાઇ વગેરે અક્ષરમેળ અને માત્રામેળ છદો તેણે વાપર્યા છે તે સબધમા સપાદક રા કાટાવાળાએ પ્રસ્તાવનામા ધ્યાન ખેંચ્યુ છે પ્રેમાનદ પોતાના કાવ્યો ગાઈ સભળાવતો હતો, તેથી ગાતી વખતે શુદ્ધ છદોમા વધઘટ કરવી પડતી તેથી તેના કાવ્યોની હાથપ્રતોમા ભુજગી છદની ચાલ, હરિગીત છદની ચાલ તથા કોઇ રાગનું નામ તેની સાથે જોડવામા આવતું પ્રેમાનદ જેવો મહાકવિ શુદ્ધ છદોમા કા ય રચી ન શકે એમ માનવુ એ જરા વધારે પડતુ છે " આ મા ચાલ કાઢી નાખવામા આવે તો શુદ્ધ છદના માપની થોડી કવિતા મળે છે પણ આખુ કાવ્ય તો દેશી રાગના ઢાળમા છે વળી આ કાવ્યમા (સ ૧૭૨૮મા) પુરાણીઓ સામે પ્રથમ કટાક્ષ કરેલો મળે છે, અને પ્રેમાન પુરાણીના ઝઘડાનુ મડાણ સૌન્દરીપણ આ કાવ્યથી થાય છે, તે છવટે મા પુ મા અને દશમસ્કધમા અટકે છે આ સવ બાબતોનો વિચાર કરતા " આનો કર્તા પ્રેમાનદ છે, એ સબધમાં શકા ન રહેવી જોઇયે, અને તેનો રચનારો સ્વ નાથાશંકર તો નથી

ઉપર પ્રમાણે પ્રા કા ત્રિમા અને બૃ કા દોના ભાગોમા આગળ પાછળ છપાયેલા પ્રેમાનંદના કાવ્યોની તપાસ લીધી, અને મને મળ્યો તેટલો

યોગ્ય ખુલાસો કર્યો છે. હવે પ્રા. કા. મા.માં અને બૃ. કા. દો.માં છપાયેલાં પ્રેમાનંદનાં કાવ્યો વિશે ખુલાસો કરું છું.

(૧૯) દ્રૌપદીહરણ—ના સંબંધમાં મારા પિતાશ્રી ઇચ્છારામે નીચે પ્રમાણે ખુલાસો કર્યો છે. (જુઓ તા. ૧૮ ઑગસ્ટ ૧૯૧૨નો 'ગુજરાતી' પત્રનો અંક, પાનું ૧૪૧૭)

"રા. રા. હરગોવિંદદાસ તરફથી અંગદવિષ્ટિ, નંદબત્રીસી, અને ઋષ્યશૃંગાખ્યાનની પ્રતો મળી હતી × × × સ્વ. નાથાશંકર પાસેથી દ્રૌપદીહરણ, અષ્ટાવક્રાખ્યાન અને વિદ્યાવિલાસિનીની વાર્તાની નકલો મળી હતી નંદબત્રીસીની પાંચ પ્રતો મારી પાસે ભેગી થઇ હતી. ××× આથી જણાશે કે મિ. ક્ષ જેમ ત્રુટકતાથી લખે છે કે દ્રૌ. હ.ની પ્રત પ્રા. કા. મા.ની તરફથી છે તેમ નથી. તેમ મેં સ્વતંત્ર પ્રત મેળવેલી પણ નથી, પરંતુ સ્વ. નાથાશંકરે આપેલી પ્રત ઉપરથી જ એ કાવ્ય બૃ. કા. દો. ભાગ ૫મામાં છાપવામા આવ્યું છે. દ્રૌ. હ. કાવ્યમાં જે અર્થો વગેરે આપેલા છે તે નાથાશંકરે મોકલેલા તે જ છે એ કાવ્યની રચ્યાસાલમાં કેમ ફેર છે, તે માટે કોઇને પણ સ્વાભાવિક પ્રશ્ન થાય તેમ છે. બૃ. કા. દો.મા આપેલી સાલ ૧૭૩૨ની છે, ને પ્રા. કા. માં આપેલી સાલ ૧૭૪૫ની છે. જ્યારે સ્વ. નાથાશંકર તરફથી દ્રૌ. હ.ની લખેલી પ્રત મને મળી ત્યારે જ મને આ સાલનો ફેરફાર જણાયો હતો અને તે વિશે શંકા પણ મને થઇ હતી. રા. રા. છગનલાલ મોદી મારફતે એ સશય મેં સ્વર્ગવાસીને જણાવ્યો ને પુછાવ્યું કે આ સાલના સબધમા ફેરફાર કેમ ને ખરી સાલ કઇ ? ગ. નાથાશંકરે તેનો અટપટો ખુલાસો કીધો કે, જે પ્રત મેં લખી મોકલી છે તે બરાબર છે. સાલના સબધમા કઇ સ્પષ્ટ નથી, પણ ઘોટાળો છે; માટે જેમ છે તેમ છાપવામા તમને કાંઈ હરકત નથી. વધુ એમા જણાવ્યુ કે એ સાલ સંબધી ખુલાસો પ્રેમાનદનું ચરિત્ર પ્રકટ થશે, તેમા કરવામા આવશે." નાચ્યો તેમ ઓઢણી પણ નાચી." દ્રૌ. હ.ના કાવ્યના અંતભાગમાં મેં પણ લખ્યુ કે એ સાલનો ખુલાસો પ્રેમાનદના ચરિત્રમા પ્રકટ કરીશ! તે વખતે મને એવો તો સશય ઉત્પન્ન થયો હતો જ કે, નાથાશંકરે મને જે નકલ મોકલી આપી છે તેના અસલમા ૧૭૩૨ની સાલ હોવી જ જોઇએ અને તે ખરી હશે અને ૧૭૪૫ની સાલ જાણી જોઇને કે અણુજાણપણાથી ફેરવાયેલી હોય—અથવા કોઇ બીજી પ્રત ઉપરથી મને નકલ મોકલી આપી હોય! પરંતુ આજે મને માનવાને સબળ કારણ મળે છે કે જેમ **બીજાઓને**

**સ્વ. નાથાશંકરે ગોટીમડા ઍાચ્છવ કરાવ્યો છે તેમ મને પણ રમાડ્યો** છે. પરાપૂર્વથી બ્રાહ્મણ બુદ્ધિમાન ગણાય છે, અને સ્વ. નાથાશંકરની બુદ્ધિને આફ્રીન છે !"

તા. ૧૦–૧૧–'૧૨ના 'ગુજરાતી' પત્રના ૧૬૪૩મા પાના પર સ્વ. ઇચ્છારામે જણાવ્યું છે કે, "દ્રૌપદીહરણ વડોદરાવાસી સ્વ. શાસ્ત્રી નાથાશંકરે મોકલી આપેલું તે મેં પૂર્વે જણાવેલું છે." ઈત્યાદિ. આ ઉપરથી જણાશે કે દ્રૌ. હ. કે બીજું કોઇ કાવ્ય પ્રા. કા. ત્રિ. માંથી કે પ્રા. કા. મા. માંથી અક્ષરશઃ છપાયું નથી, પણ ઘણો પાઠફેર છે.

**સને ૧૮૮૭ની આ. ગ્રા. વ.ની યાદીમાં પ્રેમાનંદકૃત દ્રૌપદી-હરણનું નામ છે, તે સ્વ. નાથાશંકરે કદાચ જણાવેલું હશે,** એમ હું અનુમાન કરું છું આ ઉપરથી સુજ્ઞ વાંચનાર જોઇ શકશે કે સને. માર્ચ ૧૯૪૩ના બુ પ્ર.ના ૬ઠ્ઠા અને ૭મા પાના ઉપર રા. ભીખાભાઇએ સ્વ. છોટાલાલભાઈ સાથેનો જે વાર્તાલાપ જોડી કાઢી છપાવ્યો છે, તે કેવળ જુઠાણાથી ભરેલો છે. વિદ્યમાન અમારા મુરબ્બી રા. રા. છગનલાલ મોદીનો આ વાતને ટેકો છે. વચલી પોળવાળા લલ્લુભાઇ વહાલાભાઇ જાની વગેરેની વાતો તો તદ્દન નાપાયાદાર છે. એ વાતની ખાત્રી મેં મુરબ્બી છગનલાલ મોદીને મળીને, પૂછીને કરી છે. સ્વ છોટાલાલભાઈ જેમણે **૧૯૧૨**માં જાહેરમા લેખો લખી આ વિષયના ખુલાસા કર્યા છે. તેઓ ખોટી વાત કરે એ માનના જેવુ નથી જરા ફેર કરીને રા. છોટાલાલનું વાકય લખીશ કે **"આવુ' લખી પ્રકટ કરે તેનું નામ સાક્ષર ભીખાભાઈ."** ગુજરાતના ૧૮૯૦–૧૯૦૦ના સમયના કોઈ પણ સાક્ષરને કદી એવી શકા થઇ નથી કે દ્રૌપદીહરણ પ્રેમાનદનુ રચેલુ નથી. આ કાવ્યો અને નાટકો પ્રેમાનંદના નથી, પણ નાથાશકરના રચેલા છે, તેની રા. ભીખાભાઈની વાતો માનવા જેવી નથી, અને શકાસ્પદ છે. સ્વ. કાટાવાળાએ રજૂ કરેલા અહેવાલ ઉપરથી આ બાબતની કોઇને પણ ખાત્રી થશે. પ્રેમાનંદનું ચરિત્ર અને ગ્રન્થવિવેચન બન્ને કાટાવાળા અને છોટાલાલભાઇના જ લખેલા છે, એમા જરાયે સશય નથી વિશેષ જાણવાની ઇચ્છા રાખનારે, **૧૯૧૨**માં વડોદરા મુકામે મળેલી સાહિત્ય પરિષદની બેઠકમાં સ્વ. છોટાલાલ માસ્તરે જે અગત્યનો નિબંધ સૌથી પહેલો વાચ્યો હતો તે વાચવો. તે વાંચવાથી ખાત્રી થશે કે રા. ભીખાભાઇએ હડહડતુ જુઠાણુ જ સ્વ. છોટાલાલને નામે લખ્યું છે. **દ્રૌ. હ નો કર્તા નાથાશકર નથી, પણ પ્રેમાનંદ જ છે.**

(૧૧) **અષ્ટાવક્રાખ્યાન**—આ કાવ્યનું નામ સ્વ ઇચ્છારામની આ. શા. વ. વાળી ૧૮૮૭ની યાદીમા નથી, છતા બૃ કા દો ના છઠ્ઠા ભાગમા છપાયુ છે. તેનો ખુલાસો સ્વ ઇચ્છારામે નીચે પ્રમાણે કર્યો છે (તેની પ્રત સ્વ નાથાશંકર તરફથી મળી હતી; તે આગાઉ કહેવાયેલુ છે)

" પ્રાચીન કાવ્યમાળામા નરસ્વામાં રાજ્યગુરૂપદે રહીને વિ સં ૧૭૬૬માં રચ્યુ એમ છપાયુ છે, જ્યારે કાવ્યદોહનમા તે કાવ્ય સૂરતમાં રહી શ્રીકૃષ્ણપ્રીત્યર્થ વિ મ ૧૭૨૬માં પ્રેમાનંદે રચ્યું છે, એવો પાઠફેર જોવામાં આવે છે." (તા. ૧૦-૧૧-૧૯૧૨નો ગુજરાતી' પત્રનો અંક) બૃ કા દો માં પ્રા. કા. માળા કે ત્રિમાસિકમાંથી અક્ષરશ: છાપ્યા છે, વગેરે આક્ષેપો ખોટા ઠરે છે.

"અષ્ટાવક્ર આખ્યાનની સલ પણ બૃ. કા દો મા જે છપાયેલી છે, તેમાં અને પ્રા. કા મા છપાયેલી છે તેમા પણ એ જ પ્રકારનો ઘોટાળો છે, અને તે સ્વ નાથાશંકરની બુદ્ધિનું જ પરિણામ હોવુ જોઇએ. અ વ. આખ્યાનની મને મોકલેલી પ્રતમા "અષ્ટાવક્ર ગીતા" એમ લખેલુ હતુ પ્રા. કા મા. માં તે અષ્ટાવક્રાખ્યાનને નામે પ્રસિદ્ધ થયેલું છે, અને તેજ નામ મેં બૃ કા. દો. ના ૬ઠ્ઠા ભાગમા રાખ્યુ છે શ્રી. નાથાશંકરનું કહેવું મારા સ્મરણમા છે કે, (જો કે તે માટેના કાગળો આજે શોધ્યા છતા પ્રાપ્ત થતા નથી) "ગીતા" એ નામ તમે રાખો તોએ ઠીક અને "આખ્યાન" નામ રાખો તોએ ઠીક ! પણ અસલ નામ તો ગીતા છે.' પ્રા. કા. મા. માં છપાયેલુ નામ મેં એટલા માટે કાયમ રાખ્યુ કે તે જ ખરૂ હશે, પણ રા. નાથાશંકરે મોકલેલી પ્રત ઉપર તો ગીતા જ નામ હતુ અને અસલ પ્રત ઉપર પણ એ જ નામ હશે, એમ હુ અનુમાન કરૂ છુ." (જુઓ તા. ૧૮ મી ઓગસ્ટ સને ૧૯૧૨નો 'ગુજરાતી' પત્રનો અંક-પાનું ૧૪૧૮મુ) આ અષ્ટાવક્રાખ્યાન સ્વ નાથાશંકરની કૃતિ નથી, પણ પ્રેમાનંદની જ કૃતિ છે

(૧૮) **માર્કણ્ડેયપુરાણ**—વિશે વિચાર કરિયે એમાના મદાલસા આખ્યાન વિશે તા. ૧૩-૧૦-'૧૨ ના 'ગુજરાતી' પત્રમા મારા પિતાશ્રીએ નીચે પ્રમાણે લખ્યુ છે "મદાલસા કવિ દલપત દુર્લભે છપાવેલી આવૃત્તિ ઉપરથી અને કવિ નર્મદાશંકરની પાસેના સંગ્રહમાની પ્રત સાથે મેળવી, તથા ત્રીજી પ્રત સોની નરોતમની જે કવિ દલપત દુર્લભની પ્રત સાથે બહુ અંશે મળતી જ હતી, તે ઉપરથી જ તૈયાર કરી છાપવામા આવ્યુ છે" રા. ભીખાભાઇએ ધનશ્યામ બાપુજી વૈદ્ય પાસે એવું કહેવડાવ્યુ છે કે, "નાથાશંકરે

મા. પુ. નો ઘણો ભાગ મારે ઘેર બેસી લખ્યો હતો. મદાલસા આખ્યાન-માંથી હું ઉતરાવતો હતો." ઈત્યાદિ, આ વાત કેટલી ખોટી છે તે સ્વઃ-ઈચ્છારામના શબ્દો પરથી જણાશે. મદાલસા આખ્યાન, મા. પુ. નો એક ભાગ છે, અને તે કવિ પ્રેમાનંદનો જ વિ. સં. ૧૭૨૮માં રચેલો છે, એમાં જરા યે શક નથી. કવિએ પોતે સ. ૧૭૬૫માં તે માટે ઉલ્લેખ પણ કર્યો છે. મા. પુ ઉપરથી આ આખ્યાન કવિ પ્રેમાનંદે રચ્યુ તે પછી તેને પુરાણી બાવાઓ સાથે ઝઘડો શરૂ થયો અને તેનો પડઘો સં ૧૭૨૯મા પ્રેમાનંદે ઋ શૃં. આ. રચ્યું, તેમા સૌથી પ્રથમવાર પાડયો છે. એટલે મ. આ તો પુરાણી ઝઘડાનુ બીજકાવ્ય છે. અને આ પુરાણી બાવા સાથેના ઝઘડાનો અંત ભાગવત દશમસ્કંધમાં આવે છે, એ વિદ્વાનોએ ધ્યાનમા રાખવા જેવું છે. આ સંબધી લંબાણ ચર્ચા બુ. પ્ર. ના સને ૧૯૪૦ના અંકોમાં મારા તરફથી થઇ ગઇ છે, એટલે અત્ર તેનું પિષ્ટપેષણ ન કરતાં તે અંકો વાંચવાને રા. ભીખાભાઇને અને તેમના જેવા મત ધરાવનારાઓને ભલામણ કરું છું.

સ્વ. ઇચ્છારામ લખે છે કે—

"પ્રેમાનંદકૃત હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીચરિત્ર જ્યારે મારી પાસે લખાઈને આવ્યાં ત્યારે તે પ્રેમાનંદના મા. પુ. નો અંતર્ભાગ છે, એવું મારી જાણમાં ન હતું. જોકે એ વખતે મા. પુ. પ્રા. કા. મા. માં છપાઈ તો ગયું હતું જ. ગ્રંથ છપાઇ ગયા પછી મારા જોવામા આવ્યુ કે એ મા. પુ. નો એક ભાગ છે. પાછળથી મળેલી મા પુ. ની પ્રત ઉપરથી એ કાવ્યનો બાકીનો ભાગ બૃ. કા. દો. ના સાતમા ભાગમા છાપવામા આવ્યો છે. તે પ્રત વિ. સં ૧૯૨૭ની લખાયેલી છે, જો કે ભૂલથી સં. ૧૮૯૮ની સાલ નોટમાં આપવામા આવી છે. એ કાવ્ય પ્રેમાનંદનું છે કે નહિ એ વિવાદાસ્પદ વિષય છે."

આ પ્રમાણે હકીકત મારા પિતાશ્રીએ તા. ૧૦-૧૧-'૧૨ના 'ગુજરાતી' પત્રના અંકમા આપી છે. એથી વિશેષ ચર્ચા ૧૯૪૦ના બુ. પ્ર. ના અંકોમા છપાઇ છે. રા ભીખાભાઇના લખવા પ્રમાણે હરિશ્ચન્દ્રાખ્યાનની પ્રત નાથાશંકર શાસ્ત્રીના સંગ્રહમાં હતી અને તેમણે નજરે જોઇને યાદી કરી છે, એટલે મા. પુ ના પ્રા કા. મા. ના સોળમા અને સત્તરમા અંકો માટે શંકા રહેતી જ નથી. મ. આ ની પ્રત પણ નાથાશંકર શાસ્ત્રીના સંગ્રહમા હતી. એટલે એ બે કાવ્યો નાથાશંકરે રચી કાઢયા એમ કહી શકાય તેમ નથી. મા. પુ. નાં બીજાં કાવ્યો માટે પણ શંકા કાઢવા જેવુ નથી. કારણ કે તેની એક હાથપ્રત

સ્વ ઇચ્છારામ પાસે હતી. અને રા. ભીખાભાઈએ સ્વ. છોટાલાલની પાસે જે વાત (બુ. પ્ર. ૧૯૪૨ના ૬ઠ્ઠા ને ૭મા પાના પર) કહેવડાવી છે, તે તદ્દન જુદાજાથી ભરેલી છે. મા. પુ અથવા "પ્રેમાનંદ–પુરાણી–ઝઘડા-પુરાણ" પ્રેમાનંદ સિવાય બીજા કોઈની પણ કલ્પનાનું પરિણામ હોઇ શકે નહિ. જો છોટાલાલ માસ્તરના મા. પુ. ના ભાષાંતર ઉપરથી જ નાથાશંકરે પ્રેમાનંદને નામે પદ્યબંધ ભાષાંતર કર્યું હોય તો તેમાં પ્રેમાનંદ પુરાણીનો ઝઘડો, રત્નેશ્વર પુરાણીનો ઝઘડો વગેરે વિષયો શી રીતે આવી શકે?

સ્વ કેશવલાલભાઇએ પ્રેમાનંદના જીવનના જે પાંચ મોટા પ્રસ્તાવો ગણાવ્યા છે, તેમાં પ્રેમાનંદનો પુરાણી સાથેનો ઝઘડો, રત્નેશ્વરનો પુરાણી સાથેનો ઝઘડો, એ એક મુખ્ય વિષય છે. તેનો સંબંધ પ્રેમાનંદના દશમ-સ્કંધ સાથે પણ છે. એટલે મા. પુ. નાથાશંકરની રચના નથી જ, પણ પ્રેમાનંદની જ રચના છે, એમ મારું માનવું છે. (જુઓ 'ગુજરાતી' પ્રેસ તરફથી છૂટું છપાયેલું મા. પુ અને તેના ઉપર બુ પ્ર. ના ૧૯૪૦ના અંકમાં ચાલેલી ચર્ચા.)

(૧૬-૧૭) અભિમન્યુ આખ્યાન અને સુધન્વા આખ્યાન—આ બે આખ્યાનો પ્રા. કા. મા. ના ૩૩મા અંકમાં ૧૮૯૪માં છપાયાં તે પહેલાં બૃ. કા. દો. માં સંત ૧૮૮૭માં છપાઈ ગયાં છે શું તે ઉપરથી એમ માની શકાય કે નાથાશંકરે બૃ. કા. દો. ઉપરથી છપાવ્યાં? નહિ જ. અભિમન્યુ આખ્યાન નડિયાદવાળા ચતુરભાઈથી 'અ. પ્રા. શુ પુસ્તક'માં; અને શિલા પ્રેસમાં છપાઇ ગયુ છે. સ્વ. ઇચ્છારામ લખે છે કે, "અભિમન્યુ આખ્યાન ચાર પ્રતો ઉપરથી શુદ્ધ કરેલુ છે, જોકે એ આખ્યાનમાં ઘણો ઘોટાળો છે; માટે જુદી પડતી પ્રતના જરૂર જોગા પાઠફેર પણ આપેલા છે. બૃ. કા. દો. ભાગ ૨જાની નવી છપાતી આવૃત્તિમાં તે પછીથી પ્રાપ્ત થયેલી બે પ્રતો ઉપરથી શુદ્ધ કરીને એ આખ્યાન પાઠાંતર સાથે આપવામાં આવ્યું છે." × × × "બીજા ભાગમાં છપાયેલા પ્રેમાનંદકૃત *સુધન્વાખ્યાનની* ૩ પ્રતો મને મળી હતી; જેમાની એક પ્રત માણેકલાલ સુરજરામ, એક રતિરામ દુર્ગારામ અને એક વડોદરાવાળા વ્યાસ પ્રાણશંકરની હતી" (જુઓ 'ગુજરાતી' પત્રનો તા. ૧૩-૧૦-૧૯૧૨નો અંક, પાનું ૧૭૭૦)

સુધન્વાઆખ્યાન બૃ. કા. દો.મા છપાયું છે, છતાં પરિશિષ્ટમાં તે નથી છપાયું, એમ રા. ભીખાભાઇ પ્રમાદથી લખે છે. આવી ઘણી ટીકાઓ રા. ભીખાભાઈએ પ્રમાદવશ કરી છે

પ્રેમાનંદનાં કાવ્યોની ચર્ચા પૂરી થઈ. હવે શામળ ભટ્ટનાં કાવ્યો બૃ. કા. દો.માં જે છપાયાં છે તે પ્રા. કા. ત્રિ. ઉપરથી છપાયાં છે કે કેમ, તે વિચારવું જોઇયે. હવે બનતાં સુધી ૧૯૧૨ના 'ગુજરાતી' પત્રના જુદાજુદા અંકોમાં સ્વ. ઈચ્છારામે આપેલા પુરાવાઓના ઉતારા આપી વિષયને લંબાવવાની ઈચ્છા નથી, પણ ન છૂટકે જરૂર પડચે તેમ કરીશ જિજ્ઞાસુઓ ૧૯૧૨ની 'ગુજરાતી'ની ફાઈલ જોઈ શકે તેમ છે.

**શામળ ભટ્ટનાં કાવ્યો**—લોકપ્રિય ઘણા છે, તેથી તેની હાથપ્રતો મેળવવામાં સ્વ. ઇચ્છારામને અડચણ પડી નહોતી. છતા તેમણે સ્વ. કાંટાવાળા અને શાસ્ત્રી નાથાશંકર સાથે સારો સંબધ રાખેલો અને સહકાર મેળવેલો. શિલાપ્રેસમાં પણ શામળનાં ઘણા કાવ્યો પ્રા. કા. ત્રિ. અને બૃ. કા. દો. માં છપાયાં તે પહેલાં છપાઇ ગયા છે. શામળનાં કાવ્યોની અન્ય પ્રતો સ્વતંત્ર રીતે મેળવ્યા છતાં 'ગુજરાતી'ના ના તા. ૧૮મી ઓગસ્ટ ૧૯૧૨ના અંકમાં સ્વ. ઈચ્છારામે લખ્યું છે કે **"શામળની અંગદવિષ્ટિ, નંદબત્રીશી, અને પ્રેમાનંદના ઋષ્યશૃંગાખ્યાનની મૂળ હાથપ્રતો સ્વ કાંટાવાળા તરફથી મળી હતી, અને પ્રેમાનંદકૃત દ્રૈપદીહરણ અષ્ટાવક્રાખ્યાન અને શામળની વિદ્યાવિલાસિની અથવા વનેચરની વાર્તાની હાથપ્રતો સ્વ નાથાશંકર પાસેથી મળી હતી."**

હવે રહી મદનમોહનનાની વાર્તા. બૃ કા દો.ના ૫મા ભાગમાં મદન-મોહનનાની જે વાર્તા છપાઈ છે, તેમા પાઠભેદ ઘણો છે. એના છેલ્લા ભાગમાં શામળે પ્રેમાનંદ અને તેના પુત્ર વલ્લભ ઉપર સખત ટીકા કરી છે શામળની આ ટીકા પ્રા. કા. ત્રિ.માં છપાયેલી મ મો ની વાર્તામાં નથી તેથી સ્વ. કેશવલાલભાઇએ બૃ. કા. દો ના પાઠ સામે વાંધો લીધો હતો. (જુઓ કેશવલાલભાઈનો પ્રેમાનંદ વિશેનો લેખ અને સને ૧૯૧૨ના 'ગુજરાતી' પત્રના અંકો ૨૫ મી ઓગસ્ટ અને ૮મી સપ્ટેમ્બર આ ચર્ચા સ્વ ઇચ્છારામના તા. ૫-૧૨-૧૯૧૨ મરણને લીધે અપૂર્ણ રહી છે) જો બૃ. કા. દો. ૫મા ભાગમાં મદનમોહનાની વાર્તામા છપાયેલી શામળની ટીકા કાઢી નાંખવામાં આવે તો વલ્લભને શામળ સાથે ઝઘડો હતો, તે વાત એકપક્ષી અને બિન પુરવાર થઈ જાય છે. મદનમોહનાની વાર્તાની મૂળ હાથપ્રત પ્રસિદ્ધ પુસ્તક-વિક્રેતા જ્યેષ્ઠારામ મુકુન્દજી પાસેથી મેળવી હતી, એમ પ્રસ્તાવનામાં જણાવેલું છે. આ ઉપરથી પણ જણાશે કે રા. ભીખાભાઈની ટીકા ખોટી છે. અંગદવિષ્ટિમા ઘણો ફેરફાર છે નંદબત્રીશીની શિલાપ્રેસની પ્રત હજી ગુજરાતી પ્રેસમાં છે.

**નરસિંહ મહેતાનાં કાવ્યો**—સબંધમાં શ્રી કેશવરામ કા શાસ્ત્રીએ પણ શંકા ઉઠાવી છે, એટલે એનો ઉત્તર સ્વતંત્ર અન્ય લેખથી આપવાની ઇચ્છા છે ર. બીખાભાઈએ તો ઊલટો ગોટાળો વધાર્યો છે તેમણે સ્વ છોટાલાલભાઈ સાથેની વાતચીતમાં એમ કહેવડાવ્યુ છે કે નરસિંહનો સુરતસગ્રામ તો પ્રેમાનંદનો રચેલો છે પ્રેમાનંદના અનેક શકાસ્પદ કહેવાતા કાવ્યોમાં આ વળી એક નવો વધારો ! શ્રી કેશવરામ શાસ્ત્રીજી બીખાભાઈની વાત માને છે કે કેમ તે જાણ્યા પછી જવાબ આપવો ઠીક પડશે સુરત-સંગ્રામ માન્ય એ નરસિંહનુ પ્રેમાનંદનું, કે નાથાશંકરનું ? શ્રી કેશવરામભાઈએ ખુલાસો કરવો ઘટે છે

કવિ રત્નેશ્વરનુ મુખ્ય કાવ્ય આત્મવિચારચંદ્રો ય છે તે સન ૧૮૮૭મા બૃ કા. દો ના ૭જા ભાગમા પહેલુ છપાયુ છે તે પછી પ્રા કા ત્રિ.મા છોટાલાલ માસ્તરની ટીકા સાથે વૈરાગ્યબોધ કાવ્ય નામે સન ૧૮૯૨મા છપાયુ છે 'આર્યજ્ઞાનવર્ધક'ની યાદીમા આત્મવિચારચંદોદય નામ છે પ્રા મ ત્રિ ના સંપાદકોએ બૃ. કા દો ઉપરથી છાપ્યુ એવો દાવો કર્યો નથી તેની હાથપ્રત મળ્યાની 'ગુજરાતી' તા ૧૩-૧૦-૧૯૧૨ના અકમા સ્વ ઇચ્છારામે નીચે પ્રમાણે નોધ્યુ છે—' રત્નેશ્વરકૃત આત્મવિચારચંદ્રોદયની ઉતારેલી પ્રત ડભોઇના ડા વીજભૂખણદાસે મોકલી આપી હતી જોકે એ કાવ્ય બૃ કા દો મા છપાયા પૂર્વે ગોસ્વામીજી જીવનલાલજી મહારાજના આશ્રય હેઠળ છપાઇ ગયુ હતું મહારાજશ્રી જીવનલાલજી તરફથી છપાયેલી પ્રત અને મને મળેલી પ્રત ઉપર 'આત્મવિચારચંદ્રોદય' નામાભિધાન છે ને મે તે જ નામે એ કાવ્ય દાખલ કર્યું છે, જોકે પ્રા કા ત્રિ માં તે 'વૈરાગ્યબોધ કાવ્ય" એ નામ પ્રકટ થયુ છે'

દયારામના ગ્રન્થો સ્વ ઇચ્છારામે ડભોઈમાથી મેળવીને છાપ્યા છે તે જ પ્રમાણે પ્રા કા ત્રિ અને પ્રા કા મા ના સંપાદકોએ પણ ડભોઇમાથી મેળવીને છાપેલા છે ડભોઇમાં ડૉ વીજભૂખણદાસ કરીને ગૃહસ્થ હતા તેમણે દયારામના ઘણા કાવ્યો ઉતરાવીને મોકલી આપ્યા છે, જેમાંનાં કેટલાક તો હજી પણ ગુજરાતી પ્રેસમા વગર છપાયે પડ્યા રહ્યા છે તેમ જ વ્યાસ પ્રાણશંકર વૈજનાથે દયારામના ઘણા ગ્રન્થો મેળવી આપવામા મદદ કરી છે એટલે પ્રા મ ત્રિ કે પ્રા કા મા માથી દયારામનું કોઈ કાવ્ય લઇને બૃ કા દો માં છાપ્યુ નથી એ વિશે 'ગુજરાતી' પત્રના ૧૯૧૨ના અંકોમાં ખુલાસો કરાયલો છે તેમ જ 'આર્યજ્ઞાનવર્ધક'ની યાદી પરથી પણ ખાત્રી થશે

ભાલણનું ચંડી આખ્યાન અને નળાખ્યાન બૃ. કા. દો.માં છપાયાં છે, તેની હાથપ્રતો પાટણથી રા. છગનલાલ ઠાકોરદાસ મોદીએ ઉતરાવી મોકલી આપી હતી. તે એક પ્રત ઉપરથી છાપેલાં છે. આ નળાખ્યાન ભાલણનું બીજી વારનું રચેલું છે. તેની સાથે તેના પ્રથમ વાર રચેલા નળાખ્યાનની એક હાથપ્રત આવી હતી, પણ તે લહિયાથી બરાબર ઉકેલી શકાઈ નહિ તેથી પ્રથમ વારનુ નળાખ્યાન ન છાપતાં મારા પિતાશ્રી સ્વ. ઇચ્છારામે બીજીવારનું નળાખ્યાન છાપ્યું છે. પાટણના શ્રી. રામલાલ ચુ. મોદીએ ભાલણનાં આ બન્ને નળાખ્યાનો સારી રીતે સંપાદન કરીને પૃથક્ પુસ્તકરૂપે છપાવ્યાં છે. આજે બન્ને નળાખ્યાનોની હાથપ્રતો અમારી પાસે રહી નથી. ભાલણની સપ્તશતી અથવા ચંડીઆખ્યાનની હાથપ્રત પણ સચવાયેલી નથી. પણ પ્રા. કા. ત્રિ માં છપાઇ તે પહેલાં કોઈ દેવીભક્તે છૂટા પુસ્તકરૂપે છપાવેલી હતી. આજે તે પ્રત પણ મળતી નથી. સપ્તશતી અને નળાખ્યાનનાં નામો 'આર્યજ્ઞાનવર્ધક'ની યાદીમાં છે. રામબાળચરીતનુ નામ નથી, પણ રામાયણ એવું નામ છે. ભાલણે કદાચ દશમસ્કંધની માફક રામાયણની કથાનાં પણ પદો રચ્યાં હશે. બૃ. કા. દો.માં છપાયેલાં કાવ્યો પ્રા. કા. ત્રિ. કે પ્રા. કા. મા. ના ઉપરથી છપાવેલા નથી, પણ છાપેલી પ્રતનો આધાર કદાચ લેવાયો હોય એ સંભવિત છે.

ધીરાભક્તનાં બૃ. કા. દો.માં છપાયેલાં કાવ્યો સંબંધમાં સ્વ. ઇચ્છારામે બૃ. કા દો ભાગ ૨જાની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે લખ્યું છે. "ખાસ કરીને ધીરાભક્તનાં કાવ્ય માટે બે શબ્દો અગત્યના છે. એ કવિનું કાવ્ય તેના પુત્રનો પુત્ર જે ગોઠડામાં રહે છે તેની પાસે જે જૂની પ્રત છે, તેમાંથી ઉતાર્યું છે ધીરાભક્તના પૌત્રની દશા એટલી તો દીનહીન છે કે હાલમાં તેને અન્ન ને દાંતને વેર જેવું છે. છતાં તે એ કાવ્યસંગ્રહ કોઇને પણ પૈસા લઈ આપતો નથી. (જાનેવારી, ૧૮૮૭.)"

આ ઉપરથી સુજ્ઞ વાંચક જોઈ શકશે કે ધીરા ભક્તનાં કાવ્યો સ્વ. ઇચ્છારામે સ્વતંત્ર રીતે સન ૧૮૮૬મા મેળવેલાં હતા. પ્રા કા. ત્રિ. અને પ્રા. કા. મા.માં તે પછી સ્વ. છોટાલાલની ટીકા સહિત સન ૧૮૯૨માં છપાયેલાં છે.

શિવદાસના દ્રૌપદીસ્વયંવર સંબંધમાં સ્વ. ઇચ્છારામ લખે છે કે, "દ્રૌપદીસ્વયંવરની એક પ્રત સુરતમાંથી શેઠ પ્રાણજીવનદાસ દુર્લભરામની અને બીજી પ્રત વડોદરામાંથી મળેલી. પણ તે મેળવી આપનારનું નામ

મારી સ્મરણનોંધમા નથી અને ત્રીજી પ્રત પ્રા કા ત્રિ મા એ કાવ્ય છપાયુ છે તે-એમ ત્રણ પ્રત પરથી મેળવી એ કાવ્ય તૈયાર કરેલું છે " ('ગુજરાતી' તા ૧૦-૧૧-૧૯૧૨, પાનું ૧૯૪૩)

ભાણદાસનું હસ્તામલક અને જીવણદાસની ચાતુરીના નામો 'આ ગ્રા વ'ની ૧૮૮૭ની યાદીના છે પણ તે બને ગ્રંથો અધૂરા હોય એમ તે ઉપરથી લાગે છે જ્યારે આ બે કાવ્યો બૃ કા દો.મા સ્વ ઇચ્છારામે છાપ્યા ત્યારે તેની હાથપ્રતો મેળવી હતી તેઓ લખે છે કે 'ભાણદાસનું 'હસ્તામલક' સુરતના શુકાનંદ સ્વામીના ચોપડામાથી મે જાતે જ ઉતારી લીધુ હતુ, તે એક જ પ્રત ઉપરથી છપાયુ છે અને જીવણદાસની 'નવ ચાતુરી' પણ એ સ્વામીના પુસ્તકમાથી ઉતારી લીધી હતી" ('ગુજરાતી' તા ૧૦-૧૧-૧૯૧૨, પાનું ૧૮૪૩)

આ બે કાવ્યો માટે રા ભીખાભાઈએ શા માટે શંકા ઉઠાવી છે તે સમજાતું નથી તેની બીજી હાથપ્રતો હજી આજે પણ મળે છે એમ તેઓ પોતે પણ કબૂલ કરે છે, તો પછી શંકા ક્યા રહી? (જુઓ કે કા શાસ્ત્રીએ સંકલિત કરેલી યાદી )

આ બંને કાવ્યો શ્રી કટાવાળા-શાસ્ત્રીએ પ્રા કા ત્રિ મા છપાવ્યાં તે જ વર્ષમા બૃ કા દો મા સન ૧૮૯૦મા છપાયા છે એટલે બને સ્વતંત્ર હાથપ્રતો ઉપરથી છપાયા છે રા છોટાલાલ માસ્તર પાસે ભીખાભાઈએ જે વાત હસ્તામલક' નવરસ' અને શિવગીતા સંબધમા કહેવડાવી છે તે માનવાજોગ નથી એ તદ્દન ગોઠવેલી વાત છે

પ્રીતમદાસની સરગગીતા લોકપ્રિય હોવાથી તેની ઘણી હાથપ્રતો મળતી હતી, એ ઉપરથી તેના કાવ્યો બૃ કા દો મા છપાયાં છે અને પ્રીતમદાસનું ચરિત્ર પણ સ્વ ઇચ્છારામે લખ્યુ છે, એટલે તે પ્રા કા ત્રિ પરથી છપાવ્યાનો આરોપ ટકતો નથી

વિષ્ણુદાસનું રુક્માગદ આખ્યાન અને નાકરનું વ્યાધમૃગલીસવાદ વિદ્યમાન રા છગનલાલ વિદ્યારામ રાવળે મોકલેલી હાથપ્રતો ઉપરથી બૃ કા દો મા છપાયા છે કાવ્યોની હાથપ્રતો સંબધી ઉલ્લેખ સ્વ ઇચ્છારામે કાવ્યને અતે જ કરેલો છે એ ઉપરથી જણાશે કે બૃ કા દો મા છપાયેલા કાવ્યો સ્વતંત્ર હાથપ્રતો ઉપરથી જ છપાયા છે

રા ભીખાભાઈએ જેમ કેટલાક કાવ્યો સ્વ ઇચ્છારામે પ્રા કા ત્રિ કે પ્રા કા મા માથી ઉતારીને છાપ્યાં, એમ લખ્યુ છે, તેમ એ બંને

શ્રેણીમાંનાં કેટલાંક કાવ્યો બૃ. કા. દો. માં છપાયાં નથી છતાં છાપ્યાં છે, એવો ઉલ્લેખ પણ એમણે કરેલો છે. ઉદાહરણ તરીકે પ્રા. કા. મા. માંનાં સુભદ્રાહરણ અને રુક્મિણીહરણ તથા પ્રા. કા. ત્રિ. માંનાં નવરસ અને રાધાવિલાસ બૃ. કા. દો. માં છપાયાં નથી છતાં છપાયાં છે, એવું રા. ભીખાભાઈએ લખ્યું છે. ત્રણે ગ્રંથોમાં છપાયેલાં કાવ્યોની અને કવિઓની અનુક્રમણિકા જો કોઈ બરાબર તપાસશે, તો આ હકીકત જણાયા વગર નહિ રહે. આ ભૂલો રા. ભીખાભાઇના પ્રમાદનું પરિણામ છે. સુ. હ. અને રુ. હ (પ્રા. કા. મા. અંક ૧૪ મો); એના સંબંધમાં રા. ભીખાભાઈ લખે છે કે "પ્રેમાનંદનાં નામે નથી છપાયાં," તો મારો પ્રશ્ન એ છે કે સ્વ. ઇચ્છારામે એ બે કાવ્યો કોને નામે છાપ્યાં છે? શું ઇચ્છારામે તે કાવ્યો કોઈ બીજાને નામે છાપેલાં છે? આનો ખુલાસો રા. ભીખાભાઈ કરશે? નવરસ અને રાધાવિલાસ માટે રા. ભીખાભાઇ લખે છે કે "બને ગ્રન્થો ત્રિમાસિક ઉપરથી લીધા હશે" પણ આમ સંદિગ્ધતા શા માટે? મૂળ પુસ્તકો જોઇને રા. ભીખાભાઈ શા માટે લખતા નથી? આ પ્રમાણે તેમની ઘણી ટીકાઓ ખોટી છે.

ઉપર પ્રમાણે પ્રા. કા. ત્રિ. અને પ્રા. કા. મા. માં છપાયેલાં કાવ્યો ઉપરથી જ બૃ. કા. દો. મા સ્વ. ઇચ્છારામે કાવ્યો છપાવ્યાં છે, એવા જે આરોપો રા. ભીખાભાઈએ મૂકયા છે, તે ખોટા છે, તે પુરવાર કરવા માટે આટલુ વિગતવાર કહેવુ પડ્યુ છે. એમાં પહેલા બે આક્ષેપોનો ઉત્તર આવી જાય છે. બૃ. કા દો. માં છપાયેલા કાવ્યોની હાથપ્રતો મેળવી આપવા માટે જે જે ગૃહસ્થોએ સહાય કરી છે, તેના તેના નામો બૃ. કા. દો. ની પ્રસ્તાવનામા છપાવ્યા છે, અને વિગતવાર હકીકત ૧૯૧૨ના 'ગુજરાતી' પત્રના જૂનથી નવેમ્બર સુધીના અંકોમાં સ્વ. ઇચ્છારામે પોતે છપાવી છે.

રા. ભીખાભાઈ નો ત્રીજો આરોપ એવો છે કે, સ્વ. ઇચ્છારામને મુંબઈના શ્રીમન્ત શેઠિયાઓ તરફથી તેમ આખા ગુજરાત તરફથી સારી મદદ હતી, અને પ્રા કા મા. ના સંપાદકોને એકલા ગાયકવાડ સરકારની જ મદદ હતી, ઇત્યાદિ. આ સંબંધમાં સ્વ. ઇચ્છારામે શુ લખ્યુ છે તે જોઈએ.

બૃ. કા દો ભાગ ૪થાની પ્રસ્તાવનામાં સ્વ ઇચ્છારામ લખે છે કે, "અપ્રસિદ્ધ ગુજરાતી કાવ્યો વાચવાનો શોખ ગુર્જર પ્રજાજનમાં દિનપ્રતિદિન વિશેષ વૃદ્ધિ પામતો જાય છે. તે તેમની ઇચ્છા પૂર્ણ કરવા માટે એકે કાળે બે સ્થળેથી અપ્રસિદ્ધ ગુજરાતી કાવ્યો પ્રસિદ્ધિમાં આણવાનો પ્રયત્ન

થયો છે. મુંબઇમાં 'ગુજરાતી' છાપખાના તરફથી અને વડોદરામાં ગ હરગોવિંદદાસ તરફથી; અને તે કાર્ય બને તરફથી અદ્યાપિ પર્યંત ચાલુ જ રહ્યા છે, એ ત્યુધીની વાત છે. વડોદરાનાં પુસ્તકોને મદદ માટે ગાયકવાડ સરકારે રૂા ૧૨૦૦૦ આપવાનો ઠરાવ કીધો છે. 'ગુજરાતી' છાપખાનું પોતા તરફથી જે ગ્રન્થો પ્રકટ કરે છે, તે કોઈના પણ આશ્રય વગર જ કરે છે." (સને ૧૮૯૦)

તા ૧૩મી ઑક્ટોબર ૧૯૧૨ના 'ગુજરાતી' પત્રના ૧૭૭૦મા પાના પર સ્વ ઇચ્છારામ લખે છે કે "મારે મારા પોતાના બળ ઉપર જ ઝઝુમવાનું હતું મારી પાસે કોઈ જાતના ફંડ ન હતાં કે ગજ્યાશ્રય ન હતો; મારો આશ્રય જનમંડળનો તેઓના રજનાર્થે જ કાવ્યસંગ્રહ ભેગો કરી છપાવ્યો છે, અને લોકોએ જ મને સારો આશ્રય આપ્યો છે ઘણી દિલગીરી સાથે લખવુ પડે છે કે, બૃ કા દો ના ભાગ ઉત્સાહી કાર્યમા સામાન્ય લોક સિવાય મને કોઈ તરફથી આશ્રય મળેલો નથી જ્યાંસુધી સાક્ષર શ્રી મનસુખરામભાઈ જૂનાગઢ-કચ્છના સંબંધમાં હતા, ત્યાંસુધી ૨૫ કે ૫૦ નકલો લઈને અને જ્યાંસુધી રા. સા. હરગોવિંદદાસ વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં હતા ત્યાંસુધી ૨૫ કે ૫૦ નકલો લઈને તેમણે આશ્રય અપાવેલો છે, પણ તે તે ખાતાંઓ સાથેનો તેમનો સંબંધ પૂરો થતા બૃ કા દો ને આશ્રય મળતો બધ પડ્યો છે ખરો આશ્રય આપનાર તો બે અંગ્રેજ ગૃહસ્થો છેઃ સર વિલિયમ વેડર્બર્ન બેરોનેટ અને સર ટી સી હોપ, જેઓને હુ પ્રેમપૂર્વક એકેક પુસ્તક ભેટ તરીકે મોકલી આપુ છુ અને મારી માગણી વગર ઉપકારના અને મને ઉત્તેજન કરનારા શબ્દો સાથે સર વિલિયમ વેડર્બર્ન સાહેબ બે પૌંડ અને સર ટી સી હોપ એક પૌંડ મોકલી આપે છે, અને વિશેષમા લખે છે કે નવા ભાગો નીકળે તે મોકલશો "

બસ, આ સિવાય બીજો કોઈ મોટો આશ્રય મુંબઇના શ્રીમતોએ આપેલા નથી જો કે સર મગનદાસ નથુભાઇ, શેઠ લખમીદાસ ખીમજી વગેરેને પુસ્તકો અર્પણ થયા હતા તેઓએ બે ચાર પુસ્તકો ખરીદ્યા હશે. બાકી બધો આધાર જનતાજનાર્દન પર જ રાખવામા આવ્યો

(આક્ષેપ ૪થો) રા ભીખાભાઈના "દ્રૌપદીહરણ" અને 'માર્કંડેય પુરાણ"ની લખાવેલી પ્રતો સબંધમા ખુનામો ઉપર એ વિષયની ચર્ચામા આવી ગયો છે. અત્ર એટલું જ સખેદ નોંધવુ પડે છે કે રા ભીખાભાઈએ કવિ છોટાલાલ પાસે જે વચનો આજે કહેવરાવ્યાં છે તે સદંતર જૂઠાં અને નિરાધાર છે.

(આક્ષેપ ૫ મો) રા. ભીખાભાઇએ પોતાના લેખના અંતભાગમાં એવી સૂચના સ્વ. ઇચ્છારામના પુત્રોને કરી છે કે "બૃ. કા. દો. ના છપાવવાને બાકી રહેલા છેલ્લા નવમા ને દશમા ભાગોમાં જો પ્રા. કા. ત્રિ. અને પ્રા. કા. મા. માંથી કાવ્યો પસંદ કરીને છાપવામાં આવશે, તો ઇચ્છારામના આત્માને શાંતિ થશે અને સ્વ. નાથાશંકરની વિધવા બાઇને કોપીરાઇટ સંબંધમાં કંઇ રકમ મળવાથી લાભ થશે." ઇત્યાદિ. આ સંબંધી મારૂં નમ્ર નિવેદન એ છે કે,સ્વ. ઇચ્છારામે જો કે બૃ. કા. દો. ના નવમો અને દશમો ભાગ બહાર પાડયા નથી, તોપણ તેમણે એ બે ગ્રન્થોથી વિશેષ કાર્ય પ્રેમાનંદ સુંદર અને વલ્લભનું સમગ્ર પદબંધ ભાગવત, ગિરધરકૃત આખું કૃષ્ણચરિત્ર, નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ અને નભુવાણી, અને સ્વામિનારાયણ સંપ્રદાયનાં બ્રહ્માનંદકાવ્ય, તથા પ્રેમાનંદકાવ્ય, છાપીને બજાવ્યું છે, ૯ મો તથા ૧૦ મો ભાગ ન છાપવાથી પડેલી સાહિત્યકીય ખોટનો ખંગ વાળીને ઋણમુક્ત થયા છે; એટલે વિશેષ કરવા જેવું રહ્યું નથી.

રા. ભીખાભાઇએ પોતાનો લેખ લખીને એમ જ માની લીધેલું છે કે, પ્રા. કા. ત્રિ. માં અને પ્રા. કા. મા. માં પ્રેમાનંદ, વલ્લભ વગેરે જે કવિઓનાં કાવ્યો શંકાસ્પદ મનાયાં છે (જો કે તેઓનાં સંબંધમાં જરાયે શંકા રાખવાનું કારણ નથી) તે સર્વ કાવ્યો, નાટકો ઇત્યાદિ સ્વ. નાથાશંકરનાં જ રચેલાં છે, એમ સિદ્ધ થઇ ગયું છે અને સાક્ષરો પણ તેમ જ માનશે. પણ એ જ વસ્તુ મોટી શંકાસ્પદ છે, ત્યાં કોપીરાઇટનો પ્રશ્ન જ કયાં ઊભો રહે છે? આ વિષયની થોડી ચર્ચા સ્વ. ઇચ્છારામે તા. ૧૦-૧૧-૧૯૧૨ ના 'ગુજરાતી'પત્રમાં કરી છે. પ્રા. કા. મા. માં જે ગ્રન્થો છપાયા છે, તેની ખરી માલિકી તો રૂા. ૧૬૦૦૦ની (૧૨+૪ હજાર) ઉદાર રકમનો આશ્રય આપનાર નામદાર ગાયકવાડ સરકારની જ છે, એમ મારૂં માનવું છે. રા. ભીખાભાઇના નિરાધાર લેખથી હજી પ્રેમાનંદ વગેરે કવિઓને નામે રહેલાં કાવ્યો નાટકો વગેરેના કર્તા સ્વ. નાથાશંકર સિદ્ધ થઇ શકયા નથી, ઊલટું નાથાશંકર કુશળ છેતરપીંડી કરનારા હતા, એવું રા. ભીખાભાઇએ પોતાના લેખથી પુરવાર કર્યું છે, એમ મારૂં માનવું થયું છે. આ બાબત વિશે વિદ્વાનોનો મત જાણવા જેવો થઇ પડશે. આવી છેતરપીંડી કરનારે, પોતાનો જે કંઇ પણ હક હોય, તે ગુમાવેલો જ કહેવાય. આજે તો રા. ભીખાભાઇના મતે નાથાશંકર છેતરપીંડી કરનાર તરીકે જ રજૂ થાય છે. તેમણે કોને કોને ઠગ્યા તેની યાદી બાંધ્યો કરી લેશે.

આ લેખ લખવામા રા ભીખાભાઈની કે અન્ય વિદ્વાનોની લાગણી દુ ખવવાનો પ્રયાસ નથી, છતા પણ દુ ખાઈ હોય તો તે માટે હું અત્ર ક્ષમા યાચુ છુ મે આ લેખ લખવામા મારા પિતાશ્રી પર ચઢેલો આક્ષેપ દૂર કરવાનો પુત્રધર્મ માન્યો છે, અને તેમા કોઈપણ મોઢાની વાતો (Hearsay Evidence) રા ભીખાભાઈની માફક રજૂ કરી નથી પણ લિખિત, છપાયેલા પુરાવાઓ (આજથી ૫૦ અને ૩૦ વર્ષ પૂર્વેના Documentary Evidences) રજૂ કર્યા છે તે ઉપરથી ગુજરાતના વિદ્વાનો સત્યાસત્યનો તોલ કરી શકશે

મારો આશય સ્વર્ગવાસીઓ હરગોવિંદદાસ કે નાથાશકર શાસ્ત્રી કે કવિ છોટાલાલની સાહિત્ય વિશેની અમેની કીર્તિને ઝાખપ લગાડવાનો નથી, એટલુ સુજ્ઞ વાચનારાઓ સ્વીકારશે

સ્વ. છોગાલાલ માસ્તરે વડોદરામા મળેલી ગૂજરાતી સાહિત્ય પરિષદની બેઠક (૧૯૧૨)મા 'પ્રા કા મા અને પ્રેમાનદ' નામનો નિબધ વાચ્યો હતો, તેમા એમણે જાહેરમા સ્પષ્ટ જણા યુ છે કે પ્રેમાનદ આદિની શકાસ્પદ અને ચર્ચાસ્પદ કૃતિઓ સ્વ નાથાશકરની રચેલી નથી તેમ જ મારી પણ રચેલી નથી એ જ પ્રમાણે રા ર ર એમ એ એટલે સ્વ. મટુભાઈ હ કાટાવાળાએ 'પ્રેમાનદના જ નાટકો' એ નામની જે પુસ્તિકા છપાવી છે, (૧૯૨૫મા) તેમા પણ સ્વ છોટાલાલે એ જ વાત સિદ્ધ કરી છે કે આ નાટકો, કાવ્યો વગેરે પ્રેમાન૦ સિવાય કોઇની કૃતિ નથી આમ જાહેરમા બોલાયેલા વાક્યોની વિરુદ્ધ રા છોટાલાલ માસ્તર અને ભીખાભાઇ સાથેના કલ્પિત-જોડી કાઢેલા વાર્તાલાપમા છોગાલાલ માસ્તર પોતે જ ખોટા વિધાનો કરે, એ શુ બનવા જોગ છે? અને સાક્ષરો શુ તે માનવા તૈયાર છે?

ગુ સા પ ની વડોદરાની બેઠકમા પણ વાચેલા નિબધના અતમા સ્વ છોટાલાલ માસ્તર આ પ્રમાણે જણાવે છે

'મને લાગે છે કે ગુજરાતના સાહિત્યપ્રેમી સજ્જનો સમક્ષ મારા જેવી સાધારણ વ્યક્તિ જેટલુ જણાવી શકે તેટલુ મે કહ્યુ છે છેવટે એ ગ્રથોના કર્તા પ્રેમાનદ સિવાય અન્ય કોઇ હોય એમ મને તો સ્વપ્નમા પણ સ્ફુર્યું નથી, અર્થાત્ એ પ્રેમાનદના જ છે એવી મારી માન્યતા હું દૂર કરી શકતો નથી અને બીજા કોઇને અભિનવ પ્રેમાનદની પદવી આપવાની જરૂર હોય એમ પણ હું ધારતો નથી'

એ જ નિબધમાં સ્વ છોટાલાલ ભારપૂર્વક નીચે પ્રમાણે જણાવે છે

"પણ આપ સાક્ષરવર્ગ પૂછશો કે એ તો ઠીક, નાથાશકર નહીં, બીજો કોઇ આધુનિક કવિ નહીં, ત્યારે એનો કર્તા કોણ ? હું તો આપને તગત જ જણાવીશ કે "પરિશીષ્ન પ્રેમાનદ જ '

ગુ સા ૫ જેવી જાહેર સભામા સ્વ છોટાનાલ માસ્તરના સ્વમુખે બોલાયેના ઉપના વાકયોને સાચા માનવાં કે રા ભીખાભાઈની જોડી કાઢેની કલ્પિત વાતને સાચી માનવી, એનો નિર્ણય કરવાનુ કામ ગુજરાતના સાક્ષરો જ કરશે

## પરિશિષ્ટ બ

'આર્યજ્ઞાનવર્ધક' માસિક પત્રના સને ૧૮૮૭ના જુલાઇ માસના અકમાથી ઉતારો (પાના ૨૦૧–૨૧૦)

## "ગુજરાતી ભાષાના કવિઓ"

બૃ કા દોની શરૂઆત સને ૧૮૮૬મા સ્વ ઇચ્છારામે કરી હતી તેના ૧૦ ભાગો કાઢવા એવી યોજના ઘડી હતી આ કામ માટે પ્રારભમાં ગુજરાતમા કેટલા કવિઓ થઇ ગયા છે, તેઓએ કયાં કયા કાવ્યો રચ્યા છે તેઓ કયારે હૈયાત હતા કયા રહેતા હતા, એ વગરે હકીકતો એકત્ર કરવાની જરૂર હતી એટલા માટે તેમણે એ હકીકતો જુદા જુદા વિદ્વાનોને પત્રો લખીને મગાવી હતી આ વિગતો આવી ગયા પછી તેમણે બધા કવિઓની અકારાદિ–અનુક્રમણિકા લખી કાઢી અને એક સ્થળે સચવાયેલી રહે તે માટે તેમણે 'આર્યજ્ઞાનવર્ધક'ના સને ૧૮૮૭ના જુનાઇ માસના અકમા છપાવી આ યાદીનો ઉપયોગ તેમણે બૃ કા દોમા કાવ્યો છપાતી વખતે કવિઓની ઓળખ આપવા કરલો છે એમા લગભગ ૧૫૧ કવિઓના નામો છાપેનાં છે આ વિસ્તૃત યાદી આજે ફરી છાપવા જેવી છે અને ખાસ કરીને આજે ર ભીખાભાઈ જેના લેખકોએ શકા ઊઠાવી છે ત્યારે તો જરૂર છાપવા જેવી છે કાર્યવહીના પાના વિનાકારણે રોકાર તેટલા માટે તે આખી યાદી ઉતારીને મોકલતો નથી પણ રા ભીખાભાઇએ જે જે કવિઓ વિશે શકા ઊઠાવી છે તે તે કવિઓની યાદી આ સાથે જોડી છે

### સ્વ ઇચ્છારામે લખેલી પ્રારભિક નોધ

'ગુજરાતી ભાષામા ક્યા ક્યા કવિઓ થઈ ગયા છે તેના શા શાં કાવ્યો છે તથા રહેવાના સ્થળો કયા ક્યા હતા તે સબધી ઘણાઓના જાણવામા નહિં હોવાથી આ વર્ણાનુક્રમે તેઓની ટીપ આપી છે આ ટીપમાં જે કઈ પણ અધુરૂં હોય, કોઈ કવિનું નામ રહી ગયું હોય તો તે તથા સાલ

આદિના સંબંધમાં કોઈના તરફથી ખરાખરી ખબર આપવામાં આવશે તો તે દાખલ કરીશું, ને કંઈ ભૂલ હોય તો તે અમોને લખી જણાવવાથી તે સુધારા માટે ઉપકાર માનીશું ”

ગિરધર—જંબુસર-રામાયણ વિગેરે ઘણા ગ્રંથો

ગિરધર—વડોદરા મુલતાનપુરાનો-રામાયણ કૃષ્ણલીલા, બાળચરિત્ર સં. ૧૮૮૦માં હૈયાત હતો ઘણું કરીને સં ૧૯૧૦માં દેહ મુક્યો હતો

જીવણરામ—ચાતુરી નવ

જીવરામ ભટ્ટ—ધોળકા-ઔદિચ્યગોળકિયો હનુમાન નાટક, જીવરાજ શેઠની મુસાફરી સંવત ૧૮૦૦માં હૈયાત હતો

દયારામ—ડભોઈ-ચાણોદ સાઠોદરા નાગર (દયારામકૃત કાવ્યસંગ્રહનું ૧ મોટું પુસ્તક છપાયું છે તે શિવાય)અજામેળ આખ્યાન, ષડ્ઋતુ મનમતિસંવાદ, પ્રબોધબાવની, બ્રાહ્મણભક્તિવિવાદ નાટક શ્રીકૃષ્ણ જનોઈ રૂક્ષ્મણી સીમંત, ભાગવતની અનુક્રમણિકા, ચિંતાચૂર્ણ, ગુરુ-શિષ્ય સંવાદ પ્રેમમંજરી વત્રાસુર આખ્યાન, અષ્ટપટરાણી વિવાહ, ભ્રાંતિભંજન, કૃષ્ણનામચંદ્રકળાસ્તોત્ર, હરિભક્તિ, કાળજ્ઞાન સારાંશ, મૂર્ખ લક્ષણાવળી, અંતઃકરણસમાધાન, અનુભવ-મંજરી, કલેશકુઠાર, પુષ્ટિપથરહસ્ય, અક્રૂરચરિત્ર ચંદ્રિકા, સિદ્ધાંતસાર, વિજ્ઞપ્તિ વિલાસ, પ્રમેયપચાવન સ્વાત કરણસમાધાન, રસિકવલ્લભ યમુનાસ્તવન, પુરુષોત્તમ પંચાંગ, શ્રીકૃષ્ણઅષ્ટોત્તરશતનામાવળી હરિભક્તચંદ્રિકા, પ્રશ્નોત્તર-માલિકા, વ્રજવિલાસામૃત, કૃષ્ણસ્તવનચંદ્રિકા, શિક્ષા તથા પરીક્ષાપ્રદીપ, દશમ-અનુક્રમણિકા, રસિકરંજન, સ્વરૂપતારતમ્ય, પિંગળસાર કૌતુકરત્નાવળી, ચિંતામણિ, ભાગવત માહાત્મ્ય હરિભક્તરત્નમાળા, મંગળાનંદમાળા, કૃષ્ણનામ માહાત્મ્ય માધુરી, પ્રસ્તાવિકવિપુલ (?) શ્રીકૃષ્ણમાહાત્મ્યમંજરી, ગુરૂપ્રસાદ-ચંદ્રિકા, શ્રીકૃષ્ણનામામૃતસની લઘુ શ્રીકૃષ્ણનામામૃતધારા, વિનયબત્રીસી, કૃષ્ણનામજ્ઞાનમાલિકા, સ્વજનાપરિભાવ (?), ઓખાહરણ તથા આશરે ૧૭૫૦૦૦ પદો સંવત ૧૮૩૩માં જન્મ્યો હતો સં ૧૯૦૮ના માઘ વદ ૫ને સોમે મૃત્યુ પામ્યો

ધીરો—સાવલી ગોઠડાનો ભાટ-કાશી રામના પરા, સંવત ૧૮૭૦થી ૧૮૯૦માં હૈયાત હતો

નરહર—વડોદરાનો, ભગવદ્ગીતા, શિવગીતા, દશમ ગોકુળલીલા વૃંદાવનવિહાર, સંવત ૧૬૭૭માં હૈયાત હતો

નરસિંહ મહેતો—જૂનાગઢનો વડનગરો નાગર—આદિરિ-ગોવિંદગમન,

ચાતુરી પોડશી, ચાતુરી છત્રીસી, શામળશાહનો વિવાહ, બાળલીલા, દાણલીલા, રાસલીલા, હારમાળા, ધડપણ વિશે, સુરત-સંગ્રામ, સવાલાખ પ્રેમભક્તિ જ્ઞાન પર પદો. સં. ૧૫૧૦થી ૧૫૪૦ સુધીમાં હૈયાત હતો.

નરહરિદાસ—વશિષ્ઠગીતાસાર.

નાકર—વિરાટપર્વ, ઓખાહરણ, હરિશ્ચંદ્રપુરી. સં. ૧૫૭૨માં હૈયાત હતો.

નારાયણદાસ—કપિલગીતા, નવરસ.

પ્રીતમદાસ—નડિયાદ, જિલ્લે સંદેસરનો ભાટ-બ્રહ્મજ્ઞાનનાં પદો, મહિના, વિગેરે. સરસગીતા, કક્કો. સ. ૧૮૩૮માં હૈયાત હતો.

પ્રેમાનંદ કૃષ્ણારામ—વડોદરા-મહાભારત, દશમસ્કંધ, સપ્તમસ્કંધ (અષ્ટમ સાથે), રામાયણ, વલ્લભઝઘડો, દ્રૌપદીહરણ, ડાંગવાખ્યાન, સુભદ્રાહરણ, ઋષ્યશૃંગાખ્યાન, હારમાળા, મામેરૂ, નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ, હુંડી, શામળશાહનો વિવાહ, નળાખ્યાન, ઓખાહરણ, દાણલીલા, લક્ષ્મણાહરણ, રણયજ્ઞ, ચન્દ્રહાસાખ્યાન, વિવેકવણઝારો, નરકાસુરાખ્યાન, કર્ણચરિત્ર, ભીષ્મચરિત્ર, સુદામાચરિત્ર, ત્રણ નાટકો (નામ મળ્યાં નથી), મદાલસાખ્યાન,અભિમન્યુ આખ્યાન, વામનકથા, રૈવા આખ્યાન, અશ્વમેધ, વ્રજવેલ, વામનચરિત્ર, પ્રહ્લાદ આખ્યાન. સં. ૧૭૦૦થી ૧૭૯૯ સુધીમાં હૈયાત હતો.

ભાણદાસ—હસ્તામલક (કડવાં ૫).

ભાલણ—પાટણ-તેના ગ્રંથો-દશકસ્કંધ, નળાખ્યાન, સપ્તશતી, રામાયણ, ધ્રુવાખ્યાન, શિવ-ભિલડી સંવાદ, પદો. સ. ૧૫૯૦ થી ૧૬૨૦ સુધીમાં હૈયાત હતો.

ભીમ—સિદ્ધપુર-ઔદીચ્ય બ્રાહ્મણ-હરિલીલા સોળકળા, સં ૧૫૪૦માં હૈયાત હતો.

બાપુ—મીયાગામ—કાશીગગના પદો, ગરબીઓ, ભજનો વગેરે. સં. ૧૮૯૯મા હૈયાત હતો.

બાપુરાવ ગાયકવાડ—વડોદરા-છુટક પદો ઘણા બનાવ્યા છે-બ્રહ્મજ્ઞાન પર.

મુકુંદ—કાઠિયાવાડના આવડનો સાઠોદરો નાગર-પદો, રાસલીલા. સં. ૧૯૧૦માં હૈયાત હતો.

રત્નેશ્વર મેઘજી—ડભોઇ-શ્રીમાળી બ્રાહ્મણ-ભાગવત પુરૂં, અશ્વમેધ, રામાયણનો લંકાકાંડ,આત્મવિચાર ચન્દ્રોદય, કામવિલાસ, મહિના. સં. ૧૭૩૪થી ૧૭૫૦મા હૈયાત હતો.

વલ્લભ-પ્રેમાનંદસુત—કર્ણુલીમાખ્યાન. દ્રૌપદીવસ્ત્રહરણ, ઉત્તર ગોગ્રહણ સીતાવિલાપ, રૂકમણિ-કૃષ્ણસંવાદ, રતિ-કામાખ્યાન, સીતા વિલાપ, તારાવિલાપ સં. ૧૮૦૦માં હયાત હતો

વલ્લભ—વડોદરા-પ્રેમાનંદ શિષ્ય-કૃષ્ણસ્વધામગમન, વલ્લભ વિલાસ, કામજુગુપ્સા પ્રેમાનંદકથા સં ૧૮૦૦માં હયાત હતો

વિષ્ણુદાસ—સ્તભતીર્થ-ખભાત-રામાયણ મહાભારત, અશ્વમેધ સં ૧૬૫૪-૧૭૧૬ હયાત હતો

વિષ્ણુદાસ—૧લો ખભાત તાબે બાંધણાપુરનો-હરિશ્ચદ્રાખ્યાન, ભીષ્મ પર્વ સં ૧૭૦૦ની સાલમા હતો એમ કહે છે જો તેમ હોય તો તે અનિશ્ચિ

વીરજી—પ્રેમાનદનો શિષ્ય-વડોદરા-સુરેખાહરણ

શામળભટ—અમદાવાદ-વેગણપુર—નંદબત્રીશી, બત્રીશ પુતલીની વાર્તા, સુડા બહોતેરી, રેવાખડ, શિવપુરાણ રણછોડજીનો સલોકો, અગદવિષ્ટિ, બરાસકસ્તુરી, પદ્માવતી, ભોજાણી, ચન્દ્રચન્દ્રાવતી, કાળીમહાત્મ્ય, શુકદેવાખ્યાન, વિદ્યાવિલાસિની, સુંદર કામદાર, મદોદરીસવાદ, મદનમોહના, દ્રૌપદીહરણ, ભોજ કથા, રણીદાસચરિત્ર, સિંહાસનબત્રીશી?, વૈતાલ પચ્ચીશી સ ૧૭૪૦થી ૧૮૦૦ સુધીમા હૈયાત હતો.

શિવદાસ—ખભાત-એકાદશી માહાત્મ્ય, દ્રૌપદીસ્વયંવર, રાગત્વાખ્યાન, પદો વગેરે. સ ૧૬૬૭માં હૈયાત હતો,

સુંદર—ડભોઇ-પ્રેમાનદનો શિષ્ય-પ્રેમાનદના દશમસ્કધના ૩૮ અધ્યાય (પછીથી ૯૦ સુધીના) પુરા કરનાર સં. ૧૮૦૫મા હૈયાત હતો

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

# કર્તૃત્વનો પ્રશ્ન[1]

પ્રો. પ્રસન્ન ન. વકીલ, એમ. એ.

**શ્રી.** ભીખાભાઈ શુક્લે, સ્વ. શાસ્ત્રી નાથાશંકરનું જીવનચરિત્ર, પોતાની અંતર્ગત માહિતીથી 'બુદ્ધિપ્રકાશ'માં પ્રકટ કરવા માંડ્યું, ત્યારથી, પ્રેમાનંદની અસિદ્ધ કૃતિઓના વિષયમાં, ચર્ચાઓ, પ્રતિચર્ચાઓ, શંકાઓ, તર્કવિતર્કોનું ડહોળાયેલું વાતાવરણ જે છેલ્લા દશકા દરમ્યાન સહતર શમી ગયું હતું અને કર્તૃત્વના એ વાદવિવાદો, વિગતિયા વિષયનું મહત્ત્વ પણ જાણે વિસરાઈ ગયું હતું તે પુનઃ ડહોળાવા લાગ્યું છે, અને એ વિષય પુનઃ એકવાર એનું ભૂત મહત્ત્વ પ્રાપ્ત કરવા લાગ્યો છે. ચર્ચાઓ એના પ્રતીકારો, અને ચર્ચારસને પેનકેન જીવન્ત રાખનારા તુક્કાઓની ફેંકાફેંકીથી, નરસિંહરાવભાઈએ બીજી ચર્ચાઓ આદરેલી તે ૧૯૦૯થી '૧૨–'૧૪નો સમય જાણે ફરી, એની ઘોરમાંથી હુંકાર કરી બેઠો થતો હોય એવું વાતાવરણ ચોતરફ અનુભવાય છે.

નાથાશંકરનો આ કૃતિઓમાં કંઈક પણ હાથ હતો એવું પ્રથમથી માનનારા આપણા એક બે સાક્ષરોને પોતાના અનુમાનનું આમાં સમર્થન મળતું જણાયું છે (જુઓઃ 'ગુજરાતી' સાપ્તાહિકના ૧૧'–૨૫–૪–'૪૩ના અંકમાં પ્રા. વિ. ક. વૈદ્યના સંસ્કારમુકુરની કંડિકાઓ, અને પ્રો. બ. ક. ઠાકોરના ૨–૫–'૪૩ના રોજ એ જ સાપ્તાહિકના અંકમાનું ચર્ચાપત્ર) થોડે થોડે સમયને અંતરે ઊથલો લેતા રોગ જેવી આ ચર્ચાઓથી કંટાળેલા વર્ગને મન નિગત થઈ, પ્રાચીન ગુજરાતી સાહિત્યનો એક સળગતો પ્રશ્ન હોલવાયો એમ એમને લાગ્યું. ઘણાને મન વળી આ મોટો ધડાકો થવા લાગ્યો, આપણા સાહિત્યનું એક ગૂંચવાયેલું કોકડું સદાને માટે ઉકેલાઈ ગયેલું એમને જણાયું અને હવે એ પ્રદેશમાં કોઈ પણ પ્રકારનું સંશોધન, અનાવશ્યક, મિથ્યા-કાલક્ષેપ અને પાંડિત્યદર્શન જેવું થઈ પડશે એમ પણ એમણે માની લીધું. એથી ઊલટું, નાટકો ઇ. આ કૃતિઓ પ્રેમાનન્દની જ છે એમ શ્રદ્ધાપૂર્વક માનનારો વર્ગ, શ્રી ભીખાભાઈના આ પ્રયત્નમાં અનેક છિદ્રો જોવા લાગ્યો છે (જુઓ 'ગુજરાતી'નો ૧૮–૪–'૪૩નો અંક અને 'બુદ્ધિપ્રકાશ' એપ્રિલ–જૂન

૧. સમયાભાવે આ વ્યાખ્યાન જાહેરમાં આપી શકાયું નહોતું. છાપવાની અનુમતિ માટે વક્તાનો આભાર. —સં.

૧૯૪૩ ) આ કૃતિઓને અર્વાચીન માનનારો પણ એ નાયાશંકરનું નહિ પણ બીજા ૨વ છોટાલાલ ભટ્ટ જેવાનું કાર્ય હોઈ શકે એમ એમ પ્રતિપાદન કરનારો વર્ગ પણ એમના આ કથનની સામે થયો છે (જુઓ નવચેતન ઑગસ્ટ–સપ્ટે '૪૩ ) દયારામના જીવનચરિત વિશે શ્રી ભીખાભાઈના લીધે જે ઊહાપોહ થયો છે તેની જોડે પ્રસ્તુત લેખને નિસબત નથી એટલે એનો ઉલ્લેખ અહીં કર્યો નથી

આપણું સાહિત્ય, ચર્ચારસને માટે (જે કેટલીકવાર નિંદારસમાં ફેરવાઈ જાય છે) મશહૂર છે આ વિષયની ચર્ચાઓ જ્યારે નરસિંહરાવભાઈ અને મટુભાઇ કાંટાવાળા વચ્ચે ચાલતી ત્યારે પણ ઘણીવાર એમાં નિંદારસ ટપકી પડતો હતો મટુભાઇ, એમના 'પ્રેમાનંદના જ નાટકો' અને ત્યાર પછીના લેખોમાં ઘણે સ્થળે અંગત પ્રહારમાં ગયે છે નરસિંહરાવ પણ એ પ્રહાર વા કટાક્ષવૃત્તિથી મુક્ત નથી મટુભાઈની દલીલોમાં બહુધા, અને નરસિંહરાવની દલીલોમાં પણ અંશતઃ શાસ્ત્રીય તટસ્થતાનો અભાવ જણાયા વગર રહેતો નથી આ ચર્ચાશીલોનું વાતાવરણ શમે અને લાંબા સમયના ગાળાએ બહોળી સ્વસ્થતા આવી મળે, ત્યારે તો વધુ તટસ્થતા અને શાસ્ત્રીય બુદ્ધિથી એ પ્રશ્ન નવેસર હાથ ધરવામાં આવશે એમ તે કાળના આ ચર્ચા-ચર્ચામાં નહિ પડેલા વિદ્વાનોની આશા હતી પરન્તુ હાલમાં જામેલ થયેલી ચર્ચા પણ એ જ કટુતા, અંગત આક્ષેપો અને નિરાધાર દલીલોથી અંકિત જોઈ, નિરાશાત્મક પ્રશ્ન થાય છે કે રે, આપણે કોણ જાણે ક્યારેય અંગત મમત્વને દૂર કરી, શાસ્ત્રીય બુદ્ધિથી ચર્ચાઓ કરવા સમર્થ થઈશું ?

શ્રી ભીખાભાઈરચિત 'જીવનચરિત'માં આપેલી હકીકતો વિશે, સામાન્યરૂપે કહી શકાય કે એ હકીકતો, શાસ્ત્રીય બુદ્ધિથી અન્વેષણ માગે છે એમાંની કેટલીક હકીકતો, એના સ્વતંત્ર પ્રમાણો મળતાં હોવાથી, તેમની સાથે સરખાવતા ખોટી ઠરે છે[1] દા ત બૃહત્કાવ્યદોહનમાં ચન્દ્રહાસાખ્યાન પ્રેમાનંદનું છપાયું છે, છતાં એમણે રત્નેશ્વરનું છપાયું છે એમ કહ્યું છે, સુધન્વાખ્યાન બૃ કા દો માં છપાયું છે છતાં નથી છપાયું એમ જણાવ્યું

---

૧ 'જીવનચરિત'ના પ્રારંભમાં જ એક ગંભીર ભૂલ થઈ છે પ્રેમાનંદ શામળ વિશે જે ચર્ચાઓ સને ૧૮૬૩–૬૪ના અરસામાં 'બુદ્ધિપ્રકાશ' અને 'શાળાપત્ર' વચ્ચે ચાલી હતી તેમાં દલપતરામે શામળનો પક્ષ લીધો હતો અને 'શાળાપત્ર' વાળાઓએ (નવલરામાદિ) પ્રેમાનંદનો પક્ષ લીધો હતો લેખકે, 'જીવનચરિત'માં એ હકીકત સાવ ઊંધી જ લખી છે ('જીવનચરિત' પૃ ૮, પૃષ્ઠાંકો એ 'જીવનચરિત'ની શુ વ સો. પ્રારંભથી છૂટી છપાયેલી પુસ્તિકાના આપ્યા છે )

છે. આવી સાદી હકીકતો તો માત્ર એ ગ્રંથોની અનુક્રમણિકા જોઈ કહી શકાત! માર્કંડેયપુરાણ બાબત પરિશિષ્ટ નં. ૩માં જણાવ્યું છે કે બૃ. કા. દો.માં "મદાલસાખ્યાન અને હરિશ્ચન્દ્રાખ્યાન જુદાં છાપ્યાં છે. બાકીનું આખુ પુરાણ છપાયું છે." બૃ. કા. દો.નો ૭મો ભાગ જોતાં વસ્તુસ્થિતિ જુદી જ માલૂમ પડે છે; તેમાં છાપેલા માર્કંડેયપુરાણમા મદાલસાખ્યાન ભેગું છાપ્યું જ છે અને દેવીમાહાત્મ્ય નથી છાપ્યું. આ ભૂલો સામાન્ય શરતચૂક ગણીને કાઢી નાખવા જેવી નથી, કેમકે લેખકે વડોદરામાં રહી આ અંગત લખ્યું છે. જ્યાં બૃ. કા. દો.ના ગ્રન્થો અલભ્ય નથી, અને બહુ સહેલાઈથી આની ખાતરી થઇ શકત. જે હકીકતો માટે બહારથી સ્વતન્ત્ર પુરાવાઓ મળે છે એ હકીકતો વિશે પણ લેખક ચોકસાઇ રાખી શકયા નથી[1] તો પછી સ્વ. છોટાલાલ ભટ્ટ, સ્વ. ઘનશ્યામ વૈદ્ય, અને સ્વ. અંબાશંકર વૈદ્ય જેવી વ્યક્તિઓ જોડે યોજેલા સંવાદો, જે માત્ર સ્મરણકોઠારમાથી નીકળ્યા હોવાનો દાવો લેખક કરી શકે છે અને જેની વિશ્વસનીયતા વિશે કોઇ સ્વતંત્ર સાધનો ઉપલબ્ધ નથી, તે સંવાદોને કેટલે અંશે વિશ્વસનીય લેખવા? આ સંવાદો અને પ્રસંગોની હકીકતો વિશે જો લેખક એ વ્યક્તિઓના પરસ્પર કે એમની સાથેના પત્રવ્યવહારનો કે એ વ્યક્તિઓની ખાનગી નોંધોનો આધાર રાખી શકતા હોય તો જ એ પુરાવા સંગીન અને નક્કર ગણી શકાય. દા. ત સ્વ. છોટાલાલનું જીવનચરિત પ્રકટ થાય અને એમાં આ બાબતો વિશે ઉલ્લેખ હોય તો સંશોધકોના મનનું કંઈક સમાધાન થાય. એવા ઉલ્લેખોનો સંભવ નથી, એમ હાલ તો 'બુદ્ધિપ્રકાશ' એપ્રિલ–જૂનમા એમના પૌત્ર શ્રી. વિશ્વનાથ મો. ભટે શ્રી શુક્લને આપેલા પ્રત્યુત્તરથી જણાય છે જાહેરમા સ્વ. છોટાલાલે અને અન્ય વ્યક્તિઓએ આ કૃતિઓ પ્રેમાનંદની ઠરાવી છે, ખાનગીમા એમના અભિપ્રાયો જુદા પ્રકારના હતા એ સિદ્ધ કરવાને માત્ર આવા સ્મૃત પરથી ઉપજાવેલા સંવાદો બસ નથી

પ્રસ્તુત લેખનો આશય, પ્રેમાનંદાદિની પ્રા કા ત્રિ અને પ્રા કા. માળામા પ્રસિદ્ધ થયેલી કૃતિઓમાથી કેટલીકમા નાથાશંકરનો હાથ હતો એમ સિદ્ધ કરવા મથતી સર્વે દલીલોનુ ખંડન કરવાનો નથી. શ્રી. ભીખાભાઇનો લેખ, બીજું કાંઇ

---

૧. વધારે ઊંડા ઊતરિયે તો આવી વધુ ક્ષતિઓ એકત્ર કરી શકાય. દા. ત. 'સુભદ્રાહરણ' બૃ. કા. દો. મા નથી છપાયુ, છતા પ્રેમાનંદ સિવાય અન્ય કોઈને નામે છપાયુ છે એવા અર્થનુ પરિશિષ્ટમા લખ્યુ છે. ઉપર ગણાવ્યા તે ઉદાહરણો તો માત્ર નમૂનારૂપ જ લેખવાના છે.

નહિ તો દર્શાવી આપે છે કે નાથાશંકરને બે કલા સાધ્ય હતી: એક ઇનરપોલેશન કરવાની અને બીજી ખરાબ કરવાની. એ બંને કલાનો ઉપયોગ છૂટથી આ કૃતિઓમાં, એની અનન્યચિત્તને કારણે એમણે કર્યો હોય તો આશ્ચર્ય નહિ. પ્રત્યેક નાટકમાં નૃત્ય આવે છે અને અષ્ટાવક્રમાં પણ અશ્લીલતાનાં દ્વાર ખખડાવી આવે એવો નાચ આવે છે એ કૃતિ કદાચ એમની હોય. અનુકરણ કરવાની પણ એમનામાં જબરી આવડત હતી એવી હકીકત આપણે ત્યાં પૂર્વે નોંધાઈ છે. શ્રી ભીખાભાઈ જેવા નાથાશંકરના એક બીજા મિત્ર જટાશંકર યજ્ઞેશ્વર વૈદ્યે ઘણાં વખત પૂર્વે, સ્વ.રણછોડરામભાઈને એક પત્ર લખ્યો હતો જે 'વસંત'ના વર્ષ ૧૮ના, ૭મા અંકમાં પ્રસિદ્ધ થયો છે. એમા લેખક જણાવે છે કે "શ.શ્રીજી દરેક ભાવનું સુંદર અનુકરણ કરી શકતા હતા. મુખ ઉપર દરેક ભાવ દર્શાવી શકતા. એમનું કહેવું એવું હતું કે 'અનુકરણ એવું હોવું જોઈએ કે તે બીજાથી સમજાય નહિ. જેમકે સ્વભાવોક્તિમાં એકે હરિણનું વર્ણન કર્યું હોય ત્યાં બીજાએ ઘોડાનું કરવું જોઈએ અને પ્રસંગ પણ બદલવો જોઈએ અને એ જ રીતે રસ અલંકાર અને ભાવનું અનુકરણ કરતાં ધુર્તવેળા બીજાના ધ્યાનમાં આવી શકતું નથી. અને એમ કરવામાં બહુ બહોળા અભ્યાસની જરૂર છે. " આ વર્ષો પૂર્વે લખાયેલા લેખમાંથી પણ પુરાવો મળે છે કે નાથાશંકરમાં અભિનયની અને અનુકરણની શક્તિ સારી હતી આ સર્વ શક્તિઓના લાભાલાભ પેલી કૃતિઓને મળ્યા પણ હોય. પરંતુ એ કૃતિઓમાં નાથાશંકરનો હાથ ક્યાં ક્યા અને કેટલે અંશે છે એ સિદ્ધ કરવું લગભગ અશક્ય છે. ખાસ કરીને, સ્વતંત્ર રીતે એમની એક પણ કૃતિ ઉપલબ્ધ નહિ હોવાથી, એવી વિચારણા માટે સાધનો જ નથી. હા, શ્રી. ભીખાભાઈનું કહ્યુ માની લઇયે તો ગંધાવિલાસ ઇત્યાદિ, નાથાશંકરની મંડળીએ ભજવેલાં નાટકો, એમણે લખેલાં હતાં. પરંતુ, એ નાટકો સ્વ. છોટાલાલનાં હોય એમ 'બુદ્ધિપ્રકાશ' એપ્રિલ-જૂન ૧૯૪૩મા પ્રસિદ્ધ થયેલા શ્રી. ભટ્ટના લેખ ઉપરથી જણાય છે. સ્વ. છોટાલાલનું જીવનચરિત હવે સત્વર પ્રસિદ્ધ થાય તો સારુ.

શ્રી ભીખાભાઈના લેખનો એક ધ્વનિ એવો નીકળે છે કે પ્રા. કા માળામાં છપાયેલી કૃતિઓ પાછળથી બૃ કા. દો માં એમની એમ છાપી છે (જુઓ જીવનચરિત પૃ. ૨૩ અને ૩૦). જો આનો અર્થ એવો થતો હોય કે બૃ. કા. દો.માં પ્રા. કા. માળામાંથી તફડંચી થઇ છે તો એ આક્ષેપ અન્યાયી ગણવો જોઇયે. પરંતુ દ્રૌપદીહરણ અને અષ્ટાવક્રની પ્રતો (નાથાશંકરે

પોતે કરેલી નકલો જ) નાથાશંકર તરફથી જ મળી હતી એમ તો. સ્વ. ઇચ્છારામભાઈએ જણાવ્યું છે (ગુજરાતી'નો ૧૮-૮-૧૯૧૨નો અંક). એમ કદાચ દલીલ કરી શકાય કે દ્રૌપદીહરણ સ્વતંત્ર રીતે ઇચ્છારામભાઈની જાણમાં હતું. આર્યજ્ઞાનવર્ધક માસિકમાં એમણે, છપાવવાનાં જૂના કાવ્યોની ટીપ મને ૧૮૮૭માં પ્રસિદ્ધ કરી જેમાં દ્રૌપદીહરણનું નામ છે જ. પ્રા. કા. માળામાં તો એ મને ૧૮૯૦માં પ્રસિદ્ધ થયું. એ રીતે એનું અસ્તિત્વ નાથાશંકરને આભારી ન હતું એમ દર્શાવાય. પણ એમ દૃઢતાથી કહી શકાય નહિ, કેમકે આર્યજ્ઞાનવર્ધકમાં ટીપ પ્રકટ કરતાં પૂર્વે ઇચ્છારામભાઈએ જુદા જુદા વિદ્વાનોને પત્રો લખી પુછાવ્યું હતું અને માહિતી મેળવી હતી દ્રૌપદીહરણ નામ એમને નાથાશંકર તરફથી જ કેમ ન મળ્યું હોય ? (નાથાશંકર સને ૧૮૮૪-૮૫થી પ્રાચીનસાહિત્યમાં રસ લેતા હતા એટલે એમની જોડે પણ ઇચ્છારામભાઈએ પત્રવ્યવહાર કર્યો હોવો જોઈએ)

નાથાશંકરે, પ્રેમાનંદ કે અન્ય મધ્યકાલીન કવિઓને નામે પ્રસિદ્ધ કરેલી કૃતિઓ પર કંઈક "રંદો માર્યો હોય," કે કંઈક વિકૃતિ કરી હોય એટલું સિદ્ધ થઈ શકે તેથી કાંઈ એ કૃતિઓ એની જ સંપૂર્ણ રચેલી છે, એમ સમર્થક સામગ્રીના અભાવે, માત્ર હનુમાન-કૂદકો મારી નિર્ણય કરી શકાય નહિ. સ્વ છોટાલાલનું શાંતિસુધા, એટલું બધું તો નાટકો, દ્રૌપદીહરણ ઇ. ને શૈલી વગેરેમાં મળતું આવે છે કે એમના પર વિદ્વાનોને વારંવાર શક ગયો છે. સ્વ. કે. હ. ધ્રુવ વિશે પણ આ દૃષ્ટિએ શકાકુશંકાઓ થયા કરી છે. ચર્ચાને ચકાવે ચઢેલી આ કૃતિઓ જાણે બિનવારસી મિલકત બની ગઈ છે અને તેના અનેક વારસો, વખત કવખતે ફૂટયે જ જાય છે ! વસ્તુતઃ દલપત-શૈલીમા આ કૃતિઓ રચાઇ છે. એ શૈલી એવી તો નિયત્રિત હોય છે કે અનુકરણ માટે અત્યત અનુકૂળ છે. સને ૧૮૭૫-૮૦થી ૧૯૦૦ સુધીના આપણા વિદ્વાનોમાથી, ઘણા એ શૈલીના ઉપાસક હતા એ શૈલીમા નાના મોટા ઘણા લેખકોએ લખ્યુ હોવાથી, ઘણાની સાથે મળતાપણું દર્શાવી શકાય એમ છે. શૈલીના અંતર્ગત ઉદાહરણો, પણ, આ કારણે, કર્તૃત્વમા, સંપૂર્ણ નિયામક તત્ત્વ લેખી શકાય એમ નથી.

કર્તૃત્વના પ્રશ્નો, કોઇ પણ સાહિત્યમા, એકાએક નિર્ણીત થઈ શકતા નથી. માત્ર કલ્પનાઓ કરી, એકાદ બે અનુકૂળ હકીકતો મળી આવે એટલે ભાંગ્યા તૂટયા અંકોડા મેળવી, નિર્ણય પર આવી જવુ એ શાસ્ત્રીય પદ્ધતિ નથી. વર્ષોનાં વર્ષો, પેઢીઓની પેઢીઓ વહી જાય, ચાળણચાળણ થતાં જાય,

ત્યારે આમાં ક્યારેક નિર્ણય પર અવાય વળી પ્રો. બ. ક. ઠાકોર કહે છે તેમ આવા પ્રશ્નો અનુકૂળતા પણ રહી જાય ઉતાવળે નહિ ચાલે અધીરા થયે પણ નહિ વળે આવા પ્રશ્નોમાં, વિદ્વાનો તેમ જ સામાન્ય સાહિત્ય-શોખીનોએ પણ શાસ્ત્રીય અશ્રદ્ધાનો ગુણ કેળવવો જોઇયે કોઇએ કંઇ પ્રગટ કર્યું અને તે પોતે કરેલા અનુમાનને મળતું આવ્યું એટલે અનુમાન એ સિદ્ધ સત્ય થઇ ગયું, એમ માની ભેમરા જેવી શ્રદ્ધાળુ (Credulous) મનોવૃત્તિથી સૌએ દૂર રહેવું જોઇયે શ્રી ભીખાભાઇએ આ જીવનચરિત પ્રસિદ્ધ કરીને લગભગ વિસરાઇ જવા આવેલા આ મહત્ત્વના વિષય પ્રતિ, વિદ્વાનોનું ધ્યાન પુનઃ કેન્દ્રિત કર્યું છે એમણે રજૂ કરેલી હકીકતો, સર્વથા સાચી છે કે અંશતઃ સાચી સર્વથા ખોટી વા અંશતઃ ખોટી છે તે સાચું અન્વેષણ જ સિદ્ધ કરી શકશે, નહિ કે ખોટી માની, એમની સામે ચલાવેલા વાગ્યુદ્ધ વા સાચી માની સર્વથા આંખ મીંચી કરેલો સ્વીકાર

# પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક અને કાવ્યમાળા*

શ્રી કેશવરામ કા. શાસ્ત્રી

વ્યાખ્યાન ૧ લું

પ્રિય સભ્યવૃંદ,

**પ્રાચીન** કાવ્ય ત્રૈમાસિક અને પ્રાચીન કાવ્યમાળા દ્વારા સને ૧૮૮૪ થી સને ૧૮૯૫ સુધીમા સ્વ રા બ હરગોવિંદદાસ દ્વા કાંટાવાળા અને સ્વ નાથાશંકર પૂ શાસ્ત્રીએ સ્વ. કલાદીપ છોટાલાલ નરભેરામ ભટ્ટના સાહાય્યથી નાની મોટી લગભગ ૨૧૪ કૃતિઓ પ્રસિદ્ધ કરી ગૂજરાતી સાહિત્યની મોટી સેવા કરી હતી, તે માટે આપણે ગૂજરાતીઓ એ વિદ્વાનોના ખૂબ આભારી થયા છિયે જૂના સાહિત્યનું સંશોધન એ સામાન્ય વાત નથી ગૂજરાતી ભાષાના "પૂળધોયા"નું પહેલું બિરુદ ધરાવનાર સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ બૃહત્કાવ્યદોહનના ૮ ભાગ ઉપરાંત મહત્ત્વના સંખ્યાબંધ ગૂજરાતી કાવ્યો છપાવવા પાછળ જે શ્રમ લીધો છે, તેના 'ગૂજરાતી'ના અંકોમા અવારનવાર અહેવાલ આવતા હતા, તેનાથી જનતા વાકેફ રહી શકી હતી; જ્યારે સ્વ કાંટાવાળા વગેરેની પ્રવૃત્તિ કાંઇક મૂગી હતી, એટલે આપણે તેટલા વાકેફ નથી બની શકયા, એમ કહું તો તે ખોટું નથી. સ્વ. કાંટાવાળા અને સ્વ ઇચ્છારામ દેસાઇ દ્વારા ગૂજરાતી પ્રાચીન સાહિત્યના અમૂલ્ય ગ્રન્થો જનતા સમક્ષ રજૂ થયા છે એમા તો લેશ પણ શકા નથી આજે આપણી પાસે જે કાંઈ છે તે આ બે મહાનુભાવોના પ્રયત્નને મુખ્યત્વે આભારી છે, એ આપણે નત મસ્તકે સ્વીકારવું જોઈયે

આ વ્યાખ્યાનમા પ્રા. કા. ત્રૈમાસિક અને પ્રા કાવ્યમાળામાં પ્રસિદ્ધ થયેલા કેટલાક ગ્રન્થોના કર્તૃત્વના વિષયમા હું ચર્ચા રજૂ કરવા ચાહું છું. સને ૧૮૯૫મા માળા પૂરી થયા પછી આજ ૪૮ વર્ષે એ વિષય કેમ હાથ ધરવામા આવ્યો એ પ્રશ્ન થશે એક તો હું એ માળા બધ થયા પછી ૧૦ વર્ષ મોડો જન્મ્યો અને બીજું એ કે જન્મ્યા પછી ૩૮ વર્ષે 'પ્રેમાનદ' વિશે અભ્યાસ હાથ ધરતા નરસિહ, પ્રેમાનદ, શામળ, વલ્લભ હરિદાસ, રત્નેશ્વર, દાદકાદાસ એ જાણીતા થયેલા કવિઓના કાવ્યો તુલનાત્મક દૃષ્ટિએ જોવાનો યોગ મળ્યો એટલે આટલું જે મોડું થયું છે, તે ક્ષન્તવ્ય ગણાશે.

પ્રા. કાવ્યમાળામાં પ્રેમાનંદનાં કરી છપાયેલા ત્રણ નાટકોના વિષયમાં

---

* સમયાભાવે આ વ્યાખ્યાન લહેરમા છપાયું નહોતું.

છેક સને ૧૮૯૫ મા 'સુદર્શન' વગેરેમા ચર્ચા ઊભી થયેલી હતી ને પછી એટલા માન રા નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાએ સને ૧૯૦૭ મા એ નાટકોના કર્તૃત્વનો વિચાર ચર્ચ્યો અને તેની સાથે પ્રા કા માળાના ૧ ના ગ્રન્થ તરીકે છપાયેલા 'દ્રૌપદીહરણ' વિશે પણ અરુચિ બતાવી પણ એ બધુ પણ મે આ વર્ષે જ વાચ્યુ ત્યાસુધી તો હુ પ્રેમાનંદથી પૂર્વના કવિઓના અભ્યાસમા જ પડ્યો હતો માટે આ તરફ જોવાની ખાસ આવશ્યકતા ઊભી થઇ નહાતી માન રત્નેશ્વરના બે ભાગવત-સ્કંધનું સપાદન કર્યુ તે અગે થોડુ વાચન કરવુ પડ્યુ હતું અને નાટકોનું કર્તૃત્વ તેમજ રત્નેશ્વરને નામે છપાયેલા પદો, મૂર્ખાવની અને સુતાવલી રત્નેશ્વરના નથી જણાતા, તેનું કર્તૃત્વ સભવત રા કલ્યાણરાય છોટાલાલ નરભેરામ ભટ્ટનુ છે એમ મત બતાવ્યો હતો (સને ૧૯૩૫). અને એ વિશેની નોધ દી બ કૃષ્ણલાલ મો ઝવેરીએ Milestones in Guj Lit ની નવી આવૃત્તિમા લીધી પણ હતી, તેની (p 134) માત્ર યાદ જ આપુ છુ

આમા મારા કાઈપણ પૂર્વગ્રહ નથી, તે આપને હુ પ્રથમ બતાવવા માગુ છુ આઠ દશ સદીના સાહિત્ય સાથે સંપર્ક ધરાવવાનું સદ્ભાગ્ય મને મળ્યુ છે તે અભ્યાસ જ મને એમા માર્ગદર્શક બન્યો છે અને અહીં તેથી તે તે કવિને નામે ચડેના કાવ્ય તે કવિના નથી, તેના શા કારણો છે, તે જ માત્ર ટૂકમા બતાવી સતોષ લેવાનો છુ એવો પણ પ્રશ્ન કરવામા આવે છે કે તે તે કૃતિઓ પ્રેમાનંદાદિની નથી તો કોની છે વારુ કોઈ સદ્ગૃહસ્થના ઘરમા કોઈ ઈતર વ્યક્તિ ચોરીનો માલ નાખી જાય, પોલિસ આવીને ગૃહસ્થને પકડી ન્યાયાધીશ પાસે રજૂ કરે કોર્ટ જોશે કે હાજર કરવામાં આવેલો ગૃહસ્થ ચોરી કરે તેવો છે કે નહિ પેલા ગૃહસ્થ તરફથી તેના વકીલ પોતાના અસીલની આબરૂ ચાલચલગત વગેરેના પુરાવાઓ રજૂ કરશે માત્ર ઘરમા ચોરીનો માલ આવી પડ્યો તેટલા માત્રથી તે આરોપ ગૃહસ્થ પર ચઢાવાશે નહિ અને ચોરીના પુરાવાને અભાવે છોડી મૂકી માન હાથ કરાશે કોણે ચોરી કરી તે પછી બીજી જ મુશ્કેલી ગણાશે એ મુકદ્દમામા પોલિસ સાચા ચોરને પકડી પણ શકે, યા ન પણ પકડી શકે ત્યાસુધી પેલો માત્ર નધણિયાતો રહેશે પેલા કાવ્યોના વિષયમા સામાન્ય રીતે તો નધણિયાતા જેવી જ સ્થિતિ રહે એમા વળી કોઈ આગળ વધી પકડી પાડવાનો પ્રયત્ન પણ કરે, સફળતા મળે પણ ખરી ન પણ મળે (એ વિશે થોડુ સૂચન કવચિત્ આ વ્યાખ્યાનમા પ્રસંગોપાત્ત આવશે પણ ખરુ )

ત્યારે અહીં ચર્ચાના વિષય તરીકે હું આ પહેલા વ્યાખ્યાનમાં નીચેની કૃતિઓ રજૂ કરું છું.

નરસિંહ મહેતો—ગોવિંદગમન અને સુરતસંગ્રામ

પ્રેમાનંદ—હારમાળા, લક્ષ્મણાહરણ, સપ્તશતક, ઋષ્યશૃંગાખ્યાન, દ્રૌપદીહરણ, અષ્ટાવક્રાખ્યાન, સુભદ્રાહરણ, માર્કંડેયપુરાણ (આમાં જૂના મદાલસા આખ્યાનનો સમાવેશ નહિ, પણ હરિશ્ચંદ્રાખ્યાન અને દેવીચરિત્રનો છે;) ત્રણે નાટકો અને માંધાતાખ્યાન (તથા શામળશાનો મોટો વિવાહ)

વલ્લભ—મિત્રધર્માખ્યાન, યુધિષ્ઠિરવૃકોદરસંવાદ, કુંતીપ્રસન્નાખ્યાન, દુઃશાસનરુધિરપાનાખ્યાન, યક્ષપ્રશ્નોત્તર (અને મારુતિવિજય નાટક ત્રુટક)

રત્નેશ્વર—પદો, મૂર્ખાવલી અને સુજ્ઞાવલી

વીરજી—બલિરાજાનું આખ્યાન અને દશાવતાર

હરિદાસ—ભારતસાર, સીતાવિરહની ચાતુરી અને શ્રાદ્ધ

દ્વારકાદાસ—રાધાવિલાસ અને પ્રા. કા. ગ્રંથ ૯મામાંનાં બધાં તેનાં પ્રકીર્ણ કાવ્યો.

નાને પડે મોટો કોળિયો ભરવા જેવી વાત છે, છતાં સાહસ કરું છું. ચર્ચામાં બની શકે એટલું લાઘવ સચવાય એ માટે બનતી સાવચેતી રાખવા પ્રયત્ન કરીશ

## નરસિંહ : ગોવિંદગમન અને સુરતસંગ્રામ

પ્રા. કા. ત્રૈમાસિકના ૧લા વર્ષના ૩જા અંકમાં 'ગોવિંદગમન" અને ૨જા વર્ષના ૪થા અંકમાં "સુરતસંગ્રામ" છપાયેલાં (સને ૧૮૮૫–૮૬). આ બંને કાવ્યો વિશે કોઇને ખાસ શંકા ઊપજી હોય તેવું જાણવામાં નથી. સ્વ. નાથાશંકર શાસ્ત્રીનું જીવનચરિત પ્રસિદ્ધ કરતાં શ્રી. ભીખાભાઈ શિ. શુકલે "સુરતસંગ્રામ" પ્રેમાનંદનું હોવા વિશે (બુદ્ધિપ્રકાશ વર્ષ ૯૦–અંક ૧લો, પૃ. ૯–૧૯૪૩ જાન્યુઆરી) સૂચના કરી છે, એ અહીં નોંધવું જોઇયે. એઓ પ્રાચીન કાવ્યસાહિત્યના અભ્યાસી છે કે નહિ તે વિશે મને માહિતી નથી. તેમ "સુરતસંગ્રામ" નરસિંહનું નહિ અને પ્રેમાનંદનું છે તેમાં શાં કારણો તેમણે જોયા છે તે પણ આપણે કોઇ જાણતા નથી.

વારુ, ત્યારે હું આમાં કેમ શંકાની નજરે જોઉં છું? તેનું પ્રથમ તો કારણ એ છે કે એ બંને કાવ્યોની હાથપ્રતો હાલ ક્યાંય પણ જોયામાં નથી. પ્રા. કા. ત્રૈમાસિકના ઉપયોગ માટે જે પ્રકારે પ્રતો મળી છે તે પ્રત્યયજનક રીતે મળી ગણી શકાય તેવી નથી. એ પ્રકાર જુઓ :

ગોવિંદગમન—" મહેતાની પોતાની ભાષા કેવી હશે અથવા એમના વખતમા કેવી ગૂજરાતી વપરાતી હશે તે જાણવાના હેતુથી ઘણા જૂના વખતમાં લખાયેના પદ મેળવવાની મેં ઘણી પેરવી કરી આખરે ગોવિંદગમનની નકલ હાથ લાગી એ નકલ વડોદરાના પુરાણી હરિરામ ગોવિંદરામની સવત ૧૮૮૫ની સાલમાં ઉતારેલી છે એ સાલ જોતા આ નકલ કંઇ જૂની ન ગણાય પરતુ તેના લેખકે એક ઘણુ જૂનુ પુસ્તક કાઠિયાવાડમાથી મેળવ્યુ હતું ને બનતા સુધી તેણે અસલ પ્રમાણે જ ઉતારવાનો પ્રયત્ન કર્યો હતો ×× મને મળેલી નકલ પ્રમાણે જ આ પુસ્તકમા ગોવિંદગમન છપાવ્યુ છે " (પ્રા કા ત્રૈ ૧૮૮૫-અંક ૩જો, પ્રસ્તાવના પૃ ૧૨-૧૩)

સુરતસગ્રામ—"જે ગૃહસ્થે આ કવિના આપવાની મહેરબાની કરી તે જુનાગઢ નજીકના મૂળ રહેવાશી, પરતુ તે લાબા વખતથી વડોદરાની અંદર અધવારા દાખલ રહે છે અને પાર્થિવપૂજા કરી પોતાનું ગુજરાન નિભાવે છે પોતાનો ગ્રથ તે કોઇને ધીરે નહીં એટલે દરરોજ તેની પાસે જઈ તેની મરજીને અનુસરી પદ ઉતારવા પડતા જ્યારે ના કહે ત્યારે પાછા આવવુ પડે અને જેટલાં ઉતારવા દેવાની તેમની ઇચ્છા હોય તેટલા જ ઉતારી સંતોષ માનવો પડે." (સુરતસગ્રામ-પ્રસ્તાવના પૃ ૬)

છતાં પણ સુરતસગ્રામ"ની નકલ અસલની નહિ, નકલની નકલ થઇ "પરતુ કોટિ ઉપાયે તે અસલ પ્રતના તેમણે અમને દર્શન પણ ન કરાવ્યા તથાપિ તેમણે જણાવ્યુ કે અસલ ઉપરથી જે નકલ કરી છે તેમા બનતા સુધી અસલની જોડણી કાયમ રાખી છે " (એજન, પૃ ૫)

'ગોવિંદગમન" અસલની નકલ જેમ છે, તેમ 'સુરતસગ્રામ" પણ અસલની નકલ પણ અસલ મુજબની જ છે, એમ ઉપરના સ્વ. કાંટાવાળાના કથનથી સ્પષ્ટ થાય છે

માગ જોયેના—જાણેના નવ સગ્રહોમાના એકમા પણ આ બને કાવ્યોની હાથપ્રત નથી પણ એમ તો ઘણાં સિદ્ધ કાવ્યોની હસ્તપ્રત હજી જાણવામાં નથી આવી, એથી હસ્ત હાજર કરવાનો આગ્રહ ન હોવો જોઇયે તો એનું બીજુ કારણ એ છે કે નરસિંહની ભાષાનું અને શૈલીનું અનુકરણ કરવાનો તેમા સંપૂર્ણ આયાસ છે, પણ કાઠિયાવાડની તળપદી ભાષાનું અનુકરણ કરવા જતા કેટલાક મહત્ત્વના સ્થાનોમા થાપ ખાધી છે, એ કોણ જોઈ શકે ? એમ બચાવ સ્વ કાંટાવાળાએ કર્યો છે કે—

"× × બનતા સુધી તેણે અસલ પ્રમાણે જ ઉતારવાનો પ્રયત્ન કર્યો

હતો, એમ છતાં પણ તેનાથી બરાબર નકલ થઈ શકી નહીં. કેમકે કેટલેક ઠેકાણે તો કાઠિયાવાડી પ્રાચીન વખતનુ એવુ લખાણ હતુ કે તે સમજાય જ નહીં એવે ઠેકાણે લેખકે ફેરફાર કર્યો છે × × એવી ભાષાથી સાધારણ વાચનારને કટાળો આવશે પરતુ વિદ્વાનોને અને તેમા વિશેષે કરીને ભાષાશાસ્ત્રીઓને તે બહુ ઉપયોગી થઇ પડશે મારા મિત્ર રા સા હરિલાલ હર્ષદરાય ધ્રુવે એ પ્રમાણે અસલ ભાષા જ કાયમ રાખવાની મને સૂચના પણ કરી હતી " (પ્રા. કા ત્રૈ. ૧૮૮૫–અક ૩ જો, ગોવિંદગમન–પ્રસ્તાવના પૃ. ૧૨–૧૩)

આ "ગોવિંદગમન"ની વાત છે, જ્યારે "સુરતસગ્રામ" વિશે સ્વ. કાંટાવાળાએ હકીકત આમ જણાવી છે·

" ભાષામા કહિં કહિં ચારણી કે વ્રજની લહેકે આવે છે કહિં કહિં મુસલમાની શબ્દો પણ નજરે પડે છે. કવિ કાઠિયાવાડી છતા કાઠિયાવાડી લઢણ ક્વચિત જ જોવામા આવે છે ચારસેં પાચમેં વર્ષ પર કવિતા લખાઇ છતા બહુ કરીને હાલના જેવી શુદ્ધ ગૂજરાતી ભાષા વપરાઈ છે જોડણીમા જે કંઇ ફરક છે તે જૂની ગૂજરાતીની છાયા છે તે કાળે અને પછીથી ઘણા વર્ષ સુધી એવી જોડણી કાયમ રહેલી માલમ પડે છે અને અદ્યાપિ ઉત્તર ગુજરાતમા (જે કવિનું મૂળસ્થાન અને વિદ્યાદિનું અસલ રેઠાણ છે તેમા) એ પ્રમાણે ઉચ્ચાર પણ થાય છે જે ગૃહસ્થ પાસેથી આ કવિતા મળી છે તે ગૃહસ્થ પાસે અસલ જૂની પ્રત છે પરંતુ કોટિ ઉપાયે તે અસલ પ્રતનાં તેમણે અમને દર્શન પણ ન કરાવ્યાં તથાપિ તેમણે જણાવ્યુ કે અસલ ઉપરથી જે નકલ કરી છે, તેમા બનતા સુધી અસલની જોડણી કાયમ રાખી છે " (પ્રા કા ત્રૈ સન ૧૮૮૬–અક ૪થો, પ્રસ્તાવના પૃ ૪–૫)

'ગોવિંદગમન" અને "સુરતસગ્રામ" એ બનેનું ભાષાસ્વરૂપ જુદુ છે તેનુ ઉપરના બને ઉતારાથી સમજાય છે, કેમકે 'ગોવિંદગમન''મા તો કાઠિયાવાડી જૂનું ભાષાસ્વરૂપ સચવાયુ છે તો 'સુરતસગ્રામ"મા ઉત્તર ગુજરાતનુ ભાષાસ્વરૂપ સચવાયુ છે એમ સ્વ કાંટાવાળાનુ કહેવુ છે "ગોવિંદગમન"મા આવતા "મુસલમાની શબ્દો" વિશે મૌન છે, તો "સુરતસગ્રામ"માં વપરાયા છે તેમ સૂચવ્યુ છે છતા વાચનારને તો તરત જ જણાશે કે બનેમા મુસલમાની શબ્દો વપરાયેલા છે ! બનેમા કાઠિયાવાડી બહુવચનનો પ્રત્યય "ચુ" પ્રયોજાયો છે ! ગોતનુ–બરકનું જેવા ક્રિયાપદો પણ વપરાયા છે ! પણ આશ્ચર્ય તો એમાં

બ. વ.ના "શું" પ્રત્યયનો અન્યથા પ્રયોગ જોવામા આવે છે તે, અમિ-તમિ, અમિને-તમિને અને મીં (=હું) જેવા સર્વનામો તો, અને છાશવારે આવતો અનુનાસિકનો ભ્રાતિજનક ઉપયોગ, એ છે વારુ, આ નમ્ર કરનારની ભૂલ છે કે મૂળનું જ વખાણ છે?

જૂની સર્વસામાન્ય હાથપ્રતોમા અનુનાસિકનો પ્રયોગ શાસ્ત્રીય રીતે સૂચક સ્થળોમા આવે છે, અને જૂની ગૂજરાતી ભાષાનો કોઈ પણ સમજુ અભ્યાસી તેનાં ધ્યાન જાણે છે હું પૂછુ છુ કે નીચેના સ્થળોએ આવતો અનુનાસિક વાજબી છે?

ગો૦ ગ૦—"કૃષ્ણને સાન કરી (કે') પાસ લાવો હરિ" (પદ ૨)

"મધરાત્યુ વીતીં છે × × વહુવારૂ કેરી શું રીતીં છે?" (પદ ૪)

"સ્વામી મારે આંખલડીં કાંઠે, × × ઘડીં એક એ તો સૂંઠ રહી"(,,)

સુ૦ નં૦—"હમશ મળીં શોભાએ ભરી રીસે" (પદ ૭)

"ક્રોધાય થઇ ભાખતી રૂપણું દાખની" (પદ ૧૦)

"અધિક એથી મરે રાતીં ભાળી (પદ ૧૦)

એ રીતે હું પૂછું છુ કે-મનધર ભૂતકૃદતનો જૂનો ઈ આજ દિવસ સુધીની એક પણ જૂની પ્રતમાં અ-થી જુદો પ્રયોજાયેલો છે ખરો?

ગો૦ ગ૦—"નોટ બોલઈ ઉમ કહેરે" (પદ ૩૧)

"ત્રાસ ત્રાસ વરતઈ રહ્યો રે" (પદ ૩૧)

સુ૦ સુ૦—જે રરઇ મૃત્યુથી બાની લહી" (પદ ૨૭)

"પત્ર વ થઇ ગયો" (પદ ૧૭)

ભાષા કૃત્રિમ રીતે પ્રયોજવામા આવી છે, તેના આ ઉદાહરણો છે. કહેવાની જરૂર નથી કે નરસિંહે કદી ન પ્રયોજ્યા હોય તેવા શબ્દો, શબ્દાભાસો એ કૃતિઓમાં પ્રયોજાયા છે અને શંકાસ્પદ લાગતા બધા જ શબ્દો અહીં એકત્રિત કરી આપુ છુ

ગોવિંદગમન—પદ ૧—સધાર્યા, પદ ૨—આયા, માનાપુ (અહીં માબાપ' જ ઈષ્ટ છે), પદ ૩—મધરાત્યુ (અહીં બ વ જરૂરી નથી), હગ, પુદાવ્યા, પદ ૫—ગાત્યુ મધ (અહીં બ વ જરૂરી નથી), ગત્યુ (,,), પદ ૭ —આબરૂ, વલે, પદ ૮—ગદ (ગુપ્ત વાત), જાહરી (=જાહેર), ખૂબ, ફદીના ફદ, મારે (=મધે), કે (no sooner than), પદ ૯—ગાઉ (=ગાઉ), પદ ૧૦—ખુશ ખુશ ખુશ, પદ ૧૧—મારે (વાસ્વારબે); પદ ૧૨—કે (no sooner than), હાવે, કે (=that), હમિ (=અમે), પદ ૧૨—અન્યુ (=અન્યુ), તમિ

(=તમે), બદલી, અમિ (=અમે); પદ ૧૪—તમિ, અમિ, નક્કી; પદ ૧૫—વધુ તૈયાર; પદ ૧૬—કમરૂ ('કમર-કડ'નું બ વ ), કેરો દીનુ (=અહો! દર્શનીયોઽહમ્ ), રસ્તે; પદ ૧૭—ખબર, કે (=that), અમિને (=અમને), દોત (=ખડિયો શાહીનો), પદ ૧૮—દમામ, પદ ૧૯—ચિગે (=થઇગે), માટે (વાક્યાલંભે); પદ ૨૦—અમિ, તમિ, પદ ૨૧—સણુતી (=સુણતી), પદ ૨૨—કે (=no sooner than) ખુશી, પદ ૨૩—તમિ, ખૂબી, તમિને (=તમને), સહી-સલામત, માટે (વાક્યારંભે , પદ ૨૪—તમિ, પદ ૨૫—તમિ અમિ તમિને, પદ ૨૬—બાજુ (=બાજૂ), હાજર, ખાલી, અમિ, માટે (વાક્યારંભે), પદ ૨૭—પર (=ઉપર), તમામ, માટે (વાક્યારંભે), પદ ૨૮—તમિને, રસ્તો, કે (=that), પદ ૨૯—અમિ, તમિ, પદ ૩૦—અમિ, તમિ, કે (=no sooner than), પદ ૩૧—રજા, કહીં (=કહઇ, કહે) અમિ, વલે, તીં (સાતમી વિભક્તિનું રૂપ-તેમાં), કે (=no sooner than), પરીં (=ઉપર), પદ ૩૨—કે (=that), માટે (વાક્યારંભે), પદ ૩૩—તમી, પર (=ઉપર), માટે (વાક્યારંભે), મી(=હું)

સુરતસંગ્રામ—કાગમો (=ભયાનક), પદ ૧—નિ (=નહિ), માયર (=જાણવામાં નથી ? ), તિ (ત્યારે), પદ ૨—ગેબી, ક્રૂરમુદ્રી, પદ ૩—બિચ (=વચ્ચે) બાકી, તિ, દસ્ત (?), પદ ૪—વિતનુ (=કામદેવ–પ્રેમાનન્દની શકારપદ કૃતિઓમાં વ્યાપક), તિ, 'મૂકાવે'ના અત્યાનુપ્રાસમાં 'હુકાવ', પદ ૫—રાધિકા"ના અત્યાનુપ્રાસમાં કૃત્રિમ 'બાધિકા', પુકારે, પદ ૬—ઊણિમા (=ઊણપ), પદ ૭—મગ (=બાજૂ), તર્કતુરી (પ્રેમાનંદની શકારપદ કૃતિઓમા આ શબ્દ વ્યાપક છે), તિ, પદ ૮—એદ (=એત), તર્કતુરી, કે (=no sooner than), પદ ૯—વખો (=તકલીફ), વધશે (=વધશે), પદ ૧૦—વગર (=વિના), પદ ૧૧—બીચ લાયક, રજું (=રજૂ), નિ (=નહિ), પદ ૧૨—નકી, ઉમેદ (આ શબ્દ પ્રેમાનંદની શકારપદ કૃતિઓમા વ્યાપક છે), પદ ૧૩—તેગ (=તલવાર); પદ ૧૪—પર (=ઉપર) નકી, નહિતર, પદ ૧૬—વચાઇ (વચાઈ), નિ (=નહિ), દ્વય (પ્રેમાનંદની શકારપદ કૃતિઓમા દ્વય–ત્રય વગેરેના બહોળા પ્રયોગ છે), પદ ૧૮—અમિ, તમિ, પદ ૧૯—બિચ કારમા (=ભયાનક), પદ ૨૧—ડરઇ (=ડરીને), જોર રક્ષિ જિ જીવ તિં પરિ થાઇ (પરિ=પરો, દૂર), જરૂ આપ (=તમે-'આપ" પ્રેમાનંદયુગ પછી પ્રચારમા આવ્યો છે 'તમે' ના માનાર્થે), ખેવો (=આકાશો), નિ (=નહિ), અહમેવો (બ વ ), પદ ૨૨—મર્દ મેરી (વલ્લભનાં કાવ્યમા મળે છે) બિચ, સલાહકાર, નિ (=નહિ), પદ ૨૩—તમિ, પર (=ઉપર), પદ ૨૪—'પૂછતો' ના અત્યાનુપ્રાસે 'મૂછ તો',

નિ (=નહિ), પર =ઉપર; પદ ૨૫—તમિ આપનું (=તમારું આપ (=તમે), તિં; પદ ૨૬— તિ; પદ ૨૭—'ગધિકા'ના અંત્યાનુપ્રાસે 'ર ધિકા' હોશ(=પ્રાણ); પદ ૨૮—મર્મ(=ધાઈ, દોડી); પદ ૩૦—બીચ; પદ ૩૧-ભાઈ (=ત.ઈ) બિચ; પદ ૩૨—મીલ મીલે (=મેળામાં), પદ ૩૩—આપ (=તમે); પદ ૩૪—બેઠશી; પદ ૩૫—દાવ, આપની (=તમારી), તાનો; પદ ૩૬—ખડો, બિચ, પદ ૩૭—જુવ્વાનિ (=યુવતી), ગદ (ગુપ્ત વાત), દાવ-જુગાર, માદ (=મહાત); પદ ૩૮—કારમું, જિકર (=જિક્ર, વાદ), જૂદી, આપકેગી (=તમારી), નિ (=નહિ); પદ ૩૯—દાવ, લાગુ (=ટોળું), બીચ; પદ ૪૦—મરજી; પદ ૪૧—ખડુ દસ્ત(?); પદ ૪૨—મર્દ, ગર્દ, દર્દ; પદ ૪૩—હોશ (=પ્રાણ), દાવ, દારૂ (=મદિરા); પદ ૪૪—દાવ, વિખરાઈ(=વિખેરાઈ), ખૂબ, ખાલી, પદ ૪૫—બિચ-બીચ; પદ ૪૬—'તાણતા'-ના અંત્યાનુપ્રાસમાં 'હોણ તાં' બિચ, જોર; પદ ૪૭—વકી (=સંભાવના), પર (=ઉપર), લુકકા (=સુમનો); પદ ૪૮—બીચ, ચૂત મારે (અશ્લીલતાના આભાસવાળો પ્રયોગ); પદ ૪૯—મીલ (=મેળાપ); પદ ૫૧—અમિ, ધાવ, દર્દ, ' 'આપના'(=તમારા)ના અંત્યાનુપ્રાસમાં 'સંતાપ ના'; પદ ૫૧—ઓપિકા (=ઓપતી); પર=(ઉપર); પદ ૫૨—માલિકા (=માલેક સ્ત્રી), પર (=ઉપર); પદ ૫૩—ગોઈ (=તગવડ); પદ ૫૪—હોશ (=પ્રાણ),તિ;પદ ૫૫—દાવ, આપ (=તમે);પદ ૫૭—દાવ, ગપડાઈ (=ગપડાઈ); પદ ૫૮—હોશ (=પ્રાણ), નિ (=નહિ); પદ ૫૯—જ્ય (નાગીજાતિમા), તિ, હોશ (=પ્રાણ); પદ ૬૦—મીલ (=મેળો યૂથ), બીચ, હેરકો (=દૂત), દાવ; પદ ૬૧—દીલ (=મન); પદ ૬૨—જંગ (=લડાઈ), નિ (=નહિ; પદ ૬૩—હોશ (=પ્રાણ); પદ ૬૪—સોઇ (=સગવડ); પદ ૬૫—નિ (=નહિ),તિં પર(=ઉપર); પદ ૬૬—કે (=no sooner than, પ્રેમાનંદાદિની સંદિગ્ધ કૃતિઓમાં જ આવા શબ્દો મળે છે), દાવ, પદ ૬૭—ખાશો; પદ ૬૯—દિદ (=નહીં); પદ ૭૦—તમિ, ગઝ (=વિજય); પદ ૭૧-ઘ્યાન, કોવિદ કવિ (પ્રેમાનંદાદિની સંદિગ્ધ કૃતિઓમા વિશિષ્ટતાથી આ શબ્દો પ્રયોજાય છે), હરકનો.

અહીં એક મહત્ત્વનો મુદ્દો હવે જોઈયે

"રાહી" અને "રાધા" એક કે જુદાં? ગોવિંદગમન"માં એ અલગ હોય તેમ લાગે છે.

> જીવ વેણ઼ ખોળિયા તે ખીજી ખીજી ઘરે ઘઈ ગઈ
> રાહી રાધા ચંદ્રભાગા, ત્યાંની ત્યાં બેસી રહી"
>
> (પદ ૪૬)

એ જ શકને રાધાએ "સુરતસગ્રામ"મા છોડાવી છે

"મર્યાદને લોપીને દુખી કરી ગોપીને, લિપીને ઘાઇ રણુ બીચ રાધી
દૃગ-અસિ સજ કરી ઢાલ ઉરની ધરી, ભુવ-શરાસન ખિચ શરને સાધી

× × ×

ભાયો ધરી ભોકતી ગોપને રોકતી, ઓપતી રોપની પાગ આવી
(પ્રથમ) દાસ નરસઇને છોડાવ્યો ધાઇને, રાઈ ને છોડવી સતી કાવી ૪"

(પદ ૪૫મું)

અને ત્યારે જ "સુરતસગ્રામ"ના ૮મા પદમાં ગોપાગનાઓનાં કેટલાક બનાવટી નામ કેમ આખ મીંચી અપાયા છે તેની ગમઝ પડશે, જેવા કે–

'મોહિની સોહિની ગર્વિણી દોહિની, કિંમૂર' લલિતા અતિ સ્વામે વારી ૨
ચદ્રિકા ચદ્રાવતી ગોહિની મહામતિ, તહી વયસ્યા વિશાખાદિ આવી'

"નાગદપચરાન' 'ગર્ગસહિતા' 'પદ્મપુરાણ' કે 'બ્રહ્મવૈવર્ત પુરાણ'મા સખ્યાબધ ગોપી-યૂથો ગણાવ્યા છે, પણ તેમા મોહિની, સોહિની ગર્વિણી, દોહિની, ચદ્રિકા, ચંદ્રાવતી ને ગોહિનીનો પત્તો નથી

ભાષાની કૃત્રિમતા વિશે વિશેષ કાંઈ કહેવાનુ નથી ઉપર આવતા શબ્દો નરસિંહની શામળશાનો વિવાહ, દાણલીલા, સુદામાચરિત વગેરે કૃતિઓમાં ક્યાર પ્રયોજાયા દેખાતા નથી, એ ખાસ લક્ષમા રાખવા જેવુ છે

સંદિગ્ધ કાવ્યો રચનારાએ કાવ્ય મૂળ કવિનું નથી તે બતાવવા એક ચાવી પ્રયોજી જેવામા આવી છે આ બે કાવ્યોમા પણ એવુ ભાસે છે "ગોવિંદગમન"ના મંગળપદને અતે જ—

'ભક્ત કવિ રખે એક જાણો, (તોય) ત્રિમ તિમ નરસઈ તરિયે રે"

અને છેના પદમા—

'નરસઇને ગુણ ગાવા નીશે તેથી ઈ દશામા લખિયુ રે'

૧ના અવતરણમા ભક્ત અને કવિ એક નહિ પણ જુદા, અને આ અવતરણમા નરસિંહનો નિશ્ચય ગુણ ગાવાનો હતો એટલે ગુણ ગાવાની દશામા—એણે તેની વૃદ્ધાવસ્થામા નહિ, પણ તેના જેવી ગુણ ગાવાની દશામા આ કવિ(અન્ય જણે)એ ગાયુ' એનુ માર્મિક સ્ફુરણ થતુ લાગે છે

પણ નરસિંહથી આ કવિ અન્ય જ અને નવીન છે તે તો નરસિંહે હજાર પદની 'રાસસહસ્રપદી' લખી તેનુ સમર્થન કરવા ઉલ્લિખિત થતા પદમા જ મળી આવે છે —

"તે નરસઇયે ગાઇરે, વિવિધ વિલાસમા રે, નામ તિનું 'સહસપદનો રાસ',
તે અહીં વાચો રે, જને ઇચ્છા વસે રે, પુનિપુનિ કહઇ નવનરસઇદાસ હરિ
(પદ ૨૮૩)

અને સ્વ કાટાવાળાએ કવિચરિતમા છેલ્લે આ જ પદ બધાનુ જાણે કે ધ્યાન ખેચાય છે કે નહિ તે રીતે મૂકયુ છે, અને નીચે ટીપ મારી છે કે "એ સહસપદી રાસનો પત્તો પણ લાગ્યો છે." (પ્રા કા ત્રૈ ૧૮૮૫-અંક ૩જો, પ્રસ્તા પૃ ૧૪)

એ હજાર પદો આપવાનો મનોરથ અપૂર્ણ રહ્યો! બેશક છૂટા છવાયા થોડા પદો નવા જ રચાઇ ગોવિંદગમન" સાથે જ વહેતા મુકાયા છે, તેમણે ત્યા છાપેલા પદોમા ન ૧, ૩, ૪, ૨૧, ૫૮, અને ૬૪ મને સર્વથા નવા લાગ્યા છે છેલ્લુ આરતીનુ પદ તો સ્વ ઇચ્છારામભાઇને પણ શકાવાળુ લાગ્યુ જ છે (નરસિંહ મહેતાકૃત કાવ્યસગ્રહ, પૃ ૪૬૮)

" સુરતસગ્રામ'ને અતે—

'આ નૃસિંહ અનાથ થાઓ હરિ નાથ, સાંઓ મમ હાથ ને દ્દષ્ટિ ખોલે'
આ વાકયનો મર્મ પણ સમજવા જેવો છે એ ઉપર વિદ્વાનો વિચાર કરી જુઓ, તેવી વિજ્ઞપ્તિ.

બૃ કા દો ભાગ ૩-૪મા અને પછી નરસિંહ મહેતાના કાવ્યસગ્રહમાં આ બને કાવ્યો છપાયા છે એમાના 'સુરતસગ્રામ''ના પદ ૧, ૫, ૭ ૮, ૯, ૧૧, ૨૩થી ૩૩, ૪૪થી ૪૮, ૫૩, ૫૪, ૬૦, ૬૧, ૬૫ ૭૦, ૭૧, ૭૨ (આમા પ્રા કા ત્રૈ પ્રમાણે ૧-૧ પદ પૂર્વનુ ગણવુ) એટલા પદો સામાન્ય પદોના સગ્રહમા જૂનાગઢના સ્વ લાલશકર અભેશકર પડયા તરફથી સ્વ ઇચ્છારામભાઇને મળ્યા હતા એમાના બેત્રણ પદો બીજા સંગ્રહમાથી પણ મળી આવ્યા હતા એ પછી પ્રા કા. ત્રૈમા છપાયેલુ એ કાવ્ય મરજાદી સ્વ ઇચ્છારામભાઇએ બૃ કા દો ભાગ ૪ થામા (સને ૧૮૯૦મા) છાપ્યું આપણે એ સામે કશો વાધો નથી માત્ર સ્વ લાલશકર પડયાએ એ પદો કયાથી મેળવ્યા તે વિશે આજે આપણે જાણતા નથી 'ગોવિંદગમન'' પણ સ્વ પડયાએજ મોકલી આપ્યુ હતુ ને તે બૃ કા દો ભાગ ૩ જામા (સને ૧૮૮૭મા) છપાયુ હતુ આ બને વિશે હુ એમ માનુ છુ કે પ્રા કા ત્રૈમા છપાયા પછી જ એની કોઈ અને કોઇ રૂપમા નકલ જૂનાગઢથી મળી, કારણ સ્વ. દેસાઇને ભરોસો પડે

"ગોવિંદગમન" વખતે જ સ્વ કાટાવાળાએ સ્વ લાલશકર પડયાનો

આભાર માન્યો છે, તે જ બતાવે છે કે સને ૧૮૮૫ પૂર્વે વડોદરા–જૂનાગઢ વચ્ચે સારો સબંધ બંધાઇ ગયો હતો

મારુ દઢ રીતે માનવુ થાય છે કે બીજા કેટલાક કાવ્યોના વિષયમા સ્વ ઇચ્છારામભાઇને થાપ આપવામા આવી છે તેવી જ રીતે આમા પણ થાપ આપવામા આવી છે 'સુરતસગ્રામ'' પ્રેમાનદનાં સદિગ્ધ કાવ્યો મળતા હતા તેવા પ્રકારે જૂનાગઢના પણ વડોદરામા રહેતા નાગર ગૃહસ્થ પાસેથી મળ્યાનું સ્વ બાટાવાળાએ નોધ્યુ છે એનો મર્મ કોણ ઉકેલી આપે?

'સુરતસગ્રામ'નુ કાવ્ય ખૂબ લોકપ્રસિદ્ધ હતુ તેવુ ભક્તિજ્ઞાનના (૨૬મા) એક પદમાના સુરત સગ્રામમા વિલસે, રગમા દરસશે દેહીનું માન મરતા' આ શબ્દે થી સમજાય છે, પણ એ કયો સુરતસગ્રામ? 'ચાતુરી છત્રીશી' અને ચાતુરી ષોડશી' એ બનેમા 'સુરતસગ્રામ' થયો છે તે આ જણાય છે ત્યા સ્પષ્ટ લખ્યુ છે કે—

**સુરતનો સગ્રામ** *સજની બાળપણનો તુજને કહી* (પદ ૧૪શુ) (ચા ષો)

નરસિહના અનુકરણમા રચાયેલા કૃત્રિમ ઝડઝમક વિશે અહીં મૌન જ સેવુ છુ માત્ર એટલુ સૂચન કરુ કે પ્રેમાનદાદિની સદિગ્ધ કૃતિઓમાના ઝડઝમક સાથે તેની તુલના કરી જોવી, એટલે ખુલાસો આપમેળે મળી જશે.

એક ખુલાસો કરવો આવશ્યક છે કે 'આર્યજ્ઞાનવર્ધક''ના સ ૧૮૮૭ના જુલાઇના અકમા સ્વ શ્રી ઇચ્છારામભાઇએ જુદા જુદા કવિઓના કાવ્યની યાદી છાપેલી તેમા આ બને કાવ્યો છે પણ એ લક્ષ્યમા રાખવુ જોઇએ કે એક તો તે સને ૧૮૮૭મા સ્વર્ગસ્થે છપાવી હતી જેમા પ્રેમાનંદ વલ્લભ જીના કાવ્યોના નામ પણ મળે છે એ।વલ્લભના જે કાવ્યોના તેમા નામ છે તે કદી બહાર જ આવ્યા નથી, એને બદલે બીજા જ કાવ્યો છપાવવામા આવ્યાં આવા નામો એમને કયાંથી મળ્યા હશે? બીજા જવાબ કરતા એ જ જવાબ મુખ્ય રહેશે કે વડોદરા અને તેના સબધમા પૂરા જ આવેલા જૂનાગઢથી જ સને ૧૮૮૪થી પ્રા કા ત્રૈ શરૂ હતુ, તેમા છપાવવાના કાવ્યો મેળવાતા જતા હતા છેક સને ૧૮૭૦–૭૧થી આ પ્રયત્ન કોઇ ને કોઇ સ્વરૂપમા હતો, જેની છાયા સ્વ નવલરામ પડયાની 'મામેરા'ની પ્રસ્તાવનામા છે તેમણે માત્ર નામથી જણાવેલા પ્રેમાનદના કાગવાખ્યાન સપૂર્ણ ભાગવત, રામાયણ મહાભારત રેવાખ્યા, અશ્વમધ અને વલ્લભઝઘડો એ સાત કાવ્યો યાદીમા છાપેલા, જે કાવ્યો કદી પ્રસિદ્ધ થયા જ નથી હતા જ નહિ તો મળે ક્યાંથી? ~

## પ્રેમાનંદ : તેની સંદિગ્ધ કૃતિઓ

લાઘવ મચવાય એ માટે પૂર્વપક્ષની ધાધલમાં ન પડતાં માત્ર ઉત્તરપક્ષ જ આપુ છુ. પ્રેમાનંદનાં ઉપર ગણાવેલા કાવ્યોમા "હારમાળા", "લક્ષ્મણાહરણ", "સપ્તમસ્કન્ધ" અને "સુભદ્રાહરણ" એ જૂનાં કાવ્યો છે. એમા ભાષાભૂમિકા પ્રેમાનન્દકાલીન છે. માત્ર એનું કર્તૃત્વ જ સદિગ્ધ છે પ્રેમાનદના સમય પૂર્વેની "હારમાળા"ની પ્રતો મળે છે; એમાં પાછળથી ખૂબ ઉમેરા પણ થયા છે. અને ૮૪ પદની એક માળા કોઇ અજ્ઞાત કવિએ ગાઇ છે (મૂળનાં પદોમા ઉમેરા કરી), તે પ્રેમાનંદે ગાઇ છે તેવું તેના કહેવાતા પુત્ર વલ્લભની "પ્રેમાનદ-કથા"ને આધારે કહેવાય છે. પણ તેથી વિરુદ્ધ પ્રેમાનદની છાપવાળાં પદો પણ "હારમાળા"મા મળ્યાં છે તેવું સ્વ. કાંટાવાળાએ છપાવેલી "હારમાળા"થી જ જાણવામા આવે છે અને વલ્લભનું વચન ફોક જાય છે વળી આ "હારમાળા"માં તો ૧૬૨ પદ છે. સ્વ. કવિ નર્મદાશકરને એક પ્રત વડોદરાથી મળી તેના ઉપરથી તેમના હાથની કરેલી નકલ "ગૂજરાતી પ્રેસ-મુબઇ"ના સગ્રહમાં છે. સ્વ. ઇચ્છારામભાઇના શબ્દોમા જ કહુ તો "ક્ષેપક પદો કેટલાંક આ કવિના પ્રગટ થયેલી આવૃત્તિમા હોય તેથી આખું કાવ્ય કવિનુ કહેવાય નહિ અને જે થોડામાં કવિના નામની છાપ છે તે એક જ પ્રતમા છે અને બીજામાં તેમાંનું કઇ પણ નથી તો આ બાબત ઉપર આધાર કે વજન રાખી શકાતું નથી." (નર. કા. મ પ્રસ્તા. પૃ. ૭૨).

પ્રેમાનદની છાપવાળી "હારમાળા"ના છેલ્લા પદમાં સં ૧૭૩૪ના ચૈત્ર સુદિ ૧૧ વાર વિના જ આપેલ છે, એટલે ગણતરી શકય નથી.

લક્ષ્મણાહરણ—આ કાવ્યની સ્વ. કાંટાવાળાને બે હાથપ્રત મળી હતી, એમા ૧લા કડવામા સ્તુતિભાગમા કર્તાએ પ્રેમાનદની સ્તુતિ કરી હોય તેવો પાઠ પ્ર. ન. ૨મા હતો, એમાં "મિત્ર ગ્નિાવા કારણે" વગેરે ૧૨ લીટીઓ સ. ૧૭૨૦-શ્રાવ પૂર્ણિમાએ ગ્ચાયાના નિર્દેશવાળી નહોતી તે માત્ર પ્રત ન ૧માથી છાપવામા આવી હતી પ્રત ૨ મા કાવ્યાને તૂટતા 'પ્રેમાનંદદાસ' એવા શબ્દો તેમણે કલ્યા અને તેથી સ્તુતિભાગમા 'પ્રેમાનદ'ને સ્થાને પ્રત ૧ પ્રમાણે તેમણે 'વિષ્ણુદાસ' પાઠ લીધો આ કૃતિમા બાજી ક્યાય પ્રેમાનદનું નામનિશાન નથી માત્ર એ જૂની અને નબળી કૃતિ છે, જે મુબત પ્રેમાનદના સમય પછી કોઇએ ગ્ચી હશે હું તેને તેથી અર્ધસંશાસ્પદ કૃતિમા મૂકુ છુ

આ કાવ્યની બીજી પ્રતો મળ્યાનું માગ મિત્ર શ્રી નટવરલાલ દેસાઇએ કહ્યું છે, પણ તે વિષે મને ખાત્રી નથી; કેમકે જૂ. કા.દો.મા પાઠાતરો

નોંધાયાં નથી. સંભવતઃ તેમનું પણ અનુમાન જ હશે કે હાથપ્રત મળી હતી.

સપ્તમસ્કન્ધ—આ કાચું કાવ્ય પ્રેમાનંદનું છે કે નહિ તે કહેવું મુશ્કેલ છે. એની હાલ ક્યાંય હાથપ્રત નથી બૃ. કા. દો. માં આ કાવ્ય છપાયું, તે દશમસ્કન્ધની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે નડીઆદના વ્રજશાહને ત્યાંથી અસલ પ્રત નહિ, પણ નકલ મળેલી તે ઉપરથી છપાવ્યાની સંભાવના છે પણ સ્વ ઇચ્છારામભાઈએ તા ૧૦-૧૧-૧૯૧૨ના "ગૂજરાતી"ના અંકમા જૂનાગઢથી રા. ગ નરસિંહપ્રસાદ હરિપ્રસાદ પાસેથી મળેલા કાવ્યોમા સપ્તમ સ્કન્ધની હ. પ્ર. મળ્યાનું નોંધ્યુ છે બીજી પ્રા. કા. ત્રૈ ની તે ઉપરથી બૃ. કા. દો. ભાગ ૪થામા એ છપાયું હતું. આ કૃતિને પણ હુ અર્ધશંકાસ્પદ વર્ગમા મૂકુ છું

સુભદ્રાહરણ—આની એક કરતાં વધુ પ્રતો આજે મળે છે. કર્તા તરીકે પ્રેમાનંદનું નામ તો બીજી પ્રતોમા વલ્લભભટ્ટ સુરતીનું મળે છે. વિશેષ વિસ્તારમા ન ઊતરતા એટલુ જ કહેવુ પૂરતુ છે કે કૃષ્ણ અને દ્રૌપદીના હલકા પાત્રવિધાનથી આ કૃતિ પ્રેમાનંદની થવા પાત્ર નથી, તેમ પ્રેમાનંદ અંબાનો દાસ હોવા વિશે તેની સિદ્ધ કોઈ પણ કૃતિમા પ્રાપ્ત નથી, જ્યારે વલ્લભ ભટ્ટ તો અંબાનો દાસ હતો જ કૃતિ સુરતમા જ રચાયેલી છે. વર્ષ સવત ૧૭૫૮ છે. આવી કાચી કૃતિ નળાખ્યાન-રણયજ્ઞ-વામનકથા પછી શક્ય નથી. એ જોતા એ પ્રેમાનંદની ન હોય તેમા પ્રેમાનંદનું ગૌરવ છે. પ્રેમાનંદનું નામ લહિયાઓને આભારી લાગે છે

ઋષ્યશૃંગાખ્યાન—પ્રેમાનંદને નામે ચઢેલા કાવ્યોમા સારામા સારું આ કાવ્ય છે આની નકલ સ્વ કાટાવાળાને કેવી રીતે મળી હતી ?

"× જો કવિશિરોમણિના શિષ્યની વૃદ્ધ અને ગુણયુક્ત પુત્રીએ, આ પુસ્તક આપ્યુ હોત નહીં તો જાણવાના પણ નહોતા " (ઋષ્ય પ્રસ્તા પૃ ૧) અને ત્યા જ ઉમેર્યુ છે કે " એ બાઈ પાસે હાલ જે ગ્રંથો પ્રેમાનંદના પ્રસિદ્ધ છે, તે કરતા બમણા કે તેથી પણ જાદે તેમની પાસે મોજુદ છે. અને તે સારા છાપનારને રૂડી સમજ આપી, છાપવા માટે આપવા તૈયાર છે. એટલુ જ નહીં પણ તેઓએ પોતાની ઉદારવૃત્તિ વડે, અમને પ્રેમાનંદના એક બે અપ્રસિદ્ધ ગ્રંથ આપ્યા પણ છે તેમ બીજા વારંવાર આપવાની કબૂલાત કરી છે"

"જ્ઞાનવર્ધક"ની સને ૧૮૮૭ની યાદીમા આ કાવ્યનું નામ સ્વ. ઇચ્છારામભાઈએ નોંધ્યુ છે. તા ૧૦-૧૧-૧૯૧૨ના "ગૂજરાતી"મા જણાવ્યા પ્રમાણે એની એક લખાવેલી પ્રત રા. સા. હરગોવિંદદાસે મોકલાવેલી હતી

અને બીજી બે 'પ્રતો' કવિ સવિતાનારાયણે મોકલી હતી (જેમાં એક પ્રત' તૂટક હતી, પણ પદબંધ ભાગવતની પ્રસ્તાવના (સને ૧૮૯૦)માં જણાવ્યા પ્રમાણે એક નકલ તેમને નંદરબારના વજ્રશાહને ત્યાંથી પણ મળી હતી! "ઋષ્યશૃંગાખ્યાન"માં અંતે જે "ઓગણત્રીસા" કાળનું સૂચન આવે છે, તેનો કોઇ કાળ સં. ૧૭૨૯માં નોંધાયો નથી, પણ સ. ૧૯૨૯ (સને ૧૮૭૩)માં લૉર્ડ નૉર્થબ્રુકના સમયમાં નોંધાયો છે. એ સમયે કોઈ આધુનિક લેખકને હાથે એ કાવ્ય રચાયું હતું અને એ પ્રેમાનંદને નામે ચડાવી બનાવવામાં આવ્યું હતું. નંદરબારના વજ્રશાહને ત્યાંથી તેનુ અસલ નહિ પણ નકલ લખાણ સ્વ. દેસાઇને મળ્યું હતું, તો સ્વ. કવિ સવિતાનારાયણ દ્વારા એક આખી અને એક તૂટક એમ બે પ્રતો પણ મળી હતી. સને ૧૮૭૩ અને ૧૮૯૦ (બૃ. કા. દો. ભાગ ૪થો) વચ્ચે નકલો હપ્ર તરીકે અમલમાં મૂકી શકાય તેટલો સમય અવશ્ય રહે છે; કાવ્ય પણ નાનુ છે એટલે એ અસંભવિત નથી.

હું આ કૃતિને અર્વાચીન ગણું છું તેનાં કારણો તો ભાષાના સ્વરૂપને લગતાં છે. તેની અસિદ્ધ કૃતિઓમાં મળતા નીચેનાં શબ્દો તેને પ્રેમાનંદના સમયમાં મૂકવા દે તેમ નથીઃ [1]લાયક (૨૮૯), સોઇ (=સગવડ ૨૮૯, ૨૯૧, ૩૪૫), કારમું (=ભયાનક ૨૮૯), વિતનુ (=કામદેવ ૨૯૧, ૨૯૩, ૩૨૦, ૩૩૦, ૩૩૮), ચૂંટી કાઢવું (૨૯૨), તક (૨૯૨), માદા (૨૯૨), તર્કટુરી (૨૯૪), શરમેંદા (=શરમિંદા ૨૯૨), આકાશિકા (=અગાશી ૩૦૨), માનમેનત (૩૦૪), એકમતે (૩૦૭), સાહિત્ય (=સામગ્રી ૩૦૭), દુર્મિલ (૩૦૮), દાવો(૩૧૦), આપ (=તમે ૩૭૫, ૩૩૭, ૩૩૯, ૩૪૪), જાહુરી, જાહુરે (=જાહેર ૩૧૪, ૩૩૭), સ્વય (=પોતાનું ૩૧૮), વાલેશરી (૩૩૦), ધિધર (? ૩૩૩), ભત્રુ (? ૩૨૪), હાલ (=હમણાં ૩૩૭), બાજુ (૩૩૮), તાબે (૩૪૦), વકી (૩૪૧), મુપરત (૩૫૧), કે (=no sooner than ૩૨૧, ૩૨૮, ૩૪૧, ૩૪૬ વગેરે), વાક્યારંભે માટે (૩૦૦, ૩૨૬, ૩૪૬, ૩૪૯ વગેરે).

પ્રેમાનંદાદિનાં અસિદ્ધ કાવ્યોની એક ચાવી વિશે પૂર્વે નિર્દેશ કર્યો છે. તે "મિથ્યા" શબ્દ કે તેના પર્યાયની આ કાવ્યમાં પ્રાપ્તિ છે.

"કહેવા માત્ર પ્રેમાનંદ હું, દુઃખી હરિ વિયોગે મનરે" (પૃ. ૨૯૫)
"દાસ કવિનો વર્ણવે જે મિથ્યા પ્રેમાનંદરે" (પૃ. ૩૦૨)
"વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, 'ધર ઉદર નિમિત્ત કામ રે" (પૃ. ૩૪૩)
"વિપ્ર પ્રેમાનંદ ચાતુર્વેશી, મિથ્યા નામ છે તેહરે" (પૃ. ૩૫૩)

૧. પૃષ્ઠાંક માત્ર આ કાવ્ય પૂરતા બૃ. કા. દો. ભાગ ૪ થાના છે.

પ્રેમાનંદના "સુદામાચરિત"ની સં. ૧૭૫૯ની એક જૂની હપ્રના અંતે "ભટ પ્રેમાનંદ નામ મિથ્યા" એવો પાઠ છે, તો સં. ૧૭૫૮ની જૂની પ્રતમા "ભટ પ્રેમાનંદ નામે શીશ" એવો પાઠ છે આમ પ્રેમાનંદે પોતાના નામ સાથે "મિથ્યા" શબ્દ પ્રયોજ્યાનો અડધોપડધો પણ જૂનો પુરાવો છે. પણ વિચાર કરવામાં આવશે તો ત્યાં સુદામાને પ્રભુએ લીલાથી સિદ્ધિ આપી, તે જ પ્રભુએ "કરનારે લીલા કરી"–આ કાર્ય કર્યું મે કર્યું એ મિથ્યા માનવું છે. તેરી માત્ર દીનતા બતાવવા સૂચક રીતે કહ્યું છે, જ્યારે સદિગ્ધ કૃતિઓમા તો છાસવારે આ 'મિથ્યા' શબ્દનો પ્રયોગ આવે છે.

આ "ઋષ્યશૃંગાખ્યાન" પ્રા. કા. ત્રૈ. પ્રમાણે વડોદરામાં અને બૃ. કા. દો. ભાગ ૪થા પ્રમાણે નંદરબારમા રચાયેલું મળે છે. આ પણ પ્રા. કા. ત્રૈ.ના સંપાદકમડળની એક ખૂબી જ છે. મૂળ લખાણમાં નંદરબાર લખાયેલું–પણ સ. ૧૭૨૯માં પ્રેમાનંદ નંદરબાર ગયો હતો તેરી ખાત્રી ન થવાથી પ્રા કા. ત્રૈ. વાળાઓએ "વડોદરા" કરી નવો પાઠ યોજી દીધો એથી પ્રચારમાં મૂકેલી નકલોનો પાઠ "નંદરબાર"વાળો રહ્યો ને બૃ. કા. દો. ભાગ ૪ થામા છપાયો.

એ બધુ જવુ કરિયે; પણ ઉપરના નવા શબ્દો (તેમાંના કેટલાક "ગોવિંદગમન" અને "સુરતસગ્રામ" સાથે સરખાવો) જ એ કૃતિને પ્રેમાનંદના સમયમાં જવા નહિ દે. પ્રેમાનંદની સિદ્ધ કૃતિઓમા એ શબ્દો નહિ મળે. ઝડજમકની પદ્ધતિ [૨] મગળાચરણ જ જુઓ

> " નાયક વિશ્વના દાયક અભિનવું, ગણનાયક ગુરુવાયક સ્તવુ
> વળિ સાયક લાયકનુ વર્ણન કરૂ રે. ૧ "

કષ્ટાન્ત્યાનુપ્રાસોના વિષયમા તો મૌન જ સેવુ છુ.

દ્રૌપદીહરણ—આ કાવ્યની હાથપ્રત વિશેની વાતો સ્વ. નાથાશંકર સાથે જ ગઈ. સને ૧૮૯૦મા પ્રા કા માળાના ગ્રથ ૧લા તરીકે આ કાવ્ય છપાયું. એ પછી પાચ વર્ષે એ બૃ. કા દો ભાગ ૫ મામા છપાયુ એની બૃ. કા. દો. માટેની નકલ સ્વ. નાથાશકર પાસેથી મળ્યાનું સ્વ. ઈચ્છારામભાઈએ તા ૧૮–૮–૧૯૧૨ના "ગૂજરાતી"ના અંકમા નોધ્યુ છે. "સ્વ નાથાશકર પાસેથી દ્રૌપદીહરણ, અષ્ટાવક્રાખ્યાન અને વિદ્યાવિલાસિનીની વાર્તાની નકલો મળી હતી. ×× દ્રૌ હ ની પ્રત પ્રા કા. મા.ની તરફથી છે તેમ નથી. તેમ મેં સ્વતત્ર પ્રત મેળવેલી પણ નથી. પરતુ સ્વ નાથાશંકરે આપેલી પ્રત ઉપરથી જ એ કાવ્ય બૃ કા ભાગ ૫મામા છાપવામા આવ્યું છે દ્રૌ. હ

કાવ્યમાં જે અર્થો વગેરે આપેલા છે તે નાથાશંકરે મોકલેલા તે જ છે." રચ્યાવર્ષ વિશેનો સ્વ ઈચ્છારામ દેસાઈનો અસંતોષ આખરે નીચેના શબ્દોમાં પરિણમ્યો હતો: " આજે મને માનવાને સબળ કારણ મળે છે કે જેમ બીજાઓને સ્વ. નાથાશંકરે ગોટીમડા ઓગ્નિજ્ઞ કરાવ્યો છે તેમ મને પણ રમાડયો છે "

આ કાવ્ય દેશીઓના ઓઠાનીચે અક્ષરમેળ તેમ જ માત્રામેળ છંદોમાં રચાયેલું છે કડવાંનાં કડવાં કોઇ એક દેશી રાગને મથાળે વિશિષ્ટ છંદમાં પ્રયોજાયેલાં છે

કવિતા તરીકે વસ્તુ અને કાવ્ય ઠીક આપે છે, પણ પ્રસાદ અને માધુર્યનો સર્વથા અભાવ છે ઝડઝમકના મોહમાં લેખકે પારાવાર કષ્ટ ઉઠાવ્યું છે. નાટકોમાં જે ખાટી મળે છે, તે આમાં વિશેષ પ્રમાણમાં છે. પણ ક્યાશ તો વૃત્તોના માપમાં અને યતિમાં છે. "કાવ્યપ્રકાશ"નું દોષપ્રકરણ સામે રાખી જોતાં એક પણ પદ્ય નિર્દોષ નહિ મળી શકે ! અનુષ્ટુપ આના જેવો ખોટો કદી કોઈ પ્રતિષ્ઠિત કાવ્યમાં મેં જોયો નથી. ચિત્રકાવ્ય અને એકાક્ષરીની દુરૂહતા વિશે માત્ર સૂચન જ કરી વિરમુ છું; અને સીધો શબ્દપ્રયોગો ઉપર આવું છું.

નમેરા (૪-૫), ગુજરે (=નીતે ૧૩), કારમું (=ભયાનક ૧૩, ૬૩, ૨૨૬), કયામ (૧૫, ૨૦), ગદ (=કથન, ૧૬, ૧૭), સ્વચ્છ (૧૬, ૬૧, ૯૮, ૨૪૨ વગેરે), ટસે (=દષ્ટિએ ૨૦), રોખ (? ૨૪), મુકામ (૨૮), દગ્ર (? ૪૭, ૧૨૪ વગેરે), નીચે (૫૨), બરોબર (૫૪), અંદેશો (૫૮), રોજે (૫૬), હોણું (=હોવાનું ૫૮), ન્યારા (૬૧), વકી (૧૦), ભેત (૨૩૩), બિચ (સંખ્યાબંધવાર), પસાર (to pass ૨૫), વેરો (૨૭), ખુશી (૨૮, ૨૯, ૩૨, ૩૫ વગેરે), જનાવર (૩૨), બિચારા (૩૭, ૧૫૭, ૨૦૯, ૨૨૦ વગેરે). વગર (૪૧, ૭૦, ૧૦૭), જરૂર (૭૭, ૯૧), ગરક (૮૩), મુદ્દો (૮૯), માફ (૯૨), બાજુ (૧૦૬), સુ-મોમનો (૧૧૨), બોગદારી (૧૩૬), કમી (૧૬૬, ૨૬૧), ફિકર (૧૭૨), હજારો (૧૯૧), ખરે મર (૧૯૫), તમામ (૧૯૯, ૨૦૧, ૨૩૦), સસારૂં (? ૨૧૫), રે'મ (૨૨૨), કારવા (? ૨૨૮), આપ (=તમે ૩૫, ૫૨: ૫૬, ૬૮, ૮૫, ૮૬ વગેરે), નમૂઈ (=નમીને ૪૧), માંથી (પ્રત્યય ૪૨), ગુણગુ (૮૦), બીનુ (૮૨), અબીનુ (૨૨૦), તાર (? ઓ ૮૭). મઠે (=નય, ૧૧૧, ૧૮૭, ૨૦૮, ૨૧૫), વિમોચ્યા (=વિમાસ્યા ૧૬૯), હુલ્લે (=હમણાં ૧૭૦), બીન્યું (બીધું ૧૮૨), પુક્ત (=પુખ્ત ૨૨૪),

રૂક્ત (=રુચિ ૨૨૪), બલા (૨૫૧, ૨૬૨), ખુબ્બી (૨૫૨), એમના (૧૦), તેણીએ (૫૪), સાલ (=વર્ષ ૨૬૩), દીવાદાંડી (૨૩૯), નીચુ (૨૩૦), આમ (=બાજૂ ૨૩૦), કે (=no sooner than, ૯, ૧૧, ૨૫, ૯૭, ૧૮૫, ૨૦૭), કે (=that, ૫૪, ૫૭, ૯૪ વગેરે), કેમકે (૨૧૬), હોઇ (=होऊन મરાઠી, being વાળી રચના, ૧૫૬).

સોઇ, તર્કતુરી તેમ એ-નેનાં બહુવચને મ-વાળાં રૂપો જતાં કરું છું. પ્રાયઃ બધાં સંદિગ્ધ કાવ્યોમાં આવતા કવિના-સવિતા અને કવિ-કોવિદની જુગલજોડીથી તેમ પેલા "મિથ્યા" કે તેના પર્યાયથી આ કાવ્ય વંચિત નથી (પૃ ૨૬૫, ૧૮૮, ૧૯૪, ૨૦૧). લેખકે એક થાપ ખાધી છે તે "ચતુર્વિંશી"ને સ્થાને એક ઠેકાણે "ચતુર્વેદી" પ્રયોજવાની: "મથે દ્વિજ ચાતુર્વેદી વૃથાય" (પૃ. ૨૦૧) આનો નિર્ણય હું આપ સૌને જ સોપું છુ. અનુપ્રાસમા ઝ્હાંની અહીં જરૂર છે, તે ભૂલવુ ન જોઈયે.

વીશવશા, ૬૫, સ્વય, મકલાવું, અમુઝાવુ. શણુ (=સુણુ), બણુ (=મનવુ), જાહરુ-જાહરી (=જાહેર), ઉજેહ વગેરેના વારવારના અપ્રેમાનદીય પ્રયોગો ઠેરઠેર પકડાય છે

કાવ્યાતે "હળધર"થી શામળના રખીદાસના નિર્દેશ સાથે શામળ પર ટકોર સ. ૧૭૪૫મા શકય ખરી ? મુદ્દે શામળ પ્રેમાનન્દનો સમકાલીન હતો એ મૂળ માન્યતાને વશ થઇ એ નવા લેખકથી તેવી ભૂલો થઇ ગઇ છે.

કહેવાની જરૂર નથી કે સ્વ. નરસિંહરાવને નાટકોની સાથોસાથ "દ્રૌપદીહરણ" માટે પણ શકા થયેલી તે ગેરવાજબી નહોતી

**અષ્ટાવક્રાખ્યાન**—આ કાવ્ય નથી, પણ પ્રાય 'દ્રૌપદીહરણ"ના પદબધે ગ્યાયેલો, પણ પદ્યાત્મક વેદાતગ્રંથ આખ્યાયિકારૂપે છે અષ્ટાવક્રગીતાને આધારે તે તૈયાર કરવામા આવેલો ગ્રથ છે એની હાથપ્રત કદી ક્યાય જણવામા આવી નથી સ્વ. ઇચ્છારામભાઇને નદરબારના વજાશાહને ત્યાથી તેની નકલ મળ્યાનુ પદબધ ભાગવતની પ્રસ્તાવનામા છે તે તા ૧૮-૮-૧૯૧૨ ના અકમા એઓશ્રીએ જણાવ્યા પ્રમાણે તેની નકલ સ્વ. નાથાશકર પાસેથી મળી હતી, અને પછી એ પ્રા. કા. દો ભાગ ૬ ઠામા છપાયુ હતુ ખેર, એ બધાનો સાર એ છે કે એમના પ્રકાશનની પાછળ વડોદરાનું જ પ્રાથમ્ય છે "દ્રૌપદીહરણ"ની સાલની માફક આનો પણ ગોટો છે, તે વિશે વિશેષ ખુલાસો અપેક્ષિત નથી. સ ૧૭૨૬મા પ્રેમાનદ સૂરત ગયાનું મળ્યુ નહિ, તેથી પ્રા. કા માળામા પછી સં. ૧૭૬૬ ને નંદરબાર

ભગતુ યોગ્યનુ ! "ઋષ્યશૃંગાખ્યાન", 'દ્રૌપદીહરણ'ની જેમ આમા પણ ગ્રામ-પક્ષ-તિથિ-વાર નથી, એટલે ગણિત શક્ય જ નથી "દ્રૌપદીહરણ"ના કાવ્યબધને લગતા દૂષણોથી આ કાવ્ય વર્જિત નથી ઝડઝમકની કૃત્રિમતા આમા મળે છે, ને નાટકોના તે પ્રકારની યાદ આપે છે છદોમા વર્ણવાવેશ્વરી, ચોપાયા, ઇદ્રવિજય, રુચિરા, લીલાવતી, ને નાના અક્ષરમેળ છદ દેખાય છે ગીતિના માપમા ખાસ કરી છટ્ટા ગણ જગણમા ક્વચિત્ ગનતી મળે છે જૂનણા આમા પ્રયોજાયો છે (પૃ ૧૮૩ વગેરે) શબ્દપ્રયોગોમા નીચેના શબ્દો ધ્યાન ખેચે છે —

દમ (૩), ગુપચુપ (૯,૧૭૭), હલ્યો (=માર્યો ૧૦) ખુનાસો (૧૭), આપ (=તમે ૧૨, ૭૯, ૮૧, ૧૦૧ વગેરે), શાન (=શક્તિ ૨૪, ૬૫), રોજ (૨૬, ૨૨૬, ૨૬૦), ફીરો (૨૯), દાવો (૨૯), બતનાવતુ (૩૫, ૨૩૮), નાદાન (૩૬), સોમન (૪૫), ખુશી (૫૧,૨૮૩) વિતનુ (=કામદેવ ૫૮, ૬૩, ૬૭ વગેરે), પચતુ (૫૯), ખરેખર (૬૦, ૮૧), વકી (૬૭, ૧૩૩, ૨૧૮, ૨૪૯), મુકામ (૭૬) અનતુ (=કામદેવ ૭૬), કારમુ (=અચાનક ૭૬), વગર (૭૬), મોજી (૮૦), જન્મા (૮૫), પિતાશ્રી (૯૪, ૧૬૮), ખચીત (૧૦૧), દુર્લભ-સુર્લભ (૧૦૯) ગચવવા (૧૧૧), પુક્તિ (=પુખ્તપણુ ૧૧૩), પ્રમાણે (૧૨૦), નીડર (૧૨૧), જરૂર (૧૨૭, ૨૪૧), ખરાબી (૧૪૪), ધર્ત (૧૪૮), જગધાટાડો (? ૧૫૧), સ્વયં (૧૫૫, ૨૭૩), લાખુ (=વક્ષ્ય ૧૫૭), હુડી (૧૬૩), ટોટા (૧૬૬), રૂક્તિ (=રુકાવટ ૧૬૬), એડગીખોર (૧૯૮), માય (૨૦૭, ૨૧૩), ગુણખાણી (૨૧૨), જનદી (૨૧૬), ગછે (=જાય ૨૫૨, ૨૮૧, ૨૮૬), આવારી (૨૬૬) તમામ (૨૮૩, ૨૮૫)

વાક્યારભે માટે (૩, ૨૬૪ વગેરે), જો કે (૬૨, ૨૩૧), તોપણ (૮૬, ૧૧૨), કે (=that ૩૩ ૧૧૩, ૧૨૮, ૧૨૯, ૧૩૩, ૧૭૦, ૧૭૮, ૨૭૫ વગેરે), કે (=no sooner than ૬૪, ૬૭, ૬૯, ૭૬, ૧૩૮, ૧૯૨, ૨૬૧, ૨૬૩, ૨૬૯, ૨૭૮, ૨૮૪ વગેરે), કેવા (અગ્રેજી રચના-સં. મા ક્વહોને સ્થાને ૧૬૦)

ખાસ ધ્યાન ખેચે છે તે તો "પાઇ"નો અર્થ

"હે જે પરણ્યા જાણુ પર તણા તે થયા,
કો કે' પઈના તેહ, સરમ લાગી ગયા" (૩૪)

બીજે (૫૭ મે પૃ૦) પણ "પઈના"નો પ્રયોગ મળે છે

આ કાવ્યમા 'નર વાત કની'થી શામળ પર ટકોર હોવાનું કહેવાય છે, અને તે સં ૧૭૬૬ મા સભવિત ખરુ? શામળનો કર્તનકાળ સ ૧૭૭૪ આસપાસથી છે અને સ ૧૮૨૧ સુધી ચાલ્યો છે

પેલા 'મિથ્યા' શબ્દથી "ભટ પ્રેમાનદ નામ મિથ્યા ગ્રહ્યો ન ગુરુનો બોધ રે" (પૃ ૧૭૧) એ પ્રમાણે આ કૃતિ વચિત નથી

માર્કંડેયપુરાણ—"હરિશ્ચદ્રાખ્યાન" (ર સ ૧૭૫૦) અને 'દેવીચરિત્ર' (ર સ ૧૭૫૨)નો આમા સમાવેશ છે. એ જુદા કાવ્યો નથી સ ૧૭૨૮માના અસત 'મદાલસાખ્યાન'ને આમા સુધારાવધારા કરી દાખલ કરવામા આવ્યુ છે અને તે આખુ જ પુરાણ સ ૧૭૬૫મા પૂરુ કરવામા આવ્યુ છે આ વિષયમા સ્વ ઇચ્છારામ દેસાઈની તા ૧૦–૧૧–૧૯૧૨ના "ગૂજરાતી"ના અકમા નોધ છે તે મહત્વની હોઈ અત્રે ઉલ્લિખિત કરુ છુ —

'પ્રેમાનદકૃત હરિશ્ચદ્રાખ્યાન અને દેવીચરિત્ર જ્યારે મારી પાસે લખાઇને આવ્યા ત્યારે તે પ્રેમાનદના મા પુ નો અતર્ભાગ છે, એવુ મારી જાણમા ન હતુ જો કે એ વખતે મા પુ. પ્રા કા મા મા છપાઇ તો ગયુ હતુ જ ગ્રથ છપાઈ ગયા પછી મારા જોવામા આવ્યુ કે એ મા પુ નો એક ભાગ છે પાછળથી મળેલી મા પુની પ્રત ઉપરથી એ કાવ્યનો બાકીનો ભાગ બૃ. કા દો ના સાતમા ભાગમા છાપવામા આવ્યો છે તે પ્રત વિ સં ૧૯૨૭ની લખાયેલી છે, જો કે ભૂલથી સ ૧૮૯૮ની સાલ નોટમા આપવામાં આવી છે. એ કાવ્ય પ્રેમાનંદનુ છે કે નહિ એ વિવાદાસ્પદ વિષય છે"

સ ૧૯૨૭ની મા પુની હાથપ્રત ખરેખર સ્વ ઇચ્છારામભાઇએ જોઈ છે કે નહિ, તેની મને શકા છે. બૃ. કા દો મા મા પુ શરૂ કરતા જ પાદટીપ છાપી તેમા સ ૧૮૯૮–૧૯૦૩ હતુ, તે છપાયે જુદી કાપલી તે ઉપર ચોઢવામા આવી કે વર્ષ સ ૧૯૨૭ સુધારી લેવુ સ્વ ઇચ્છારામભાઈએ ખરેખર આ પ્રત જોઇ હોત તો સં ૧૮૯૮ કેમ લખે? એથી જ માન કોઇએ આપેલી માહિતીનો જ તેમણે ઉપયોગ કર્યો હશે। એ પ્રત નડિઆદની કોઈ બોઘલા કે બોઘલાનદના હાથની લખેલી નોધાઇ છે નામ જ સદેહ ઉપજાવે તેવુ છે। પેગ આખ્યાનોના વર્ષમા પ્રા કા માળામા સુધારો થઇ બધા આખ્યાન સ ૧૭૬૫મા જ રચાયા છે, જ્યારે બ કા દો મા હ આ ની સાલ સ ૧૭૫૦ અને 'દેવીચરિત્રની સં ૧૭૫૨ છે આ કેમ થયુ હશે? અહીં 'દ્રૌપદીહરણ" અને "અષ્ટાવક્રાખ્યાન"-વાળો જ કિસ્સો આખ સામે ખડો થાય છે એ ગોટીમડા ઓચ્છવ સ્વ ઇચ્છારામભાઈને વળી પાછો કોઈ કુશળ બાજીગરે અનુભવાવ્યો જણાય છે।

આ પુ વસ્તુસ્થિતિએ "પુરાણીઓની નિંદા"ના બ્યાજે રચવામા આવ્યુ છે, ભાગ્યે જ કોઈ કડવુ બાકી છે કે જેમા પુરાણીઓની ઝાટકણી કાઢવામા ન આવી હોય અને વળી આ કા ૧ તો શામળના "શિવપુરાણ"ની હોડમા રચાયુ છે, તેવુ જ પહેલા કડવાની એક કડીથી સ્પષ્ટ છે આનો ગમે તે રીતે બચાવ કરવામા આવે પણ તે ટકી શકે તેમ નથી સ ૧૭૬૫ પછી ૯ વર્ષે શામળનું 'શિવપુરાણ" જન્મ પામ્યુ છે મા પુ મ ૧૭૬૫માં રચાયેલુ છે આ કાવ્ય જ તેના પહેલા ૧૨૮ કડવા અને બાકીના કડવામા કાલવિરોધ પામે છે પ્રેમાનંદનું "સુદામાચરિત ' જોતા એ માન્ય આષાઢી સવત્ પ્રમાણે રચાયેલુ છે મા પુ ના ૧૨૯ કડવા ૧૭૬૫ના માઘમા અને બાકીના કડવા ૧૭૬૫ના શ્રાવણમા પૂરા થયા છે આષાઢી લેખે શ્રાવણ માસ કરતાં વહેલો આવે !

પણ મુખ્ય પ્રશ્ન તો પુરાણીના ઝઘડાનો છે પ્રેમાનંદે રત્નેશ્વરની પુરાણીઓથી દમાઈ નાસી જવા માટે મા પુ મા શિક્ષા કરી છે ' રત્ન સમો પ્રેમાનંદ નહિ માટે નમે પુરાણી પાય ૫૫ ' (કડવુ ૧૫મુ), પણ રત્નેશ્વરને પુરાણીઓ સાથે ઝઘડો થયો હતો તેવો જ કોઈ પુરાવો અદ્યાપિપર્યંત સાપડયો નથી તેની 'સ્વર્ગારોહિણી" (ર મ ૧૭૪૮ (?) ને અંતે કો I કારણે ડભોઈ છોડી દૈવાટ ગયાની વાત આવે છે, પણ એ ગ્રન્થની જૂની હાથપ્રત (મ ૧૭૮૯)મા તેવુ કાઇ પણ નથી

ન ભૂલતો હોઉ તો ગૂજરાતી સાહિત્યમા સૌથી જૂનો પુરાણી તરફનો અસદ્ભાવ સ્વ કનાદીપ છોટાલાલ ન ભટ્ટના 'શાતિસુધા કાવ્ય (ર મ. ૧૯૨૫—કોઈ કા ળે પડી રહેલુ તે મ ૧૯૫૭મા છપાયુ તે)મા જણાય છે "અષ્ટાવક્રાખ્યાન મા નહિ જેવો,' ઋષ્યશૃંગાખ્યાન"ની પ્રા કા ૈની વાચનામા સહેજ, પછી હરિદાસના કહેવાતા 'ભાગવતસાર" (ર મ ૧૭૩૭) અને વીરજીના કહેવાતા 'દશાવતાર' (ર મ ૧૭૪૨)મા ટચકા ને મા પુ મા રોચ જાય છે, ને પાછો સ્વ છોટાલાલ ન. ભટ્ટના 'રામરહસ્ય ' (ર મ ૧૯૩૫)મા શાંત પડી જાય છે એ ગ્રન્થનો નાયક જ પુ ણી હરિરામ છે અને એમા લેખકે સુધારી લીધો છે, આ બધી કૃતિઓ એક જ લેખકની હોય તે રીતે! પ્રેમાનંદના દશમ સ્કન્ધ'મા 'નથી વાદવચન કીધુ પ્ર ણ' વગેરે ચાર પાંચ વાર આવતા વાક્યમા પુરાણીઓ સાથેનો ઝઘડો ઓસરી ગયેલો સૂચવાય છે, પણ મ ૧૭૬૫ પૂર્વે જ "દશમસ્કન્ધ રચાય ની ભાવના છે, કેમકે વલ્લભ ભટ્ટ મ ૧૭૬૫મા ભાગવતના નવ સ્કન્ધ ગૂજ ાતીમાં

લખી રહે છે, "દશમ" રચનો નથી અને પછી ૧૧-૧૨મા સ્કન્ધ રચ્યાવર્ષના નિર્દેશ વિના લખે છે. એણે "દશમ" નથી લખ્યો. શા માટે? સૂરતમાં જ પ્રેમાનંદનો 'દશમ" જાણીતો હશે તો શા માટે નવી મહેનત કરવી? પણ પ્રેમાનંદનો "દશમ" પૂરો ન થયો; સુંદર મેવાડાએ સં. ૧૭૭૩મા પૂરો કર્યો. (બીજી કેટલીક હાથપ્રતોમાં મ. ૧૯૭૧ છે, પણ સ. ૧૭૭૩ સભવિત છે) વસ્તુસ્થિતિએ "દશમસ્કન્ધ"મા પુરાણીઝઘડો નથી, પણ કવિ સસ્કૃતની હરોળમા પોતાનું ગૂજરાતી કાવ્ય ઊભું રહી શકે તેવો શ્રોતાઓને વિશ્વાસ ઉપજાવવા માત્ર તે શબ્દો કહે છે.

પુરાણીઓની જે ઠિઠ્ઠા કરવામા આવી છે તે ૬૫-૭૦ વર્ષનો કવિ ન કરી શકે એણે કડવું ૪૨, કડવુ ૧૪૩ અને કડવું ૨૧૪માં તો એવા અશ્લીલ કટાક્ષ કર્યા છે કે કોઈ સજ્જન એ સહન ન કરી શકે।

ખેર, હવે તેમા અર્વાચીન તત્ત્વ જોઈયેઃ

"હવા ઉતર પર્વત અવનવા, જેમાથી વહે નિર્મલ સલિલ.
શખકૂટ વૃષભ હસનાભ ને, કપિયેંદ્ર ને નીલ. ૧૩
સ્વર્ણશગી શતશૃંગી છે, પુષ્પક મેઘે બાધી છે મીલ;
વિરજક્ષા વરાહાદ્રિ આવિયા, મયૂરે મયૂર શોધે સર્પબીલ. ૧૪"
(કડવું ૧૧૨મું)

આ મીલનો અર્થ શો છે?

આ કાવ્યમાં શબ્દના પ્રયોગો ઉપરના બનાવટી કાવ્યોમાંના શતશઃ પ્રયોજાયા છે. વિસ્તારભયે એ વિશે મૌન જ સેવું છું. (એ સ્વતન્ત્ર રીતે અન્યત્ર નોંધાયા છે. અને ઉપરનાં કાવ્યોમા છે તે ખધા જ પ્રાય છે, એટલે આ પિષ્ટપેષણ જ થઈ પડે) આ કાવ્યમા ધન્યવાદ અને વિદિત એ શબ્દો ખાસ ધ્યાન ખેંચે છે.

નાટકો—"રોપદર્શિકાસત્યભામાખ્યાન", "પાંચાલીપ્રસન્નાખ્યાન" અને "તપત્યાખ્યાન" એ ત્રણ નાટકો પ્રસિદ્ધ થયા છે સને ૧૮૯૫મા રાજારામ શાસ્ત્રીએ અને પછી સને ૧૯૦૯મા સ્વ નરસિંહરાવભાઇએ નાટકોની અર્વાચીનતા બતાવી છે એના સાચા ખુલાસા હજી થયા નથી. સ્વ. મટુભાઈએ ખુલાસા કર્યા છે તે કા તો શકાસ્પદ કૃતિઓમાના અવતરણો આપી કર્યા છે, કાં માત્ર ઉટપટાગ જ દલીલો પ્રયોજી છે. મોટા ભાગના એ જવાબ તદ્દન છોકરમતિયા (childish) છે.

આ ત્રણે નાટકોની નાટકોનું બધારણ અને ભાષાનું સ્વરૂપ એ બે રીતે કસોટી કરવાથી આપણે નિવેડો લાવી શકિયે. એ તો ખરૂ કે આ નાટકો

સં. નાટ્યશાસ્ત્રના નિયમોને આમૂલચૂલ વળગીને રચવામાં આવ્યાં છે. પણ કોઈ પણ ચતુર વાચક અંકોમાં આવતી ગર્વિન પ્રવેશપદ્ધતિથી એની નવી રંગભૂમિની છાયા પકડી શકે તેમ છે. અંકની વચ્ચે જ ચાલુ બધાં પાત્રો ચાલ્યાં જાય અને નવાં જ પાત્ર બીજે સ્થળે પ્રવેશ કરે, તે ચાલ્યાં જાય ને બીજે જ સ્થળે બીજાં પાત્ર પ્રવેશે; આવી પરંપરા ચાલે છે; એ સં. નાટ્યશાસ્ત્રને સંમત નથી. પણ તે બધાંને વટાવી જાય તેવું તો "તપત્યાખ્યાન"ના છેલ્લા અંકમાં સંવરણ તપતીનું જાહેરમાં કુચમર્દન કરે છે તે. આવો અશ્લીલ દેખાવ સં. નાટ્યશાસ્ત્ર કદી બરદાસ્ત કરી શકતું નથી. નાટકો પ્રસિદ્ધ થયાં તે અગાઉ થોડાં જ વર્ષ ઉપર પ્રસિદ્ધ થયેલા મરાઠી નાટક "સુભદ્રા"માં અર્જુન રંગભૂમિ ઉપર સુભદ્રાનું કુચમર્દન કરે છે, તે વિશે પછી તો ખૂબ ચર્ચાઓ થઈ હતી, તેની અત્રે યાદ આપવી ઠીક લાગે છે.

નાટકો તો વીરજીના હાથની નકલોની નકલો છે! તેની પ્રૌઢ ગુજરાતી તેટલી જૂની છે. પણ તે વખતની બોલાતી નહિ પણ કૃત્રિમ હોવાનું સ્વ. દી. બ. કેશવલાલ હ. ધ્રુવે "પ્રેમાનંદ" નિબંધમાં કહ્યું છે! આ શું બતાવે છે! નર્મદયુગની સમૃદ્ધ ભાષાનું સંપૂર્ણ પ્રતિબિંબિત ધરાવતી ભાષા-ભૂમિકાનો કૃત્રિમ સ્વરૂપમાં, પણ મૂળ ઉત્પાદક પ્રેમાનંદ! કેવી મનોહર કલ્પના! અને શબ્દો પણ જુઓઃ—

લૂણું, બાજુ, લૂટતા, ખરેખાત, સલાહ, વાલેશરી, અણમાહિતી, વગર, વાસ્તે, મદત, બલા, બેત, ગરક, ફરક, ઇલાજ, બિના, ઉપરી, એતબાર, ખચીત, પોબાર, આગમ, હાલીમુવાલી, કબજે, નીઃર, એકદમ, સ્વય, બલારાત, દાનત, મતલબી, મોગન, બોગદારી, ધન્યવાદ, કપાસ, કબૂલ, મહાશય, કારી, કમી, ગનવી, જેમ, વધારે, તરફ, કરામત, આજુબાજુ, દુર્મિલ, કારમી, જલદી, ખુશામત, જરૂર, મસ્કરી, હરકત, જમીન, નસીબ, રકમ, સરકારી, નિકાલ, તમાસા, અંગેમસ્ત, દિમાવતી, બારીક, આવા તો સંખ્યાબંધ નવા જમાનામાં વ્યાપક થયેલા શબ્દો છે.

નાટકોના પ્રૌઢ ગદ્યમાંના વાક્યપ્રયોગો-અંગ્રેજી અસર નીચે થયેલા પણ પાગવાર છે વિસ્તારભયે અહીં નથી આપતો. (અન્યત્ર એ જ વિશે મેં વિસ્તારથી લખ્યું છે.)

પિતાશ્રી, માતુશ્રી, દેવશ્રી, કુમારશ્રી, આપશ્રી જેવા પ્રયોગો તો જોતાં જ નજરે ચડે છે. પણ આંખે ચડે છે તેવો પરેડ શબ્દ છે. એ "નર્મકોશ"માં નથી. ભણુભાઈએ તે સૌથી પ્રથમ નોંધ્યો છે, અંગ્રેજી parade સાથે. અને "તપત્યાખ્યાન"માં તો તે બેવાર પ્રયોજાયો છે (નવી આવૃત્તિ, પૃ. ૮૮, ૧૨૨).

"શું ગ્રાડબીડ બજી જઈ હાગારે હીમ કર્યા " (૨ો સ)
જેવા અગુજરાતી પણ ૨૨ આનદશકરભાઇએ મવૈયા ગુજગતી કરી દીધા તેવા પ્રયોગો નર્મદયુગ સુધી પણ નાટકોની રચનાને જવા દે તેમ નથી.

"વ્રજવાસી" સાથે પ્રયોજાયેલો "બ્રગવાસી" શબ્દ શા કારણે અપાયો છે તે સમજાતું નથી ૨૨ કે હ ધ્રુવે તો પછી 'બ્રગવાસી' ને "મહારાષ્ટ્રી" ફેરવી નાખ્યો છે અને 'નવીન નામધારી પ્રેમાનદગ્રથિત" એ વગેરે શબ્દો આવીરૂપ પેના 'મિથ્યા" શબ્દની યાદ આપે છે, તે વિશે તો સૂચન જ કરી વિરમુ છુ

[ વલ્લભના 'મારુતિવિજય"ની આજ દશા છે, તેનુ અત્રે જ સૂચન યોગ્ય છે.]

**માંધાતાખ્યાન**—આ કાવ્ય અત્યત સામાન્ય કોટિનું છે એમા ઉપર નોધાયેલા શબ્દો ને વાક્યોના પ્રયોગો પૂરતા પ્રમાણમા દેખાય છે એ વિશે માત્ર અગુલિનિર્દેશ જ પૂરતો છે વધુમા પેલો આવીરૂપ 'મિથ્યા" શબ્દ અહીં પણ પ્રકાશે છે

"ચાતુર્વિંશી ભટ્ટ પ્રેમાનદ, મિથ્યા કહાવે નામજી " (૧૮)

[**શામળશાનો મોટો વિવાહ**—આ પ્રા કા માળામા નથી છપાયુ, પણ પછીથી "સાહિત્ય" માસિકમા મોડેથી છપાયુ છે પ્રેમાનદનો અસલ વિવાહ મળી આવ્યો છે ૩૬ કડવાનો, એની અને આની વચ્ચે કાઇ મેળ નથી આમા પણ ઉપર નોધાયેલા શબ્દો પૂરતા પ્રમાણમા પ્રયોજાયેલા છે આના રચનારાને પ્રેમાનદના અસલ વિવાહ વિશે કાંઇ પણ જાણ નથી હરિદાસનો નાનો વિવાહ અને પોતે રચ્યો એ આ મોટો એમા નાગરોના આવતા રતિલાલ, કાતિલાલ જેવા અર્વાચીન નામો જ એને જૂના સમયમા જતા અટકાવે છે

પેલો આવી-રૂપ "મિથ્યા' શબ્દ કે તેનો પર્યાય જુઓ

'છદ પ્રબધ મતિમદ ન જાણુ વૃથા કે વાડે પ્રેમાનદ રે' (પૃ ૫)
'જન પ્રેમાનદ મિથ્યા નાટો નયમરયમ હરિગુણને ગાઇ રે'

પૃ (૧૧૧)

આ કાવ્યનું પ્રકાશન છેલ્લા કડવા ૨૨ ધનશ્યામલાલ વૈદ્ય પાસેથી અને આખરનું કડવુ દિ શ્રી ભીખાભાઇ શિ શુકન પાસેથી મેળવીને કરવામા આવ્યુ છે આ કાવ્યની પુષ્પિકામા પ્રેમાનદની રચનામા 'દ્રૌપદીહરણ", "ઓખાહરણ', 'નળાખ્યાનનો સાથે નિર્દેશ છે, તે ઉપરથી 'દ્રૌપદીહરણ' પણ અસલ પ્રેમાનદનું છે એમ સમર્થન કરવામા આવે છે પુષ્પિકામા વર્ષ જ

નથી એટલે ગણુતરી થઈ શકે તેમ નથી ! અને શ્રી. ભીખાભાઈ તેમના એક પત્રમાં લખે છે કે "મેં મોકલેલા કડવાને અંતે પુષ્પિકા હતી જ નહિ" આ બનાવટ કોણે કરી ? સ્વ કાંટાવાળાએ ? ]

## વલ્લભનાં આખ્યાનો

પ્રો. નવલરામ ત્રિવેદીએ પ્રેમાનંદ્નુ વલ્લભ ૮૫૭ એ વર્ષ ઉપર આપ સમક્ષ વ્યાખ્યાન આપ્યુ હતું તેનાથી વલ્લભના હોવા ન હોવા વિશે આપને ખ્યાલ આવ્યો જ હશે. એ કહેવાતો વલ્લભ મિત્રધર્માખ્યાન (૨ સ. ૧૭૬૦), યુધિષ્ઠિરવૃકોદરસંવાદ (ર સ ૧૭૭૧) અને કુંતીપ્રસન્નાખ્યાન (ર સ ૧૭૭૭)માં શામળ વિશે ગર્ભિત કટાક્ષ કરે છે; છેલ્લામા તો રખીદાસનો નિર્દેશ છે. વારુ, શામળને રખીદાસે બોલાવ્યો ક્યારે ? સ્વ અં. બુ જાની, વિ શ્રી. નટવરલાલ પ્રભુરામ દેસાઈ અને શ્રી રામલાલ મોદીએ વર્ષો ઉપર શામળના જ શબ્દોમા બતાવ્યુ છે કે 'સિંહાસન બત્રીસી'ની રચના શામળે સ ૧૭૭૭મા શરૂ કરી ૧૫ વાર્તા સં. ૧૭૮૫ લગભગમા પૂરી કરી; એની ખૂબ ખ્યાત આવતાની રખીદાસે સં. ૧૭૮૫મા શામળને તેડાવ્યો, અને ૧૫ વાર્તા સાંભળી એથી જ સ્પષ્ટ થશે કે મૂળે પ્રેમાનંદ અને શામળ સમકાલીન હતા એ માન્યતાએ જેમ 'દ્રૌપદીહરણ" "અષ્ટાવક્રાખ્યાન" અને "માર્કંડેયપુરાણ"ની રચના થઈ તે જ રીતે આ આખ્યાનો પણ ઊભા થયા પણ પછી તો બાજી ઊંધી વળી-શામળનો સમય જ મોડો ઠર્યો આમ આ કાવ્યો શંકાસ્પદ બન્યા. એક બીજુ વળી પ્રેમાનંદે ગૂજરાતી ભાષાનો ઉદ્ધાર ન થાય ત્યાંસુધી પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા લીધી હતી, તેવુ વલ્લભની રચેલી "પ્રેમાનંદ કથા"થી જાણવામા આવે છે વલ્લભના "વક્ષ પ્રશ્નોત્તર" (ર સ ૧૭૮૧)મા મળે છે કે વલ્લભે પોતાના એક સુંદર કાવ્યથી પિતાને પ્રસન્ન કર્યો ને એમ્વાર પાઘડી પહેરાવી તે પાઘડી હાજર કરનાર શામળનો હરીફ (સ ૧૭૭૦-૭૫મા બે કાવ્ય રચી સહેજ વર્ષ અકર્મણ્ય પડયો રહેલો) વા૰ છી હતો આ ક્યારે બન્યુ હશે ? "દુ શાસન રુધિરપાનાખ્યાન" (ર. સં ૧૭૮૦)મા વલ્લભ કાંઈ નથી કહેતો ને તે પછીના વર્ષના કાવ્યમા કહે છે એટલે સઅવિન ૨૫ સ ૧૭૮૦ અને ૭ વારુ, પ્રેમાનંદ ત્યાંસુધી બેઠો હતો ? સુંદર મેવાડાએ સ. ૧૭૭૩મા 'દશમસ્કન્ધ" પૂર્ણ કર્યો હોય તો પ્રેમાનંદ તે પૂર્વે જ દુનિયા છોડી ગયો હશે

માત્ર વલ્લભને શ્રેષ્ઠ મનાવવા યોજાયેલી યુક્તિને સિદ્ધ કરવા રચાયેલી બાજીના પરિણામ તે આ આખ્યાનો છે રચાવવાં સિવાય બીજુ કંઇ

આપવામા આવતુ નથી, એટલે કસોટી થઇ શકતી નથી. ' આર્યજ્ઞાનવર્ધક"-
**ની યાદીમાંના પેલાં દ્વિવિધ-વલ્લભીય કાવ્યો તો ગેબ જ થઇ ગયાં**
**ને આ નવાં જ હાથ આવી ગયાં!**

શબ્દ અને વાક્યના પ્રયોગો જોતા ઉપરની શકાસ્પદ કૃતિઓના પ્રયો-
ગોની તેમા વિપુલતા છે, જે પ્રેમાનન્દના સમયની સિદ્ધ કૃતિઓમા દેખા દેતા
નથી નાટકોના પદ્યોની જેમ વલ્લભના આ આખ્યાનોના છદોનો પ્રયોગ
ર૧ કલાદીપ છોટાલાલ ન ભટ્ટના "શાતિસુધા" (ર ન ૧૯ર૫)મા મળી
આવે છે શબ્દ-વાક્ય પ્રયોગોનુ સામ્ય તો છે જ, તે વિશે સૂચન જ પર્યાપ્ત
છે એ કાવ્ય ગણી મૂકવામા આવ્યુ હતું અને પ્રા કા ત્રૈ તથા પ્રા કા.
માળા સને ૧૮૯૫મા બધ થયા પછી સને ૧૮૯૬ (વિ સ ૧૯૫ર)મા
છેક પ્રસિદ્ધ કરવામા આવ્યુ હતુ શા માટે? પ્રેમાનન્દાદિને નામે છપાતા
સદિગ્ધ કાવ્યોની પોલ પકડાઈ જાય એ હેતુએ તો નહિ ને? સ્વ ભટ્ટનું
"બ્રહ્મરાક્ષસ" અને 'મિત્રધર્માખ્યાન"ની વસ્તુ વચ્ચે સામ્ય લક્ષ ખેંચે છે.

બીજુ, "માર્કંડેયપુરાણ'નો ઉદ્ધૃત લેખક અને વલ્લભના કાવ્યોનો લેખક
એક અને અનન્ય છે એ તેમાની લેખકની નફટાઇથી સ્પષ્ટ થાય છે
અને બનાવટી લેખક છે તે છુપાવવામા પણ નથી આવ્યુ! ' દુ શાસન-
રુધિરપાનાખ્યાન"ન અતે "નામધારી" શબ્દ પ્રેમાનદાદિના નામ સાથે
આવતા "મિથ્યા" અને નાટકોના 'નામધારી' શબ્દનો ખ્યાલ આપે છે.

નાટકો અને વલ્લભના આખ્યાનોનો કર્તા એક હોય તેવો મત પ્રો.
ડોલરરાય માકડે દાવકા ઉપર આપ્યો છે, તેની અત્ર યાદ આપુ છુ આ
બધાનો મેળ તો એ છે કે નરસિંહને નામે રચાયેલા ગોવિંદગમન, અને
સુરતસગ્રામ, પ્રેમાનદને નામે ઋષ્યશૃંગાખ્યાન, અષ્ટાવક્રાખ્યાન, માર્કંડેયપુરાણ,
ત્રણે નાટકો માધાતાખ્યાન અને શામળશાનો મોટો વિવાહ, વલ્લભના નામે
પાચે આખ્યાનો અને મારુતિવિજય નાટક (?), એ બધા એક જ લેખકને
હાથે કોતરી આવેલી કૃતિઓ છે

એ લેખકને હાથે રત્નેશ્વરના પદો મૂર્ખાવલી અને સુનાવલી, વીરજીને
નામે અભિરામનુ આખ્યાન અને દશાવતાર, હરિદાસને નામે ભારતસાર,
સીતાવિરહની ચાતુરી અને શ્રાદ્ધ અને હરિદાસને નામે ગધ વિચાર અને
પ્રા કા મ. ૯માના પ્રકીર્ણ કાવ્યો ઊભા કરવામા આવ્યા છે આ વિશે
પરિશિષ્ટોમા મેં સ્વતત્ર ચર્ચા પૃથક્ પૃથક્ કરી છે, અહીં આપના સમયનો
નકામો ભોગ તેથી લેવા નથી ચાહતો.

## ઉપસંહાર

વલ્લભને નામે "પ્રેમાનંદ કથા" અને પ્રેમાનંદને નામે "વલ્લભઝઘડો" એ નામો પ્રસિદ્ધિમાં આવ્યાં, 'પ્રેમાનંદ કથા'માંથી તો અવતરણો પણ અપાયાં. એ અને "વલ્લભ ઝઘડા"ના ઓઠા પર પ્રેમાનંદને ગહેણ શિષ્યમંડળ અને એ શિષ્યોએ ગૂજરાતી સાહિત્યની અનેકવિધ સેવા કર્યાનું પણ જાહેરમા આવ્યું; સખ્યાબંધ ગ્રંથોનાં નામો પણ પ્રસિદ્ધ કરવામાં આવ્યાં, અને આ આખી યોજના શરૂ થઇ તે સને ૧૮૭૧ પૂર્વે, સ્વ. નવલરામ પડયાએ "મામેરૂ" બહાર પાડયું તે પહેલાં જ; કેમકે એમા શામળ અને વલ્લભ વચ્ચે થયેલો "વલ્લભઝઘડો" પ્રેમાનંદની કૃતિ તરીકે નોંધાયો.

આ બધાં કાવ્યો-નાટકોના લેખક સ્વ. કલાદીપ છોટાલાલ ન. ભટ્ટ જ હોય તો એમણે "શાંતિસુધા" પોતાની ૧૯ વર્ષની વયે સં. ૧૯૨૫-સને ૧૮૬૯માં રચ્યું તો એમને જ હાથે 'ઋષ્યશૃંગાખ્યાન" સં. ૧૯૨૯-સને ૧૮૭૩ ઓગણત્રીસા દુકાળમા રચાયું; પછી તો એક એક પછી એક કાવ્યો રચાયાં સને ૧૮૭૪-૭૫માં સ્વ. મોટા રાજા વડોદરાના કેળવણીખાતામા નિમાયા; સ્વ. ભટ્ટનો ઉપયોગ ધીમે ધીમે વધ્યો, અને ૧૮૮૭ પૂર્વે તો સ્વ. ઇચ્છારામભાઇના ગ્રન્થમાળામાં પણ સખ્યાબંધ કૃતિઓ આવી; છતાં એમા અષ્ટાવક્રાખ્યાન, હરિશ્ચંદ્રાખ્યાન-દેવીચરિત્ર સહિત માર્કંડેયપુરાણ, માંધાતાખ્યાન અને શામળશાનો મોટો વિવાહ નહોતાં જ. વલ્લભના છપાયેલાં પાંચે કાવ્યો ને પેલા "મારુતિવિજય"ને સ્થાને જુદાં જ નામો છે—અને વલ્લભ પણ બે એક પુત્ર અને બીજો શિષ્ય "પ્રેમાનંદકથા" એ શિષ્ય વલ્લભની કૃતિ નોંધાઇ. આ બેઉ વલ્લભનાં તે તે કાવ્યો કદી પ્રકાશમાં આવ્યાં જ નહિ.

આપની સામે ટૂંકા સમયમાં મારે મારા આ પહેલા વ્યાખ્યાનના મુદ્દા આપવા પડયા છે. તેમાં વિસ્તાર થઇ શકતો નથી. તેના પ્રત્યેક મુદ્દાની છણાવટ કરવામા આવે તો દિવસોના દિવસો વીતી જાય.

પ્રિય મિત્રો,

પ્રેમાનંદ મહાન હતો, તે બતાવવા મહુભાવે આ નવી રચનાઓ થઈ છે. એ નવી રચનાઓ નવી રચનાઓ છે તે સમજી શકાય તે માટે લેખકે કાંઇક જાણે કે ખ્યાલ પણ રાખ્યો છેઃ

૧. શકારપદ કાવ્યો-નાટકોમાં ક્વચિત્ વર્ષો જ નથી; વર્ષો હોય તો તો બીજી કાંઇ માહિતી આપવામાં આવી નથી હોતી. ખરાં કાવ્યોમાં આવું

ભાગ્યે જ મળે છે કદી વાર કે એવું કાંઇ આપ્યું હોય છે તો તે ભ્રામક જ હોય છે અને કસોટીમાંથી પાર ઊતરી શકતાં નથી.

૨. ભાષા જૂની સચવાઈ રહે તેનો ખ્યાલ રાખ્યા છતાં નવા શબ્દો અને પ્રયોગો જાણ્યે કે અજાણ્યે રહી જવા પામ્યા છે, તેથી તેનો સમય નક્કી કરવામાં મદદ મળે છે.

૩. બનાવટી કાવ્યો નાટકોમાં જેને નામે એ ચઢાવવામાં આવ્યા છે, તે તે કવિના નામ સાથે "મિથ્યા", "નામધારી" કે તેના પર્યાયશબ્દો પ્રાયઃ પ્રયોજવામાં આવ્યા હોય છે. બેશક એના અપવાદો મળે છે. અને છેલ્લે એ કોઈ પણ કાવ્ય કે નાટકની હાથપ્રત જોઇ-જાણી હોય તેવો સધ્ધર પુરાવો મળતો નથી, એ એવે સ્થળેથી, તે પણ નકલના રૂપમાં, કે જે સ્થળનો કદી પત્તો લાગ્યો નથી, લાગી શક્યો નથી. "ઋષ્યશૃંગાખ્યાન" કે "માર્કંડેયપુરાણ" જેવાની હપ્રો હોવા વિશેની વાતો ટકી શકતી નથી અને એ બધાંની પાછળ કાંઇક ભેદી વ્યવસ્થા હતી, તેનુ છેક સને ૧૮૭૧થી માલૂમ પડી આવે છે સ્વ. ઇચ્છારામભાઇ જેવા પણ તેના ભોગ થઇ પડ્યા હતા, તે તેમના સ્વ. નાથાશંકર વિશે ઉપર એક સ્થળે નોંધાયેલા શબ્દોમાં સ્પષ્ટ છે. પરિણામતઃ કહું કે સ્વ. **નાથાશંકરની મંડળીએ માત્ર સ્વ ઇચ્છારામભાઈને નહિ, પણ સમગ્ર ગૂજરાતી પ્રજાને ગોઠીમડા ઓચ્છવનો અનુભવ કરાવ્યો છે.**

આ બનાવટી કૃતિઓ કોની છે એ સાબિત કરવાનુ આપણું કામ નથી એ ઉપર કહી ગયો છું, છતાં વચ્ચે વચ્ચે સ્વ. કલાદીપ છોટાલાલ ન. ભટ્ટનો સંબંધ પ્રસંગોપાત્ત બતાવાયો છે. એમની વિદ્વત્તા અને પ્રતિભાનો ખ્યાલ કરતાં એમને માટે એ કાંઇ પણ અસંભવિત નથી જણાતું, ૫૦ જેટલા ગ્રંથો અને ૨૦૦૦ જેટલા લેખો ગૂજરાતી જનતાની સેવામાં ધરનાર વિદ્વાનને માટે

મારે તો અંતમાં માત્ર એટલુ જ કહેવાનુ છે કે ગમે તેની એ કૃતિઓ હોય, સ. ૧૭૦૦થી ૧૮૦૦ વચ્ચેની ગૂજરાતી ભાષાનુ પ્રતિનિધિત્વ ધરાવતી એ કૃતિઓ નથી; તો "ગોવિંદગમન-સુરતસંગ્રામ" સં ૧૫૦૦ આસપાસની કૃતિઓ નથી.

અહીં મારુ નરસિંહ અને પ્રેમાનંદ તેમ જ તેના સમકાલીનોની કૃતિઓ વિશેનુ વક્તવ્ય પૂરુ થાય છે. પ્રા કા. માળામાંની બીજી પણ હજી કેટલીક સંદિગ્ધ કૃતિઓ જણાઈ છે. તે વિશે બીજા વ્યાખ્યાનમાં કહેવાનું ધારી આ મારુ પહેલું વ્યાખ્યાન પૂર્ણ કરું છુ. પરતુ તે પહેલાં હું મારા પરમ મિત્ર શ્રી. નરવરલાલ

## પરિશિષ્ટ : અ

# પ્રેમાનંદ અને પુરાણીઓ વચ્ચે ઝઘડો (?)

મહાકવિપદપાત્ર કવિ પ્રેમાનંદને અને પુરાણીઓને ભારે ઝઘડો
પો હતો, તેની સાબિતી તરીકે ગૂજરાતી સાહિત્યમાંથી કેટલાક પ્રમાણો
ાપવામાં આવે છે આ ઝઘડાનું મૂળ ડભોઈના કવિ રત્નેશ્વરમાં મ્હેવામાં
ાવ્યું છે ડભોઈમાં તેને વૃત્તિના વિષયમાં ... ઝઘડો થયો અને તે ખૂબ
ધ્યો આખરે પજવણીથી ત્રાસી તે કૈણુટ ચાલ્યો ગયો ત્યાંથી તે વડોદરા
ાવી પ્રેમાનંદનો શિષ્ય બન્યો રત્નેશ્વરના પોચાપણા વિશે "માર્કંડેયપુરાણ"માં
ેક કટાક્ષ પણ મળે છે ' રત્ન સમો પ્રેમાનંદ નહિ, માટે નમે પુરાણી
ાય રે. ૫૫" (કડવું ૧૫મું)

—અને પછીથી "માર્કંડેયપુરાણ"માં ભાગ્યે જ કોઈ કડવું એવું છે,
જેમાં પુરાણીઓની ઝાટકણી ન કાઢવામાં આવી હોય એમાં પરાકોટિએ
હોચેલી ઝાટકણીના આ ચાર નમૂના જોવા જેવા છે

(૧) "પુત્ર પુરાણીનો હો, હોયે મૂર્ખ અજાણ
મુખ કહે આણીનો હો, લટી બીજો સુત સુજાણ ૮૮"
(કડવું ૪૩ મું)

(૨) "ઘરધણિયાણી હોયે કર્કશા તો, કરો પુરાણીજન આમ રે ૯૮
તમારી દયિતા દૈત્યને દઈ, સુધરાવી લેજો સાર રે"
(કડવું ૧૩૫ મું)

(૩) 'આથી ઉતરતું પુરાણીને, ઘેરે ઘેરે ભાઇ,
છે નારીઓનું તેજ અતિશે, જે સજ્જન લેઉં હું ખદાઇ ૭૩
જ્યમ સૂર્યશ્વસુરે સૂર્ય કેરું કર્યું થોડું તેજ,
ત્યમ પુરાણી પિતા સ્નુષા કેરૂં હરે યૌવનહેજ ૭૪"
(કડવું ૧૪૩ મું)

(૪) "સુત ઉપજાવો તો ઉપજાવો આવા પુરાણી બાવા તમે જી
માર્કંડગિરા રાડે જીત્યા, તે કામ ન આવે સારે સમે જી ૨૪'
(કડવું ૨૧૪ મું)

માર્કંડેયપુરાણ-કાર પુરાણીઓની પાછળ પડતા પોતાની ૬૫-૭૦
વર્ષની વૃદ્ધવયે પણ કેટલી હદ વટાવી ગયેલો છે તેના આથી વિશેષ બીજા
નમૂના કદી ક્યાય પણ મળી શકવાના નથી

રત્નેશ્વરને અને પુરાણીઓને ઝઘડો હતો તેવું તેની "સ્વર્ગારોહણી"ના અંતે મળતા નીચેના વાક્ય પરથી કલ્પવામા આવે છે.

"વસતો વાડવ દર્ભાવતી તજ્યું ગામ કો કારણગતિ.
શ્રીમાળી રત્નેશ્વર નામ, કર્ણપુરીમા પામ્યો ઠામ. ૩૮"

(પૃ ૪૮)

'સ્વર્ગારોહણી"ની આજે જે હાથપ્રત સં ૧૭૯૯ની ગૂજરાત વ. સો. ઇ. હ. લિ પુ ન ૩૩ હ-ની જૂની મળે છે તેમા અહીંની છેલ્લી ૯ પક્તિઓ જ નથી. ર. સ ૧૭૪૮ માર્ગશીર્ષ વદે ૪ શુક્રવાર, એ પણ જ્યોતિષની ગણતરીએ ખોટો દિવસ છે તે દિવસ તો રવિવાર (તા. ૨૯-૧૧-૧૬૯૧) છે. તેમ છતાયે આ શબ્દોથી એ વડોદરા આવી પ્રેમાનન્દને શરણે રહ્યાનુ સિદ્ધ થતું નથી બેશક, રત્નેશ્વરના 'દશમસ્કંધ"ને અંતે નૃસિંહોપામક "પરમાણદ" ગુરુનો ઉલ્લેખ મળે છે પણ આપણો "પ્રેમાનદ" અદ્યાપિપર્યંત "નૃસિંહોપામક" જાણવામા આવ્યો નથી આ સિવાય રત્નેશ્વરની સિદ્ધ કૃતિઓમા રત્નેશ્વર પ્રેમાનંદનો શિષ્ય હતો કે તેણે વડોદરામા આવી રચના કરી હોય તેવુ મળતું નથી. (તેની "મૂર્ખાવલી" ને "સુજ્ઞાવલી" તેમ જ પદો શકાસ્પદ છે.)

પ્રેમાનન્દની સિદ્ધ-અસિદ્ધ કૃતિઓમા "અષ્ટાવક્રાખ્યાન" (ર. સ ૧૭૨૬ કે ૧૭૬૬)મા "રે ગણુ પોથીમાય, ન મતિ પુરાણી મરી," (પૃ ૩૮) આવુ એક વાક્ય અને "ઋષ્યશૃંગાખ્યાન" (ર સં. ૧૭૨૯)મા પ્ર કા દો ની વાચનામા નહિ પણ વડોદરાની વાચનામાં નીચેનુ વાક્ય મળે છેઃ

"અનિયા પુરાણી ભુવમુવા, સુસ્વરે ભાખે જ્ઞાન,
હયપુરાણ ને પુરાણનૂ, મેળવે બહુ માન ૨૦'

(કડવુ ૧૩ મુ)

જે પ્ર. કા. દો. ભાગ ૬ઠ્ઠામાં વડોદરાના વધારા તરીકે નોંધાયુ છે ત્યારે હરિદાસના કહેવાતા "ભારતસાર"મા આ પ્રમાણે છે

"કહે સુણે ભારત પૂરું, તેનુ આવરદા થાય અધૂરું ૩
એ તો મૂર્ખ કેરી વાતો જી જાણો અજ્ઞાન કેરી રાતો જી.
નવ જાણે પુરાણી આવા જી, તેથી એવા ઢોગ મચાવ્યા જી ૪'

(કડવુ ૨૦ મુ, પૃ ૯૮) (પ્રા કા માળા, ગ્ર ૬)

એ પછી વીરજીના કહેવાતા "દશાવતાર"ના "વ્યાસચરિત"મા 'પુરાણીનું પૂરું કરવા, દેવે અવતાર લીધો" (પ્રા કા ગ્ર ૮, પૃ ૨૦૯, ૨૩મી કડી) આવો અણગમાનો નિર્દેશ છે.

એ પછી હરિશ્ચંદ્રાખ્યાન" (ર સ ૧૭૫૦) અને "રેવીચરિત" (ર સ ૧૭૫ર)-આ બંને કૃતિઓ વડોદરાના પ્રા કા માળાના "મા૦+પુ૦"મા સં ૧૭૬૫મા રચાયેનો કહી છે એ મને અદિત 'માર્કંડેયપુરાણ' ( ર સ ૧૭૬૫)મા જ એ પરાકોટિએ મળે છે આ સિવાયની અન્ય કોઇ કૃતિમા મઇ જ મળતુ નથી દશમસ્કંધ' (સભવિત ર સ ૧૭૭૦ આસપાસ,*મા 'નથી વાદ વચન કીધુ પ્રકાશ' એવા વાકયથી (આ 'દશમસ્કંધ' મા પ ચ- ૭ વાર આવે છે ) ઝઘડાની સભવિતતાને તે દશમસ્કંધ'ના વિષયમા માત્ર ઓસરી ગવાનુ કહેવામા આવે છે સ્ફુટ રીતે આમાથી ઝઘડો વ્યકત થઇ શકવાની સ્થિતિમા નથી

ગૂજરાતી સાહિત્યના ઇતિહાસમા પુરાણીઓ ઉપરનો કટાક્ષ હું ન ભૂલતો હોઉં તો, સૌથી પ્રથમ સ્વ. કવિ દીપ છોટાલાલ નરભેરામ ભટ્ટના "શાતિસુધા ' (રચ્યા વર્ષ મ ૧૯ર૫-સને ૧૮૬૯-તેમની ૧૯ વર્ષની વયે -ચેલુ, "કોઇક પ્રસંગને લીધે" પડી રહેલુ, તે ૨૭ વર્ષે સને ૧૮૯૬ મા છપાયુ ) મા મળી આવે છે

(૧) 'અરે છેદ તવ દેખાય, કયમ ઊભો નહી પેખાય ?
સમજે શી પુરાણી વાત, વાચે રાસ જે દિનરાત ? ૩૩
કચ કુચ ને નિતબ વખાણી કીધી શુદ્ધ જેણે વાણિ !" (પૃ ૧૫૧)
(૨) ' ગઇ તરુણ પુરાણી, સેઠને વામ પાસે,
કહિ કહિ જન ભોળા, ભોળવે છે પ્રયાસે ' (પૃ ૨૫૩ )

---

* સુંદર મેવાડાએ સ ૧૭૭૬ મા વસત પચમીને દિવસે પ્રેમાનદનો "દશમસ્કધ પડ ગયાનો અવચય અધૂરો રહ્યો હતો, તે પૂરો કર્યાનુ મળે છે પણ એક પ્રતમા સ ૧૭૭૩મા રચ્યાનુ મળે છે જેમકે—

'સવત સત્તર તોહોતેર વસતને દિન
અધ્યાય બાવનથી અધુરા તે હરિકૃપાથી થા પુરણ '
( ગૂ વ સો દ હ લિ પુ ન ૫૫૪)

નળાખ્યાન નુ એક વર્ષ સ ૧૭૩૬ પણ મળે છે, પણુ ગૂજ વર્ના સો દ હ લિ પુ ન ૬૫૫ એટ્ નો સ ૧૭૫૬ જેટલી જૂની પ્રત મળે છે, તે જોતા સ ૧૭૩૬ નહિ પણ સ ૧૭૧ર જ સાચુ વર્ષ છે આ રીતે સ ૧૭૭૩ પહેલા જ પ્રેમાનદ ગુજરી ગયો હતો, એટલે ખરુ જોતા દશમસ્કધ" સ ૧૭૭૩ પૂર્વ રચાયો છે વ લભ સુરતી ભાગવતનો 'નવમસ્કધ ૧૭૬૫ મા પૂરો કરે છે, અને 'દશમસ્કધ છોડી દઇ, 'એકા દશસ્કધ-દ્વાદશસ્કધ જ રચે છે એ જોતા સ ૧૭૬૫ પૂર્વ જ પ્રેમાનદનો ' શમ' જાણીનો હશે, જે કારણે વલ્લભ સુરતીએ એ સ્કધ જ રચ્યો નથી ને સ ૧૭૭૩મા તો સુદર મેવાડો તે પૂરો કરી આપે છે

આ પછીની પંક્તિમાં "સત્તરસેં ઓગણત્રીસ"નો માત્ર નિર્દેશ છે. આપણા દેશમા પડેલા દુકાળો વિશે જે માહિતી મળે છે, તેમા ક્યાય પણ સં ૧૭૨૯ના કાળનો નિર્દેશ નથી, તે શતકમાં સં. ૧૭૭૪ અને ૧૭૮૭-૮૮ના નોંધાયા છે. આ બંને કાળ રાજકીય તેમ જ કુદરતી એ ઉભય કારણે પડયા હતા, જે ભયાનક નીવડેલા. (દુકાળ વિષે નિબંધ-ગૂ વ. સો. પૃ ૪-બોમ્બે ગેઝેટિયરમાં પણ સં. ૧૭૨૯નો દુકાળ નથી)—કવિ શિવલાલ પુ ધનેશ્વરભટ્ટે "દુકાળ-દર્પણ અથવા છપ્પનાની છાપ" નામના કાવ્યમા ઈ સ પ્રમાણે દુકાળો નોંધ્યા છે, જેવા કે—

"તે પછી દુકાળ જ પડયા ઇસ્વીસન સોલસેં પચાસ,
સોલસેં ઓગણસાઠ પછી, પચાસીએ દીધો પ્રકાશ" (પૃ. ૨)

—પણ એમા ઇ. સ. ૧૬૭૩ (સં ૧૭૨૯)ના કોઈ દુકાળ વિશે નોંધ્યું નથી.

આશ્ચર્યની વાત તો એ છે કે સં ૧૭૨૯મા નહિ, પણ સં ૧૯૨૯ (સને ૧૮૭૩)માં લોર્ડ નોર્થબ્રુકના સમયમા ઉત્તર હિંદમા ભારે દુકાળ પડયો હતો. સં ૧૯૨૮ની આખરે રેલ આવવાને કારણે વલસાડ બાજૂ પ્રજાને કેટલીક મુશ્કેલી વેઠવી પડી હતી અને "ઋષ્યશૃંગાખ્યાન"મા "ધન્ય ભાગ્ય નહિ મહાકાળ રે" એ વચનમા આપણા દેશમા નાના કાળનું સૂચન છે શુ આ જ કાળનો "ઓગણત્રીસા"થી ગર્ભિત નિર્દેશ હશે?

"અષ્ટાવક્રાખ્યાન" સં. ૧૭૨૬ કે સં ૧૭૬૬મા, હરિદાસને નામે "ભારતસાર" સં. ૧૭૩૭મા, વીરજીનું "દશાવતાર" સં ૧૭૪૨મા અને "માર્કંડેયપુરાણ" સં. ૧૭૬૫મા પૂર્ણ થયાનું મળે છે, પણ એની ભાષા, શૈલી અને અર્વાચીન શબ્દ અને વાકયના પ્રયોગો જોતા એ કૃતિઓ પ્રાચીન નથી જણાતી એક જ નમૂનો આપુ "માર્કંડેયપુરાણ"માથી—

"હવા ઉત્તર પર્વત અવનવા, જેમાથી વહે નિર્મળ સલિલ,
શંખકૂટ વૃષભ હંસનાભ ને, કપિલેંદ્ર ને નીલ ૧૩
સ્વર્ણશૃંગી શતશૃંગી છે, પુષ્પક મેઘ બાંધી છે મીલ,
વિરજાક્ષ વરાહાદ્રિ આવિયા, મયૂરે મયૂર શોભે સર્વજીલ. ૧૪
(પૃ ૪૦૩, બૃ કા દો ભાગ ૭ મો)

'મીલ'=? પર્વતચક્રી—ની જાણ સં ૧૭૬૫મા ક્યારી? આધુનિક ધુમાડાના જેવા દેખાવે કાપડની "મીલ" યાદ આવી હશે? આવી સ્થિતિમા એ કૃતિઓને પ્રાચીન કહેવા કરતા ઉપર બતાવેલા ક્રમે ગણાતા "પુરાણી-ઝઘડા"નું સમાધાન મળી જાય છે. એક નમૂનો વધુ જુઓ:

"અટાવક્રાખ્યાન"માં "પાર્ટ"નો વ્યંગ્યાર્થે પ્રયોગ મળે છે, એ વાઃ

"જે જે પરણ્યા જણ, પરતગ્યા તે યથા;
કો કે' પાર્ટના તેહ, શરમ લાગી જથા. ૩"

આ તો માત્ર દિગ્સૂચન છે. આ કૃતિઓમાંથી નવા પ્રયોગોના સખ્યાબંધ ઉદાહરણો મળ્યાં છે, એ તેને સં. ૧૭૨૬, ૧૭૨૯, ૧૭૩૭, ૧૭૪૨, ૧૭૬૫માં જવા દે તેમ નથી.

આ પછીની કૃતિઓ તે "દ્રૌપદીહરણ", ત્રણ નાટકો, "માધાનાખ્યાન" અને છેલ્લે "શામળશાનો મોટો વિવાહ" છે. 'દ્રૌપદીહરણ"માં પૃ ૨૫ ઉપર (પ્રા. કા. માળા)માં "પસાર"—to pass—નો "કીધી પસાર પુર-પોળ એકને" એવો પ્રયોગ મળે છે, તો નાટકોમાં "તપત્યાખ્યાન"માં "પરેડ"—parade—નો (પૃ. ૮૮; ૧૧૨) પ્રયોગ છે.' શામળશાના મોટા વિવાહ "માં તો રતનલાલ, કાનિલાલ જેવાં નવાં નાગરી નામો મળે છે.

પ્રેમાનંદ, હરિદાસ, દ્વારકાદાસ, રત્નેશ્વર, વીરજી વગેરે જે જે કવિઓને નામે શંકાસ્પદ કાવ્યો છપાયાં છે તે બધામાં પ્રાયઃ "મિથ્યા" કે "નામધારી"

ઘણામાંથી આ માત્ર વાનગીરૂપ જ છે.

આવા પ્રયોગ તે તે કવિની સિદ્ધ કૃતિઓમાં નથી + આવાં આવા કારણોએ શંકા થાય છે. અને તેનું નિરાકરણ ભાષાના ક્રમિક વિકાસનુ જ્ઞાન મેળવ્યા સિવાય મેળવવું મુશ્કેલ છે. ભાગ્યે જ કહેવાની જરૂર છે, કે નર્મદયુગ પછીના યુગની ભાષા–ભૂમિકાનું પ્રતિનિધિત્વ ધરાવતી તે તે કૃતિ જૂની નથી. આ જ રીતે પુરાણીઓના ઝઘડાનું સમાધાન મળી શકે તેમ છે.

અને ત્યારે જ "શાંતિસુધા" ૧૯ વર્ષની વયે સ્વ. છોટાલાલ ન. ભટ્ટે સં. ૧૯૨૫ મા રચ્યું હતુ, તે "કોઇક પ્રસંગને લીધે" ' ૨૬–૨૭ વર્ષ-પર્યંત" "તેવું જ નાખી મૂક્યું હતું" તે સં. ૧૯૫૨ (સને ૧૮૯૬)માં કેમ પ્રકટ થયું–પ્રા. કા ત્રૈ. અને પ્રા. કા. માળા બંધ થયા પછી, તેનું હાર્દ સમજી શકાશે.

વલ્લભને નામે તો બધી જ કૃતિઓ માત્ર નથી જ રચી કાઢવામાં આવી છે, તે બતાવવાનું હવે બાકી રહ્યુ નથી. પ્રેમાનંદને વલ્લભ નામનો પુત્ર હતો તે જ ઉપજાવી કાઢેલી વાત છે.

પ્રેમાનંદચરિત ઊભુ કરવાને માટે થયેલા વ્યવસ્થિત પ્રયાસોમાં "પુરાણીઓ સાથેનો ઝઘડો" પણ એક મુખ્ય અંગ છે, તે વિશે માત્ર આમ અંગુલિનિર્દેશ કરીને જ વિરમું છું

+ "સુદામાચરિત"ની સં. ૧૭૫૯ ની કા. શુ સ ૯. લિ. પુ. નં. ૫૪ ચ.–માં અંતે "ભટ પરમાનંદ નામ મીથ્યા" એવો પાઠ છે, તો સં ૧૭૫૮ ની ત્યાંના જ નં. ૧૧૧ અ–મા "ભટ પ્રેમાનંદ નામે રીશ" એવો પાઠ છે સં ૧૭૫૮–૫૯ મા આમ "મિથ્યા" વાળો પાઠ અડધો પડધો પણ મળે છે. પરંતુ ત્યા "મિથ્યા" હોય તે સંભવી શકે તેમ છે, કેમકે તેની ઉપર "કરનારે લીલા કરી" વાક્ય છે. ત્યા માત્ર આ બધુ પ્રભુકર્તૃત્વ છે, તે સૂચક રીતે બતાવવા "મિથ્યા"નો પ્રયોગ સંભવે છે જેની હાલ એક પણ હાથપ્રત મળતી નથી તેવા પ્રેમાનંદના અર્ધશંકાસ્પદ કાવ્ય "દ્રૌપદીસ્વયંવર"ને અંતે આવું છે; પણ ત્યા તો એ પાછળો ઉમેરો જણાય છે. શંકાસ્પદ કાવ્યોમા આવતો "મિથ્યા" શબ્દ તો વિશિષ્ટ રીતે જ યોજાયો છે.

પરિશિષ્ટ : આ

# પ્રેમાનંદ–શિષ્ય વીરજી (?)

**સને** ૧૮૮૪મા "પ્રાચીનકાવ્ય ત્રૈમાસિક"નો ૧ લો અંક પ્રસિદ્ધ થયો ત્યારે સૌથી પ્રથમ આપણા જાણવામા આવ્યુ કે "સુરેખાહરણ" નામના કાવ્યમા વીરજીએ પ્રેમાનદ કવિને નમસ્કાર કર્યા છે એ પછી ૫ વર્ષે 'સુરેખાહરણ' પ્રસિદ્ધ થયુ તેના કવિચરિતમા સ્વ રા મા હરગોવિન્દદાસ કાંટાવાળાએ કહ્યુ કે 'વીરજી એ મહાકવિ પ્રેમાનદના શિષ્ય હતા તેમનું રહેવાનું સ્થળ બરાનપુરમાં હતુ છતાં તેમણે પ્રેમાનદને લીધે ઘણો કાળ વડોદરામાં ગાળ્યો હતો વીરજીના અક્ષર સારા હતા × × × તેથી પ્રેમાનદ તેમને પોતાની પાસે રાખી પોતાના કાવ્યો લખી નકલ તેમની પાસે ઉતરાવતા × ×

'તેમણે પ્રથમથી જ સામળભટ સાથે વાદમા ઉતરી સુરેખાહરણનો કલ્પિત ગ્રન્થ લખ્યો સામળ ભટે પદ્માવતીની વાત લખી બતાવ્યુ કે કલ્પિત ગ્રન્થ આવા હોવા જોઇએ એથી વીરજીને લાગ્યું કે સામળ ભટ સાથે વાદમા ઉતરતા હું પાછો પડયો, તેથી જેમ સામળ ભટ વાર્તાઓ લખતા હતા તેમ તેમણે પોતાના ગ્રન્થોને કથાઓ નામ આપી કેટલાક ગ્રન્થ લખી કાઢ્યા " (પૃ ૧–૨)

એ પછી " દ્રૌપદીહરણ"ના કવિચરિતમા (સને ૧૮૯૦મા) કહેવાયુ કે 'ત્રીજા શિષ્ય વીરજીને ઉર્દૂ, ફારસી, વગેરે ભાષાઓમા જેવી ઉટગ વાતો લખાય છે તેવી વાતો કવિતાબદ્ધ લખવાનું કામ સોપ્યુ હતુ ××× સામળની સાથે સરત થઇ હતી તેની રૂએ વીરજીએ સુરેખાહરણની કલ્પિત વાત જોડી, પરંતુ તેમા તેણે હાર ખાધી, તેથી તેણે કાકુરાજ કથા, કમાવતી કથા વગેરે બીજી આઠ કથાઓ જોડી સામળ સાથેના વાદમા વીરજીએ હાર ખાધી તેથી નરસ્ત્રા તેના ઉપર બહુ ચીડાયો હતો તેણે વીરજીની ઘણી ઠેકડી કરી છે " (પૃ ૧૦)

પ્રેમાનદે ગૂજરાતી ભાષા સર્વશ્રેષ્ઠ ન બને ત્યાસુધી પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા કર્યાનું આ 'દ્રૌપદીહરણ'ના કવિચરિતમા કહેવામા આવ્યુ છે કાવ્ય રચી પિતાને ગૂજરાતીની સર્વશ્રેષ્ઠતાનું ભાન કરાવ્યુ અને પાઘડી પહેરાવી, તે પાઘડી હાજર કરનાર વીરજી હતો, એવુ વલ્લભના જ વક્ષ પ્રશ્નોત્તર" (૨ સં ૧૭૮૧)મા જાણવા મળે છે

"માગ માગ મારા સુત, મુખ માગ્યું આપું તને,
કવીશ્વરે એવી ઘડી, એકવાર આણીતી,
દ્વિજ અમિકાષ્ઠ માગ્યા, મૂગ લઇ ગયો જેહ,
પાઘ પેરાવી કવિએ, કવિતા વખાણીતી
યક્ષે કહ્યુ એ તો મે જ, પરીક્ષા જોવાને હર્યાં.
પિતાએ કર્યુંતુ એમ, સુત રીત જાણીતી,
આપ્યા કાષ્ઠ તર્ત આણી, આનંદ થયો અપાર,
વીરજીએ પાઘ આપી, પ્રેમથી પ્રમાણીતી. ૫૨૦'

આ પ્રમાણે ટૂંકમા આપણને વીરજીની કારકિર્દીનો ખ્યાલ આવી જાય છે કે—

૧. વીરજી "સુરેખાહરણ"ની સં ૧૭૨૦માં રચના થઈ તે પૂર્વે જ પ્રેમાનદનો શિષ્ય બન્યો હતો,
૨. શામળ સાથેના વાદને પરિણામે ઉદ્ભૂત જેવી કાલ્પનિક વાર્તાઓ તેણે લખી હતી,
૩. શામળ સાથેના વાદમા વલ્લભે વીરજીની ઠેકડી કરી હતી;
૪. વીરજી પ્રેમાનદ પાસે બુરાનપુરથી આવી વડોદરામા રહ્યો હતો અને પ્રેમાનંદના કાવ્યોની નકલ કરતો, અને
૫ સ ૧૭૮૧ પૂર્વે પ્રેમાનદને પહેરાવવા વલ્લભે મગાવેલી પાઘડી વીરજીએ હાજર કરી હતી

વલ્લભે મ ૧૭૮૦મા લખેલા "દુઃશાસનરુધિરપાનાખ્યાન"મા પાઘડી વિશે કાંઈ નથી, ત્યારે "યક્ષપ્રશ્નોત્તર"મા તે નોંધ્યુ છે, એ જોતા મ ૧૭૮૦ આસપાસ પ્રેમાનદને પાઘડી પહેરાવવાનો પ્રસંગ બન્યો હશે "કૃષ્ણવિષ્ટિ" કહી પ્રસિદ્ધ થયુ નથી એટલે ચોક્કસ વર્ષ મેળવવાની સ્થિતિમા આ ણે નથી "મિત્રધર્માખ્યાન" (મ ૧૭૬૦), 'યુધિષ્ઠિરવૃકોદરસંવાદ" (સં ૧૭૭૧) અને 'કુંતીપ્રસન્નાખ્યાન" (સં ૧૭૭૭) એ કૃતિઓમા કમ નથી કે પિતા તેનાથી પાઘડી પહેરવા તૈયાર થાય! 'દુ શાસનરુધિરપાનાખ્યાન" (સ. ૧૭૮૦)મા તેની તાકાત છે એથી એ ખરુ જ હોય તો એ જ એવુ વર્ષ છે કે જે લગભગમા 'પાઘડી"નો પ્રસગ બન્યો હોય!

ત્યારે સ ૧૭૮૦ એ વીરજીના જીવનનો ઉત્તર અવધિ ગણાય! એની કૃતિઓમા 'સુરેખાહરણ' નિશ્ચિત રીતે સ ૧૭૨૦માં રચાયેલુ છે શામળની સાથેની હોડમા 'પદ્માવતી'ના રચન પછી એ રચાયેલુ સ્વીકારાયુ છે આ આ જોતા સહેજે વીરજીની ઉમર આ કાવ્યના રચન વખતે ૨૦ ૨૫ વર્ષની

હોય. તો સ. ૧૬૯૫–૧૭૦૦ આસપાસ વીરજીનો જન્મ હોય. બેશક વીરજીએ ૮૦–૮૫ વર્ષનું દીર્ઘ આયુ ભોગવ્યું હોય, તે સ્વીકારવામાં બાધ નથી.

ચર્ચા

વીરજી પ્રેમાનંદનો શિષ્ય બન્યો હતો, યા હતો, તે વાત પ્રથમ તો 'સુરેખાહરણ"ના જે વચનમાંથી પ્રેમાનંદનો નિર્દેશ જોવામાં આવે છે, તે વચન સાથે જૂની હાથપ્રતોમાં આ પ્રમાણે છે.

"નમસ્કાર નરસહી મેહેતાને પ્રથમે નામૂં શીશ ॥૧૬॥
વછનાગર ગણુસાગર પ્રણમૂં ભાવ ધરીને મંન ॥
સુરદાશ પાવન પરીમાનંદન ભાવ મા ધરશો ભીન ॥૧૭॥"
(સં. ૧૭૫૪ની ગુ. વ. સો. હ. લિ. પુ નં. ૬૫૫ ક)

આ છેલ્લી લીટીને સ્થાને "સુરદાસ પ્રભુ પ્રેમાનંદ" કે ક્વચિત્ "સુંદરદાસ પાવન પ્રેમાનંદ" જેવા પાઠ મળે છે. આમાં પ્રેમાનંદનો ગર્ભિત નિર્દેશ છે એમ કહેવામાં આવે છે[1] આ તરફ શ્રી. રામલાલ ચૂ. મોદીએ આ પૂર્વે તેર વર્ષ ઉપર (ગુજરાતીના "દિવાળી અંક"માં) ધ્યાન દોર્યું જ છે કે અહીં તો અષ્ટછાપ વૈષ્ણવ વ્રજભાષાના કવિઓ સૂરદાસ અને પરમાણંદદાસની જોડીનો સ્પષ્ટ નિર્દેશ છે: આમાં પ્રેમાનંદ વિશે ન તો પ્રકટ કે ન તો ગર્ભિત નિર્દેશ છે. અને આ કાવ્ય તો વડોદરામાં નહિ પણ બુરાનપુરમાં રચાયેલું છે '

એના બીજા કાવ્ય ' કામાવતી ' (સં. ૧૭૨૫ના પોષ વદિ ૧૨ સોમવાર)માં પણ પ્રેમાનંદ વિશે કાંઈ પણ કહેવામાં આવ્યું નથી આ કાવ્યને અંતે એક કડી આવી મળે છે:

"કાલિદાસ સરખા કવિજન રઘુવંશ કીધો પાવન;
તેહ તણા પદપંકજ ભજી, સેવક થઇ બોલ્યો વીરજી." ૯
(કડવું ૨૨ મું)

---

[1] 'હરિશ્ચંદ્રાખ્યાન'ના કર્તા નડિયાદના રત્નદાસને પ્રેમાનંદનો શિષ્ય ગણવા તે કાવ્યના રચ્યાવર્ષ સં. ૧૭૩૭ના કાર્તિક સુદિ ૪ ગુરુવાર (તા. ૩૧–૧૦–૧૬૮૦)ને સ્થાને સ્વ. દી. બ. કે હ. ધ્રુવે સં. ૧૭૩૪ ને ચૌદશ કલ્પી છે, જે પણ ગણતરીથી તો બુધવાર આવે છે—અને મહિનો સિદ્ધ રાખી વર્ષ–તિથિ–વાર ત્રણમાં ફેરફાર કરવાની જરૂર ઊભી થાય છે, જે શક્ય નથી વળી દ્રૌ સ્વ. ના ૧લા કડવામાં આવતા "પ્રેમાનંદ" શબ્દથી આપણો પ્રેમાનંદ છે એ સિદ્ધ કરવા ને "દ્રૌપદીસ્વયંવર" અપર પ્રેમાનંદની કૃતિ છે એમ બતાવવા ત્યાં ૧લા કડવામાં આવતા "પરમહંસ" (પૃ ૧૭૩)ને સ્થાને "પરમાનંદ" શબ્દની કલ્પના તેમણે કરી છે. આ બેઉ અહીં સરખામણી કરવા જેવા પ્રસંગ છે. એ કેટલા ટકી શકે તેમ છે તે સ્વતઃસિદ્ધ જ વાત છે.

આમા પ્રેમાનંદનો નિર્દેશ કહેવામા આવે છે ર. દી બ કેશવલાલ ધ્રુવે આ ઉપરથી જ કહ્યુ છે કે પ્રેમાનંદે સં ૧૭૨૫મા કાલિદાસના રઘુવંશનો અનુવાદ કરી નાખ્યો હતો ! (પ્રેમાનંદ-નિબંધની છેલ્લી આવૃત્તિ) તો મારા મિત્ર શ્રી નટવરલાલ દેસાઈએ એવી સંભાવના કરી છે કે 'માર્કંડેય પુરાણ'મા જ આવતા મર્દનરાના વર્ણનને ઉદ્દેશી પ્રેમાનંદે રઘુવંશ કર્યો છે એવુ પ્રયોગ નામાં આવ્યુ હશે ('માર્કંડેય પુરાણ"ની પ્રસ્તાવનામા) "કામાવતી' વીરજીનુ માન્ય છે એ વિશે શકા નથી પણ તેની જૂની કોઈ પ્રત હાલ મળતી નથી એટલે એ નક્કી કરવુ મુશ્કેલ છે કે ઉપરની કડી ખરેખર વીરજીની છે કે પાછળથી દાખલ થઈ છે, મને લાગે છે કે એ પાછળથી દાખલ થઈ છે એનુ મુખ્ય પ્રયોજન તો એ છે કે ઉપરના બેઉ કાવ્યમાં વીરજી વડોદરામા આવી રહ્યો એવુ લેશ પણ મળતુ નથી

અને પ્રેમાનંદ ગુરુ બન્યો ત્યારે કેવડો હતો ? એના કાવ્યોની ઐતિહાસિક દૃષ્ટિએ તપાસ કરતા તેના સિદ્ધ પ્રૌઢ કાવ્યો-રચ્યાવર્ષ ધરાવતા સં ૧૭૨૨-૩ થી પૂર્વેના ખાસ નથી નીકળતા "અગ્રહાસાખ્યાન"નુ સ્વરૂપ જોતા તે ૨૫-૨૭ વર્ષે લખેલી કૃતિ છે, તો સં ૧૭૦૦થી પૂર્વે તેનો જન્મ સભવી શકે તેમ નથી તો તેની ૨૦ વર્ષની ઉમર પહેલા જ તે વીરજીનો ગુરુ થઈ ગયો હશે ? તે પૂર્વ જ ગુરુ થવાની યોગ્યતા માટેના સમર્થ કાવ્યો રચી શક્યો હશે ? આજે તેવુ એક પણ સં ૧૭૨૨-૩ પૂર્વેનુ તેનુ સબળ કાવ્ય મળતુ નથી. સબળ કાવ્યો સુદામાચરિત, મામેરુ, નળાખ્યાન તો અનુક્રમે સં ૧૭૩૮ ૧૭૩૯ ને ૧૭૪૨મા રચાયા છે એ પૂર્વે જ ૧૫-૨૦ વર્ષ ઉપર વીરજી તો સિદ્ધહસ્ત કવિ જોવો મળે છે !

અને વીરજીના બને કાવ્યો તો શામળની હોડમા રચાયા છે ક્યારે ? સં ૧૭૨૦ અને ૧૭૨૫મા ત્યારે શામળ ક્યારે થયો હતો ?

આજે શામળનાં જે કાવ્યો મળે છે તેમા એની 'સૂડાબહોતેરી" સં ૧૮૨૧મા પૂરી થઈ જ્યારે 'શિવપુરાણ" સં ૧૭૭૪ના શ્રાવણ સુદિ ૫ ગુરુ (તા ૧-૮-૧૭૧૭)ને દિવસે સિદ્ધરૂપે શામળે પૂર્ણ કર્યુ છે (પાઠાંતરથી સં ૧૮૦૪ મળે છે ને પણ (તા ૩૦-૭-૧૭૪૭) સાચુ વર્ષ છે, પણ તેમા રખીદાસ વિશે કશો ઉલ્લેખ નથી તેથી સં ૧૭૭૪ વધુ વાજબી છે ) અને 'પદ્માવતીની વાર્તા સં ૧૭૭૪મા રચનાનું મળે છે (જોકે તિથિવાર પ્રમાણે પાઠાંતરથી સં ૧૭૭૯નું વર્ષ વધુ સાચુ છે ) આ જોતાં બહુ તો સં ૧૭૬૫ આસપાસ શામળનો કવનકાળ શરૂ થતો હશે, જે સં ૧૮૨૧ સુધી તો

સ્પષ્ટરૂપે સિદ્ધ છે. શામળ અને વીરજીની વચ્ચે હોડ હોય તે માટે શામળનો કવનકાળ આશરે ૫૦ વર્ષ વહેલો લઈ જવો પડે છે, અને તે પૂર્વે ૨૦ વર્ષ ઉપર શામળ જન્મ્યો હોય તો એ વીરજીનો હરીફ બને અને વીરજી શામળનો હરીફ બને. એની ઠેકડી કરનારો વલ્લભ પણ તેથી સં. ૧૭૨૦ આસપાસ ૨૦ વર્ષનો હોવો જોઈયે. ને એની પહેલી કૃતિ "મિત્રધર્માખ્યાન" તો છેક સં. ૧૭૬૦મા રચાયેલ છે। તો શું ૬૦ વર્ષે "મિત્રધર્માખ્યાન" રચ્યું ? અને શામળે ૧૨૧ વર્ષની ઉમરે "સૂડાબહોતેરી" પૂરી કરી ?

અહીં એ પણ ઉમેરવું આવશ્યક છે કે "સુરેખાહરણ" અને "કામાવતી" વીરજીની "નવસર્જન"માંથી થયેલી કૃતિઓ નથી. "સુરેખાહરણ" વિષ્ણુદાસે રચેલું છે, તો "કામાવતી" જૈન કવિઓએ તેમ જ શિવદાસે રચેલી છે.

વસ્તુસ્થિતિએ વીરજી અને શામળ સમકાલીન પુરવાર થઈ શકતા જ નથી. વલ્લભ તો પ્રેમાનંદની ૩૨–૩૩ વર્ષની વયે જન્મ્યાનું સ્વ. કાંટાવાળાએ કહ્યું છે, તો જ ૨૭–૨૮ વર્ષની વયે સં. ૧૭૬૦માં "મિત્રધર્માખ્યાન" તેણે રચ્યું હોય ! અને એ વલ્લભ "મિત્રધર્માખ્યાન" (કડી ૮), "યુધિષ્ઠિરવૃકોદર સંવાદ" (કડી ૨૪), મા એટલે કે સં. ૧૭૬૦–૧૭૭૧માં શામળ પર કટાક્ષ કરે છે, ને "કુન્તીપ્રસન્નાખ્યાન"માં તો—

"શિખિ સમ દાનેશ્વરી, નૃપ અમે ટેક રખી—
દા કનેથી દાન લેવું, ખરું લેઉં' ના જરી.' (કડી ૨૦૨)

એમ સં ૧૭૭૭માં રખીદાસ પાસેથી દાન લેતો ગર્ભિત રીતે શામળને કહે છે. તો શામળ રખીદાસને ત્યાં ક્યારે ગયો ? શ્રી. રામલાલ ચૂ મોદીએ (પેલા 'સાહિત્યકાર'ના "શામળ અંક"માં તેમ જ સ્વ અં. બ જાનીએ

આથી સ્પષ્ટ થશે કે સ. ૧૭૮૫માં તો શામળને રખીદાસ સૌથી પ્રથમ તેડાવે છે, ત્યારે વલ્લભ તો સં. ૧૭૭૭માં જ રખીદાસની પાસે ભીખ માગતો શામળને ચીતરે છે!

આમ આ ત્રણે વચ્ચે સમયનું જ અંતર છે ત્યાં સં. ૧૭૨૦માં ત્રણેનો યોગ સાધી દેવો તે કેટલો ટકી શકે, તે સ્પષ્ટ છે. એ કહેવાની જરૂર નથી કે ઐતિહાસિક નાટકનાં સાચાં અને ખોટાં પાત્રોની કાળવિરોધેય ઊભી કરવામાં આવતી પાત્રસૃષ્ટિ તે તેનાં કાર્યોની આ એક માત્ર સજાવટ છે. વીરજી ને શામળ સાચાં પાત્રો છે તો વલ્લભ કાલ્પનિક પાત્ર છે.

**આમ મુદ્દા નં. ૧-૨-૩ ઐતિહાસિક કસોટીમાંથી પાર ઊતરી શકતા નથી એ સ્પષ્ટ છે.**

ચોથો મુદ્દો વીરજી બુરાનપુરથી આવી પ્રેમાનંદ પાસે રહ્યો હતો અને પ્રેમાનંદનાં કાવ્યોની નકલ કરતો, તે છે. અને "રોષદર્શિકાસત્યભામાખ્યાન"ની નર્મદયુગ પછીની પ્રૌઢ ભાષાને સાચવતી નકલ એ વીરજીના હાથની હતી તેની નકલ ઉપરથી એ નાટક સ્વ. કાટાવાળાએ છપાવ્યાનું એ નાટકની પ્રસ્તાવનામાં કહેવામાં આવ્યું છે. (પૃ. ૧૧)

આજે પ્રેમાનંદના કાવ્યોની સખ્યાબધ હાથપ્રતો મળે છે, પણ એક પણ વીરજીના હાથની મળી સાંભળવામા આવી નથી, અને "રોષદર્શિકા-સત્યભામાખ્યાન" વગેરે ત્રણે નાટકો પ્રાચીન છે એમ કહી શકાય તેમ નથી. આ ત્રણ નાટકો જ નહિ, 'ઋષ્યશૃંગાખ્યાન" "દ્રૌપદીહરણ", "અષ્ટાવક્રાખ્યાન," "માર્કંડેયપુરાણ" ("હરિશ્ચન્દ્રાખ્યાન" અને "દેવીચરિત" સહિત), "માંધાતાખ્યાન", "શામળશાનો મોટો વિવાહ" એ કાવ્યો પણ પ્રેમાનંદનાં પુરવાર થઈ શકવાની સ્થિતિમાં નથી; એટલું જ નહિ પણ મારાં વાચેલાં કાવ્યોમાં વલ્લભનાં પાંચે આખ્યાનો અને "મારુતિવિજય" નાટક (તૂટક), વીરજીનાં "બલિરાજાનું આખ્યાન" અને "દશાવતાર", હરિદાસના "ભારતસાર" 'સીતાવિરહની ચાતુરી" અને "શ્રાદ્ધ", દ્વારકાદાસનાં "રાધાવિલાસ", "રાધાવનવિનોદ", "દાણલીલા", "ગોવર્ધનપૂજા", "બારમાસ" (પ્રા કા. મ. હમાના), "તિથિ", ને કૃષ્ણને લગતાં પદો ને ગરબીઓ (આ બધાં જ પ્રા. કા. માળા અન્ય હમાનાં), તેમ જ રત્નેશ્વરનાં "મૂર્ખાવલી", "સુજ્ઞાવલી"ને "પદો" એ વગેરે બધાં એક જ હાથે નર્મદયુગ પછીની અર્વાચીન ભાવાભૂમિકામાં લખનાર સિદ્ધ લેખકની કૃતિઓ છે (આ વિસ્તારથી અન્યત્ર મારા તરફથી ચર્ચવામાં આવ્યું હોઇ, તેનો માત્ર નિર્દેશ જ કરું છું.)

જ્યાં વીરજીનું વડોદરામાં આવી રહ્યાનું જ પ્રામાણિક સ્વતન્ત્ર પુરાવાથી સિદ્ધ થઈ શકે તેવી સ્થિતિ નથી, ત્યાં એ પ્રેમાનંદના કાવ્યોની નકલો ઉતારતો તે મળતી જ કેવી રીતે શકે? એણે આઠ કથાઓ લખી તો માળીની ક્યાં ગઈ? જેમ પ્રેમાનંદ, વલ્લભ, રત્નેશ્વર વગેરેને નામે 'બુદ્ધિપ્રકાશ" (અને ૧૯૩૧ના જાન્યુઆરીના અંક)માં સ્વ. કાટાવાળાએ અનેક ગ્રન્થો અપ્રસિદ્ધ નોંધ્યા, પણ પેલી "પ્રેમાનન્દ કથા"ને વલ્લભઝઘડા'ની માફક કદી બહાર ન જ આવ્યા, તેમ આ કથાઓ પણ પ્રસિદ્ધ થઈ જ નહિ। ક્યાં ગઈ?

એવો જ પાંચમો મુદ્દો પ્રેમાનંદને પાઘડી પહેરાવવાનો છે. પાઘડી પહેરાવનાર વલ્લભનું જ અસ્તિત્વ ઐતિહાસિક કસોટીમાં ઉપર બતાવ્યું છે તેમ ટકી શક્યું નથી ત્યાં 'એના' કહી મૂકેલા શબ્દોની શી સ્થિતિ? મૂળે પ્રેમાનંદે પાઘડી પહેરવાની પ્રતિજ્ઞા લીધી હતી, તે વાત કહેનાર તો વલ્લભ જ ને? તેનું અસ્તિત્વ તો નિરાકૃત થઈ ચૂક્યું જ છે

વીરજીની પેલી કથાઓનો તો પત્તો ન જ લાગ્યો, પણ જે 'બલિરાજાનું આખ્યાન' અને 'દશાવતારની કથા" મળે છે તેને જરા કસી જોઈએ

"સુરેખાહરણ'માં આપણે જોયું તેમ 'સૂરદાસ પાવન પરમાનંદ' શબ્દો આવે છે, ત્યાં અષ્ટછાપ સૂરદાસ અને પરમાણંદદાસનો નિર્દેશ છે જ્યારે 'બલિરાજાના આખ્યાન'માં સૂરદાસને મૂકી 'પાવનરૂપ પ્રભુ પ્રેમાનંદ એવા જ શબ્દો મૂકવામાં આવ્યા છે, ને તરત જ 'કૃપા થાય પરમાનંદ તો કવિ વીરજી થાય' (કડવું ૧-કડી ૧૬) એમ કહેવામાં આવ્યું છે તો કાવ્યને અંતે—

"વિદ્યા અર્થે વટપુર સેવ્યું ગુરુનું કેવું ન નામ રે
બરાનપુરના વાસી તેથી, બરાનપુરમાં મુકામ રે ૨૫'

વીરજી બુરાનપુરથી વિદ્યા અર્થે વડોદરા આવ્યો ને વડોદરાના સુગનપરામાં આવી રહ્યો. કેવો સુંદર મેળ બેસી ગયો છે!

પણ આ કાવ્ય તો કાવ્યાંતે જણાવ્યા પ્રમાણે—

"સંવત અદ્વૈત સાગર સપ્તે, શ્રીગુરુ ને આકાશે,
આદિમતમ ગ્રન્થ પૂરણ કીધો, શ્રાવણ એકાદશી ઉલ્લાસે
શુક્રવાર તો સારો વાર, બલિરાજના ગુણ ગાયા રે.'

એમ ચોક્કસ રીતે સં. ૧૭૨૦ના શ્રાવણ સુદિ ૧૧ શુક્રવારે રચાયું છે. આષાઢી, કે કાર્તિકી બંને સંવત્ ગણના આ દિવસ ખોટો છે તે બંને વર્ષોમાં તો અનુક્રમે સોમવાર (તા. ૧૪-૭-૧૬૭૩) અને રવિવાર

(તા. ૨-૮-૧૬૭૪) આવે છે. પાછળ 'દશાવતાર'માં તો સંવત્ ૧૭૪૨ ને વૈશાખ વદિ ૫ વાર વિના જ આપેલ છે, તેથી ગણિત થઇ શકે તેમ નથી.

આ બને કાવ્યોમાં એ બેઉ "આદિમતમ" કહેવાયાં છે. "સુરેખા-હરણ"ની કોઈ પ્રતમાં "આદિમતમ" શબ્દ હશે, જે ઉપરથી પ્રા. કા. ત્રૈ. ના પાઠમાં એ મળે છે. આને મારી જોયેલી 'હસ્તપ્રતોનો ટેકો નથી એ "આદિમતમ" શબ્દ "કામાવતી"માં નથી જ ને આ બે કૃતિઓમાં દેખાય છે એ જ બતાવે છે કે "પાવન પ્રભુ પ્રેમાનંદ" જેમ અસલમાં ખપાવવા દાખલ કરવામાં આવ્યું તેમ "આદિમતમ" પણ. કાવ્યમાંના નવા શબ્દના તેમ જ વાક્યના પ્રયોગો વિશે વિસ્તારભયે અહીં મૌન જ સેવું છું.

અહીં નોંધવા જેવું તો એ છે કે પ્રેમાનંદ વગેરેનાં શંકાસ્પદ કાવ્યોમાં કવિના નામ સાથે 'મિથ્યા' કે એવી મતલબનો શબ્દ આવે છે, તેવો "દશાવતાર"માં આરંભમાં જ મળી આવે છે; જેમકે—

"ગુરૂકૃપાથી કંઈ ભાખું, કરે સંત જે સાર.
કવિ વીરજી નામ માત્ર છે, મિથ્યા વદે તો ભાર. ૫"

બનાવટી ગ્રંથો પકડવાની ચાવીઓમાંની આ પણ એક ચાવી છે.

આ બે કાવ્યોમાં એક સરખી રીતે આવતા વડોદરામાં વિપ્રગુરુને આશ્રયે આવીને રહ્યાના ઉલ્લેખ વિશે "સુરેખાહરણ" અને "કામાવતી"માં મૌન જોતાં સ્વાભાવિક રીતે જ એ મૌનની સૂચકતા આંખ સામે ખડી થાય છે; અને કોઇ વિશિષ્ટ હેતુ સિદ્ધ કરવાને માટે થયેલા વિશિષ્ટ પ્રયત્નનાં એ સૌ શુભ પરિણામ "પ્રાચીનકાવ્ય ત્રૈમાસિક" અને "પ્રાચીન કાવ્ય-માળા"માં છપાયેલી—જેની સ્વતંત્ર પ્રામાણિક હાથપ્રતો હજી જોવામાં નથી આવી તેવી તે કવિને નામે ચઢેલી—શંકાસ્પદ કૃતિઓના રૂપમાં મળ્યાં છે, જે નર્મદયુગ પછીના એક સિદ્ધહસ્ત લેખકની કૃતિઓ છે. सुज्ञेषु किं बहुना ।

# પ્રેમાનંદ–શિષ્ય હરિદાસ (?)

ગૂજરાતી ભાષાના પ્રથમ કક્ષાના કવિ ભટ્ટ પ્રેમાનંદે પોતાની છેલ્લી અવસ્થાએ પહોંચતાં ભાગવતનો "દશમસ્કંધ" ગૂજરાતી ભાષામાં આપવાની શરૂઆત કરી. નવા યુગથી પૂર્વની કવિતામાં આ દશમસ્કંધ" એક નમૂનેદાર અને શ્રેષ્ઠ પંક્તિનું કાવ્ય છે. આ કાવ્ય કવિ પૂરું કરી શક્યો નહિ. ૫૨મા અધ્યાયના ૧૬૫ મે કડવે આ કાવ્ય અધૂરું રહ્યું અને ત્યાંથી "ધનદાસસુત સુત સુંદર મેવાડા" એ બાકીનો ભાગ પૂરો કર્યોઃ

" અધ્યા ભાવનથી , અધુરેરે, હરિકૃપાએ થયો પૂરો:

વલણ

હરિકૃપાએ થયો અધ્યા, ત્રેપનમો એ પ્રમાણ રે;

ધનદાસના સુત સુત કેહ, સુંદર મેવાડા નામ રે."

(કડવું ૨૨૬ મું)

સુંદર મેવાડાએ આ ગ્રંથ સં. ૧૭૯૬ માં રચ્યો છે એમ છપાયેલી તેમ જ કેટલીક હાથપ્રતોમાં મળે છે; પણ એ સં. ૧૭૭૩માં પૂર્ણ થયેલો તેવું વળી એક હાથપ્રતમાં મળી આવે છેઃ

"સંવત સતર તોહોતેર વસંતને દીને
અધ્યાય ભાવનથી અધુરા તે હરીકીપાથી થા પુરણ ॥૭૪॥
સાએપોહોર પ્રગણાં મધ્યે પાલિતા પુરમાંહાં વાસ ।
સુંદર હરીનો દાસ કેહે પ્રભુ રાખો ચરણનીવાસ ॥૭૫॥"
(ગુજ. વર્ના. સો. હ. લિ. પુ. નં. ૫૫૪)

આમ સં. ૧૭૭૩ માં સુંદર મેવાડાએ આ કાવ્ય પૂરું કર્યું. પણ એ વિશે એને ગુરુની આજ્ઞા હતી કે નહિ, તે બાબત કાંઈ પણ જાણવા નથી મળતું.

આ સુંદર મેવાડો પ્રેમાનંદનો એક શિષ્ય હતો તેવું આપણને સૌથી પ્રથમ સ્વ. કવિ નર્મદાશંકરે જૂના નર્મગદ્યમાં (પૃ ૪૫૬) કહ્યું છે. ત્યારથી સુંદરને પ્રેમાનંદનો શિષ્ય ગણાવામાં આવે છે. સ્વ. રા. સા. હરગોવિંદદાસ કાંટાવાળાએ પછી "રણયજ્ઞ" પ્રસિદ્ધ કરી પ્રસ્તાવનામાં કવિચરિત આપ્યું તેમાં પ્રેમાનંદનો સુંદર મેવાડો શિષ્ય હતો તેવું જણાવ્યું (સને ૧૮૮૪). ત્યાં જ વીરજીએ પ્રેમાનંદને "સુરેખાહરણ"માં નમસ્કાર કર્યો છે તેવું બતાવ્યું!

એ પછી ચાર વર્ષે રત્નેશ્વરકૃત "સ્વર્ગારોહણી" બહાર પાડવામાં આવી ત્યારે રત્નેશ્વર પણ પ્રેમાનંદનો શિષ્ય હતો, તે વાત તેમણે જણાવી. અને બીજે વર્ષે વીરજીનું "સુરેખાહરણ" બહાર પાડતા વીરજી પ્રેમાનંદનો શિષ્ય હતો તેવું જાહેર કર્યું. પ્રેમાનંદસુત વલ્લભ વિશે તો 'લક્ષ્મણાહરણ'ની પ્રસ્તાવનામાં જ સૂચન મળી જાય છે. જ્યારે "દ્રૌપદીહરણ" પ્રાચીન કાવ્યમાળાના ગ્રંથ ૧ લા તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યું ત્યારે (સને ૧૮૯૮ માં) પ્રેમાનંદનું વિસ્તૃત ચરિત તેમાં સ્વ. કાટાવાળાએ આપ્યું. જ્યારે વલ્લભ, રત્નેશ્વર, વીરજી અને સુંદર એ ચાર પ્રેમાનંદના શિષ્યો વિશે અને વડેચણી વગેરે વિશે કહેવામાં આવ્યું અને કવિ અને કાવ્યપ્રશંસામાં ગવાયું કે—

"જેના ચાર સમર્થ શિષ્યકવિઓ શોભે મહાસુંદર
નામે વલ્લભ વીરજી કવિ તથા રત્નેશ ને સુંદર"

આમ આપણને પ્રેમાનંદના ચાર શિષ્યો હોવાની પૂર્ણ ખાતરી મળી ગઇ! હવે શિષ્યોના વિષયમાં વધુ અને વધુ સંશોધન થવા લાગ્યા ને હરિદાસ અને દ્વારકાદાસના નામ પણ ઉમેરાયાં (સને ૧૮૯૦)

આપણે અહીં હરિદાસ પ્રેમાનંદનો શિષ્ય હતો કે નહિ એ જોવાનું છે. સ્વ. કાટાવાળાના જણાવ્યા પ્રમાણે પ્રા. કા. માળા ગ્રંથ ૯ માના "કવિ-ચરિત"માં (૧) હરિદાસે સં. ૧૭૨૧ માં પ્રેમાનંદને ગુરુ કર્યો હતો, (૨) તે પ્રેમાનંદના ઘરનું કારભારું કરતો હતો; અને (૩) "મરણસમયે હરિદાસે પોતાની મિલકતની વ્યવસ્થા કરવાનું કામ પ્રેમાનંદને સુપરત કર્યું હતું"

હરિદાસને નામે (૧) નરસિંહના પુત્રનો વિવાહ, (૨) ભારતસાર, (૩) સીતાવિરહની ચાતુરીઓ, અને (૪) નરસિંહના પિતાનું શ્રાદ્ધ એ ચાર કાવ્યો સ્વ. કાટાવાળાએ (પ્રા. કા. માળા, ગ્રંથ ૯ માંમાં સને ૧૮૯૦ માં) છપાવ્યાં છે. આમાંનું પ્રથમ કાવ્ય અત્યંત જાણીતું છે અને તેની સંખ્યાબંધ હાથપ્રતો મળે છે. આ કાવ્ય સં. ૧૭૨૬ ના કાર્તિક સુદિ ૧ શુક્રવાર (તા. ૧૫-૧૦-૧૬૬૯)ને દિવસે રચાયેલું છે. તેની સં. ૧૭૫૪ ની જૂનામાં જૂની મળતી હાથપ્રતમાં અંતભાગ આ પ્રમાણે નોંધાયો છેઃ—

"કારતકે શુદી પ્રતીપદા દીપોછવ અનુરાધા ભ્રગુવારજી ॥૩૪॥
સંવત ૧૭ ૫ થ વીસે પૂરણ છવીસો તે દીનજી ॥
શોધી લેજો માહા કથા પૂરણ થૈ હરી બોલો હરીજનજી ॥૩૫॥
કરતા શ્રી ગોવંદ કરે છે નીમીત માત્ર અવીધાનજી ॥
તે માટે અભીમાન ન ધરવું ભજવો શ્રી ભગવાનજી ॥૩૬॥

વલણ

ભજજો શ્રી ભગવાન ભાવે શ્રોતાજન હયે ચીત ધરી ॥
હરીદાસ કેહે સહુ દમ્ય સાથે એકવાર મુખ બોલો જે હરી ॥૩૭॥"

આ ગ્રંથમાં જેમ હરિદાસ ક્યાનો વતની હતો તે જણાવ્યુ નથી, તે જ પ્રમાણે ગ્રંથના આદિ કે અંતમાં ક્યાય પણ સ્પષ્ટ કે ગર્ભિત આપણા પ્રેમાનંદ વિશે કશો ઉલ્લેખ મળતો નથી, (ઉલ્લેખાભાસ જેવું છે, તે વિશે છેલ્લે ખુલાસો કર્યો છે)

આ પછીના ત્રણે કાવ્યમાં કોઇ અને કોઇ રીતે પ્રેમાનંદનો ઉલ્લેખ આવે છે.

ભારતસાર—

"શ્રાવણ અધિકમાસ પાવનજી, પુષ્ય નક્ષત્રમાં કર્યું મનજી.
સંવત્ સત્તર સાઠત્રીસજી, કથમ કહ્યુ વિપ્ર ગુરૂનો શિષ્યજી,
ગુરૂકૃપાથી કથા ભાખીજી, સાખ્ય ચોગમા ભક્તિ દાખીજી. ૧૦
અભિધાન એ મિથ્યા જાણોજી, હરિદાસ હરિને વખાણોજી;
કૃપા કવિવર કેરી હોયજી, હરિદાસ તો આ દિન જોયજી. ૧૧"

(પ્રા કા માળા ગ્રન્થ ૭, પૃ. ૮૯)

સીતાવિરહ—

"અશ્વમેધ પુરણ્ કરાવ્યો, ભાજ એવા જાણ,
હરિદાસ શું વર્ણન કરેરે, મતિનો ભેદ અજાણ ૮
સત્તરસેં ને બાર્વીશ અધ્યે, કરી ચાતુરી ચાલ
સો પદ તો પૂરા જાણજે, હરિએ કરી સંભાળ ૯
સેવક કવિજન સર્વનો, મુખ બોલે જે જે કરી,
વિપ્ર કેરો શિષ્ય છું, આજ બોલો શ્રીનરહરિ ૧૦"

(એજન, પૃ. ૧૦૧)

શ્રાદ્ધ—

"અણુહને તો બુદ્ધ આપી, કર્યા પંડિત જાણ:
કાળિદાસ મોટા કવિ, કર્યા તમે પ્રમાણ. ૯"

(એજન પૃ. ૧૦૪)

પ્રેમાનંદની પોતાના શિષ્યોને ગુરનામ આપવાની મનાઈ હતી, એટલે ગર્ભિત રીતે જ ગુરુ વિશે નિર્દેશ કરતા હતા, એમ કહેવામાં આવે છે

આપણે ઉપરની કૃતિઓમા જોયુ છે કે "ભારતસાર"માં વર્ષ અને અધિકમાસ શ્રાવણ આપ્યો છે, પક્ષ-તિથ વાર નથી. અને 'સીતાવિરહની ચાતુરીઓ'માં સંવત્સર આપ્યું છે, પણ માસ-પક્ષ-તિથિ-વાર આપ્યા નથી, એટલે એ કાવ્યોનાં રચના-વર્ષ સાચાં છે કે નહિ તેનો નિર્ણય કરી

શકવાની સ્થિતિમાં આપણું નથી "શ્રાદ્ધ"માં વર્ષ સાથે માસ અને વાર આપ્યા છે, જેમકે—

"હરિદાસનું શું ગજું છે, અભિધાન મિથ્યા ધારેજી,
અભિધાનમાં જે માણસ ભૂલે, તેને કહેવું મારેજી" ૧૧
× × × ×
સંવત સત્તર સતાવીસ માંહી, માઘ માસ પાવનજી
હરિકૃપાથી પૂરણ કીધો, શુભ યોગે શુભ થયું મનજી. ૧૬
મંગળવારે મંગળ ગાયું મંગળ થયું સર્વજી
શ્રોતાવક્તા જે જે બોલો, તન મનનો તજી ગર્વજી ૧૭'
(પ્રા. કા. માળા, ગ્રંથ ૮, પૃ. ૧૬૦)

આમાં પક્ષ કે તિથિ ન હોવાથી કહેવું મુશ્કેલ છે કે દિવસ સાચો છે યા ખોટો

અહીં એ જણાવવું જરૂરનું છે કે હરિદાસના કાર્તિકી સં. ૧૭૩૭માં તો અધિક માસ શ્રાવણ નહિ પણ આશ્વિન હતો આમ "ભારતસાર"નું રચ્યાવર્ષ જ ખોટું ઠરે છે અને કૃતિની પ્રામાણિકતામાં શંકા ઉપજાવે છે

હરિદાસનાં 'વિવાહ' સિવાયનાં ત્રણે કાવ્યો વિશે આપણા સુપ્રસિદ્ધ ગ્રંથભંડારોમાં ક્યાંય પણ હાથપ્રતો મળતી નથી, કે જેવી પ્રેમાનંદ વગેરેને નામે ચઢેલાં પ્રા. કા. ત્રૈ. અને કાવ્યમાળાનાં શંકાસ્પદ કાવ્યોની નથી મળતી, તે જ પ્રમાણે પ્રેમાનંદ વગેરેને નામે ચઢેલાં તે તે કાવ્યોમાં રચ્યાવર્ષના સંબંધમાં અધૂરી જ માહિતી આપવામાં આવેલી છે કે જેથી ચોક્કસ દિવસ ગણિતથી સિદ્ધ ન કરી શકાય, તે જ રીતે આ ત્રણે કાવ્યોમાં પણ વર્ષોની સ્થિતિ છે આ ઉપરાંત તે કાવ્યોની પેઠે જ આ કાવ્યોનો કવિ મિથ્યા કે તેના પર્યાયશબ્દનો કવિના નામ સાથે પ્રયોગ કરે છે, જુઓ ઉપરનાં ત્રણ કાવ્યોમાંથી 'ભારતસાર' અને "શ્રાદ્ધ"માં 'અભિધાન એ મિથ્યા જાણોજી' અને 'અભિધાન મિથ્યા ધારેજી" મળતા શબ્દો * 'વિવાહ"ને અંતે આવતા— કરતા શ્રીગોવિંદ

* પ્રેમાનંદની સિદ્ધ કૃતિઓમાં 'સુદામાચરિત'ને અંતે સં. ૧૭૫૯ની જૂની હાથપ્રતમાં "ભટ પરમાનંદ નામ મિથ્યા" એમ મળે છે. મળતી બધી પ્રતોમાં તે વિશે એકવાક્યતા નથી અને સં. ૧૭૫૮ની પ્રતમાં તેવું નથી, તેથી તેને સિદ્ધ રૂપમાં ગણી શકાય તેમ નથી. સિદ્ધ રૂપમાં ગણીએ તોપણ પ્રેમાનંદની અન્ય સિદ્ધ કૃતિઓમાં સર્વત્ર તેવું નથી ઊલટું અસિદ્ધ બધી કૃતિઓમાં તે અનેકશઃ અપાયેલ છે. 'સુદામાચરિત'ને અંતે પણ જ્યાં એ પ્રયોગ છે ત્યાં કૃષ્ણની લીલાથી સુદામા નવનિધિ પામ્યો તેવી રીતે કવિએ એ લીલાથી કવિતા કરી-ખરું જોતાં એ પ્રભુએ જ કરી છે-તેના કર્તા તરીકે પ્રેમાનંદનું નામ મિથ્યા છે કહનાર પ્રભુ જ છે જ્યારે અસિદ્ધ કૃતિઓમાં તેવો આશય અનુસંધિત નથી.

કરે છે, નીમીત માત્ર અવીનાશજી" એમાં નિમિત્તમાત્રમાં મિથ્યાત્વનો આશય નથી. હરિદાસ ત્યાં માત્ર પોતાનું દૈન્ય બતાવે છે; જ્યારે "ભાગવતસાર" અને 'શ્રાદ્ધ"માં કવિનું નામ જ મિથ્યા છે એવો સ્પષ્ટ આશય છે, (બીજા લેખકે એ નામે કાવ્ય રચ્યાં હોય તેમ).

એક બીજી વસ્તુ : "ભાગવતસાર"માં "પુરાણીમાત્ર"ની નિંદા મળી આવે છે; જેવી કે—

> "કહે સુણે ભારત પૂરંજી, તેનું આવરદા થાય અધૂરજી, ૩
> એ તો મૂર્ખ કેરી છે વાતોજી, જાણો અજ્ઞાન કેરી રાતોજી;
> નવ જાણે પુરાણી બાવાજી, તેથી એવા ઢોંગ મચાવ્યાજી. ૪"
>
> (પ્રા. કા. માળા, ગ્રંથ ૯, પૃ. ૮૮)

જૂના કવિઓનાં કાવ્યોમાં પુરાણીઓની નિંદા જોવામાં નથી આવતી. માત્ર પ્રેમાનંદને નામે ચઢેલાં "અષ્ટાવક્રાખ્યાન", "ઋષ્યશૃંગાખ્યાન"માં અને વીરજીના "દશાવતાર"માં આડો નિર્દેશ, અને "માર્કંડેયપુરાણ"માં તો ખગ જ વાળી દીધો છે. ચારેક સ્થળ તો એટલાં અસભ્ય છે કે કોઈપણ શિષ્ટ લેખક કદી લખે નહિ અને આ પણ લગભગ ૬૫-૭૦ વર્ષની વયે. પ્રેમાનંદને જે કારણે પુરાણીઓ સાથે ઊંચાં મન થયાં, તે તો રત્નેશ્વરનું કહેવાય છે; જ્યારે રત્નેશ્વરના સિદ્ધ એક પણ કાવ્યમાં પુરાણી વિશેના ઝઘડાનું સૂચનમાત્ર પણ નથી. અને "સ્વર્ગારોહણી"ના અંતે સ્વ. કાટાવાળાએ છપાવેલી વાચનામાં કોઈ કારણે રત્નેશ્વર ડભોઈ છોડી કૈલાસ ચાલ્યો ગયો તેવું મળે છે; પણ તેની સં. ૧૭૯૯ની જે એક માત્ર જારી હાથપ્રત મળે છે, (ગૂજ. વર્ના. સો. હ. પુ. નં. ૩૩૯) તેમાં એ પંક્તિઓ જ નથી માનો કે એ પંક્તિઓ સાચી હોય તોયે માત્ર 'કોઈક કારણ' જેવા અચોક્કસ નિર્દેશથી પુરાણીનો ઝઘડો સાબિત નથી કરી શકાતો. રત્નેશ્વરે બધી કવિતા ડભોઈમાં રહીને કરી છે. ડભોઈની બહાર જઈ તેણે કાંઈ લખ્યું તેવો પ્રામાણિક એક પણ પુરાવો આજે જાણીતો નથી.

આશ્ચર્ય થશે કે ગૂજરાતી સાહિત્યમાં સૌથી પ્રથમ પુરાણી તરફની સૂગ* સ્વ છોટાલાલ ન ભટ્ટે પોતાને ૬૯મે વર્ષે રચેલા

* પ્રેમાનંદના 'દશમસ્કંધ'માં "જ્યાં હરિ વચન ત્યાં પ્રકાશ" એવા શબ્દોમાં આ પુરાણી-ઝઘડો સમર્પિત કરવામાં આવે છે. પણ મધ્યસ્થ દર્ષ્ટિ જોતાં તે તો માત્ર પોતાનું ગૂજરાતી કાવ્ય મૂળ સંસ્કૃતથી ઓછું નથી તે બતાવવા જ કહ્યું છે. અને ઐતિહાસિક કસોટીએ કસી જોતાં 'દશમસ્કંધ' સં. ૧૭૭૫ થી મોડો રચાયો નથી કે જે વર્ષમાં જ 'માર્કંડેય પુરાણ'માં પુરાણીનિંદા માત્ર જ વટાવી ગયેલી મળે છે એક વૃદ્ધાવસ્થાની ભક્તિમય જીવનનો પરિચય આપતી અને બીજી જુવાનીના તોરમાં

શાંતિસુધા" કાવ્યમાં (રચ્યાવર્ષ સં ૧૯૨૫–સને ૧૮૬૯) રમાપતિ નામક પાત્ર દ્વારા મળે છે; ને તેમનું 'કામકટાક્ષ" તો (રચ્યા સં ૧૯૩૫–સને ૧૮૭૯)નું મુખ્ય પાત્ર જ પુરાણી છે પણ એ પુરાણી હરિરામ પછી સુધરી જાય છે. એક વાત નોંધવા જેવી એ મળી છે કે પેલું "શાંતિસુધા" કાવ્ય સં ૧૯૨૫મા રચાયેલું તે કોઈક પ્રસંગને કારણે* પડી રહેલું તે છેક સં ૧૯૫૨ સને ૧૮૯૬મા પ્રા કા ત્રૈમાસિક અને પ્રા કા. માળાનું પ્રકાશન બંધ થઈ ગયા પછી, પ્રસિદ્ધ કરવામા આવ્યુ હતુ આ કોઈક પ્રસંગ કયો હશે? કાવ્યબંધ અને ભાષાશૈલી 'શાંતિસુધા-કામકટાક્ષ'ના જેવી 'અષ્ટાવક્રાખ્યાન' 'ઋષ્યશૃંગાખ્યાન' અને 'માર્કંડેયપુરાણ'ની છે, તેવી જ હરિદાસાદિના શંકાસ્પદ કાવ્યોની છે. 'ભાગવતસાર' તો માત્ર મહાભાગવતની અનુક્રમણિકા છે બેશક 'ઋષ્યશૃંગાખ્યાન' સિવાયના 'અષ્ટાવક્રાખ્યાન' ને 'માર્કંડેયપુરાણ' કાવ્યના અર્થમા કાવ્ય નથી જ આ કૃતિઓ એક જ હાથથી ઊતરી હોય તેવી છે આ વિશે વિસ્તારથી મેં અન્યત્ર લખ્યુ છે, એટલે અહીં મૌન જ સેવુ છુ

હરિદાસના 'ભાગવતસાર", "સીતાવિરહની ચાતુરી" અને "શ્રાદ્ધ" બધી દષ્ટિએ "વિવાહ"થી જુદા પડી જાય છે, એથી મને એ "હરિદાસ"ના લાગતા નથી એવી તરફની શંકાના કારણો ઉપર આવી જાય છે

અહીં હવે માત્ર 'વિવાહ'મા ઉલ્લેખનો આભાસ આપતુ પ્રેમાનંદ નામ વપરાયેલુ મળે છે, તેનો ખુલાસો કરવો બાકી રહે છે એ ત્રણે સ્થળો પેલી સં ૧૭૨૪ વાળી જૂની પ્રતમાથી જ નોંધુ છુ

૧ "તે લીલા પ્રભુ નમણે નીરખુ શ્રવણે સાંભળુ મુખે ગાઉ ।
લીલા કૃષ્ણ સુધારસસાગર તે મધ્યે નિત્ય નાહૂ ॥ ૨૦ ॥
તે માટે શ્રીકંમજી સૂણીએ પુરણ પરીમાનંદ ।
મન ઇછા છે હરીકીરતનની ગાવા સુખ ગોવંદ ॥ ૨૧ ॥
સુણી વચન સામવીયો હરક્ષો સુંદરવર એમ બોલે ।
ધન્ય ધન્ય રે નરસહીઆ નહિ કો અવર જગત તુઝ તોલે ॥૨૨॥"
(કડવુ ૪ થુ)

૨ "સકર ગુરૂ સભારતા ધ્યાન રસાલ રે ।
પછે નરસહીઆ કેરા ગાનથી રીઝ્યા દીનદયાળ રે ॥ ૪૪ ॥

હસ્તક નિઃશાલાક્યોથી ખદબદતી કૃતિ એક જ લેખકની એક જ વર્ષમા સભવે તેમ નથી જ

* "કોઈક પ્રસગને લીધે આ "શાતિસુધા કાવ્ય મે સવત્ ૧૯૨૫ની સાલમા લખી મૂક્યુ હતુ તે પછી આજ ૨૬-૨૭ વર્ષ પર્યંત તે તેવુ જ નાખી મુક્યુ હતુ" શાંતિસુધા, પ્રસ્તા. પૃ. ૨

તે માટે મોટા સુણો સુંદર ગુરુ કરવો ગીરા ।
ગુરુકૃપા વના નવ મળે જગતપીતા જુગદીશ ॥ ૭ ॥"
( કડવું ૧ લું)

૩ "આરતિ ઓવારણા કરીને, રહ્યો બેઉ કર જોડી ।
મહારાજ ઇચ્છા દાસને છે, પ્રભુ પૂરો કોડ ॥ ૧૯ ॥
હા બન્યો જે હરખ, સાથે પૂરણ પરીમાનંદ ।
લીલા નીરખું નાથની તે ગાઉં ગુણ ગોવિંદ ॥ ૨૦ ॥
× × ×
પછે મેહેતે કરયો પ્રારંભ પ્રેમે કીરતન જાણ ।
અભોગ બાંધ્યો નરસહીઆનો સ્વામી શારંગપાણ ॥ ૨૩ ॥'
( કડવું ૮ મું )

પ્રસંગથી જ સ્પષ્ટ છે કે (૧) અને (૩) મા ભગવાનના સંબોધનમાં નરસિંહ "પરીમાન" શબ્દ યોજે છે, તો (૨) મા નરસિંહને ગુરુ શંકરદ્વારા જ્ઞાનપ્રાગટ્ય થયું ને તેણે કવિતા કરી તે બતાવતા હરિદાસ ગુરુકૃપાનો ઉલ્લેખ કરે છે, આમા "પ્રેમાનંદ" સ્વરૂપ પણ ઉદ્દિષ્ટ છે, એવુ જણાતુ નથી મારી મચડીને "પ્રેમાનંદ" આમાથી ઊભો કરવો હોય તો તેના ગુજરાતી સાહિત્યમા મોટો સ્થાન મળશે ।

હરિદાસ પ્રેમાનંદનો શિષ્ય બન્યો ત્યારે પ્રેમાનંદ સારી રીતે પ્રતિષ્ઠિત બની ચૂક્યો હોવો જોઈએ, પરંતુ એનાં કાવ્યોની સાલવારી તપાસી જોતાં સ્થાપત્યે ધરાવતી એની કોઈ કૃતિ સં ૧૭૨૨-૩ પહેલાં જઈ શકતી નથી 'ઓખાહરણ', 'અભિમન્યુ આખ્યાન' અને 'ચંદ્રહાસઆખ્યાન' આ સંવતથી શરૂ થતા સં ૧૭૨૭ સુધીના છે પ્રતિષ્ઠા જમાવે તેવા આ કાવ્યોમા 'ચંદ્રહાસાખ્યાન' સારુ છે આ કૃતિ કવિની ૨૫-૨૭ વર્ષની ઉમરની હોય, તો પાંચ સાત વર્ષથી એ કવિતા કરવા માંડ્યો હોય, તો પ્રેમાનંદનો જન્મ સં ૧૭૦૦થી પહેલો નહિ જઈ શકે ત્યારે લગભગ ૨૧ વર્ષના પ્રેમાનંદનો હરિદાસ શિષ્ય બન્યો તેમ માનવુ જોઈએ છતાય આ વિશે એક પણ લિખિત પુરાવો ટકી શકે તેવો ક્યાયથી પ્રાપ્ત નથી તે જ પ્રમાણે બીજી વાતોનુ પણ સમજવુ

ત્યારે હરિદાસને અને પ્રેમાનંદને કાંઈ પણ સંબંધ નહોતો એ સ્પષ્ટ થશે

હરિદાસને નામે છપાયેલા કાવ્યોના અભ્યાસથી મને સ્પષ્ટ જણાયુ છે કે માત્ર "વિવાહ" જ તેનું એક માત્ર કાવ્ય છે, બાકીના ત્રણે બનાવટી છે અને તે નર્મદયુગ પછીના સર્જન જણાયા છે, અને તેથી જ તે શંકાસ્પદ કૃતિઓમાથી ગુરુ વિશે નીકળતા ગર્ભિત નિર્દેશ વગેરે સૌ કલ્પિત વસ્તુ છે અમુક વિશિષ્ટ હેતુ સિદ્ધ કરવાને થયેલા વિશિષ્ટ પ્રયત્નના એ સૌ ફળ છે બુદ્ધેષુ किं बहुना ।

પરિશિષ્ટ - ૬

# પ્રેમાનંદ-શિષ્ય દ્વારકાદાસ (?)

"દ્રૌપદીહરણ" સને ૧૮૯૦ મા પ્રસિદ્ધ થયુ ત્યારે સપાદકો તરફથી "કવિ અને કાવ્યપ્રશંસા" એ મથાળે પ્રેમાનંદપ્રશસ્તિ લખવામાં આવી છે, તેમા પ્રેમાનંદના ચાર શિષ્યો વિશે નિર્દેશ કરવામા આવ્યો છે, જેવો કે—

'જેના ચાર સમર્થ શિષ્ય કવિઓ શોભે મહાસુદર,
નામે વલ્લભ વીરજી કવિ તથા રત્નેશ ને સુદર,"

પ્રેમાનદચરિત તેજ ગ્રન્થમા મળે છે. તેમા આ વસ્તુનો વિસ્તાર મળે છે એ પછી એ જ વર્ષમા હરિદાસ તથા દ્વારકાદાસની કવિતા પ્રસિદ્ધ કરવામા આવી, તેમા પ્રેમાનંદના શિષ્યમડળમા આ બે કવિઓનો ઉમેરો થયો આ ગ્રથમા કવિચરિત આપવામા આવ્યુ છે ત્યા દ્વારકાદાસ વિશે પ્રથમવાર હકીકત પ્રાપ્ત થાય છે ૫૦ વર્ષની ઉમરે દ્વારકાદાસ પડોશમા રહેતા કવિ પ્રેમાનદને ત્યા આવજા થવાને કારણે પછી શિષ્ય બન્યો.

એક વાર પ્રેમાનદે કહ્યુ "ભક્ત! તમે પોતે કેમ પદો બનાવતા નથી?" વલ્લભે "એ જરઠ શુ કરવાનો છે?" એવી ટકોર કરી. પ્રેમાનદે "એક અઠવાડિયામા કવિ" કરવાનું કહ્યુ માટે પ્રેમાનદ દ્વારકાદાસને ઘેર ગયા" અને કેટલીક વાત પછી કહ્યુ કે "મારે તમને ગમે તે રીતે પણ કવિ બનાવવા"

"દ્વારકાદાસે કંઈ અભ્યાસ કર્યો નહોતો શબ્દજોડાણ વગર કવિ થવાતું નથી, માટે પ્રથમ તો શ્રીકૃષ્ણકીર્તનના કેટલાક પદ પોતે (પ્રેમાનદે) બનાવી આપ્યા હતા તે ભગતને મોઢે કરવા કહ્યુ તેમણે વિશેષમા જણાવ્યુ કે હુ તમને શીખવવા સારૂ રોજ આવીશ માટે તમે ગામે બહાર જતા નહિ તેમ કંઈ શીખો છો એમ કોઇને કહેતા નહિ દ્વારકાને જે જે હિંદુસ્તાની પદ આવડતા હતા તેનો ગૂજરાતી ભાષામા સ્પષ્ટ રીતે અર્થ સમજાવી પછી તેના તે જ પદ ગૂજરાતી ભાષામા બનાવવા કવિ આજ્ઞા કરતા પોતે પાસે બેસીને એવા દશ પદ નિત્ય તૈયાર કરાવતા, અને ભૂલ ચૂક સુધારી તે વિષે સમજુત આપતા એ રીતે ચાર દિવસ ગયા પછી પાચમે દિવસે માપતાલની સમજ આપી એક નવુ પદ કરવા કહ્યુ (એ પદ કયુ તે જણાવામા આવ્યુ નથી)" તેના પદો પર વલ્લભે ઉપહાસ કર્યો ત્યારે "પ્રેમાનદે સકલ્પ કર્યો કે મારે દ્વારકાને જરૂર કવિ બનાવવો તેમણે દ્વારકાને નિયમિત

ગીને શીખવવા માંડયુ. અમુક વિષય આપી તે વિષે તેની પાસે કવિતા કરાવે અને તેમા જે જે ખામીઓ જણાય તે પોતે સુધારે અને તેના કારણ સમજાવે + + તેણે નાના મોટા કુલ ૨૫ ગ્રન્થો અને આશરે બે હજાર પદ લખ્યા છે" (પૃ ૪-૬)

"વડોદરામા વાડીની ડભોઈઆ પોળમા તે રહેતો અને જાતે દશા લાડ વાણિયો હતો કોઇ શેઠને ત્યાથી ગુમાસ્તાની નજીવી રકમ મળતી તે વડે તે પોતાનું ગુજરાન ચલાવતો જાતે પવિત્ર અને વૈષ્ણવ સંપ્રદાયી હતો વૈષ્ણવ સપ્રદાયના ઓચ્છવ સમયે ગાવાના કીર્તન વગેરે તેને ઘણા આવડતા હતા " (પૃ ૪)

'બાર માસ" (પ્રા કા માળા, ગ્રન્થ ૯માંમા છપાયા છે તે)મા આ પ્રમાણે શબ્દો મળે છે

"સોળસે એશીમા જન્મ છે રે, પચાશ વર્ષે ગુરુમેળાપ
દ્વારકોદાસ અજન્મ છે ર, વિપ્ર ગુરૂ કેરે પરતાપ ૧૦'

(પ્રા કા, માળા ગ્ર. ૯, પૃ ૧૪૫)

પ્રાચીન કાવ્યમાળા ગ્રન્થ ૯મામા તેના નીચે પ્રમાણે કા ો છપાયા છે બાર માસ, રાધિકા વનવિવાહ દાણલીલા, ગોવર્ધનપૂજા, કૃષ્ણભજનના ૭ પદ, કૃષ્ણજન્મોત્સવના ૯ પદ, તિથિઓ, સાત વાર, કૃષ્ણલીલાના ૨૫ પદ અને ૭ ગરબી છે, ત્યારે પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક-વર્ષ ૭-અંક ૨ જા મા "રાધાવિલાસ" (૩૦ પદનો) છે આ તેજ દ્વારકાદાસ કે જે વિપ્ર ગુરુ પ્રેમાનંદનો શિષ્ય ઉપર કહેવાયો છે

બૃહત્કાવ્યદોહન ભાગ ૨ જા મા શણગાર વગેરેના ૫ પદ અને ઉપદેશના ૩ પદ છપાયા છે, તેમા પણ દ્વારકાની છાપ છે ઉપદેશના સાતમા પદમા

'સીતેર વરસ વીત્યા સહી, અતિ બોલવાની નવ રહી" (પૃ ૭૦૭)

અને આ પદને અને—

"સવત અઢારસે પૂરામા, કારતક સુદિ દશમી રે
શિખામણ સુણી હરિજન હરખે, વિમુખ જીવને વશમી રે '

(પૃ ૭૦૮)

એગે નિર્દેશ છે એટલે બને પદ નજીકમા રચાયા હોય નો જે વર્ષમાં પ્રેમાનંદશિષ્ય દ્વારકાદાસ પ્રેમાનંદનો ૫૦ વર્ષે શિષ્ય બને છે તે જ સં ૧૭૩૦ મા આ બીજો દ્વારકો જન્મ્યો હોય છે

પ્રાચીન કાવ્યવિનોદ-ભાગ ૧લામા પણ એક 'ઘાટમા છે મઢુલી એક જોગી બેસા આપ અલેખ" થી શરૂ થતુ પદ છપાયુ છે બૃ કા દો ભાગ

૨ જાના અને આ છેલ્લા નિર્દિષ્ટ ગ્રથમાંના કાવ્યમાં વિપ્રગુરુનો નિર્દેશ નથી; તેવો જ નિર્દેશ પ્રા કા. ત્રૈ. વર્ષ અંકમાં છપાયેલા જુદા જ આધારથી શરૂ થતા "બાર માસ"માં નથી.

આ પાછલો દ્વારકો "ધણુંખરૂં ડાકોરમાં રહેતો, પણ એનું મૂળ વતન ચરોતરમાનું ભાલેજ છે." (બૃ કા દો ભાગ ૨ જો, પૃ. ૭૦૪).

બૃ. કા. દો ભાગ ૬ ઠ્ઠામાં જે પદો છપાયાં છે, તે પ્રા. કા માળા ગ્રન્થ ૯ મામાંથી કૃષ્ણભજનનાં ૭ અને કૃષ્ણજન્મોત્સવનાં ૯ મળી ૧૬ પદો છે તે જ છે.

વિપ્ર-ગુરુનો નિર્દેશ ન હોય તેવાં દ્વારકાની છાપનાં પદો જૂના ચોપડાઓમાં મળી આવે છે. દા. ત. ફાર્બસ ગૂજરાતી સભાની હ. લિ. પુ. યાદી—ભાગ ૨ જામાં

'રામભજન છે રૂડું સાધુ રામભજન છે રૂડું ',

એ પ્રતીકથી શરૂ થતું ૧૫ કડીનું પદ છે. બીજે પણ કેટલાક નોંધાયા છે

પ્રા. કા. માળા ને ત્રૈમાસિકવાળા દ્વારકાની કૃતિઓ જોતા એ વલ્લભી વૈષ્ણવ હોય તેવું જણાય છે. વૈષ્ણવ હતો તે તો સ્વ. કાકાવાળા લખે જ છે, પણ " રાધાવિલાસ " જોતાં એ " રાધાવલ્લભી " સંપ્રદાયનો હોય એવું જણાય છે

"એ અદ્ભુત લીલા જાણ, વૈષ્ણવ જન જાણે,
**રાધાવલ્લભી** કરે વખાણ, અક્કરમી શું માણે?
વિપ્ર ગુરુ તણો પરતાપ, દાસ દ્વારકો ગાયે
પધારા વર્ષે જાણ, શિષ્ય ગુરુનો થાયે " (પૃ. ૧૮)

પણ એણે જે પદો ગૂજરાતીમાં ઉતાર્યા છે તેના મૂળ વ્રજભાષાનાં પદો તો માત્ર વલ્લભી જ છે. એ રાધાવલ્લભી હોય તો હિતહરિવંશ, જયમલ, હરિદાસ વગેરે રાધાવલ્લભી પદકારોનાં પદો જ ઉતાર્યા હોત.

શ્રીવલ્લભાચાર્યજીના સ્મરણને લગતું શ્રીહરિરાય મહાપ્રભુ (સં. ૧૬૪૭–૧૭૫૭)નું એક પદ છે શ્રીહરિરાયજીએ પોતાની છાપ "રસિક" 'હરિદાસ" એવી રાખેલી છે, તે સંપ્રદાયમા અત્યત જાહેર વાત છે.

जय जय जय श्रीवल्लभप्रभु विट्ठलेश साथें
निज जन पर करत कृपा धरत हाथ माथें ।
दोष सबे दूर करत भक्तिभाव हिये धरत
काज सबे सरत सदा गावत गुण-गाथें ॥१॥
काहे कों देह दमत साधन कर मूरख जन

विद्यमान आनन्द व्रज चरन धर्यो शपार्थे ।
रसिक चरण शरण सदा रहत है बड़भागी जन
अपनो कर गोकुलपति धरत ताहि माथे ॥२॥

હવે હારેકાનો અનુવાદ જુઓ

"જય જય શ્રીકૃષ્ણચંદ્ર રસુ તારી સાથે
નિજ જન પર કરો છો કૃપા, હાથ ધરતા માથે ટેક
દોષ સર્વે દૂર કરો છો, સ્વજન ધરતા હાથે,
જે શરણુ ધારે તારૂ જદુપતિ, ગુણ ગાતા સાથે. જય૦
શા માટે દેહ દમે બીજામાં, આવે કૂડ કાથે,
વિદ્યમાન જો નંદનો નંદન, શો ભય કૃપાથે જય૦
રસિકજન તો સદા શરણુ રે, મૂરખ ભમે ભાથે
દ્વારકાદાસ ગોકુળપતિ ચીન્યો, તે ભરે અગ શું બાથે. જય૦"[12]

जय जय जय श्रीवल्लभ नाथ । सकल पदारथ जाके हाथ ॥१॥
भक्तिमार्ग जिन प्रकट कर्यो । नामविश्वास जगत उद्धर्यो ॥२॥
सब मत शुद्ध निरूपे वेद । प्रेमभक्तिको जान्यो भेद ॥३॥
कारण करण समरथ भुजदंड । मायावाद कियो मत खंड ॥४॥
परमपुरुष पुरुषोत्तम अंशी । भक्तजन नमन करत प्रशंसी ॥५॥
जाके नाम गुण रूप अनन्त । निर्मल यश गावत श्रुति संत ॥६॥
सुन्दरश्याम कमलदललोचन । कृपाकटाक्ष भक्तभयमोचन ॥७॥
कामनापूरण पूरण-काम । अहर्निश जपू निहारो नाम ॥८॥
जाके पट तर अन्य न कोय । दास गोपाल भजें सुख होय ॥९॥

"જય જય શ્રી વલ્લભનાથ, સકળ પદારથ તારે હાથ,
રાસનો ભાવ પ્રગટ કર્યો, નામવિશ્વાસે જગત ઉદ્ધર્યા ટેક ૧
સર્વશાસ્ત્ર નિરૂપે વેદ, પ્રેમી ભક્ત કો જાણે ભેદ,
કરમાં કરી વિશાળ ભુજદંડ, તારા જ્ઞાનથી સર્વ વિખંડ ૨
સુંદર શ્યામ કમળદળલોચન, કૃપાકટાક્ષ ભક્તભયમોચન,
પરમ પુરૂષ પ્રધાન અંશા ભક્તજન મન કરે પ્રશંસા ૩
તારા નામગુણરૂપ અનંત, નિર્મળ જશ ગાયે સહુ સંત,
કામના પૂરણ પૂરણકામ, રાતદહાડો જપુ તારૂં નામ ૪
તારી બરાબરી નહિ કોઈ, દાસ ઢાંઢો ભજે સોઈ જોઈ,
વિપ્રગુરૂ કરે પરતાપ, છૂટયો જન્મમરણસંતાપ ૫

श्रीवल्लभ चरण शरण जाय मन सुरत तू लहि रे એ શ્રીવિઠ્ઠલ ગિરિધારીની છાપવાળા પદમાંથી આ પ્રથમ પંક્તિ જ માત્ર થઈ "શ્રીકૃષ્ણચરણ શરણ

જય, સર્વસુખ તું લહે રે" એ પદની આ પ્રથમ પંક્તિ બતાવવામાં આવી છે. બાકીની લીટીઓમાંની મોટા ભાગની "રસિક"ની છાપના શ્રીવલ્લભ નામ રટ રસના નિત્ય એ પદની ૨-૩ કડી પરથી લેવામાં આવી છે

પદ ૬ ઠ્ઠું

"જય જય શ્રી યશોદાના નંદ, કાલિંદ્રીના શ્રીવૃન્દાવનચંદ,
નિગમ વિચારતા ન લહે પાર, શ્રીકૃષ્ણ નરસૈંને દ્વાર. ૧
શેષ સહસ્ત્ર મુખ કરતા ઉચ્ચાર, તે વ્રજજનજીવન પ્રાણાધાર"

એ વગેરે जय जय जय श्रीलक्ष्मणनंद એ "પ્રેમદાસ"ના પદમાંથી ઉતાર્યાં છે, જેમાં નરસંઇ વિશે કશો નિર્દેશ નથી

આમ 'કૃષ્ણભજન'ને મથાળે દેવાયેલાં પદ ૫, ૧, ૨ અને ૬ ની સ્થિતિ છે, જે શ્રીવલ્લભાચાર્યના સ્મરણને લગતાં ફેરવી કૃષ્ણ-વિષયક કરવામાં આવ્યાં છે

બીજાં પદોમાંથી નીચેનાનો અનુવાદ તે તે પદ છે

जागो गोपाल्लाल जननी बल जाई कर्ता–परमानन्ददास

પદ ૪ શુ—"જાગીએ ગોપાલલાલ, જસોદા બલજાઇ"

जागो मेरे लाल जगत उजियारे कर्ता–परमानन्ददास

પદ ૭ મુ—'જાગો મારા લાલ જગત અજવાળે.'

પરંતુ આ પદમાં પાછલો ભાગ સૂરદાસના ऊठे नन्दलाला सुनत जननी मुखवानीमાંથી ૩-૪ કડીમાંથી ઉતારવામાંથી આવ્યો છે આમ કૃષ્ણભજનનાં સાતે પદની સ્થિતિ લાગે છે

राधिकावनविवाह નીચે છપાયેલી ૬૨ કડીમાંની છેલ્લી પંક્તિ સિવાયની બધી કડીઓ व्रजवेदविदित बरसानो એ नारायणની ब्याहनी ધમારનો અનુવાદ છે છેલ્લી કડી જુઓ:—

जहाँ शेष शारदा हारे तहाँ कविजन कौन विचार।
जाको अंत न कोउ पावे जाहि दास नारायण गावे ॥

દાણલીલા મથાળે છાપેલું "શ્રી વૃન્દાવનવિપિન સોહામણું" એ श्रीवृन्दाविपिन सुहावनो એ દાનના પદને આધારે ખૂબ ફેરવી નાખી બનાવ્યું પદ છે

અન્નકૂટ વખતે ગોવર્ધનપૂજાનું બિલાવલ રાગમાં ગવાતું गोद बैठे गोपाल कहत व्रजराजसों એ પદ સંપ્રદાયમાં ખૂબ પ્રસિદ્ધ છે આ પદનું માપ રોળાની બે પંક્તિ અને દોહાથી બનેલું છે અહીં માત્ર તેની બે કડી જ ઉતારું છું

गोद पैठे गोपाल बदत व्रजराजसों ॥ध्रु॥
अहो तात एक बात श्रवण दे सुनो जो मेरी।
भवन माय हो गयो घरी जहां मोड़ घनेरी।
मैं हैसि माग्यो मात सों भोजन देवी मोहि।
वह रयुटी है सो गयो यह क्यों देहा नाहि ॥१॥
क्षुधित जानके नेक राहिणी निकट बुलायो।
दूध पाय मुधुधार खीर दे कंठ लगायो।
यह बलि मुख दिना यथो हरे लग बान।
तते रविपवि करत हैं शाक पान पकवान ॥२॥

એનો અનુવાદ —

"ખોળે બેસી શ્રી કૃષ્ણ, વિનતિ કરે તાત તમારી,
અહો તાત કાન દઈ સુણજો, એક વાત છે મારી ૧
ભુવનમાં હું આજ ગયો, તાત સત્વરી,
આજ મને પેટ માટી લાગીતી, ભૂખ તો ઘણેરી ૨
મેં હસી માગ્યું મા પાસે, તું ભોજન આપ મને
હાથ લાકડી લઈને કહ્યું ખાવા ન આપું તને ૩
ક્ષુધિત જાણી ખાવાને આપ્યું ત્યાંહી,
દૂધ ચામનું તાજું રોટી સાકર નાખી માંહી ૪
ખાઈને કૃષ્ણ તૃપ્ત થયા, પછે પુછે વાત
આશ્ચર્ય કરવા તન વિચારિ, તેહ કરો વિખ્યાત ૫

અને આ બધા પદો તો દ્વારકાદાસના ગુરુ પ્રેમાનંદને હાથે સુધારવામા આવ્યા છે, એમ કહેવામા આવે છે! દ્વારકાદાસ તો અંધ હતો પણ તેના વિપ્રગુરુને પણ તેવો જ માનવો કે?

"કૃષ્ણજન્મોત્સવ નાં પદો છે તે પણ જન્માષ્ટમી ઉપર નવમીથી ગવાના ક્રમના મુખ્ય મુખ્ય પદો છે સાહીની કવિતાના મૂળ હજી મને મળી શક્યા નથી

'રાધાવિલાસ" કવિતા તરીકે સારુ છે એમા રસપ્રવાહ મધ્યમકોટિનો પણ અવિખંડિત છે પ્રા કામ ગામાના 'બાર માસ' અને "સાત વાર" કષ્ટપૂર્વક બનાવેલી શબ્દાર્થાનુસારવાળી કૃતિઓ છે કૃષ્ણલીલાની ગરબી સામાન્યકોટિના પદો છે

રાધાવિલાસ'ની રચના ક્યારે થઈ હશે તે ઉપર એક સ્થળે આવી જતા ૧૮ મા પદમાના—

'વિપ્ર ગુરૂ પરતાપ, દાસ દ્વારકો ગાયે,
પચાશ વર્ષે જાણ, શિષ્ય ગુરૂનો થાયે '

એટલે કે ૫૦ મે વર્ષે ગુરુનો શિષ્ય થયો તે આ દ્વારકો ગાય છે 'થાય" એ પ્રયોગથી તત્કાલીનતા સ્પષ્ટ છે આમ શિષ્ય ૫૦ વર્ષનો વૃદ્ધ છે ગુરુ કેવડો ? 'રાધા-વિલાસ'ના આરંભમા જ કહ્યુ છે કે—

'વૃદ્ધપણે અમો કીર્તન ગાઉ વિપ્ર ગુરૂ પ્રતાપ
વૃદ્ધ છતા જે તરૂણ રસમા, નહિ બીજો સતાપ (પૃ ૧)

ટીકાકાર કહે છે કે જે વિપ્ર કવિ (પ્રેમાનદ) વૃદ્ધ છતા પણ રસમા (રસવર્ણનમા) તરૂણ છે, કેમકે બીજો કાઇ સતાપ નથી

અહીં એ પ્રશ્ન ખડો થાય છે કે દ્વારકાદાસ ૫૦ વર્ષે પ્રેમાનદને શરણે આવ્યો ત્યારે પ્રેમાનદની ઉમર કેવડી એ શરણે આવ્યો ત્યારે વલ્લભની હાજરી છે, એ ભુલાવુ ન જોઇયે અને વલ્લભ પ્રેમાનદની ૩૨-૩૩ વર્ષની વયે જન્મ્યો હતો તેવુ સ્વ કાટાવાળા કહી ગયા છે (જુઓ 'દુશાસનરુધિરપાનાખ્યાન ની પ્રસ્તા કવિચરિત-પૃ ૫-૬) વલ્લભને નામે ચઢેલુ પહેલુ ાવ્ય 'મિત્રધર્માખ્યાન' સં ૧૭૬૦ મા રચાયુ છે સ ૧૭૩૦ મા દ્વારકાદાસની મશ્કરી કરી શકે તેવડો હોય તો વીશેક વર્ષનો તો તે હોવો જોઇયે ત્યારે એની પહેલી કૃતિ ૫૦ મે વર્ષે જ રચાઈ હશે ? એમા ૩૨-૩૩ વર્ષ ઉમેરિયે તો ૮૨-૮૩ વર્ષ ઉપર એટલે કે ૧૬૭૭-૭૮ મા પ્રેમાનદ જન્મ્યો હોય અને તો જ તે ૫૨-૫૩ વર્ષની ઉમરનો થયો હોય ત્યારે દ્વારકાનો ગુરુ બન્યો હોય તે અવસ્થા વૃદ્ધ ગણાય ખરી ત્યારે પ્રેમાનંદે ખુદ કેટલામે વર્ષે કવિતા રચવા માડી ' લક્ષ્મણાહરણ" તેને નામે ચઢયુ છે તેની રચ્યાસાલ સ. ૧૭૨૦ છે ને 'અષ્ટાનક્રાખ્યાન'ની સં ૧૭૬૬ છે, જ્યારે દશમસ્કધની સ ૧૭૯૦ ગણવામા આવે છે પ્રેમાનદનો જન્મ સં ૧૬૮૨ થી પૂર્વે થયો હોય તેવુ કોઈપણ માનતુ નથી એટલે બહુ તો સં ૧૭૩૦ મા તે ૩૮ વર્ષથી વધુ ન જ હોઇ શકે તો એ વૃદ્ધ કેવી રીતે ?

આ પ્રશ્નોનો નિવેડો જોઇતો હોય તો દ્વારકાદાસના વક્તવ્યને બાજૂએ મૂકી દેવુ જોઇયે વસ્તુસ્થિતિએ પ્રેમાનદનો જન્મ સ ૧૭૦૦ થી પૂર્વે જઈ શકે તેમ નથી તેની સિદ્ધ કૃતિઓમા ઓખાહરણ (૨૯ કડવાનં) અભિમન્યુ આખ્યાન અને ચદ્રહાસાખ્યાન ગણિતથી સ ૧૭૨૨-૨૩ અને ૧૭૨૭ની સિદ્ધ કૃતિઓ છે પહલા બેઉ ૨૭મા વર્ષ લગભગની કૃતિ હોવાપાત્ર છે 'સુદામાચરિત' ની રચ્નાસાલ સ ૧૭૦૫ એક હાથપ્રતમા મળેની, પણ ગણિતથી તો સં

૧૭૩૮ ની જ સિદ્ધ થયેલી છે. "મામેરા"ની એક સં. ૧૭૧૭ સ્વ. નર્મદાશંકરની અને ફા. સભાની એક માત્ર નવી પ્રતમાં છે, ને કાર્નિકી લેખે સાચી હોવા છતાં તેને પ્રાચીન કોઈપણ પ્રતનો ટેકો નથી. એટલે હવે પ્રેમાનંદની હાજરી શરણે આવે ત્યારે ૩૦ થી વધુ ઉમર હોવાનું શકય નથી.

હારકાદાસની કૃતિઓની, કવિતા કાવ્યબંધ અને ભાષાની દૃષ્ટિએ કસોટી કરતાં આપણે પ્રેમાનંદકાલીન સંપ્રદાયનાં દર્શન મુશ્કેલીથી કરી શકિયે છિયે.

કવિતા તરીકે "રાધાવિલાસ" કાંઈક ઠીક છે, પણ તે મૂળ કૃતિ છે કે અનુવાદ એ નક્કી ન થાય ત્યાંસુધી તેના વિશે કાંઈ પણ નિર્ણય ન આપી શકાય. તેવી જ સ્થિતિ કૃષ્ણલીલાનાં પદો અને ગરબીઓની છે. માત્ર બંધની દૃષ્ટિએ "રાધાવિલાસ" ઠીક છે, બીજાં પદો વગેરે નહિ.

અલંકારોમાં શબ્દાલંકારોના વિષયમાં કવિનો કષ્ટ પ્રયત્ન તિથિ અને સાત વારમાં જોવામાં આવે છે : એક જ નમૂનો:—

"તૂની સાથે કર્યો જુહાર, થયાં અમિનમિ તેવા સાર;
તૂ વીયા વરૂપા વા'લીપાસ, તૃતીયાએ થયાં ઉદાસ. ૨
કુબડી તેવી મળી વીયા ત્રીજ, તેના રંગમાં ગયા શું ભીજ,
તૃવીયાએ વિક્રમ ના ત્રૂઠા, અમારા પર ચોથે રૂઠા. ૩"

(પૃ. ૧૭૬)

ભાષાની દૃષ્ટિએ વિચાર કરતાં નીચેના શબ્દોનો ઉપયોગ ધ્યાન ખેંચે છે:

ગરદન (૧૩૨), ચૈડકો (૧૩૭), મતઆલી (૧૩૯), નમેરા (૧૩૯), આપ (=તમે, ૧૪૧, ૧૪૯, ૨૨૨), કે (=no sooner than, ૧૪૨), કે (=that, ૧૬૯), સ્વય (=પોતે ૧૪૫, ૧૫૦, ૧૬૬), બરાબરી (૧૬૩), જૂઠી (૧૮૧), સાફ-સાફ (૧૮૩), ખુશી (૧૮૪, ૨૦૮), ગોઈ (૧૯૧), મનવાલો (૨૧૬), પૂઠી (=પાછળ, ૨૧૭), કારી (? ૨૨૫)[1]

બેજાર (૨), હાર (૧૫), તેણી (૯), રાણે (=સુણે, ૧૨), દીવાને રજા આપી (૧૪), બા'ર(=ખુશબો, ૧૫, ૨૦), એણી (૧૬), નાદાન (૧૭), ગમ ખાધી (૧૯), માટે (વાકયના આરંભમાં) (૨૫), ખુશી (૨૭), કબુલી (૨૮)[2]

આ પ્રયોગો પ્રેમાનંદના સમયમાં,વ્યાપક ન હતા. બેશક એ પ્રેમાનંદની

---

૧ આ પૃષ્ઠાંકો પ્રા. કા. માળા, ગ્રંથ ૯ માના છે.

૨ આ પૃષ્ઠાંકો પ્રા. કા. ત્રૈ. વર્ષ, અંક ૨ ના માંના રાધાવિલાસના છે.

અસિદ્ધ કૃતિઓમાં મળે છે. અવનવુ, અપરમપાર, વગેરે શબ્દો નવા નથી, પણ તેનો વધુ પડતો ઉપયોગ શંકા ઉપજાવે છે

કાચી કૃતિના હોય તેવા અંત્યાનુપ્રાસો

મચી . પચી (૧૩૨), સીતા . ભીના (૧૩૪), વાલમા આળ મા (૧૩૭), કોણ...ઓણ (૧૪૨), આપે માગે (૧૪૫), ચેત્યો.. એ તો (૧૪૯), મોટા...ખોટા (૧૯૧), મોટા.. જોટા (૧૯૯, ૨૦૭, ૨૨૩), એ તો ..ચેતો (૨૦૭)[1]

મૂક્યા.. હુક્યા (૨૩), ઓળુ...મોજુ (૨૯),[2]

શબ્દપ્રયોગોની માફક આ અંત્યાનુપ્રાસો પણ પ્રમાનંદની "માર્કંડેય-પુરાણ", "માધાનાખ્યાન" વગેરે કૃતિઓમા જ છે, એ લક્ષ્યમા રાખવુ જોઈએ

પ્રેમાનનદિની સિદ્ધ અને અસિદ્ધ કૃતિઓને પકડવાની એક મહત્ત્વની ચાવી '**મિથ્યા**" કે "**નામધારી**" કે એવી મતલબના શબ્દોનો કવિના નામ સાથે પ્રયોગ કરવામા આવ્યો છે તે છે. દ્વારકાદાસની આ કૃતિઓમા એવા નીચેના સ્થાનો જોવામા આવ્યા છે

(૧) "સોળસે એશીમા જન્મ છે રે, પચાસ વર્ષે ગુરુ મેળાપ,
**દ્વારકોદાસ અજન્મ છે રે,** વિપ્રગુરુ કેરે પ્રતાપ ૧૦"
(બારમાસ-પૃ ૧૪૫)

(૨) "દાસ **દ્વારકો મિથ્યા** જાણ, વિપ્રપ્રતાપે થશે સુજાણ"
(કૃષ્ણલીલા પદ ૧૫, પૃ. ૨૦૭)

(૩) "અમીદૃષ્ટિએ ઊડાડ્યા ગાપ, વિપ્રપ્રતાપે આવ્યો અસુરકાપ,
**દ્વારકાને કરી કવિતભાવ,** આરોપી રાજી થયો ૮"
(કૃષ્ણલીલા પદ ૨૦ મુ પૃ ૨૧૩)

(૪) "**દ્વારકાનો** ઉદ્ધાર કર્યો જેણે, **નામનું નહિ જેને માન**
દાસ દ્વારકો વિપ્ર વખાણે, સમજે નહિ ભેદ અજ્ઞાન ૯"
(રાધાવિલાસ-પદ ૧ લું પૃ. ૧)

પ્રેમાનંદની સિદ્ધ કૃતિઓમા "સુદામાચરિત"ની રચ્યા સં. ૧૭૭૫ ધરાવતી એક સં ૧૭૫૯ ની જૂની પ્રતના કાવ્યાતે '**ભટ પરમાનંદ નામ મિથ્યા**' એવો પાઠ મળે છે (ફા ગુ સભા હ લિ પુ ન ૫૪૨ તો સં ૧૭૫૮ ની રચ્યા સાલ સ ૧૭૩૮ જૂની ખરાવતી ની પ્રતમા '**ભટ પ્રેમાનંદ નામે શીશ**" એવો પાઠ છે (ગૌજન ન ૧૧૧ ख) આ બન્ને પાઠો પછી ચાલુ રહ્યા છે. આમ પાઠાંતરથી '**નામ મિથ્યા**" શબ્દો મળે

છે, એટલે પ્રેમાનંદે અડધો પડધો પણ પ્રયોજ્યો હોય તેવું કહી શકાય પરંતુ સંદર્ભ જોતા એ પ્રયોજ્યો હોય તો તે ભગવાને જેમ સુદામાનું કાર્ય સિદ્ધ કરી આપ્યું તેવી રીતે પ્રેમાનંદ દ્વારા આ "સુદામાચરિત રચી આપ્યું "બુદ્ધિમાને કહી કથા, કરનારે લીના કરી' એના અનુસંધાનમા જ પ્રેમાનંદે પોતાના નામનું મિથ્યાત્વ કહ્યું હશે જ્યારે શંકાસ્પદ કૃતિઓમાં તો અત્રતત્ર મળી પડે તેમ પ્રેમાનંદ નામ મિથ્યા' કહેવામા આવ્યુ છે સંભવે છે તો એવું કે 'સુદામાચરિત'ની કોઈ હાથપ્રતમા "મિથ્યા' શબ્દ જોતા તેની દેખાદેખીએ પછી નવા લેખકે એ શબ્દપ્રયોગ અપનાવી રાખ્યો! અને માત્ર પ્રેમાનંદ નહિ પણ વલ્લભ (માં નામધારી'), હરિદાસ, વીરજી, દ્વારકાદાસ (મા "અજન્મ') વગેરેની કૃતિઓમા પણ પ્રયોગ કર્યો પ્રેમાનંદના ગણાતા અર્ધશંકાસ્પદ 'દ્રૌપદીસ્વયંવર" ને અંતે આવતો મિથ્યા' શબ્દ તો વધી પડતો છે, સંદર્ભ સાથે સંગત નથી

સં ૧૮૦૦ મા જે દ્વારકો હયાત છે તેના પદોમા કે 'બારમાસ"મા ઉપરની અર્વાચીનતા તેમ જ કૃત્રિમતા જોવામા નથી આવતી (ખોટું મોટું જેવો અંત્યાનુપ્રાસ માત્ર એક ઠેકાણે છે–પ૦ ૮ માસા) આ જોતા એ કૃતિઓ જુદી પડી જાય છે

અને 'દ્વારમને નામે પ્રા કા માળા અને પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકમા છપાયેલા ભાગોની પેલા આધારથી શરૂ થતા 'બારમાસ' સિવાય એક પણ હાથપ્રત મળતી નથી એથી એની સિદ્ધતા મેળવવી શક્ય નથી એથી જ એવી વ્યક્તિ હોવા તરફ સંદેહ ઊભો થાય છે અને એવી કોઈ વ્યક્તિ નહોતી એમ કહિયે તો તે પણ ખોટું નથી

સાચા દ્વારકાના પદો અત્રતત્ર મળે છે એની નવેસ થી શોધ કરી સંકલિત કરવાની જરૂર છે ઊર્મિપ્રકાશના પરોમા ઉમેરો કરવાનો સં ૧૮૦૦ વાળા દ્વારકાનો પ્રયત્ન છે, એ જોતા પેલા માયાવી દ્વારકામા વિદ્વાનો મૂઝાય તેના કરતા આ દ્વારકાની કૃતિ પાછળ પ્રયત્નશીલ બને તો મહેનતની સાર્થકતા થશે

પરિશિષ્ટ : ૩

# પ્રેમાનંદકૃત મહાભારત (?)

**પ્રેમાનંદે** "મહાભારત" સપૂર્ણ રચ્યું છે, તેવી સૌથી પ્રથમ નોંધ ર૧ નવલરામભાઇએ "મામેરુ"ના કવિચરિતમાં (સને ૧૮૭૧ મા) આપી હતી તેમને જે વિશે માત્ર માહિતી જ મળી હતી તેના પ્રથો ઉપર ફૂદડી કરી હતી. એ પછી "આર્યજ્ઞાનવર્ધક" માસિકમા અને બૃ. કા દો. ભાગ ૩જામા સ્વ ઇચ્છારામ દેસાઇએ નોધ્યુ હતું (સને ૧૮૮૭)

બૃ. કા. દો. ભાગ ૬ ઠ્ઠામાં (સને ૧૯૦૦મા) "દ્રૌપદીસ્વયંવર" છપાયો ત્યારે તેનો સૌથી પ્રથમ પુરાવો આપણને મળ્યો. (રચ્યાવર્ષ સં ૧૭૩૬, આશ્વિન વદિ ર બુધવાર, કાર્તિકી વર્ષ).

આ કાવ્ય કાવ્યબંધ અને ભાષાની દૃષ્ટિએ મને પ્રેમાનંદકાલીન લાગ્યું છે. થોડાંક શકાસ્પદ સપાદકીય નવીન ફેરફાર જેવાં લાગતા સ્થાનો સિવાય બાકી તે કૃતિ પ્રેમાનંદની થવાના કેટલાએક ગુણો ધરાવે છે બેશક કાવ્યને અંતે કેટલીક ધાવમેલ થઇ જણાય છે, જેમાં "પ્રેમાનંદ ભટ છે મિથ્યા નામ"—(બૃ કા. દો ભાગ ૬ ઠ્ઠો, પૃ ૪૧૪) આવી પંક્તિ પ્રેમાનંદના અસિદ્ધ કાવ્યોમા આવતી જ પંક્તિઓને મળતી છે સિદ્ધ કૃતિઓમા "સુદામાચરિત"ના અડધા પડધા ઉલ્લેખ સિવાય પ્રેમાનંદે પોતાને ક્યાંય "મિથ્યા" કહ્યો નથી! હરિદાસ, વીરજી અને દ્વારકાદાસની શકાસ્પદ કૃતિઓમા પણ "મિથ્યા" કે તેની મતલબનો શબ્દ આવે છે. એ સામ્ય આશ્ચર્ય ઉપજાવે તેવુ છે.

આ પછી "સાહિત્ય"મા શ્રી. ભાનુસુખરામ મહેતાએ પાડવાશ્વમેધ, વિરાટપર્વ, ભીષ્મપર્વ, અને છૂટક સભાપર્વ (વિષ્ણુદાસની છાપવાળુ) અને બભ્રૂવાહનાખ્યાન છપાવ્યા, આ પછી વધુ પર્વો મળ્યાં નહિ

ટૂંકમા જ જણાવુ છુ કે, "પાડવાશ્વમેધ" તો ધોળકા પાસે લીલાવતીના તુલસીનો જ "અશ્વમેધ" છે રચ્યાવર્ષ વગેરે બધુ સરખુ જ છે. માત્ર ત્યાં "તુલસી"એ આપેલો પોતાની માહિતીવાળો ભાગ નથી તે સ્થાને 'પ્રેમાનંદ'ની છાપ છપાઇ છે ઉમેરી એની જ ચાર પંક્તિઓ "બભ્રૂવાહનાખ્યાન"ને અંતે છપાઇ છે જે "બભ્રૂવાહનાખ્યાન" કોઇ ભવાનીશંકરનું રચેલું છે. તુલસીનો 'અશ્વમેધ' પૂર્વે શમશેર બહાદુર પ્રેસમાં પણ છપાયેલો છે અને ફાર્બસ ગૂ. સભા તરફથી એનુ સંપાદન મને સોંપાયેલુ છે.

"ભીષ્મપર્વ" શ્રી. ભાનુસુખરામે છપાવ્યું છે તે ફા ગૂ સ તરફથી છપાયેલા "પદબદ્ધ મહાભારત", ભાગ ૪થામાં મારા તરફથી સંપાદિત થયેલું કૃતિઓના તુલસીસુત વૈકુંઠનું જ 'ભીષ્મપર્વ' છે. ૧૭૪મી કડીથી આખર સુધી મળ્યું છે માત્ર ઉદ્દેશે "વૈકુંઠ"ની છાપવાળી લીટીઓ તેમાં પૂરે છે વિશેષમાં શ્રી. મહેતાએ છપાવેલામાં અમ્ભાગો અલગ પાડી નાખેલા મળે છે.

પ્રશ્ન માત્ર "વિરાટપર્વ"નો રહે છે એ કોનું છે, એ હજી જણાયું નથી પણ 'પ્રેમાનંદ'નું તો નથી છેલ્લા માન કડવાં કેટલાક પાઠાન્તરથી નાકરના "વિરાટપર્વ"ના છે.

આમ પ્રેમાનંદે સંપૂર્ણ "મહાભારત" રચ્યું હતું એવી વાત પ્રામાણિક જણાતી નથી। सुज्ञेषु किं बहुना।

## પરિશિષ્ટનો ઉપસંહાર

પ્રેમાનંદ અને તેના કહેવાતા શિષ્યોને નામે અપ્પ્રામાણ્ય કૃતિઓ નવીન જ રચી કાઢી જાણ્યે-અજાણ્યે પ્રા કા ત્રૈ અને પ્રા કા માળામાં છાપવામાં આવી છે બન્યું છે આ માત્ર કેવળ પ્રેમાનંદ અને વડોદરારાજ્ય તરફના સદ્ભાવે, વડોદરારાજ્યમાં આદ્ય કવિઓ થઈ ગયા છે તે બતાવવા. પણ 'અશ્વત્થામાખ્યાન', "ત્રણ નાટકો" અને "રાધાવિલાસ", અને સહેજ પણ "દ્રૌપદીહરણ", 'શામળશાનો મોટો વિવાહ' તથા 'દુઃશાસનરુધિરપાનાખ્યાન' સિવાયના બાકીના કાવ્યો તે તે કવિને નામે ચડેલા પદ્યગ્રંથો જ છે, તેમાં કાવ્ય થવાની ભાગ્યે જ પાત્રતા છે આ બધા ગ્રંથો ગુજરાતી ભાષાના ક્રમિક વિકાસની દૃષ્ટિએ વિ. ૧૮મા શતકમાં ઊભા રહી શકતા નથી આડખીલીરૂપ એ ગ્રંથો વિક્રમના ૨૦મા શતકના પૂર્વાર્ધમાં જ શોભે છે પૂર્વે એ ચલાવાયું. આજે તો જૂના સેંકડો કાવ્યોની તત્કાલીન હાથપ્રતો મળતી હોવાથી ભાષાના ક્રમિક વિકાસનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવાની અભ્યાસકોને પૂરતી અનુકૂલતા છે. એ અનુકૂલતા જ બનાવટી ગ્રંથોનું પોત ઉઘાડું પાડી દે છે બનાવટી ગ્રંથો શા માટે બનાવટી છે, એ વિશે મારા તરફથી વિસ્તારથી ચર્ચા આપવામાં આવી ', એ પ્રેમાનંદ: એક અધ્યયન" ગ્રંથ થોડા સમયમાં પ્રસિદ્ધ થશે ત્યારે જાણવામાં આવશે. તે પૂર્વે મારા નિર્ણયોનો આછો પરિચય જ આપવાનો ઉપરની લેખમાળામાં પ્રયત્ન છે વિદ્વાનો એને જોઈ વિચારી પોતાના સ્પષ્ટ નિષ્પક્ષપાત અભિપ્રાયો વ્યક્ત કરે તેવી પ્રાર્થના છે, વિદ્યાર્થીઓ અને અધ્યાપકોના અસિદ્ધ કૃતિઓના નિરર્થક અભ્યાસની પાછળ લોહીનાં પાણી થાય છે તેમાંથી કાયમને માટે બચાવી લેવા

ગૂજરાતની સંસ્કૃતિનાં કેન્દ્રો

# ધર્મારણ્ય અને બ્રહ્મક્ષેત્ર*

ડૉ. હરિપ્રસાદ પ્ર. દેસાઇ

**મો**ઢપુરાણ અને પુરાતન બ્રહ્મક્ષેત્ર, એ બંને, સંવત્ ૧૯૭૧ અને ૧૯૯૪ માં ગૂજરાતીમાં પ્રસિદ્ધ થયેલા ગ્રંથો છે. એ ગ્રંથો સ્કંદ અને બ્રહ્મપુરાણ ને આધારે લખાયેલા છે. પહેલાં, પુરાણોના વક્કર છેક ઉતારી પાડવામા આવ્યા હતા પણ હિન્દ-પુરાણવિદોએ હમણાં હમણાં પાછી એની પ્રતિષ્ઠા વધારી છે.

ચમત્કારો, અલંકારો અને અતિશયોક્તિઓની કથાશૈલિમાથી ઐતિહાસિક દૃષ્ટિએ તારવણી કરી, આપણો લુપ્ત થઇ ગયેલો કંઇક ઇતિહાસ એમાંથી મેળવી શકાય એમ લાગે છે.

તેથી, ૧૯૪૧ વર્ષના ગૂજરાત સાહિત્ય સભાના વાર્ષિક વ્યાખ્યાન તરીકે ઉપરનો વિષય પસંદ કરવા મેં ધૃષ્ટતા કરી છે.

ધર્મારણ્ય મોઢેરા છે ત્યા હતું અને બ્રહ્મક્ષેત્ર બ્રહ્મખેડ-કે ખેડબ્રહ્માની આસપાસ વિસ્તરેલુ હતુ. મોઢેરાના સૂર્યમંદિરની સુન્દર કોતરણી ભાગી તૂટી હાલતમાં હોવા છતાં સ્થાપત્ય અને શિલ્પ કળાની સર્વોત્કૃષ્ટતા સિદ્ધ કરતી ઊભી છે. મોઢેરાની કોતરણી મને દેલવાડાના આરસના મંદિરોની કોતરણી કરતા પણ ચઢિયાતી લાગે છે અને ખાસ કરીને સ્ત્રીઓની મુખમુદ્રા અને સુપ્રમાણતા તો એ મંદિરો જેવી સુન્દર હિન્દુસ્તાનના કોઈ મંદિરમાં મેં જોઇ નથી.

સૂર્યપૂજા ગૂજરાતમાં ૧૫-૧૬ સદી સુધી ચાલતી હતી મોઢેરાના મુખ્ય સૂર્ય તો ચોરાઈ ગયા છે પણ શિખરની બાજૂઓમા જે ગૌણ મૂર્તિઓ છે તે પણ પ્રતાપી અને વીરત્વભરી લાગે છે. જ્યાંસુધી ગૂજરાત આવા વીર દેવોની પૂજા કરતું ત્યાંસુધી એનામા વીરતા હતી. વજ્રમુષ્ટિ પહેલવાનો ત્યાં રહેતા અને ગુર્જરેશ્વરો તરફથી એમને વર્ષાસનો મળતા.

સૂર્યપૂજા સાથે ગૂજરાત વરાહ અને નૃસિંહ અને બ્રહ્માની મૂર્તિઓને પણ પૂજતું હતુ બ્રહ્મા તો આદર્શ પિતા હોવાથી એમણે જાણે આજ્ઞા કરી

---

* ૧૯૪૦-૪૧ ની વાર્ષિક સભામા પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ ગઇ "કાર્યવહી"-માં ન છપાયેલું, તે પ્રાપ્ત થતા અહીં છાપ્યું છે.—સં૦

કે 'લોકગંઓ! તમે તમારું સંભાળો! મારી કાવેડ પાછળ તમે વખત બગાડશો નહિ અને વગાહ તથા નૃસિંહ જેવી ઉગ્ર મૂર્તિઓને પૂજવાની ઘણું કરીને વૈષ્ણવ આચાર્યોએ મના કરી, કારણ કે પ્રજા જો ઉગ્ર ગુણોનું ધ્યાન કરે તો તેનાજ ઉગ્ર ગુણો એ ધીમે ધીમે પ્રાપ્ત કરે છે એ મૂર્તિઓના પૂજકો ક્રોધી અને તામસી બને તે ખાતર શ્રીકૃષ્ણની સૌમ્ય અને મનોહર મૂર્તિ પણ દાખલ કરવામા આવી સૂર્ય પણ પ્રત્યક્ષ દેવ છે ત્રણ પગલામા એ આખુ જગત્ ભરી લે એવા ત્રિવિક્રમ છે જે સૂર્યને આપણે દરરોજ જોઈયે છિયે તેની મૂર્તિ શુ કામ જોઈયે? એમ કહીને સૂર્યને પણ કોટયાર્કજીમા અને પછી વિષ્ણુમા સમાવી દેવાયા સૂર્યપૂજા માટે પ્રજામા ગાયત્રી મત્ર રહ્યો અને પુણ્યપ્રકોપ કે ઉગ્રતાના ગુણો પણ ગુજરાતી પ્રજામાથી ધીમે ધીમે જતા રહ્યા અને રાધાકૃષ્ણનો પ્રેમ માધુર્ય કોમળતા વગેરે મુલાયમ ગુણો રહ્યા વીરતા પણ જતી રહી અને તેમા બહુચરાજી અને અંબાજીની દેવીપૂજાઓથી કઈક બાયલાપણુ પણ આવ્યું લાગે છે. અહિંસા અને કોમળતાની અતિશયતા થઈ ગઈ જૈનોની અહિંસાએ અને વૈષ્ણવોની પ્રેમલક્ષણા ભક્તિએ વીરતા લઈ લીધી! સૂર્યની પૂજા તો ગુજરાતમાથી સમૂળગી ગઈ માત્ર કોઈ કોઈ જૂના મંદિરોમા સૂર્યની ખડિત મૂર્તિઓ કે ઉપરનો તરીકે સૂર્ય જોવામા આવે છે બ્રહ્માની મૂર્તિઓ પણ ગુજરાતમા ગણતર જગાઓએ છે ખેડબ્રહ્મામા છે અને જૂના ખભાત એટલે નગરામા છે

સસ્કૃતિના કેન્દ્ર સ્થાનમા આપણે વિદ્યાપીઠો જ્યા હોય ત્યા (યુનિવર્સિટી સેન્ટર્સને) ગણિયે છીયે પણ એ સ્થળો પ્રજાના પાંચેક ટકાને પરાણે પ્રેરણા આપે જૂના કેન્દ્રો તો બાળકોથી વૃદ્ધ સુધ્ધાત, મૂર્ખ કે વિદ્વાન સ્ત્રીઓ કે પુરુષો તમામને શારીરિક માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ આપી શકે એવા હતા

ગુજરાતના ધર્મારણ્ય અને બ્રહ્મક્ષેત્ર પ્રાગૈતિહાસિક સમયમા અને ઈ સ પૂર્વેથી તે ચૌદ પદરમી સદી સુધી જાગ્રત અને જીવત હતાં અને આપણા પૂર્વજોએ એ સ્થળોએથી પુષ્કળ જીવનજળ નિરતર મેળવ્યા હતા સરસ્વતી સુકાઈ હશે પણ વિદ્યા ભક્તિ દાન કે દયાના ગુણો પ્રેમ આશાવાદ રમિકતા કે આનદ સાહસ, પુરુષાર્થ ઉદ્યમ સ્વાશ્રય અને સેવા તો આપણી પ્રજા એ આજ દિન સુધી સાચવ્યા છે આમ છતા પોતાને બીજાઓથી ઊતરતા માનવાની એક ખોટી ટેવ આપણને પડી છે તે દૂર થવી જોઈયે

સસ્કૃતિના આ કેન્દ્રોની પાવનકારી કથા હવે હું શરૂ કરુ છુ

સપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય એ છએ ગુણો જેનામાં છે એવા ભગવાન ધર્મેશ્વર મહાદેવ ધર્મારણ્યના અધિષ્ઠાતા દેવ છે. એ ભૂત પ્રાણીમાત્રનાં હૃદયોને વિશે જીવરૂપે રહેલા છે.

રમણીય કૈલાસ પર્વતના શિખરેથી મહાદેવજી કાર્તિક સ્વામીને કહે છે—હે પુત્ર! પૃથ્વીને વિષે જેવું નૈમિષારણ્ય ક્ષેત્ર મોટું છે તેવુ જ શ્રેષ્ઠ ધર્મારણ્ય નામનું ક્ષેત્ર છે. એના સેવનથી આયુષ યશ, પુણ્ય, અને કીર્તિની વૃદ્ધિ થાય છે. સ્વર્ગ અને મોક્ષ આપનારુ એવુ આ ધર્મારણ્ય નામનુ તીર્થ વિખ્યાત છે.

સતયુગમાં બ્રહ્માજીએ તપશ્ચર્યા કરીને કશ્યપ અને સજ્ઞાને ઉત્પન્ન કર્યા. એ સંજ્ઞા સૂર્યને પરણી. એનો પુત્ર વૈવસ્વત મનુ મહાતેજસ્વી, વિશ્વનું પોષણ કરનારો અને સગા જેવો સર્વને પ્રિય થયો.

વૃક્ષ, પાષાણ પશુ પખી અને મનુષ્ય જગત જેણે ધારણ કરેલું છે તેમ જ પુણ્યશ્લોકોને વિશે જે શ્રેષ્ઠ છે એ જ વૈવસ્વત મનુ ધર્મનો અવતાર હતો. એણે જે ક્ષેત્રમા તપશ્ચર્યા કરી તે ધર્મક્ષેત્ર એ સ્થળ બ્રાહ્મણોને યજ્ઞ માટે અને ક્ષત્રિયોને જય માટે નિર્માણ થયુ

વૈશ્યોને ધનની સમૃદ્ધિ માટે અને શૂદ્રોને સુખની પ્રાપ્તિ માટે આ ક્ષેત્ર ઉત્તમ હતું.

ધર્મક્ષેત્રમાં, પિતામહ બ્રહ્મદેવને નમસ્કાર કરીને મનુ–ધર્મ પોતે–યમના મદિરમાં જવા લાગ્યો. યમને પુણ્યાત્માઓ ધર્મરૂપે જુએ છે અને પાપીઓ યમરૂપે જુએ છે. યમ તમામ કર્મોને જાણે છે

આમ ધર્મ કે યમ પોતે જ પોતાના ગણો સહવર્તમાન, મનને હરણ કરનારી પુરીમાં પછી પ્રવેશ કરીને રહે છે.

પછી એક સમયે એ ધર્મના મામા, નારદ ઋષિ, વીણા, કમડળ અને દંડ ધારણ કરેલાં છે એવા, યમપુરીમા પ્રવેશ કરે છે પોતે જ્ઞાનમૂર્તિ અને વેદને જાણનારા હોઈ બીજા બ્રહ્મદેવ જેવા લાગતા હતા।

નારદે ધર્મને શુભ અને અશુભ કર્મોને જાણનારા, પાપ અને પુણ્યના સાક્ષી, દુષ્ટ અને સજ્જનના સ્વરૂપને જાણનારા અને સદાસર્વદા હર્ષયુક્ત જોયા.

ધર્મે નારદજીનુ યોગ્ય સ્વાગત કર્યું અને કહ્યુ કે આપના ચરણકમલનાં દર્શનથી હુ પવિત્ર અને કૃતાર્થ થયો છું આજે ધર્મ સુધર્મતાને પ્રાપ્ત થયો છે.

પછી ધર્મનો બીજો અવતાર કુંતીના પુત્ર યુધિષ્ઠિર, હસ્તિનાપુરમા નારદ ઋષિને સત્કારે છે. નારદજીની સૂચનાથી વેદવ્યાસ ધર્મરાજાને ધર્મક્ષેત્રનું

માહાત્મ્ય કહેવા માંડે છે અને સ્કંદ પુરાણનાં પાતાલ ખંડના ધર્મારણ્ય ઉપાખ્યાનનો દ્વિતીય ખંડ પૂરો થાય છે.

પછી ત્રીજે ખંડે, વ્યાસ બોલે છે: બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરે સર્વથી પહેલું મહાસ્થાન જે ધર્મારણ્ય તે નિર્માણ કર્યું. એનું માહાત્મ્ય કાશી કરતાં પણ જવભર અધિક છે. ઇન્દ્રાદિક દેવતાઓ લોકપાલો અને દિક્પાલો; માતૃકા સહિત સિદ્ધિઓ; ગંધર્વો, અપ્સરાઓ અને સુર અસુરો; ભૂત, વેતાલ, શાકિનીઓ, ગ્રહો, લોકો તેમ જ સંપૂર્ણ કલાઓ સહિત ઋતુઓ ત્યાં રહે છે.

યજ્ઞ કરનારા ઋષિઓથી એ સેવિત છે. વાઘ, સિંહ, હાથી, હરણો અને બીજાં પક્ષીઓ ત્યાં ઘણાં ઘણાં છે. લતામંડપો, ફૂલોના ગુચ્છે ગુચ્છા અને વૃક્ષોથી એ શોભાયમાન છે. આદિકાળનું એ ક્ષેત્ર એવું પવિત્ર છે કે એને જોવાથી કે સાંભળવાથી પણ મનુષ્યોને સુખ થાય છે.

પવિત્રને પવિત્ર કરનારું, મહાતેજસ્વી, મહાઆનંદ આપનારૂ, જ્યાં વેર નામે બિલકુલ નથી અને સર્વત્ર નિર્ભયતા વ્યાપેલી છે.

આખુ વન પક્ષીઓનાં નાદથી નાદિત રહે છે. ઘણા ત્યાં તપશ્ચર્યા કરે છે. મુનિઓએ આશ્રમો બાંધ્યા છે, અને ત્યાં સંન્યાસીઓ પણ ઘણા રહે છે. કેટલાએ ત્રિકાલજ્ઞાનીઓ અને સિદ્ધો, પલાશ ઇત્યાદિ વૃક્ષોની ઘટાઓમાં ફરતા માલૂમ પડે છે.

બોરી, આંબા, ખેર, ફણસ અને નાળિયેરી આદિ વૃક્ષો અને નાના પ્રકારની ઔષધિઓથી એ સ્થળ રમણીય બન્યું છે.

ધર્મારણ્ય મહામર્દા ફળો અને પુષ્પોથી શોભાયમાન રહે છે. શોકનો નાશ કરનારું છે, હર્ષને આપનારું છે અને એની દશે દિશાઓ રમણીય છે.

ત્યાં મોર, પોપટ, કબૂતરો અને કોયલના સુસ્વરો ગાજ્યા કરે છે. તપરૂપી છે ધન જેમનું એવા તેજસ્વી ઋષિઓથી એ સ્થળ સેવિત છે. અને નંદનવન કરતાં પણ અધિક શોભાયમાન લાગે છે. વેદવ્યાસ કહે છે; હે રાજા! નૈમિશારણ્ય ક્ષેત્ર કરતાં પણ ધર્મારણ્ય અધિક વિખ્યાત છે. સૂર્યની ત્યાં છ તો ઋતુઓ થાય છે. ત્યાના વૃક્ષો જોઇને મનુષ્ય સર્વ પાપથી મુક્ત થાય છે.

હે રાજા! જે મનુષ્યો ત્યાં એક દિવસ રહીને પિતરોને પિંડદાન કરે છે તેઓ એમના ઋણથી મુક્ત થાય છે.

ત્યાં જે વેદ ભણે છે, તપ કરે છે, સારાં વ્રતો કરે છે તે અક્ષય પુણ્યને પામે છે અને તેમનાં હજારો પાપ નાશ થાય છે.

સાત અરણ્યો કરતા પણ અધિક પુણ્ય છે જેનું તેમ જ સર્વે યજ્ઞોના ફળ આપનારુ મનોરથ પૂર્ણ કરનારુ અને મોક્ષને આપનારુ આ ધર્મારણ્ય તુ જાણ (અત્રે વનવર્ણન નામનો ત્રીજો અધ્યાય સમાપ્ત થાય છે)

જન્મથી જ બ્રાહ્મણના ગુણવાળા ૧૮૦૦૦ ઋષિઓ (બ્રાહ્મણો) ત્યા રહેવા લાગ્યા અને એવા ઋષિઓ પ્રત્યે ભક્તિ રાખનારા ૩૬૦૦૦ વૈશ્યો (વાણિયા) ત્યા હતા તે વાણિયા પુરાણને જાણનારા ચારિત્ર્યવાન અને ધર્મપરાયણ હતા એમનુ ગોત્ર કાશ્યપ હતુ

ધર્મારણ્યમા નિવાસ કરનારા જનોની સ્વર્ગમા દેવતાઓ પણ પ્રશસા કરે છે ગયા કાશી કુરુક્ષેત્ર કરતા અને સાત પુરીઓ કરતા પણ એ અધિક મનાયુ છે

એનો વિસ્તાર પાચ કોશનો છે એ મહાક્ષેત્ર દેવોને પણ દુર્લભ છે સિદ્ધોને સિદ્ધિ આપનારુ અને યોગીઓને મોક્ષ આપનારુ છે

ખુદ બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરે ત્યાના ખેતર ખેડીને ઓષધિઓ ઉત્પન્ન કરી છે અને ત્યાની પ્રજામા યથાન્યાય યથાપ્રમાણ મર્યાદા સ્થાપન કરી છે

એમણે જ પૂર્વદિશામા બ્રહ્મા દક્ષિણમા ગણપતિ પશ્ચિમે સૂર્યનારાયણ અને ઉત્તરે મહાદેવજી સ્થાપ્યા—અને વર્ણાશ્રમ ધર્મને અનુસરે એવી પ્રજા પણ કર્તવ્યનિષ્ઠ એમણે જ બનાવી

ક્રિયાકાડમા કુશળ બ્રાહ્મણો હતા એમનો અલગ વાસ બનાવવામા આવ્યો સગ્રામમાથી ના ભાગે એવા શૂરા ક્ષત્રિયો ત્યા રહેતા હતા એમનો વાસ જુદો હતો સ્વધર્મપરાયણ વૈશ્યોની વાણિયાવાડ હતી અને ગધર્વો અને બીજી સેવક જાતો જુદા જુદા ફળિયામા રહેતી હતી

અસખ્ય ઋષિઓના આશ્રમો હતા ત્યા ઋષિઓને વન મળતુ ગૃહસ્થોને માલિકપણુ મળતુ અને સન્યાસીઓને બ્રહ્મપ્રાપ્તિ થતી હતી યોગીઓને અવિનાશી સ્થાન ત્યા મળતુ

ઉપરની તમામ વ્યવસ્થા ખુદ ભગવાન પાતે કરતા હતા

ઉપર પ્રમાણે એક કલ્પ પૂરો થયો જલરૂપી ભગવાન જગતના નાથ પોતાની જલરૂપી લીલાએ કરીને રમમાણ થતા હવા—

અતિવૃષ્ટિ જેવો જળપ્રલય થયો હશે એનું આ વર્ણન છે પણ તેમા કવિ જનરૂપી ભગવાન જગતના નાથ પોતાની જલરૂપી લીલાએ કરીને રમમાણ થતા હવા' એમ લખે છે તે ધ્યાનમા લેવા લાયક છે પુરાણના

કવિ એને કોપ નહિ પણ લીલા માને છે અને એ ભયંકર સમયને "ભગવાન રમમાણુ" થતા ગણે છે.

પાછી નવજીવનની શુભ ઘડી આવે છે. કેટલાક દિવસ વીતી ગયા બાદ અક્ષય વડ ઊગે છે. પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશરૂપી ડાળાંપાંખડા રમણીય શાખાઓ, પત્રો અને પુષ્પો અને ફળો આવી જાય છે. વડવાઈઓ જટાની જેમ શોભે છે અને એવા પ્રાગવડને એક પાંદડે ભગવાન નાના બાળકના રૂપે દર્શન દે છે. (પ્રકૃતિમા ચેતનનો આવિર્ભાવ થાય છે.) એમના તેજનો પાર નથી. જગતને ફરી ઉત્પન્ન કરવાની એમને ઈચ્છા થઇ છે.

પછી એમના નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે. એ હંસ પર બેઠા છે. આઠ હાથ છે. ચાર મુખ છે. પિતા બ્રહ્મદેવ, પછી ભગવાનની સ્તુતિ કરે છે: "માતા આપ છો. પિતા પણ આપ જ છો. તમારા જ શરણનો આશ્રય છે. ભાઇ તથા બ્હેન અને મારું મદત્ ભાગ્ય એ આપ જ છો. હે ભગવન્ આપ જ્યોતિરૂપ છો. તેમ જ તમરૂપ પણ આપ જ છો. સ્થૂળ, સૂક્ષ્મ, નાનું, મોટું અને બારીકથી બારીકરૂપ પણ આપ જ છો. હે પ્રભો! આપને નિરંતર નમસ્કાર કરીયે છીયે." પછી ગોળાકાર બ્રહ્માંડ, પાતાલ, પૃથ્વી, સ્વર્ગ, ગામો, સિંધુ, સાગર અને વનો ઉત્પન્ન થાય છે. લતાઓ, વૃક્ષો, પર્વતો, બે પગનાં પશુઓ, આદિત્યો, ગ્રહો, સિદ્ધો, યક્ષો, રાક્ષસો ઉત્પન્ન થાય છે. અને ચોરાશી યોનિઓ અને સર્વ પશુઓ: નક્ષત્રો સહિત ગ્રહમંડળ; સરિતાઓ, ઋતુઓ વર્ષો, યુગો, ઘડી, મુહૂર્ત અને શ્રુતિઓ સહવર્તમાન વેદો થયા. પુરાણ, ન્યાય, શાસ્ત્ર, મીમાંસા, વ્યવહાર ૭ દર્શનો એ બધું બ્રહ્મદેવે નિર્માણ કર્યું

ભગવાન જ ધર્મના સ્થાનરૂપ છે, સત્યરૂપ છે. યજ્ઞરૂપ છે અને કર્મરૂપ છે.

ફરી ધર્મસ્થાન-ધર્મારણ્યની સ્થાપના થાય છે અને પવિત્ર અને બ્રહ્મતેજથી તેજસ્વી એવા બ્રાહ્મણો ત્યાં આવે છે.

પરન્તુ એમાં સાત્ત્વિક, રજોગુણી અને તમોગુણી ત્રણે જાત ઉદ્ભવે છે.

તેઓ દયાવાન, શાન્ત, ઇન્દ્રિયોને જીતનારા, તપશ્ચર્યા કરનારા, પોતાના વેદનું અધ્યયન કરનારા અને પરકર્મને વિશે તત્પર યજ્ઞકર્મમા ચતુર હતા. અધ્યયનસંપન્ન, ધર્મને જાણનારા, સત્યવક્તા તત્ત્વજ્ઞાનને વિશે અગ્રગણ્ય બ્રહ્મયજ્ઞપરાયણ હતા. તેઓ સર્વ ભૂત પ્રાણીમાત્રને આત્મ તુલ્ય જોનારા

અને બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ હતા. પછી એમનાં ગોત્ર, પ્રવર, ગોત્રદેવીઓ વગેરેનાં વિગતવાર વર્ણન આવે છે.

શાન્તા નામની દેવી સર્વ વિઘ્નોનો નાશ કરનારી અને શાન્તિ કરનારી ગણાતી. ગાંગાનગોત્રીઓ વેદવિદ્યામાં નિપુણ, ધર્મશાસ્ત્ર જાણનારા, નિષ્પાપી કર્મકાંડમાં તત્પર, મહાબલવાન પણ કલહપ્રિય હતા

કૃષ્ણાત્રેય ગોત્રીઓ ભટ્ટારિકા દેવીને પૂજતા. એ કુટિલ સ્વભાવના, કલેશ ઉત્પન્ન કરવામાં મહાચતુર અને વેદ ભણવામાં પરાયણ હતા.

માંડવ્યગોત્રી, સારો વેશ ધારણ કરનારો, ધર્મબુદ્ધિ, અહંકારી શૂર વેદપાઠી અને બહુશ્રુત હતા

કેટલાક ક્રોધી, લોભી પારકાંના છિદ્રને ખોળનારા, દ્વેષી અને સદા બ્રહ્મભોજન કરનારા પણ ગણાવ્યા છે.

તેમ સાથે સાથે શાન્ત, ઇન્દ્રિય દમન કરનારા અને યજ્ઞવિદ્યામાં ચતુર પણ હતા.

ગવાંડા દેવી ચાર હાથવાળી હતી સિંહ ઉપર બેસતી. એના ભક્તો, વેદાંગને જાણનારા, તપ ધ્યાન અને સાખ્યયોગના જ્ઞાતા હતા, પણ સાથે સાથે તમોગુણવાળા, કઠોર, શૂર અને કલહકોપી હતા. તેઓ ગુરુભક્તિ તત્પર, ચતુર, પ્રિયવાક્ય બોલનારા, મહાબલવાન, તપશ્ચર્યા કરનારા, ચિતા, મંડપ અને વેદી કરનારા અને વાસ્તુશાસ્ત્રમા કુશળ હતા

ધારણસ ગોત્રના, છત્રજા દેવીને પૂજતા. એ ધનવાન જ્યોતિષશાસ્ત્રને જાણનારા, ક્રોધી અને ઐશ્વર્યાયુક્ત હતા

બીજા નિર્લજ્જ, ભિક્ષુ, મદ્યયુક્ત, મદબુદ્ધિવાળા, ક્રૂરકર્મ કરનારા અને સ્ત્રીઓના વાદની બુદ્ધિવાળા પણ જણાવ્યા છે

સાથે સામવેદના ગાન કરનારા; મંત્રશાસ્ત્ર, વ્યાકરણ, તથા કાલજ્ઞાનને જાણનારા, મુનિઓમા શ્રેષ્ઠ, હોમ કરનારા પણ હતા.

અગ્નિહોત્રીઓ યજ્ઞમા સોમપાન કરતા; સત્યયુક્ત, સારા આચારવાળા અને શ્રુતિમાર્ગથી ચાલનારા હતા.

પછી આ ગોત્રપ્રવર નિરૂપણ નામના છઠ્ઠા અધ્યાયનુ ફળ કહ્યું છે. તેમાં કહ્યું છે કે આ ગોત્રાધ્યાય સાંભળશે તે પુરુષ સર્વ પાપથી મુક્ત થઇ વિષ્ણુલોકમાં ગમન કરશે, એટલું જ નહિ પણ જાણે મશ્કરીમા લખતા હોય એમ લખે છે કે

अपुत्रो लभते पुत्रान् निर्धनो धनवान् भवेत् ।
व्याधितो मुच्यते रोगात् सत्य सत्य वचो मम ॥

પુત્ર વિનાનો પુત્રવાન થશે નિર્ધન ધનવાન થશે રોગી રોગથી મુક્ત થશે, આ મારુ ખરે ખરુ વચન છે

હવે ઉપર મુજબના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ દેવોના નિવિદ જેઓ પાછળથી નિવેગ (મોઢેરા પરથી) મોઢબ્રાહ્મણ કહેવાયા તેઓએ ત્રિમૂર્તિને પ્રાર્થના કરી કે હે મહારાજો ! અમે તો તપશ્ચર્યા કરનારા છીએ કેટલાક યજ્ઞ, કેટલાક યોગાભ્યાસ અને કેટલાક વેદાભ્યાસ કરીએ છીએ અમારા ધર્મકૃત્યોમાથી અમને સહેજ પણ અવકાશ મળતો નથી તો આપ અમને કંઈ વિશેષ સુખ થાય એવુ કરો ઘરના કામકાજમા અમને કંઈ મદદ મળે તો સારુ પછી ત્રણે દેવતાઓ ધ્યાન ધરે છે કામધેનુ ગાયનું મનથી ચિંતન કરે છે ચિંતન કરતા માત્ર જ કામધેનુ આવી ઊભી રહે છે

દેવોની આજ્ઞાથી જન્મથી જ જેમનામા વૈશ્યના ગુણો છે એવા સર્વ કર્મમાં કુશળ મહાભાગ્યવાન વિષ્ણુભક્તિ કરનારા છત્રીસહજાર વાણિયાઓ ઉત્પન્ન થયા એવો સેવાધર્મમા તત્પર હતા કામદેવ સરખા મનોહર રૂપવાન હતા એમણે શિખાઓ ધારણ કરી હતી જનોઇ હતા મહાવિદ્વાન ચતુર અને સર્વશાસ્ત્રમા કુશળ હતા

ક્રમનાસન બ્રહ્મદેવની પછી એ ૩૬૦૦૦ વૈશ્યો પ્રાર્થના કરે છે ' મહારાજ ! અમને સ્ત્રીઓ નથી તો અમારી વૃદ્ધિ કેમ થશે ? પછી બ્રહ્મદેવ વિશ્વાવસુ ગંધર્વને બોલાવે છે અને આજ્ઞા કરે છે કે, 'હે ગંધર્વરાજ ! આ છત્રીસહજાર ગોભુજ વાણિયાઓને આપ સ્ત્રીઓ આપો જેથી એમના ગૃહસ્થાશ્રમ ધર્મ અને ધર્મથી ચાલનારા એવા આ બ્રાહ્મણોના આ સેવકો મહાકાર્ય કરનારા થશે હે વિશ્વાવસુ ! ધર્મશીલ સહાય શ્રી, પતિવ્રતપરાયણ અને હસતામુખની (શુચિસ્મિતા) એવી કન્યાઓ હમણા જ તમે મન થકી ઉત્પન્ન કરીને આપો !

પછી ગંધર્વરાજ મનને હરણ કરનારી દિવ્યરૂપવાળી અદ્ભુત અને સુન્દર એવી કન્યાઓ આપે છે એમના કેશ સુંદર હતા કેડો પાતળી હતી બ્રહ્મદેવ પછી આ કન્યાઓ સાથે વૈશ્યોના હસ્તમેળાપ કરાવે છે "ગૃહસ્થાશ્રમ સિદ્ધ થાઓ' એવા આશીર્વાદ આપે છે અને ધર્માચરણ માટે આજ્ઞા કરે છે કે ' તમે પ્રાતઃકાળે અને મધ્યાહ્નકાળે સ્નાન કરજો પિતરોના તર્પણ કરજો પંચમહાયજ્ઞ નમસ્કાર કરજો તમારા જાતકર્મ નામકર્મ અને અન્નપ્રાશનાદિ સોળે સસ્કારો આ ત્રૈવિદ્ય બ્રાહ્મણો પોતાના પુત્રોને કરાવે

છે તે જ રીતે કરાવશે તમે એમની સેવા કરજો અને એમના ઘરના કામ કરી આપજો તમે એમના ગામોનું સંરક્ષણ કરજો અન્ન તથા ઘાસથી ભરેલાં એમના ખેતરોની સંભાળ રાખજો અને ખાસ કરીને એમની ગાયોનું સંરક્ષણ કરજો

તમે નિર્મળ અંતઃકરણથી વેપાર કરજો લોભ કરશો નહિ ઈર્ષા કરશો નહિ દ્રોહ કરશો નહિ, અને કદાપિ ક્રોધ પણ કરશો નહિ આ બ્રાહ્મણો તમારા ગુરુ છે એમનો દ્રોહ ન કરશો"

આમ કહીને એમને બ્રાહ્મણોની આજુબાજુમા સારા ઘરો રહેવા માટે આપ્યા એ ઘરો દેવતાઓના ઘર જેવા હતા આ રીતે બ્રાહ્મણો તથા વાણિયાઓથી વસેલુ એવુ ધર્મારણ્યમા જ એક સુદર અને મનોહર નગર બની ગયુ

સ્વર્ગ જેવા ધર્મારણ્યમા જે નિવાસ કરે છે તેમને ધન્ય છે ! મોક્ષની ઈચ્છા કરનારાઓની જે ગતિ થાય છે અને યજ્ઞ કરનારાઓનું જે શ્રેય થાય છે તેવી જ સ્થિતિ ધર્મારણ્યમા રહેનારાઓની થવા લાગી

યમ-ધર્મે (કાળ-યુગ રૂપી ધર્મે) પોતે, આ સ્થળે હજારોવર્ષ પર્યંત યુગયુગના ધર્મના નિયમો પાળ્યા અને પળાવ્યા જમાનાઓ સુધી, પ્રજા, સ્વધર્મનિષ્ઠ રહી શકી

આવી સદાચારી અને સ્વધર્મનિષ્ઠ પ્રજાને કોણ જીતી શકે ? ગાજ-સત્તાઓના લોભીઓનો પ્રતિનિધિ ઇન્દ્ર પછી એમની અદેખાઈ કરે છે એને ડર પણ લાગે છે કે આવાં ધર્મરાજ્ય મારી દુન્યવી સત્તા પડાવી તો નહિ લે ! પોતાનું સામ્રાજ્ય વધારવા અર્થે ધર્મારણ્યની કર્તવ્યનિષ્ઠ પ્રજાને પાડીને લલચાવવા ઇદ્ર પ્રલોભનોરૂપી અપ્સરાઓ મોકલે છે (સામ્રાજ્યવાદીઓ જેમ નિરુપદ્રવી શાન્ત પ્રજાઓને ફસાવે છે એમ)

ઇદ્ર, ઉર્વશીઆદિ અપ્સરાઓને કહે છે 'હે અપ્સરાઓ ! ધર્મને ધારણ કરનારાઓમા શ્રેષ્ઠ એવા આ યમધર્મને હુ જાણુ છુ એને તમે ગમે તેમ કરીને કર્તવ્યભ્રષ્ટ કરો !'

અપ્સરાઓ કહે છે "હે રાજા ઇદ્ર ! અમે પરસ્પર ચર્ચા કરીને કહિએ છિયે કે આવા ધર્મરાજાને ક્ષોભ પ્રાપ્ત થાય એવુ કઈપણ કરવા અમે શક્તિમાન નથી" છતા બહુ આનાકાની પછી આખરે ઉર્વશી તૈયાર થાય છે ખુદ યમધર્મની તપશ્ચર્યા (શિસ્ત-ડિસિપ્લિન) જ્યા ચાલી રહી છે, તેવા ઋષિઓના તપના પ્રભાવે કરીને શાન્ત અને પશુપક્ષીઓથી યુક્ત

એવા સુંદર સ્થળથી એક ગાઉ દૂર એ ઊભી રહે છે કોકિલકંઠથી પણ સુંદર સ્વરે એ પછી ગાયન ગાય છે

ધર્મ એ અપ્સરાનું ગાયન સાંભળી એની તરફ જાય છે સુવર્ણધારી ને આવેલી સુંદર અંગવાળી આ અપ્સરા સાગ ("લોભ અને અહંકાર"રૂપી)તપ અને સુવ્યવસ્થા તોડવા આવી છે એમ એ સમજે છે ધર્મ પોતાના મનને સંયમમાં રાખી અપ્સરા પ્રતિ કહે છે—"હું બે હજીને સંપાદન કરેલી એવી અમારી તપશ્ચર્યામાં તું વિઘ્ન કરવા આવી છે।' આટલી વાત સાંભળતા ઉર્વશી, મનોરમ મર્દના અને તાલયુક્ત આકર્ષક ગીત ઉપાડે છે

આનો અર્થ એ છે કે જે ધર્મથી એ ધર્મારણ્યનો સમાર ચાલી રહ્યો હતો એની સુવ્યવસ્થા અને એ પ્રદેશના બંદોબસ્તથી રાજ્યસત્તા ગભરાય છે ત્યાંના ધાર્મિક જુસ્માને તોડવા, અપ્સરારૂપી લાલચ આવી છે યમ ધર્મ (એટલે એ દેશનાગનું આધ્યાત્મિકબળ) કહે છે—અમારે કોઈ રાજ્યસત્તા તોડવી નથી' એવું વચન આપીને અપ્સરાને પાછી વાળવામાં આવે છે 'ઇન્દ્રની સત્તા લેવા અમારા આ તપ નથી" એવી ખાત્રી આપીને ધર્મ પ્રલોભનોરૂપી અપ્સરાને પાછી વાળે છે ધર્મારણ્યની લોકશક્તિને દુર્મતિ થતી નથી અને તે દિવસથી ગૂજરાતનો એ પુણ્યપ્રદેશ, નિર્વિઘ્ને પોતાનું જીવન, પાકો વિકાસમાર્ગે નિર્ગમન કરી શકે છે તપોબળ અને ધર્મ'ના પ્રતાપે પ્રજા એટલી સુખી હોય છે કે એને જરૂર કરતા વધારે દુન્યવી સત્તા કે ધનદોલતની જરૂર જ રહેતી નથી ધન અને સત્તા અને ઇંદ્રિયોના સ્વચ્છંદ પર ધર્મારણ્યની કર્તવ્યબુદ્ધિ વિજય પામી શકી એના સ્મરણમાં ત્યાંની સરકાર ત્યાં એક અપ્સરાતીર્થની સ્થાપના કરે છે

પછી એ તીર્થ અનેકોના પાપને નાશ કરનારું થયું ત્યાં જઈ જે કોઈ પાયદિવસ હોમ કરે, જપ કરે અથવા વેદનો પાઠ કરે તેનો દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો ધર્મ અક્ષર સરોવર જેવો થવા લાગ્યો'

એ દિવસ પછી ધર્મારણ્યની પ્રજા તેમ જ રાજ્યસત્તા, યથાવિધિ સાવધાનતાપૂર્વક પોતાની ફરજ બજાવવામાં ધ્યાન આપતી હતી

અહીં અપ્સરાતીર્થ વર્ણન નામનો આઠમો અધ્યાય પૂરો થાય છે [૬]

આથી પરિણામ સુંદર આવ્યું રાજા યમને શિવ અને શક્તિના સાક્ષાત્ દર્શન થયા એ ગદ્ગદિત થઇ ગયો અને પોતાના જીવનને ધન્ય માનવા લાગ્યો નિત્યમાં (ઉનાળામાં) શીતમાં અને વર્ષાના જળમાં એ શિવજીને નમસ્કાર કરવા લાગ્યો ઉગ્ર અને ભયંકર પ્રસંગોમાં પણ લોકકલ્યાણની જ યોજના એણે

જાણી, અને એ જ ભગવાન સુંદર શિવ, શક્તિ સહવર્તમાન ધર્મારણ્યના લોકોને પણ અનુભવમાં સદાકાળ આવ્યા કરે તે માટે ભગવાન પાસે એણે ધર્મારણ્યમાં પોતે રહે એવું વરદાન. માગ્યું, એટલું જ નહિ પણ ધર્મારણ્ય ઉત્તમ તીર્થ બને એવો પણ આશીર્વાદ માગ્યો અને તે એને મળ્યો. પ્રયાગરાજ કરતા પણ ધર્મારણ્ય મહાદેવજીના મંદિરે કરીને અધિક ફળ આપનારું નીવડયું. શ્રદ્ધાપૂર્વક જે કોઇ એ સ્વયંજ્યોતિ ભૂતનાથના સાંનિધ્યમાં દાન, મંત્ર કે ધર્મક્રિયા કરે તેને અમરત્વની પ્રાપ્તિ થવાની અાના મળી ક્ષણ ભંગુર સુખોની લાલસામાંથી છૂટી આત્માના કાયમી સુખને એ યાત્રાળુઓ પામી શકે એવી યોજના થઇ. આવો લાભ બ્રહ્મા કે ઈન્દ્રને પણ અગમ્ય હતો. ભૂતનાથના મંદિરે અને પાસેના કૂવે ત્યારપછી અસંખ્ય લોકો શારીરિક માનસિક અને આધ્યાત્મિક રોગોની શાન્તિ અર્થે આવવા લાગ્યાં. શિવરાત્રિ, સોમવાર, અમાસ, વ્યતીપાત, વૈધૃત અને પૂનમ તથા સંક્રાંતિ, લોકો પર્વોના દિવસો ગણી ત્યાં ખાસ કરીને આવતા હતા. પિતૃઓનાં શ્રાદ્ધ માટે તો ભૂતનાથને કૂવો ગયાજી કરતા પણ અધિક મનાવા લાગ્યો. ભૂતનાથ અથવા ધર્મેશ્વર પાસે પાછળથી એક ધર્મવાવ પણ ખોદાવવામાં આવી. એ વાવમાં સ્નાન કરનારને ગંગાસ્નાન કરતા વિશેષ પુણ્ય મળે છે એમ મનાવવા લાગ્યું.

શ્રદ્ધાળુ સનાતન હિન્દુધર્મીએ પછી ધર્મારણ્યમાં વાવો, કૂવા, તળાવ, અન્નક્ષેત્રો, બગીચા અને પોતપોતાના ઈષ્ટ દેવના મંદિરો બંધાવી પોતપોતાના ધર્મ માટેની ભૂખ તૃપ્ત કરવા લાગ્યા.

ધર્મારણ્યનાં ગૃહસ્થો અને ગૃહિણીઓને પણ પશુ પક્ષીના પોષણ કરવાની, અતિથિઓના દેવ જેવા સત્કાર કરવાની અને આડાલો ક્ષુધ્ધાને જમાડવાની આજ્ઞા હતી નિત્ય સ્નાનથી પવિત્ર રહેવાની, દેવ અને ઋષિ અને પિતૃઓના સ્મરણ કરવાની, પુષ્પ, ધૂપ, દીપ વગેરેથી દેવપૂજાની એમને ટેવો પડી હતી

બ્રહ્મચારી, સંન્યાસી, બ્રાહ્મણ, ગાડા, બાળકો અને વૃદ્ધો તથા આતુરોને ભોજન કરાવવાનું પુણ્ય મનાતું ભૂખ્યા, તરસ્યા, દરિદ્રી કુટુંબીજનો તથા જ્ઞાતિજનોને જમાડવા અને તૃપ્ત કરવા એ સારુ ગણાતુ.

પૈસાવાળાની નાતમાં જે ગરીબ લોકો દુ:ખ પામે જે અને દુ:ખ પામના જે પાપ થાય છે તે પાપ દ્રવ્યવાનને લાગે છે એવી ગૃહસ્થધર્મ નામના નવમા અધ્યાયની જાહેરાત છે.

આવા આવા પ્રયત્નોને પ્રતાપે ધર્મારણ્યનું નિત્યજીવન બહુ ઊંચી

કક્ષાએ પહોંચ્યુ હશે એમ લાગે છે અને એ કેન્દ્રમાંથી જ્ઞાન અને પુણ્યના પ્રવાહ ગુજરાતના દૂર દૂરના ભાગ સુધી પ્રસરતા હશે

ગુજરાતની સસ્કૃતિમા, ભૃગુપુર, નર્મદા કિનારો, ખભાત, સોમનાથ પાટણ, (પ્રભાસ) દ્વારકા, ગિરિનગર, વલભી, શ્રીમાલ સિદ્ધપુર વડનગર, અર્બુદ ાચળ, પાવાગઢ ઇત્યાદિ સ્થળોએ જે ફાળો આપ્યો છે તેમા ધર્મારણ્યે અને બ્રહ્મક્ષેત્રે જે ફાળો આપ્યો છે તે જેવો તેવો લાગતો નથી

શ્રીમાળી, ઔદિચ્યો, પોરવાડ અને બ્રાહ્મણો તથા નાગરો સાથે મોઢ બ્રાહ્મણો, મોઢ વાણિયા અને ખેડબ્રહ્મના ખેટક કે ખેડાવાળાએ પણ આ પુરાણો ઉપરથી અભ્યાસ કરિએ તો ઘણું આપ્યુ હશે એમ લાગે છે

ધર્મારણ્યનું વાતાવરણ જ એવુ અજબ લાગે છે કે ત્યા નિવાસ કરનાર કાયાના, વાણીના અને મનના પાપથી શુદ્ધ થતા હતા પરસ્ત્રીને વિશે ઇચ્છા રહેતી નહોતી કોઈ નો દ્રોહ કરવામા આવતો નહિ અને શુદ્ધ બુદ્ધિથી માતા પિતાની સેવામા ત્યાના નગરજનો પરાયણ રહેતા હતા

વળી તેઓ લાલચુ નહોતા લોભરહિત, દાનધર્મપરાયણ, ચોરી નહિ કરનાર સ્વામિભક્ત અને સ્વધર્મપરાયણ રહેતા હતા

સ્ત્રીઓ પતિવ્રતા, અહિંસાદિ વ્રતોને પાળનારી અને સનાતન ધર્મને વિશે તત્પર રહેતી પતિ ગામ ગયો હોય તો તેઓ મેલા વસ્ત્ર પહેરતી, સ્નાનાદિક કરીને દૂબળી પડતી અને પતિ મરણ પામે તો સતી થતી હતી.

જેનો પતિ પરદેશ ગયો હોય તેવી "પ્રોષિતભર્તૃકા ચોપાટ વગેરે રમતી નહિ શરીરને સુગધી તેલોના મર્દન કરતી નહી એન તમાસામા જતી નહિ ઉત્સવો કે હાસ્યવિનોદના પ્રસગોથી દૂર રહેતી

ધર્મારણ્યની સમસ્ત પ્રજા આમ વર્ણાશ્રમ ધર્મ પાળનારી અને સુખી હતી ચાદ સૂરજ તપે ત્યાસુધી એની રક્ષા કરવાની પ્રાર્થના દક્ષિણ દિશાએ આવેલા સિદ્ધિ અને બુદ્ધિના પતિ ગિરિજાસુત ગણપતિને કરવામા આવતી હતી

વિવાહ ઉત્સવ અને યજ્ઞો પ્રસગે પહેલી પૂજા ગણપતિની થતી હતો ધર્મેશ્વર મહાદેવના પશ્ચિમ ભાગને વિશે ભગવાન સૂર્યનારાયણનું રવિક્ષેત્ર સ્થાપિત થયેલુ હતું એ મહાક્ષેત્ર હતુ પાસેના સૂર્યકુડનું પાણી રક્તપિત્ત જેવા રોગોને મટાડે છે એવુ મનાતુ

રવિવાર, સપ્તમી, ચદ્ર અને સૂર્યગ્રહણના દિવસોએ, ત્યા મેળા ભરાતા. એકનિષ્ઠાથી સૂર્યની પૂજા કરનારા, નિરોગી, બળવાન, ધનવાન,

વીર,' સન્તતિએ સુખી અને શત્રુઓનો નાશ કરનારા થાય છે એમ મનાતું. એમને અગ્નિનો, વાઘનો, હાથીનો, સર્પ, ભૂત, પ્રેત, કે ડાકણ ઇત્યાદિનો ભય રહેતો નહિ.

સૂર્યપૂજકોને ઘેર ગૌશાળાઓ હતી. ધનધાન્ય ભરપૂર રહેતાં અને કુટુંબ પરિવાર પણ અખંડ વૃદ્ધિને પામતો હતો

ત્વિક્ષેત્રમા કન્યાદાનનું મહાપુણ્ય ગણાતુ **જોડા અને છત્રનાં દાન** ત્યા યોગ્યદાન ગણાતાં હતા.

ત્યાં એક માનસરોવર તુલ્ય દેવસરોવર પણ હતું જેને કિનારે સ્વર્ગના દેવતાઓ વાસ કરતા હતા. ગંગાજળ સરખુ અત્યત નિર્મળ અને શાન્ત જળ એમા છલ્યાછલ રહેતું એ કમળ અને બીજા સુગધિ જળ પુષ્પોથી વ્યાપ્ત હતુ. એની ચારે તરફ વડ પીપળા આંબા વગેરે વૃક્ષો હતા. લાલ કમળો અને પદ્મરાગ મણિઓથી એ શોભાયમાન હતું.

ધર્મક્ષેત્રના નગરનું નામ પછી મોહેરકપુર કે મોઢેરા થયુ. ત્યા શાન્તા, આનન્દા અને શ્રીમાતા વગેરે શક્તિઓની પૂજા પણ ક્રમે કરીને શરૂ થઈ. કુળદેવીઓ નાના પ્રકારના પરાક્રમો અને ગુણો અને રૂપો વડે વિભૂષિત હતી. છત્રા, વનમા રહેનારા બ્રાહ્મણોની રક્ષા કરતી હતી. એની પાસે વળી એક સરોવર હતુ.

અસુરોનો નાશ કરનારી, સુંદર ત્રિશૂલ ધારણ કરનારી, સિંહારૂઢ થનારી સુદર વારુણી દેવી હતી. મહિષાસુરમર્દિની હતી.

વિષ્ણુને અહીં ઘોડાના મુખવાળા હયગ્રીવરૂપે લાવવામા આવ્યા હતા

આમ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર, સૂર્ય અને ગણપતિ જેવા પચદેવ અને ભગવાનની શક્તિઓરૂપી દેવીઓનાં તીર્થોથી, આ સ્થાન અત્યંત પવિત્ર અને નાના પ્રકારના અનેક દિવ્ય ગુણોના સાક્ષાત્કાર કરાવતું સર્વગુણ-સંપન્ન બન્યુ હતુ.

પછી કોઈએક સમાને વિશે ધર્મારણ્યની સુશોભિત ભૂમિની સમીપમાં, કર્ણાટ નામનો મહાદુષ્ટ દૈત્ય આવી ચડે છે. બ્રાહ્મણોના સ્ત્રીપુરુષોના જોડાંઓને વિઘ્ન કરવા માડે છે.

બ્રાહ્મણોથી આ મહાઘોર કર્મ જોયુ જતું નથી બધાને એના ત્રાસથી ઉદ્વેગ થાય છે બધા બ્રાહ્મણો એ મહાઅસુરને દશેદિશાએ શોધવા નીકળે છે પણ કંઈ પત્તો ખાતો નથી. જ્યારે તે દુષ્ટને કંઈ પણ જગાએ ના જોયો ત્યારે તેજસ્વી શ્રીમાતા, પ્રસન્ન વદન એવી જગદંબા તે દુષ્ટનો નાશ કરવા

એવા વિચાર કરીને, જિતેન્દ્રિય બની, એકચિત્ત થઈને સ્નાન કરી ત્યાંના બધા લોકો એકઠા થઇને ભગવતીમાં પોતાનાં મન પરોવે છે. શ્રીમાતા પાસે જાય છે. ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્યથી ભક્તિપૂર્વક શ્રીમાતાની પૂજા કરીને, કાયા, વાચા અને મનથી એમની સ્તુતિ કરે છે

"બ્રહ્મમાં રમણ કરનારાં હે જગતની માતા, તમે સદાએ મર્મમાં રહો છો ! હે સુશોભને, હ્રીંકાર બીજરૂપ અને વેદરૂપ કર્તાર તમે જ છો ! હે મહાતેજરૂપ, આ જગતના આદિ મધ્ય અને અંત એમાં તમે જ વ્યાપ્ત છો. અમારું સંરક્ષણ કરો. જ્ઞાન, શક્તિ અને તેજ તમારે જ પ્રતાપે અમને મળ્યાં છે !"

પછી માતા પ્રકટ થાય છે. અટ્ટહાસ્ય કરે છે અત્યન્ત ક્રોધ અને કોપથી ભમરો વાંકી થઇ જાય છે અને નેત્રો લાલ થાય છે મુખમાંથી અગ્નિ વરસે છે. માતાજીના તેજમાંથી માતંગી નામની મહાભયંકર શક્તિ ઉત્પન્ન થાય છે. એનું સ્વરૂપ કાળું છે. મુખ ભયંકર છે. નાક સુંદર છે. લાલ ફૂલોની માળા એણે પહેરી છે. ધનુષ અને બાણ લીધેલા, મહાતેજસ્વી, હાથો છે. કરચી, છરી, ત્રિશૂલ અને કમડળ બીજા હાથોમા શોભે છે ! અનેક શસ્ત્ર, અસ્ત્ર, શંખ, ચક્ર અને ફાંસો લગાવવાનો પાશ, એમના બીજા હાથોમાં છે. અઢાર આયુધોથી અઢારે ભુજા શોભે છે !

કર્ણાટ દૈત્યને દેવી શોધી કાઢે છે અને એની સાથે ફેંસલો કરી નાખે એવું તુમુલ યુદ્ધ શરૂ થાય છે. રણસંગ્રામ જામે છે.

ક્રોધી અસુર, મુદ્‌ગર (મુગદળ) લઇને દેવીને મારવા ધસે છે ત્યારે દેવી હુંકારો કરીને દિવ્યત્રિશૂલ દૈત્યની છાતીમાં ખોસે છે. પણ દૈત્ય એટલામાં તો માયાવી શક્તિવડે અસંખ્ય દૈત્યોની સેના ઊભી કરે છે અને બ્રાહ્મણો ભયના માર્યા ચારે તરફ નાસવા માંડે છે.

વૈશ્યો અને બ્રાહ્મણો મહાચિંતામાં પડે છે. દેવી મદ્યપાન કરીને પાછી દૈત્યની તરફ ધસે છે ત્યારે એ અંતર્ધાન થઇ જાય છે.

દેવી ધ્યાન કરીને એ ક્યાં ગયો એમ જુએ છે પણ દરમિયાન, એની સેનાને તો ભેદી નાખે છે. ફરી દૈત્ય નવા શસ્ત્રઅસ્ત્રોથી આવી પહોંચે છે.

ફરી રણાંગણ ગાજી ઊઠે છે. દેવી દૈત્યની છાતી ફોડે છે પણ દૈત્ય મરતો નથી હવે તો એ દેવીને બળાત્કારથી પોતાને ઘેર લઈ જવાની તજવીજ કરે છે. દેવી પોતાની બહેન શ્યામળા સાથે, એને પરણાવવા લલચાવે છે, પણ દૈત્ય માનતો નથી, અને ઊલટો શ્યામળાને મારવા ધસે છે. એ જ

શામળાદેવી કૂતરા પર બેસી, વિવાહને અર્થે તત્પર થયેલા, એવા દુષ્ટાત્માને મારી નાખે છે.

આખરે, ધર્મારણ્યના એ ભયંકર યુદ્ધનો અંત આવે છે. મહાશક્તિ માતંગી અને કુમારી શામળાને હાથે મરેલો એ દૈત્ય, સ્વર્ગને વિશે જાય છે.

તે દિવસે માઘ વદ ત્રીજ હતી. બ્રાહ્મણો જયજયકાર કરતા ભગવતીનો મહા ઉત્સવ કરે છે. ગીત ગાય છે. નૃત્ય કરે છે અને દૂધપાક લાડુ અને વડાંનાં નૈવેદ્ય કરે છે.

શ્રીમાતા માતંગી મહાહર્ષને પ્રાપ્ત થાય છે. અને તે દિવસથી મોઢ-વાણિયા અને બ્રાહ્મણો, વિવાદ આદિ ઉત્સવોમા તથા ધન, પુત્ર ઇત્યાદિ લાભ પામવા અર્થે માતંગીને જ પોતની ઇષ્ટદેવતા માની એને ભજે છે. માતંગી નવદંપતીઓને સુખી કરે છે અને એમના મનવાંછિત પૂર્ણ કરે છે

બ્રાહ્મણો અને વૈશ્યો તે દિવસથી અભયને પામ્યા પણ પ્રસંગોપાત્ત મદ્ય અને માંસયુક્ત નૈવેદ્ય ધરાવીને તેઓ માતંગીની પૂજા કરતા હતા.

ફરી પાછા યજ્ઞ, વેદાધ્યયન, જપ, હોમ અને ક્રિયાકાંડ તથા સ્વાધ્યાય ચાલુ થાય છે અને "શ્રીમાતાના પ્રસાદે કરીને" પ્રજાજનોને, આયુષ આરોગ્ય અને ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે

પછી તો ખુદ ઇન્દ્ર પણ આ પુણ્યભૂમિમા શુદ્ધ થવા આવે છે અને ઇન્દ્રેશ્વર મહાદેવનુ મંદિર બંધાવે છે.

ખુદ રાજા યુધિષ્ઠિર, કૌરવ પાંડવના યુદ્ધની ગોત્રહત્યાનું પાપ નિવારણ કરવા માટે ધર્મારણ્યમા આવે છે. તે પહેલા કાર્તિકસ્વામી પણ મહાદેવજી પાસે આ સ્થાનનો મહિમા જાણ્યા બાદ યાત્રા અર્થે આવ્યા હતા

ધર્મરાજા-યુધિષ્ઠિર, સાધુઓના પાલન વિશે તત્પર હતા યુદ્ધના મહા-પાતકનો નાશ કરવા શ્રીકૃષ્ણની આજ્ઞાથી એમણે રાજસૂય યજ્ઞ તો કર્યો હતો પરન્તુ હજી એમનો પશ્ચાત્તાપ શાન્ત થયો નહતો. તે અત્રે તીર્થોમા સ્નાન કરે છે અને દેવતાઓના દર્શન કરે છે. જળાશયો, દેવાલયો, ધર્મશાળાઓ બાગબગીચા વગેરે બંધાવી બીજા પણ અનેક દાન કરે છે.

દ્વાપર યુગને વિશે મહાત્મા વેદવ્યાસે ધર્મારણ્ય માહાત્મ્ય ધર્મના બીજા અવતાર, યુધિષ્ઠિરને કહ્યું અને યુધિષ્ઠિર લોકોના હિતની કામનાવાળા હોવાથી ધ્યાનપૂર્વક સાંભળી ગયા,

[અહીં આ સુધીમા સ્કંધ પુરાણના પાતાળખંડના ધર્મારણ્ય ઉપાખ્યાનના તીર્થ પ્રભાવ નામના એક વીસમા અધ્યાય સુધી આપણે આવી પહોંચ્યા ]

એક વખત ગૌતમ મહાદેવનું લિંગ વધવા લાગ્યું તે દરરોજ ખાણુ હેઠળે અને જેટલે દૂર જાય એટલુ દૂર રોજરોજ વધ્યા કરતુ હતુ. દેવતાઓ અને મનુષ્યો ડરીને મહાદેવજીને શરણે ગયા અને કહેવા લાગ્યા કે હે દેવોના સ્વામી! આ આપદા બંધ કરો અને લોકોનું કલ્યાણ કરનાર થાઓ! ત્યારે મહાદેવજીની દેહ વિનાની વાણી લિંગમાથી જ બોલી ઉઠે છે કે કોઇ ચાંડાળને લાવીને આની સામે બેસાડો. લોકોએ એક સાચા ચાડાળને ત્યા લાવીને બેસાડયો પણ લિંગની વૃદ્ધિ બંધ થઈ નહિ પુન શિવવાણી કહેવા લાગી કે કર્મથી જે ચાડાળ હોય તેને ગારી સામે બેસાડો. આખરે બધા કર્મચાંડાળને શોધવા નીકળ્યા. જનપદો અને પુરોમા ફરતાં એક બ્રાહ્મણ એમને જડયો. એ મધ્યાહ્ન સમયમા બળદો ઉપર બોજા લાદીને હાકી ગ્યો હતો અને ભૂખ તરસ અને શ્રમથી થાકેલા એવા રસ્તે જતા ગરીબ માણસોને કઠોર ચિત્તનો, આચારભ્રષ્ટ, બ્રાહ્મણ ખીજવતો હતો. અને મનમા બોલતો હતો કે "ખાઓ, ખાઓ, ખાઓ, આજ લાગના છો"

જગદ્ગુરુ શકરભગવાનની પાસે પછી લોકોએ આ કર્મચાંડાળને બેસાડયો. લિંગ નાનું થઇ ગયુ અને બ્રાહ્મણ તત્કાળ બળીને ભસ્મ થઇ ગયો.

ત્રેતાયુગમા રામચદ્રજી, રાવણ સાથેની લડાઇમાં જીતીને જ્યારે સીતા સહવર્તમાન અયોધ્યા પધાર્યા ત્યારે ઘણા બ્રહ્મરાક્ષસોને માર્યાના પ્રાયશ્ચિત્ત માટે, ઉત્તમ તીર્થ કયું એમ ગુરુજી વસિષ્ટને પ્રશ્ન કરે છે વસિષ્ઠ એમને ધર્મારણ્ય તીર્થ સર્વમા મોટું છે એમ કહે છે. "ધર્મારણ્યમા નિવાસ કરનાર જનોની સ્વર્ગમા દેવતાઓ પ્રશસા કરે છે" એમ પણ કહ્યુ. રામચદ્રજીએ અનેક તીર્થો જોવાં હતાં પણ ધર્મારણ્ય જોયેલુ નહતું તેથી વસિષ્ઠ ઋષિની પ્રશસા સાભળ્યા પછી પોતાના ભાઇઓ સહવર્ત્તમાન સીતાજીને સાથે લઈ પોતે ધર્મારણ્યમા પધાર્યા હતા.

રામચંદ્રજી એને આદિદ્દાગ્કા કહે છે અને એનો પૂર્વાપર ઇતિહાસ વસિષ્ઠજીને પૂછે છે, કારણ કે ત્યાં એમણે બ્રહ્માજીના મદિર સાથે વિષ્ણુની હાગમતીને પણ બેએક કોશમાં વિસ્તરેલી જોઇ.

વસિષ્ઠ એનો પાછલો ઇતિહાસ લોમશ ઋષિ અને યુધિષ્ઠિર રૌપ્ર જાણે છે એમ જણાવે છે.

પછી ત્યા રામચદ્રજી વારવાર વિચાર કરીને શરીરથી થયેલા પાપોનું યથાવિધિ પ્રાયશ્ચિત્ત કરે છે, પુરશ્ચરણ કરે છે અને માડલિક રાજાઓ સાથે વસિષ્ઠ ઋષિને આગળ કરીને ઉત્તર દિશા ભણી ફરવા જાય છે તીર્થ આગળ

વિમાનો મદગતિ થઈ જાય છે. વાજિંત્રો ધીમાં પડે છે અને હાથી, ઘોડા પણ અટકી પડે છે. પછી વસિષ્ઠ ઋષિની આજ્ઞાથી ધર્મક્ષેત્રના પ્રદેશમાં વિનય ખાતર બધાએ પગે ચાલીને જવું જોઇએ એમ નક્કી થાય છે. પછી શ્રીમાતાના દર્શન કરી બધા હરિક્ષેત્રમા પ્રવેશ કરે છે. હરિક્ષેત્રમાં (આદિ દ્વારકામા) યજ્ઞની વેદીઓ તથા ઘણા યજ્ઞસ્તંભો હતા તે જોઇને રામચદ્રજી પોતાના મનને વિશે કૃતાર્થ થાય છે. સુવર્ણા નદીના ઉત્તર તટે પોતાના સંઘને ઉતારીને પોતે એ ક્ષેત્રમાં ફરવા જાય છે. પોતાને હાથે રામેશ્વર અને કામેશ્વર મહાદેવની સ્થાપના કરે છે.

પછી એક દિવસ સાયસંધ્યાનો વિધિ કરીને રામચદ્રજી સભામાં બેઠા હતા. એવે અરણ્યમાં એક સ્ત્રીના રુદનનો સ્વર એમણે સાંભળ્યો.

રાત્રે જેમ ટિટોડી આરડે છે તેવી અત્યત કરુણા ઉત્પન્ન કરે એવી રીતે રડતી સ્ત્રીને સાંભળી રામચંદ્રજીને તે આશ્ચર્ય થયું અને દૂતોને તપાસ કરવા મોકલ્યા.

દૂતો એ દુઃખી સ્ત્રીને મળે છે અને રડવાનું કારણ પૂછે છે. સ્ત્રી કહે છેઃ તારા સ્વામીને મારી પાસે મોકલ. પછી રામચદ્રજી જાતે જાય છે. દુઃખથી સંતાપને પામેલી અને હાથ જોડીને ઉભેલી સ્ત્રી જોઇને શ્રીરામચંદ્ર તેના દુઃખનું કારણ પૂછે છેઃ "તું કોણ છે? હે કલ્યાણી! તું કોને પરણી છે? તને કોઇએ લૂંટી લીધી છે કે શુ? અથવા તારો અરણ્યમા કોઇએ ત્યાગ કર્યો છે? અથવા કોઇએ તારું ધન હર્યું છે? હે દેવી! તારું સંપૂર્ણ વૃત્તાંત મને કહે!"

વેદવ્યાસજી ઉપરની કથા ધર્મ રાજાને કહેતા હતા એમણે આ પ્રસંગે ધર્મ રાજાને કહ્યું કે હે બુદ્ધિમાનોમા શ્રેષ્ઠ રાજા ધર્મ! અતિ દુખથી દુઃખિત થયેલી તે સ્ત્રી પ્રતિ ચક્રને ધારણ કરનારા બીજા હરિ જ–એવા રામચદ્રજી દડવત્ નમસ્કાર કરતા હવા

એ સ્ત્રી ધર્મારણ્યની અધિષ્ઠાત્રી દેવી હતી એણે પ્રથમ તો વિષ્ણુના અવતાર રામચદ્રજીને અભિનંદન આપ્યું. પછી સ્તુતિ કરી અને છેવટે વિનતી કરીને કહે છે કે "હે નાથ! તમારા છતાં મારું નગર છિન્નભિન્ન અને સૂનું રહે તેનો દોષ તમને છે હે પ્રભો! આ ધર્મારણ્યના બ્રાહ્મણો અને દેવતાઓ વિના આજ બાર વર્ષ થઇ ગયાં છે. અનાથ સરખા સૂના ઘરો થયાં છે. જે મારી વાવોમા લોકો સ્નાન, દાન અને જપ વગેરે કરતા હતા; હે રામચંદ્રજી! આજે ત્યાં જ ડુક્કરો પડી રહે છે!

હે પ્રભો! મારાં જલાશયોમાં પતિ સાથે સ્ત્રીઓ ક્રીડા કરતી હતી ત્યાં આજે ભેંસો પડે છે.

મારા રસ્તાઓમાં પુષ્પોની સુગંધ આવતી હતી ત્યાં આજે કાંટાનાં ઝાડવાં ઊગી નીકળ્યાં છે અને સિંહ તથા વાઘ જેવાં હિંસક પ્રાણીઓ રહે છે.

જે ભુમિ ઉપર બાળકો નિરંતર રમતાં હતાં ત્યાં આજે વાઘણનાં બચ્ચાં રખડી રહ્યાં છે

જ્યાં બ્રાહ્મણો રાત્રિ દિવસ વેદ પાઠ કરતા હતા, તે ઠેકાણે રૂપકાઉ દોરા જેવાં કે મત્સ્ય, પાશક અને ચરસક બેસી રહે છે.

હે રામચંદ્રજી! આ પ્રકારે ચારે તરફથી આવા ઘાતો એવો આ મારો નિવાસ, શૂન્ય બની ગયો છે. એને દ્વિજોમાં ઉત્તમ એવા મારા બ્રાહ્મણોથી ફરી વસાવો અને આ અરણ્યનો અને નગરનો પુનરુદ્ધાર કરો! હે નરેશ્વર! આથી મને અત્યંત દુઃખ થયા કરે છે તમે મારું સંરક્ષણ કરો! મારા બ્રાહ્મણો ગાયત્રીને જાણનારા હતા અને વૈશ્યો સેવાધર્મપરાયણ હતા એ મને છોડીને ચાલ્યા ગયા છે! મારી પુરાતન જીર્ણ પુરીને ઉદ્ધારો!

અત્રે સૂર્યનારાયણ છે, 'અશ્વિની કુમારો છે અને કુબેર પણ બિરાજે છે! હે રામ! અહીંની હું અધિષ્ઠાત્રી ભટ્ટારિકા છું. સૂનું થયેલું મારું શ્રેષ્ઠ મોહેરકપુર (મોઢેરા) પાછું આપ ચેતનવંતુ કરો!

પછી રઘુનંદન રામચંદ્રજી, દેવી ભટ્ટારિકાની વિનંતી માથે ચઢાવે છે, દૂર દૂર ચાલી ગયેલા બ્રાહ્મણ ઇત્યાદિને પાછા બોલાવે છે અને મોઢેરાનો જીર્ણોદ્ધાર કરે છે. પછી બ્રાહ્મણોને દાન આપવાનો સમય થતાં કેટલાક આદર્શ બ્રાહ્મણો બોલી ઊઠે છે કે ભગવાન! અમે બ્રહ્મા, વિષ્ણુ અને શિવજીની આજ્ઞા વગર કોઈનું તાંબૂલ સરખું દાનમાં લીધું નથી. અમારામાંના ઘણા ખેતરોમા પડી રહેલાં ધાન ઉપર કે બજારમાં વેરાયેલા ધાનના દાણા જ લઈને શિલોઞ્છવૃત્તિથી જીવન નિર્ગમન કરીએ છીએ, અમે સંતોષમાં પરમ આસ્થાવાળા ધર્મ પરાયણ લોકો છીએ. અમારે આપના દાનનું શું કામ છે? પ્રતિગ્રહ કરવાનું અમારે કંઈ પ્રયોજન નથી. કેટલાક એકાદિક છીએ અને કેટલાક જ્યાં હોઈએ ત્યાં અમૃત મળ્યું એવી વૃત્તિ કેળવી ચૂક્યા છીએ.

પછી રામચંદ્રજી વસિષ્ઠ સાથે મસલત કરે છે. ત્રિમૂર્તિનું ધ્યાન કરે છે. બ્રાહ્મણોને દાનો વગેરે લેવાની રજા અપાવે છે અને જીર્ણોદ્ધારના કામમાં મદદ માગે છે.

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની સાંનિધ્યમાં જ કાર્યનો આરંભ કરવામાં

આવે છે મહા પર્વત સરખો એક ભવ્ય પ્રાસાદ યોજાય છે અને બહારના ભાગમા અનેક ખડો અને અંદરના ભાગમા પણ જુદી જુદી પરશાળો રાખવાની ઠરી હતી

એમા એક વિશાળ બ્રહ્મશાળા હતી, એમા કોતરણીની શોભામા પુષ્કળ ધન ખર્ચવાનું ઠર્યું હતું સ્થાપત્યના પ્રમાણુસર હતી અને રાચરચીલું જ્યાં જેવુ જોઇયે તેવુ રાખવામા આવ્યુ હતુ

રામચદ્રજીએ ૪૦૪ ગામો બ્રાહ્મણોને દાનમા આપ્યા અને એ ભવ્ય પ્રાસાદ લોકસમસ્તના ઉપયોગ માટે ધર્મારણ્યને અર્પણ કરવામા આવ્યો

પછી વૈશ્યોને હનુમાનજી તેડી લાવ્યા ખેતરાદિ ખેડવાની ઉપજીવિકાઓ એમને મળે એવો બદોબસ્ત થયો રામચદ્રજીએ પુનરુદ્ધારના સ્મરણમા મોઢ વાણિયાઓને એક ખડ્ગ અને બે ચમ્મરોની ભેટ ધરી તે દિવસથી એ નાતમા વરરાજા જ્યારે જ્યારે પરણવા જાય છે ત્યારે પોતાની પાસે તલવાર રાખે છે અને એને બે ચમ્મરો ઉરાડવામા આવે છે

મોઢેરાની વસ્તીમા રામચદ્રજી સાથે આવેલા માડળ ગામના સવાલાખ વણિકો હતા તેમને ત્યાજ રાખવામા આવ્યા એટલે હવે પછીની મોઢેરાની વસતી ૧૭૫૦૦૦ ની થઇ

દેવ દેવીઓના અનેક મદિરો રામચદ્રજીએ સમરાવ્યા અનેકોના વાસ્તુ પૂજન કર્યાં, કુલ સ્વામી સૂર્યનારાયણની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરી અને ચારવેદો સહિત બ્રહ્મદેવનું અને ધર્મારણ્યની અધિષ્ઠાત્રી ભટ્ટારિકાનું પણ સ્થાપન કર્યું, સાત સાત માળના દેવ પ્રાસાદો બાધ્યા

દેવતાઓથી પણ ના જીતી શકાય એવો આખા ધર્મારણ્યની આસપાસ સુશોભિત કોટ બાધ્યો યુદ્ધના શસ્ત્ર અસ્ત્રથી સુસજ્જ દુર્ગો એટલે કિલ્લા રચ્યા અને ચારે તરફ ફરી શકાય એવા ચાર મુખ્ય રાજમાર્ગો બનાવ્યા કુડો સરોવરો ધર્મવાપી કૂવાઓ તેમ જ દેવ દેવીઓના તમામ તીર્થો, સુવ્યવસ્થિત થઇ ગયા અને પછી એ બધુ વિસ્તીર્ણ અને મનને હરણ કરનારુ એવુ આખુ ધર્મારણ્ય રામચદ્રજીએ પરમશ્રદ્ધાથી ત્રિવિધ મોઢોને આપ્યુ ભગવાને વળી હનુમાનજીને આ સ્થાનની રક્ષા સોપી અને કહ્યુ કે હે દૂત ! આ ધર્મારણ્યની સભાઓ, શાળાઓ, વેપાર રોજગાર અને ન્યાય અન્યાયને તુ જોજે તું હમેશનો વાસ સમુદ્રતીરે ભલે કર પણ આ દાનભૂમિ કોઇ છીનવી લે કે અહીંની વસ્તીને કોઇ દુ ખ દે તો તારે એની રક્ષા કરવી,

"હે વાયુપુત્ર મહાવીર! તું એમની રક્ષા કરજે અને લોકો તારી પૂજા કરશે. હનુમાનજીએ નમસ્કાર કરીને રામચંદ્રજીનું વચન માથે ચઢાવ્યું.

એ પ્રમાણે ધર્મારણ્યનો જીર્ણોદ્ધાર કરીને રામચંદ્રજી કૃતકૃત્ય થયા, શ્રીમાતા ભટ્ટારિકાને નમસ્કાર કર્યા તેમ જ બીજાં તીર્થો અને દેવોને પણ નમસ્કાર કર્યા.

દાનપત્ર કલિયુગ પર્યંત સચવાઈ રહે તે માટે રામચંદ્રજી તાંબુ મંગાવે છે અને તામ્રપત્ર તૈયાર કરાવે છે. એમાં પોતે પોતાના વંશનું વર્ણન લખ્યું. દેશ, કાળ અને દાનાદિક બધાં યથાયોગ્ય જણાવ્યાં. સમુદ્ર પર્યંત અવધિવાળાં એકસો ચુંવાળીસ ગામો પાછાં વિશેષમાં આપ્યાં. સમાપ્તિમાં સુવર્ણા અને રૌપ્યાનદીમાં અને સૂર્યકુંડમાં સ્નાન કરી પવિત્ર મનથી પોતે તામ્રપત્ર બ્રહ્માર્પણ કર્યું તે વખતથી સુવર્ણામાં સોના જેવું અને રૌપ્યામાંથી રૂપા જેવું જળ વહેવા લાગ્યું.

તામ્રપત્રનાં દસ્કતો વિચિત્ર હતા. એમાં લખ્યું હતું કે "પિતા અને પિતામહ એવા જે પિતરો, તે ધાંટો પાડીને કહે છે કે હમારા કુલમાં કોઈ પુરુષ બ્રાહ્મણોને પૃથ્વી દાન કરનારો થશે તે અમને તારશે.

સગર આદિ ઘણાએ રાજાઓને પૃથ્વી દાન દીધાનાં ફળ મળ્યાં છે. એ પુણ્યથી ૬૦૦૦ વર્ષનો સ્વર્ગવાસ મળે છે પણ દાન કરેલી પૃથ્વીનું છેદન કરનારે નરકમાં જાય છે.

બ્રાહ્મણોને આપેલા દાનને જે પુરુષો છીનવી લે છે તે પુરુષો પાણી વગરના મહા અરણ્યને વિશે સૂકા વૃક્ષના પોલાણમાં કાળા સર્પ થઈને વાસ કરે છે.

હજાર તળાવ ખોદાવ્યાથી અને સો અશ્વમેધ યજ્ઞ કરવાથી તેમ જ કરોડ ગોદાનથી પણ ભૂમિદાનને હરણ કરનારો પુરુષ શુદ્ધ થતો નથી.

પહેલાં રાજાઓએ યશ વધારનારાં એવાં, ધર્માર્થે જે દાનો આપ્યાં છે તે બ્રાહ્મણોએ શિવનિર્માલ્ય સરખાં કહેલાં છે. તે દાનોને એવો કયો અસાધુ પુરુષ પાછાં લેવાની ઇચ્છા કરે!

જીવલોકે જગતની સર્વ લીલા ચંચળ છે. સંસારનાં સર્વ સુખો તૃણવત્ અને થોડા સારવાળાં છે.

આ પૃથ્વીનો ઉપભોગ લેવાને કંઈ એક રાજાઓ આવ્યા છે અને ગયા છે, પરંતુ આ પૃથ્વી કોઈની સાથે આવી નથી અને આવવાની પણ નથી. આ સંસારમાં જે કંઈ દેખાય છે તે સર્વ નાશવંત છે, માત્ર કીર્તિ જ રહેવાની છે.

રાજાઓએ ઉપરનો વિચાર કરીને પોતાની સત્કીર્તિનો કદાપિ લોપ કરવો નહિ.

પૃથ્વીના ભારભૂત રાજાઓને રામચંદ્ર યાચના કરીને કહે છે કે હે રાજાઓ! મનુષ્યોને દાન કરવાનો ધર્મ સામાન્ય છે તે પોતપોતાના કાલમાં તમારે પાલન કરવો

એક વખતે તો અમારો વંશ પણ પૃથ્વીમાંથી ક્ષીણ થશે અને બીજો કોઇ રાજા જરૂર આવશે તેના હાથમાં આ મારો લેખ આવે તો તે વાંચીને એણે મારી ઇચ્છાનું પરિપાલન કરવું '

ઉપર મુજબનું ધર્મકાર્ય સંપૂર્ણ કરીને શ્રીરામચંદ્રજી વાયુપુત્ર હનુમાનજીને આજ્ઞા આપીને અયોધ્યાનગરી પ્રતિ જતા હવા

[ અહિં ત્રીસમો અધ્યાય પુરો થાય છે ]

ફરી પાછા હરિક્ષેત્ર ધર્મારણ્યમાં રામચંદ્રજી સીતાજી વગેરે સાથે એક યજ્ઞ કરવા આવે છે એ પ્રસંગના સ્મરણમાં સીતાજીના નામ પરથી સીતાપુર નામનું નગર વસાવે છે અને તે સીતાપુર ત્રિવિધ મોઢ બ્રાહ્મણોને દાનમાં આપે છે એ પુરની અધિદેવીઓ શાન્તા અને સુમંગલા હતી

ગાય ઘોડા, સોનું, રૂપું રત્નો અને ગામોનાં દાન શ્રીરામચંદ્રજીએ આ સત્યમંદિર જે ધર્મારણ્ય ત્યાંના બ્રાહ્મણોને પરમશ્રદ્ધાથી દાનમાં આપ્યાં તે દિવસથી ત્રેતાયુગથી આરંભ કરીને કલિયુગ પર્યંત એ દાનો વૃદ્ધિને પ્રાપ્ત થતાં હવાં

* * *

પછી જ્યારે કલિયુગ શરૂ થયો ત્યારે એક આમ[1] નામના રાજા ઉત્પન્ન થયા તે કાન્યકુબ્જ (કનોજ) દેશના અધિપતિ મહાશ્રીમાન પ્રજાપાલનને વિષે તત્પર અને ન્યાય અન્યાયના નિર્ણયને વિષે દક્ષ એવા સર્વ ક્ષાત્રગુણોથી વિભુષિત હતા

૧ આ આમ રાજા વિષે જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસમાં નીચેની વિશેષ હકીકત મળે છે

ચાવડા રાજ્યકાલના અરસામાં (વિક્રમ સં ૮૦૨ થી ૮૯૬) બપ્પભટ્ટિ સૂરિ થયા કે જેમણે કાન્યકુબ્જ (કનોજ)ના રાજા આમને પ્રતિબોધી જૈન કર્યા હતા આમરાજા તે કનોજના પ્રતિહાર વંશનો નાગભટ્ટ બીજો-અપરનામ નાગાવલોક એનો સ્વર્ગવાસ સંવત્ ૮૯૦માં થયેલો એમ પ્રભાવકચરિત્રમાં લખેલું છે તેણે અનેક દેરાં ચણાવ્યાં હતાં એમ ગ્વાલિયરની પ્રશસ્તિ જણાવે છે

તે રાજાએ કનોજમાં સો હાથ ઊંચું જિનાલય બનાવ્યું હતું અને અઢાર ભાર

પરન્તુ કલિયુગના દોષે કરીને એને પાપબુદ્ધિ થઇ ઉત્તમ વૈષ્ણવધર્મનો ત્યાગ કરી એણે બૌદ્ધધર્મનો અંગીકાર કર્યો

સુવર્ણ વજનની મહાવીર પ્રતિમા તે ગુરૂ પાસે પ્રતિષ્ઠિત કરાવી તથા ગોપગિરિ (ગ્વાલિયર) પર પણ ૨૩ હાથ ઉંચી મહાવીર પ્રતિમા સ્થાપી વળી આ સૂરિજીએ ગૌડ (બંગાળ) દેશની રાજધાની લક્ષણાવતીમા આવી ત્યાના રાજા નામે ધર્મને ઉપદેશ આપ્યો અને તેનુ અને આમ રાજા વચ્ચેનુ વૈર દૂર કરી બન્ને વચ્ચે મૈત્રી સ્થાપી ત્યા વર્ધનકુંજર નામના બૌદ્ધવાદીને જીતવાથી ધર્મરાજાએ 'વાદિકુંજર કેસરી' એ નામનુ બિરૂદ તે સૂરિને આપ્યુ પછી તે સૂરિએ મથુરાના શૈવ વાક્પતિ નામના યોગીને જૈન બનાવ્યા ત્યારબાદ આમ રાજાએ આ સૂરિના ઉપદેશથી વિ સં ૮૨૬ ના અરસામા કનોજ, મથુરા, અણહિલપુર પાટણ સતારકનગર તથા મોઢેરા આદિ શહેરોમા જિનાલયો બધાવ્યા અને શત્રુંજય તથા ગિરનારની તીર્થયાત્રા કરી

આમ રાજાના પૌત્ર ભોજરાજાએ આમ રાજાથી અધિક રીતે જૈનધર્મની પ્રભાવના કરી છે

આ ભોજદેવ તે મિહિર તથા આદિવરાહ તે ૯૫૦ સુધી ગાદી પર હતો

આગળ વેણીવત્સરાજની બ્રહ્મક્ષેત્રના લેખમા હકીકત આવે છે એને વિશે પણ ઉપરના પુસ્તકમા જે લખાણ છે તેનો સાર અત્રે આપવા યોગ્ય છે એમા આપેલો વત્સરાજ તેજ વેણીવત્સરાજ હશે કે નહિ તે વિશે ખાત્રી નથી પણ વર્ણનો પરથી તો વેણીવત્સરાજ તે જ આ વત્સરાજ હોવો જોઇયે એમ લાગે છે

ઉપર કહેલા આમ રાજા ઉર્ફે નાગભટ, આ વત્સરાજનો પિતા થાય. વત્સરાજ વનરાજ ચાવડાનો સમકાલીન હતો અને જે વખતે વનરાજ 'અણહિલપુર નામનુ નાનુ સરખુ નવુ ગામ વસાવી તેનો નાનો સરખો કારભાર ચલાવતો હતો, અને સારસ્વત મંડળ આનર્ત અને વાગડ વગેરે પ્રાન્તો કબજે કરી પશ્ચિમ ભારતમા એક નવુ મોટુ સામ્રાજ્ય સ્થાપવાનો મનોરથ કરતો હતો ત્યારે જબાલિપુર (જાલોર-ઝાલોર)મા પ્રતિહાર સમ્રાટ વત્સરાજ રાજ્ય કરતો હતો. એણે ગૌડ બગાલ માલવ વગેરે દૂર દૂરના મોટા પ્રદેશોનો દિગ્વિજય કરી ઉત્તરાપથમા મહાન સામ્રાજ્યની સ્થાપના કરવાનો ઉદ્યમ આદર્યો હતો. એ કાન્યકુબ્જનો સ્વામી થયો. એ પ્રતિહાર વંશી પોતાની જન્મભૂમિ જે ગુર્જર દેશ તેને જ નામે 'ગુર્જરરાજ' તરીકે અનેક વર્ષો સુધી ઓળખાયા

આમ ગુર્જર વંશનો વિશેષ પ્રભાવ વધારનાર ઘણુ કરીને સમ્રાટ વત્સરાજ હતો ભિન્નમાલમા ઉદ્ભવેલો અને કનોજમા ઉત્કર્ષને શિખરે પહોંચેલો ગુર્જર પ્રતિહાર વંશ જે અસલના ગુર્જરોના પ્રતિનિધિરૂપ હતો. એના પુત્ર નાગભટે કાયમને માટે જબાલિપુરથી પોતાની રાજગાદી ખસેડી કનોજ જેવા દૂરના પ્રદેશમા સ્થાપી

(શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇના જૈન સહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, એમાથી ઉપરની હકીકત આભાર સહિત લીધી છે)

બૌદ્ધ ધર્મગુરુ ક્ષપણકના ઉપદેશથી ખચીએ પ્રજા પણ એનો ધર્મ પાળવા લાગી. એને એક રૂપવાન કન્યા થઇ. એનું નામ રત્નગંગા. એને મણિ અને માણેકના તો ઘરેણાં હતાં. બ્રહ્માવર્તદેશના રાજાને આમ રાજાએ એને પરણાવી અને કન્યાદાનમાં ધર્મારણ્યનું તમામ ક્ષેત્ર વરકન્યાને આપ્યુ દૈવથી જ એની એવી મતિ થઇ

તે કન્યા ધર્મારણ્યમા આવી, જૈનમર્મના ગુરુના બોધથી તે જૈનધર્મપરાયણ થઇ હતી ધર્મારણ્યમાં એ પોતાની રાજધાની કરીને રહી અને ત્યા એણે જૈનધર્મના દેવોનું સ્થાપન કર્યુ

બ્રાહ્મણોની સત્તા તેટલો વખત ધર્મારણ્યમાથી ઊઠી ગઈ. શ્રેષ્ઠ બ્રાહ્મણના આગેવાનો એકઠા મળ્યા. "પાખંડી ધર્મીઓથી ઘેરાયેલા" કાન્યકુબ્જના એ શૂરવીર રાજાને રૂબરૂમા ફરિયાદ કરવા એ ગયા.

કઇક દિવસ સંયમી બની ગંગાતટે એ પડાવ નાખીને રહ્યા અને પ્રસંગ મળતા એમણે એક દૂત મારફતે રાજાને કહાવ્યુ કે અમને દરબારમા આવવા રજા આપો. રાજાએ એમને રાજમંદિરમા તો બોલાવ્યા પણ કોઇ જાતનો આદરસત્કાર કર્યો નહિ ઊલટો રાજા એમ કહેવા લાગ્યો કે "હે પશુહિંસાપરાયણ બ્રાહ્મણો! રામચંદ્રજીનુ દાનપત્ર હું માનવાનો નથી." બ્રાહ્મણો કહે છે "આપને આવા પાપની મતિવાળા વાક્યો, પાખંડધર્મ બોલાવે છે." હનુમાનજી અમારા રક્ષક છે એમ પણ કહે છે, ત્યારે રાજા પોતાના અહિંસકધર્મની સ્તુતિ કરે છે અને "હનુમાનજી એમને એ દેશ પાછો અપાવે તો લેજો" એમ પણ છેવટે કહી નાખે છે.

પછી કાન્યકુબ્જ છોડીને, બધા ધર્મારણ્યમા પાછા ફરે છે વડીલોની સભા થાય છે રામચંદ્રજીના વચન સભારે છે, તથા અંજનીપુત્ર હનુમાનજીનું ધ્યાન કરીને એક ઉત્તમ નિર્ણય પર આવે છે:

"ચોવીસ ગોત્રોમા જે આગેવાનો છે તે, અગર પોતપોતાના વર્ગમા જે બુદ્ધિમાન હોય તેવા આગળ આવો અને બધા ભેગા થઈને સેતુબંધ રામેશ્વર જાઓ તમારા તપથી સંતોષ પામીને હનુમાનજી તમારા મનવાંછિત ફલ આપશે આ નિર્ણયનું જે કોઇ પાલન નહિ કરે તેમનો ગામમાથી અને ધર્મવ્યવહારથી સંપૂર્ણ બહિષ્કાર કરવામા આવશે અને એમને યજમાનવૃત્તિ પણ છોડવી પડશે"

ઉપર મુજબ વૃદ્ધોનો નિર્ણય, સભાની વચમા બેઠેલા એક પવિત્ર બ્રાહ્મણે ઊભા થઇને ઉચ્ચ સ્વરે ત્રણ વખત સંભળાવ્યો એ બોલવામા ચતુર

હતો. કુશળ અને સારા શબ્દો તે બોલી જાણતો. વાક્યે વાક્યે તે તાળી પાડીને સૌનું ધ્યાન ખેંચતો હતો. એણે ઊભા રહી વૃદ્ધોનો નિર્ણયજ આખી સભાને સંભળાવ્યો અને સભાએ તે સુગમમ સ્વીકાર્યો. સભામાંથી ૧૮ હજારમાંના ૧૫ હજાર બ્રાહ્મણો જુદા પડયા. એમનામાંથી જે શ્રેષ્ઠ હતા અને જેઓ દેશકાળને જાણતા હતા તેવા બીજાઓને વ્યવહારકુશળ થવાનું કહેવા લાગ્યા. એ કહે:—

"હે બ્રાહ્મણો! આપણે ક્યાં જઈયે અને આપણું એ રીતે શું થશે તે તો વિચારો. આમાં તો અક્કલથી કામ કરવાનું છે. મૂઢ બનીને ભ્રમમાં ના પડો! આ તો કલિયુગ છે. મંત્રોની સિદ્ધિ પહેલાં જેવી હવે રહી નથી. હવે દેવતાઓ પ્રત્યક્ષ થતા નથી. અને ગમે તે સાધન કરો પણ સિદ્ધિ મળતી નથી.

આજે આપણાં મન પણ એવાં નિર્મળ રહ્યાં નથી, તો હનુમાનજી આવા સંજોગોમાં પ્રત્યક્ષ કેમ થશે?."

આદર્શવાદી ત્રણહજાર, જવાના મનના હતા. એમણે ૧૫ હજાર વ્યવહારકુશળોને સંબોધીને કહ્યું કે—"હવેથી અમે તમને ચતુરાઈ તમારામાં વધારે હોવાથી, ચાતુર્વિદ્ય (ચતુર્વેદી) બ્રાહ્મણો કહીશું, પરંતુ પોતાની વૃત્તિની રક્ષા કરવા માટે અને આમ રાજાને ચમત્કાર બતાવવા માટે અમે તો વાયુપુત્ર મારુતિ છે ત્યાં રામેશ્વર જઈશું. કર્મ વગરનું, વૃત્તિહીન બ્રાહ્મણનું જીવન વ્યર્થ છે એટલા માટે અમે તો પોતાના જીવન સારુ ત્યાં જવું જ એવો નિશ્ચય કરિયે છિયે."

આ પછી તો ચાતુર્વિદ્ય અને ત્રૈવિદ્યો બધા જ સંમત થયા. સહીઓ લેવામાં આવી. ચાતુર્વિદ્યોમાંથી ૨૦ તૈયાર થયા અને ત્રૈવિદ્યોમાંથી ૧૧ તૈયાર થયા.

શુભ મુહૂર્તમાં બધા નીકળ્યા. દેશદેશાન્તરમાંથી અને એક વનથી બીજા વનમાં ચાલ્યા જાય છે. કોઈનો પ્રતિબંધ કરતા નથી. સત્યવ્રતપરાયણ અને શાન્ત વૃત્તિવાળા તે બ્રાહ્મણોનું પછી રસ્તામાં ખાવાનું ખૂટી ગયું. અતિશય થાક લાગ્યો. હેરાન થયા અને શોકનિમગ્ન થઈ ગયા. આગળ ઉપર એવો વખત આવ્યો કે એક પણ ડગલું ભરાય નહિ. ચાતુર્વિદ્ય ૨૦નો નિશ્ચય ચળ્યો. એ કંટાળીને પાછા જવાનો વિચાર રજૂ કરે છે. એ કહે છે અમારે ધર્મારણ્ય કે યજમાનવૃત્તિ જોઈતાં નથી. અમે તો હવે ઘેર જ જઈશું. પેલા આદર્શવાદીઓ કહે છે. "તમે આમ કામ હારો તે ઠીક નથી. બ્રાહ્મણત્વ અને કર્તવ્યનિષ્ઠાને આ શોભતુ નથી." પરન્તુ પેલા વીસ તો વચનભ્રષ્ટ

થઇને પાછા જવા લાગ્યા. પણ ત્રૈવિદ્ય પક્ષના ૧૧ તો દઢચિત્તે જિતેન્દ્રિય થઇને સેતુબંધ રામેશ્વર જવું જ એવા નિશ્ચયથી આગળ વધવું જ એવા વિચારના થયા.

પેલા પાછા ફરનારાને અશ્રદ્ધા ઉત્પન્ન થઇ હતી. "કળિયુગમાં રામચંદ્રજી કેવા અને હનુમાનજી કેવા" એમ કહી પેલા ૧૧ ને પણ એ ડગાવવા લાગ્યા. એ કહેઃ "તમે આગ્રહ છોડીને ઘેર પાછા ચાલો." પણ ૧૧ ના જ ડગ્યા. આગળ જતાં અન્ન ખૂટી ગયું હતું તેથી કંદ, મૂળ, ફલો ખાઇ તેઓ માર્ગ કાપે છે. રસ્તો બહુ જ લાંબો, હિંસક પ્રાણીઓનો ભય તેમ જ માર્ગમાં ખાડાટેકરા ને કાંટા પણ આવતા હતા. આવો વિકટ માર્ગ હતો તોપણ સત્યને વિશે તત્પર અને દઢવ્રતવાળા પેલા અગિયાર તો મહાકષ્ટથી આખરે રામેશ્વર પહોંચ્યા. "હવે અહીં અમને હનુમાનજીનાં દર્શન થશે તો જ અન્નજળ લઇશું" એવો નિયમ લઇને રામચંદ્ર તથા હનુમાનજીનુ ધ્યાન ધરતા સમુદ્રકિનારે બેઠા. એમ કેટલોક કાળ ગયા બાદ સાક્ષાત્ હનુમાન ત્યાં પ્રકટ થયા. હનુમાનજીએ વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લીધું હતું.

પ્રથમ તો એ વૃદ્ધ બ્રાહ્મણ એમની પરીક્ષા કરે છે. બ્રાહ્મણો પોતાના દુઃખની વાત કહેતાં "અમૂલ્ય રત્નો અને ઘરેણાંથી શોભાયમાન એવા સવાલાખ ગૃહસ્થોની અમારી યજમાનવૃત્તિ જવા બેઠી છે" એ વાત પણ કહે છે. અને કહે છે કે "આમ નામનો દુષ્ટબુદ્ધિ રાજા, રામચંદ્રજીનાં દાન તથા શાસનને પણ ગણકારતો નથી અને બૌદ્ધધર્મપરાયણ એવા પાખંડ મતમાં એ ભળેલો છે. હનુમાનજી કંઇ ચમત્કાર બતાવે તો જ એ સીધો થશે. નહિ તો જૈન અને બુદ્ધધર્મો સનાતન હિન્દુધર્મ અને એની સુવ્યવસ્થાને બગાડી નાખશે."

પછી મારુતિ પોતે રામચંદ્રજીનું ધ્યાન કરે છે. બ્રાહ્મણોનું તીર્થયાત્રા ધામ તથા ધર્મપરંપરા ઇત્યાદિને બચાવવા શું કરવું તેનો વિચાર કરે છે. બુદ્ધિમાન અને કૃતનિશ્ચયી બ્રાહ્મણો માટે એમને આદર થાય છે અને કહે છે કે "તમે સત્યનિષ્ઠાથી અને દઢવ્રતથી નિષ્પાપ થયા છો. તમારી ભક્તિ અને પુણ્યના પ્રભાવથી હું સંતોષ પામ્યો છું. **માણસોનો પુણ્યથી જ ઉદય થાય છે અને પાપથી નાશ થાય છે.**" બ્રાહ્મણો પોતાનાં જીવતર સફળ થયા માને છે અને ધર્મ પણ ધન્ય થયો એમ અનુભવે છે; "યજ્ઞયાગાદિવાળા સનાતન ધર્મની તમે રક્ષા કરો!" એમ યાચના કરે છે.

પ્રથમ તો હનુમાનજીનું આખું ચરિત્ર બ્રાહ્મણો ફરી કલ્પના સમક્ષ વિચારી જાય છે. એમની વિરાટ્શક્તિ તાદશ્ય કરે છે. સીતાની શોધ માટે

સમુદ્ર ઓળંગી જવાની એમની તાકાત, સેતુ બાંધવાનું કૌશલ્ય, લંકાદહન, સીતાની અને રામચંદ્રજી તરફની એમની ભક્તિ એ બધાં માટે બ્રાહ્મણોના મનમાં પુષ્કળ આદરભાવ થાય છે. એ ભવ્ય અને વિરાટ બળનો વિચાર કરતાં પણ એમને તમ્મર આવી જાય છે. હનુમાનજીના મહાઉગ્રરૂપનો પૂરેપૂરો ખ્યાલ કરવો, તે તો માનસિક દૃષ્ટિએ પણ મુશ્કેલ થઈ પડે છે!

હનુમાનજી એમને ફળો ખાવા આપે છે અને બ્રાહ્મણોની એ ફળોથી તમામ દુર્બળતા દૂર થાય છે. પછી હનુમાનજી પોતાની બે બગલોમાંથી બે વાળ તોડીને આપે છે અને બેની બે જુદી જુદી ભોજપત્રોમાં પડીકીઓ બાંધી આપે છે. અને કહે છે—"આમાંની એક પડીકી આમ રાજાને આપજો. એ ડાબી બગલના વાળવાળી પડીકી એનું સંપૂર્ણ સૈન્ય બાળી નાખશે. તમે તે વખતે દૂર થઈ જજો. રાજા પછી તમારું શરણ માગતો તમે જ્યાં હશો ત્યાં આવશે. તમારું ધર્મારણ્ય પાછું આપશે. અને પછી આ બીજી પડીકી જમણી બગલના વાળવાળી રાજાને આપજો. એને ચોગરદમ ફેંકવાથી અગ્નિ શાન્ત થશે." પછી બ્રાહ્મણો બેત્રણ દિવસ રામેશ્વરમાં રહી યાત્રા વગેરે કરી હનુમાનજીની રજા માગે છે. હનુમાનજીના ફળથી અમૃતતુલ્ય શાન્તિ થઇ હતી, અને મીઠી નિંદ્રા આવતી. રાત્રે એ રજા લઇને સૂતા તે જ સમયે રાત્રે ને રાત્રે હનુમાનજીએ એમને ઊંચકીને મોઢેરામાં લાવી મૂકયા. જે માર્ગે જતી વખતે ૭ માસમાં કાપેલો. તેટલો બાર જ ઘડીમા હનુમાનજીની માયાથી કપાઇ ગયો.

સવારમાં ઊઠીને જુએ છે તો પોતે આનન્દાદેવીના મંદિરમાં હતા. દૂરથી ઇન્દ્રપુરી જેવી મોઢેરા શોભતી હતી અને ત્યાં રહેલ રહેલ બ્રાહ્મણો પોતાના રમણીય ઘરો પણ ઓળખે છે. બધા પ્રતાપ હનુમાનજીના સમજી, મંદિરોના સુંદર કલશોને પ્રણામ કરે છે. એટલીવારમાં ભક્તો ભટ્ટારિકાનાં દર્શને આવે છે તેમની દ્વારા ગામલોકને ખબર પડી જાય છે. જનસમુદાય ઊલટે છે અને મોટું સામૈયુ કરીને એમને વાજતેગાજતે નગરપ્રવેશ કરાવવામાં આવે છે.

બીજે જ પ્રાતઃકાળે જોશી પાસે શુભ મુહૂર્ત કઢાવી ધર્મારણ્યના બ્રાહ્મણો કાન્યકુબ્જ જવા નીકળે છે. એમાંના કોઇ પાલખીમા, કોઇ મ્યાનામા અને કોઇ ડોળીઓમાં બેઠા હતા, કોઇ ઘોડા પર અને કોઇ રથમાં પણ બેઠા હતા

કાન્યકુબ્જમાં જઇ તેઓ ગંગાકિનારે ઊતર્યા અને સ્નાન સંધ્યાદિક કર્મ કરવા લાગ્યા. આમ રાજાનો દૂત એમના આવ્યાની રાજાને ખબર આપે છે. [અત્રે ૩૩મો અધ્યાય પૂરો થાય છે]

ઉપરની કથા વેદવ્યાસજી ધર્મ રાજાને કહેતાં આગળ ચલાવે છે: "હે ધર્મ રાજા ! નિર્મળ પ્રાત કાળમાં સ્નાન સંધ્યાદિક વિધિમાંથી પરવારેલા એ સર્વગુણસંપન્ન બ્રાહ્મણો, ધોળાં વસ્ત્રો પહેરીને નીકળ્યા. હાથે રત્નના બાજુબંધો, હીરાજડિત વીંટીઓ અને હાથમાં જુદાં જુદા ફળો હતાં રાજદ્વારે પહોચી રાજાને પ્રથમ તો તેઓ આશીર્વાદ આપે છે. રાજા મંત્રીઓ સહવર્તમાન સિંહાસન પર બેઠા હતા બ્રાહ્મણો ડાબી પડીકી એમને બતાવે છે. રાજા ઉઘાડીને જુએ છે અને સમાજનોને બતાવે છે. તે મહાભયને આપનારી અને ચિત્રવિચિત્ર રંગની લાગે છે. રાજા ક્રોધ કરે છે અને જમીન પર જોરથી ફેંકી દે છે તરત જ બધે અગ્નિનો પ્રકોપ થાય છે અને આખા મહેલમાં લાહ્યના ભડકે ભડકા જોવામા આવે છે !

"તારા સૈન્યનો પણ નાશ થાઓ" એવો શાપ દેતા બ્રાહ્મણો પાછા દૂર ગંગા કિનારે ચાલ્યા જાય છે પવન જોરથી ફૂંકાય છે. અગ્નિજ્વાળાઓ સર્વનો નાશ કરતી આગળ ને આગળ વધ્યે જાય છે.

હવે રાજા ગભરાય છે, "હું પણ બળી જઇશ" એમ સમજી દોડતો બ્રાહ્મણોની પાસે જાય છે, પગે પડે છે અને મૂર્છાવશ થઇ જાય છે. જાગીને અપરાધની ક્ષમા માગે છે. "હે બ્રાહ્મણો ! તમારા મોઢેરાની તમામ માલિકી અને તામ્રપત્ર હું તમને પાછાં સોંપું છુ. આ અગ્નિને શાંત કરો!" એમ કહે છે અને બ્રાહ્મણો બીજી પડીકી (જમણી), કોપની શાન્તિ માટે આપે છે. રાજા તેને નગરમા લઇ જઇ ચારે તરફ છાંટે છે એટલે સૈન્ય જીવતુ થાય છે, અગ્નિ શાન્ત થાય છે અને બધુએ પાછુ પહેલા હતુ એવુ થઇ જાય છે! રાજા બુદ્ધ અને જૈન ધર્મના આચાર્યોને રજા આપે છે. પોતે સનાતન હિન્દુ ધર્મનો સ્વીકાર કરે છે અને ફરી પાછા યજ્ઞયાગાદિ શરૂ થાય છે. લોકો પણ વર્ણાશ્રમ ધર્મ પાળી વૈષ્ણવધર્મને હવે કદી છોડવો નહિ એવા નિશ્ચય ઉપર આવી જાય છે, રાજા પોતાની તરફનુ બીજુ પણ એક તામ્રપત્ર ધર્મારણ્યના બ્રાહ્મણોને લખાવી આપે છે.

બ્રાહ્મણો પાછા ઘેર આવે છે, બીજા જૈન અને બુદ્ધધર્મીઓને બ્રાહ્મણ ધર્મમા લાવવામા આવે છે અને સનાતન ધર્મના આચારવિચાર પ્રજાજનોમા દાખલ થાય છે.

હવે પેલા ચાતુર્વિદ્ય મોઢ બ્રાહ્મણો પોતાના હક દાવા રજૂ કરી જમીનો અને લાગામા ભાગ પડાવવા આવે છે યજમાનવૃત્તિ માટે પણ મહાવિવાદ થાય છે અને એક મોટી લોકસભાને એમનો ન્યાય સોંપવામાં આવે છે.

સભાજનો દસ્તાવેજો તપાસે છે અને ચાતુર્વિદ્યોનો તમામ હક રદ કરવામા આવે છે રાજા તુલા કરાવીને બ્રાહ્મણોને એ પ્રસગના સ્મરણમા તુલાના ધનનું દાન કરે છે તે ચાતુર્વિદ્યો લેવા ના પાડે છે

પણ આ કલેશ રાજાથી ખમાતો નથી તે ત્રૈવિદ્યો સાથે ફરી મસલત કરે છે અને બધાના ભેગા નિર્ણયથી ચાતુર્વિદ્યોને બીજાં સ્થાન અને અલગ ગામો દાનમા આપે છે મોઢેરા ત્રૈવિદ્યોને માટે અને નવુ સુખવાસ ચાતુવિદ્યોને મળે છે

*સત્યયુગમા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરે સ્થાપેલા, ત્રેતામા રામચન્દ્ર જીર્ણોદ્ધાર કરેલા અને દ્વાપરમા તેત્રા જેવી જ સ્થિતિમા રહેલા આ ધર્મારણ્યને કલિયુગમા કનોજના આમ રાજા પોતાનો રાજ્ય આશ્રય આપે છે*

ચાતુર્વિદ્યો પોતાના જ કર્મથી પોતાની એક વખતની ઉચ્ચ સ્થિતિ ગઈ છે એમ માની સમાધાન મેળવે છે પુણ્યથી જ મનુષ્યોનો ઉદય થાય છે અને પાપથી નાશ થાય છે

આમ રાજા ધોળા ઘોડા ઉપર બેસીને મોઢેરા આવ્યા હતા એમણે સુવર્ણ રત્નો વસ્ત્રો અને કામદુધા જેવી ગાયો પરમ હર્ષથી અને શ્રદ્ધાથી બ્રાહ્મણોને દાનમા આપી સુખવાસ જનારા બ્રાહ્મણો પણ રાજાને આશીર્વાદ આપીને હાથી અને ઘોડા પર બેસીને નવે સ્થાને ગયા હતા

*મોઢેરાની ઉત્તરે એક વડનું ઝાડ હતું ત્યા એક રાક્ષસ મહાદેવજીના* વરદાનથી ઉગ્રરૂપ ધારીને રહેવા લાગ્યો

મોઢેરામા વિવાહ થાય કે તરત એ વરકન્યાનો હરણ કરી જવા લાગ્યો એમ ઘણાં વરકન્યા, તે દુષ્ટ રાક્ષસ લઇ ગયો અને પછી તો છેક લગ્નવેદી સુધી એ દુષ્ટ નિર્લજ રાક્ષસ આવતો અને બધાનાં દેખતા નવદપતીઓને ઉડાવી જવા લાગ્યો એનો નાશ પણ ભટ્ટારિકા અને માતગીએ કર્યો હતો

સ્થાનભ્રષ્ટ થયેલા ચાતુર્વિદ્યો, પોતાના ધર્મનું પાલન કરતા હતા *નિયમો અને વ્રતો પાળી તથા વેદાધ્યયનથી પાછા કેટલાક તો મહાજ્ઞાની થયા*

પણ બીજા કેટલાક તો આચારભ્રષ્ટ થતા ગયા કઈક રૂપ અને મદ્યમા પડયા કેટલાક વારાગનાઓના ગુરુ થયા અને પતિત થયા થોડા સીતાપુર ગયા અને બાકીના સાભ્રમતીને કાઠે કાઠે જેને જેમ ફાવ્યું તેમ નિવાસ કરતા ગયા

કેટલાક મલ્લવિદ્યા શીખ્યા. તેઓ વજમાનવૃત્તિથી ભ્રષ્ટ થયા

જ્ઞાની બ્રાહ્મણો કર્મકાંડમાં કુશલ થયા. એ શાન્તવૃત્તિવાળા હતા અને મીમાંસાશાસ્ત્રમાં કુશળ થયા.

ત્રૈવિદ્ય બ્રાહ્મણોની ગાયો ઘણી વધી ગઇ. તે ગાયોને ચરાવવા બ્રાહ્મણોએ ભણતા નહોતા એવા મૂર્ખ છોકરાઓને મોકલવાં માંડ્યા.

ગભીર નામની નદીને કાંઠે શતદિવસ એ પડી રહેતા. બાર, ચૌદ વર્ષની જુવાન વિધવા છોકરીઓ એમને ખાવાપીવાના પદાર્થોની સારી રસોઈ કરીને એમનાં ભાથાં લઇને જવા લાગી.

હાસ્ય, વક્રોક્તિ ચાલુ થયાં. ભેગા બેસીને ખાવાનું ચાલ્યુ એમાંથી વાત વધી. કામવાસના જાગ્રત થઇ અને બધા મોહમાયામાં પડયા. વિધવા કન્યાઓ ગર્ભવતી થઇ.

૧૬ અને શિષ્ટ લોકો એકઠા થયા. સારી સભા મળી. વૃદ્ધોએ ધર્મશાસ્ત્ર જોયાં. દેશકાળનો વિચાર કર્યો. ધર્મસંકટની વચમા એમણે આ ધર્મભ્રષ્ટ થયેલાઓનું સંરક્ષણ કરવાની જ આજ્ઞા કરી. એમને ગૃહસ્થાશ્રમી બનાવ્યાં ધર્મના વિરોધથી ઉત્પન્ન થયેલી પ્રજા ધેનુજા મોઢ નામથી ઓળખાઇ.

આમ છતા કેટલાક તો પુરાણ, ન્યાયશાસ્ત્ર વેદ અને વેદાંગ જાણનારા હતા અને પોતાનાં બાળકોને બ્રહ્મવાદમાં નિપુણ કરતા. ઘણા ધર્મયુક્ત આચારવિચારથી રહેતા હતા.

આખરે કલિયુગ આવીને પ્રાપ્ત થયો. ત્યારે લોકોનો નાશ કરનારા, નિર્દય, હિંસક અને ઘાતકી મ્લેચ્છ રાજાઓ આવ્યા એમણે બ્રાહ્મણોના દાનપત્ર લૂટી લીધાં. (અત્ર ૩૬મો અધ્યાય પૂરો થાય છે).

પરન્તુ એ કરુણ દશાની ઐતિહાસિક કથા જાણવા લાયક છે. મોઢેરા નગરમાં એક મહાસમર્થ બ્રાહ્મણ વ્યભિચારી નીકળ્યો. એણે પોતાની સ્ત્રી સુવાવડ સુવા પીયેર ગઈ હતી ત્યારે યજમાનપત્નીને ભ્રષ્ટ કરી.

લોકોએ એનો બહિષ્કાર કર્યો પણ એ મરી ગયો ત્યારે પુત્ર અને વિધવા પાસે અખૂટ ધનસંપત્તિ મૂકતો ગયો હતો.

એનો પુત્ર મોટો થયો ત્યાસુધી એ ઘેર ગામસમસ્તનો બહિષ્કાર ચાલુ હતો. છોકરાને કોઇ રમાડે નહિ કે એની સાથે કોઇ બોલે નહિ. છોકરો માને કારણ પૂછે છે. મા, બધી વાત એને ખુલ્લેખુલ્લી કહી દે છે. છોકરાને પછી વેરબુદ્ધિ જાગે છે. કરણ વાઘેલાનો પ્રધાન માધવ દિલ્હી જઇને અલ્લાઉદ્દીન ખીલજીને ગુજરાતમા બોલાવી લાવ્યો હતો. પાટણ પડયું હતુ. બ્રાહ્મણનો છોકરો માધવને મળીને મોઢેરાપર ચઢાઇ કરાવે છે.

પણ મોઢેરાના ચારે વર્ણના લોકો એ ચઢાઈ સામે ઉત્તમ બચાવ કરે છે. દિવાળીથી હોળી સુધી ઘેરા ઘાલીને પડેલી શત્રુઓની સેના, કોટ ને કે કિલ્લાને તોડી શકતી નથી. એનો અર્થ એ થયો કે ૧૩ મી સદી સુધી ગૂજરાતની તમામ પ્રજા લડાયક હતી. માત્ર ક્ષત્રિયો જ લડે ને બીજા પોતપોતાના જાતિધર્મો કર્યા કરે એવું ત્યાંસુધી તો નહતું.

આખરે "પાયકગોડ સોનામહોરો ખર્ચ પેટે આપે તો દુશ્મન ઘેરો ઉપાડી લેવા તૈયાર છે" એવો સંદેશો મળ્યો. લોકો પેલી બ્રાહ્મણીને જ વિનંતી કરવા લાગ્યા અને કહ્યું કે "તમારા જ દીકરાના દોષે આ આપત્તિ આપણા નગર પર આવી છે માટે એ રકમ તમે જ આપો."

બ્રાહ્મણી ગણ્યા વગર પાંચને બદલે સાત ક્રોડ આપી દે છે. બીજી હકીકત એવી પણ છે કે આ રકમ સમગ્ર ગામે આપી હતી. દુશ્મન આ ઉપરથી નગરની ધનાઢ્યતાનો ખ્યાલ કરીને વચનભંગ કરે છે અને પૈસા લીધા છતાં ઘેરો ઉઠાવતો નથી. આખરે ફાગણ વદ પડવાને દિવસે એટલે ધુળેટીને દિવસે મોઢેરા પડે છે. એ દિવસ એમનો રાષ્ટ્રિય માનભંગનો દિવસ ગણાવા લાગે છે. સમસ્ત પ્રજા તે દિવસે શોક પાળે છે અને મલ્લો સુધ્ધાં તે દિવસે મલસ્નાન (એટલે મર્દન ઇત્યાદિ) પણ કરતા નથી.

આમ સત્યયુગથી ચાલી આવતી ધર્મારણ્યની અક્ષયકીર્તિ પર ૧૩મી સદીમાં પાણી તો ફરી વળ્યું ખરું પણ પ્રજાજીવન ફરી વહેતું રાખવાના પ્રયત્ન તે વખતના આગેવાનોએ કર્યા છે. એની પુનર્રચના કરવામાં, વિદ્વદ નામના બ્રાહ્મણે આગળ પડતો ભાગ લીધો હતો એમ જણાય છે. ચૌદ પંદર મી સદીમાં સુંદર સૂર્યમંદિર નવું બંધાય છે જેની સ્થાપત્ય અને શિલ્પ કળાનો જોટો જગતમાં મળવો મુશ્કેલ છે; ગૂજરાતની રસવૃત્તિ, ભક્તિભાવ, અને સૌન્દર્યભાવના તે સમે કેવા ઉત્કૃષ્ટ સ્વરૂપે પહોચ્યાં હતાં તેનો ખ્યાલ મોઢેરાના એ સૂર્યમન્દિરનાં જે ખંડેરો હાલ ત્યાં ઊભા છે તે ઉપરથી થાય છે.

ત્યાંના વજ્રમુષ્ટિ પેહેલવાનો પણ બળવાન અને શૂરા હતા. પાટણના ગૂર્જરેશ્વરો જ્યારે લડાઇ પર જતા ત્યારે આ મલ્લો મોખરે રહેતા. પાટણની પડતી પછી એ દૂર દૂર દક્ષિણમાં સ્વદેશી મહારાજાઓની નોકરી શોધતા ત્રાવણકોર સુધી ગયા મહારાજ શિવાજીના વખતમાં એ ત્રાવણકોર હતા.

પછી વડોદરામાં મહારાજા ખંડેરાવ મલ્લલોકોને બહુ આશ્રય આપે છે એમ જાણ્યું ત્યારે એ વીર ગૂજરાતીઓ પાછા વડોદરે આવ્યા. એ મોઢ

બ્રાહ્મણ જેઠીમલ્લ વજ્રમુષ્ટિ પહેરતા તેથી કહેવાય છે એમની કસરત બહુ જ બળવર્ધક અને શાસ્ત્રીય છે હુકમો મલયાલમ કે તામિલભાષા જેવા હોય છે પણ બેઠક કરતા વખતે એઓ અત્યારે પણ "રામ! રામ! બોલે છે ત્યારે શ્રોતાજનોનું પણ રુધિરાભિસરણ જોરથી થવા માંડે છે. એમાંના જૂજ કુટુંબો હજી વડોદરામાં છે

ગુર્જરેશ્વરોની ચતુરંગી સેનામાં રથ હાથી, ઘોડા અને પાયદળ તો હતા, પણ મલ્લ જેવું તેવું અંગ ન હતા શિવાજીના વાઘનખ વજ્રમુષ્ટિ પહેલવાનોના જ વાઘનખ જેવા હતા મલ્લકુસ્તીના યુદ્ધ, મહાયુદ્ધ વગેરે યુદ્ધો થતા અને ઘણી વખત હારજીતના શરતી નિર્ણયનો બધો આધાર કયા પક્ષના મલ્લ જીત્યા કે હાર્યા તે ઉપરથી થતો

આ મલ્લો સૂર્યપૂજકો હતા, અને સૂર્યપૂજાથી એમનામાં આરોગ્ય અને વીરતા આવતા એમનું ક્રિયાકાંડ અખાડાના સેવન જ હતા મોઢ પુરાણ (ધર્મારણ્ય ગ્રંથ) ૧૪ અને ૧૫મી સદીની વચમાં લખાયો લાગે છે

ઠેઠ ઔરંગઝેબ સુધી—ગૂજરાત લશ્કરમાં ઉત્તમ યોદ્ધા પૂરા પાડતું અને દોલતની પણ મોગલસમ્રાટોને વધારેમાં વધારે મદદ ગૂજરાતમાંથી મળતી હતી આમ ૧૮મી સદી સુધી તો ગૂજરાત દીલ્હીદાસનું ખાનાર કે પોતિયાદાસ ન હતું ઠેઠ દુર્બળતા કે કાયરતા હાલમાં જણાય છે તે બહાદુર બ્રિટિશ સામ્રાજ્યની સાથે સાથે આવી છે

મોઢેરાના પતન પછી પણ બ્રાહ્મણો જરા નિરાત વળ્યે અગ્નિહોત્ર લઈને રહેતા અને ચાતુર્માસ્યાદિક યજ્ઞો ધર્મ ધ્યાન અને સ્વાધ્યાય વગેરેમાં નિમગ્ન રહેતા હતા સ્માર્તકર્મ નિરંતર કરતા અને પુરાણ ન્યાયશાસ્ત્ર અને વેદવેદાંગની જ્ઞાનચર્ચાઓ ચાલ્યા કરતી. બાળકોને પણ સંસ્કૃતવિદ્યામાં પ્રવીણ કરવાનું કામ ચાલતું હતું અને ધર્મયુક્ત આચારવિચાર હજી ચાલુ હતા મ્લેચ્છ રાજ્ય પછી પાછા એ બ્રાહ્મણો પુણ્યરૂપ ધર્મારણ્યમાં નિગધોસહિત ધર્મશાસ્ત્રોને ફરી જોવા લાગ્યા

મોઢેરાનો આંતરવહીવટ ગ્રામપંચાયતથી થતો હતો એમ લાગે છે, અને મોટેભાગે બહિષ્કારની સજા સૌથી વધારે પ્રચલિત હશે ધર્મારણ્ય મહાસ્થાનને વિશે ન્યાય અન્યાયનો નિર્ણય વેદત્રયીને જાણનારા લોકોના નિર્ણય વગર નહોતો થતો સરપંચ કે તટસ્થ મધ્યસ્થનું કામ ચતુર, શાસ્ત્રજ્ઞ શત્રુ કે મિત્ર તરફ સમાનબુદ્ધિ રાખી શકે એવો અને જેણે ક્રોધને જીત્યો હોય બોલવામાં દક્ષ હોય, પ્રસન્નાત્મા હોય જેનો સ્વર મધુર હોય, એવાને કરવાની આજ્ઞા હતી.

પંચનો સભાસદ પણ ધર્મશાસ્ત્રના અર્થ કરી શકે એવો કુલિન, ક્ષમાવાન, સર્વ વૃત્તાન્ત જાણનારો, વૃદ્ધ અને દૃઢ બુદ્ધિવાળો જોઇયે એવું સૂચન મળે છે. વળી એ શબ્દોના અર્થ જાણનારો, વેદના વિચાર સમજી શકે એવો, ચતુર, પ્રસન્ન રહેનારો, ગંભીર, સરસ્વતીનો ભક્ત, આજ્ઞા પ્રમાણે કરનારો, સારા હૃદયવાળો, સારી બુદ્ધિવાળો અને ભાષાઓનો જાણકાર હોવો જોઇયે એમ પણ કહેવામાં આવ્યું છે. એના અક્ષર સારા હોય, નાના પ્રકારની લિપિથી લખી શકે એવો હોય અને શોભનાક્ષર, ચિત્રકળા આવડની હોય એવો અને પત્રલેખક હોય તો બહુ સારું. એમ પણ કહેવામાં આવ્યું છે.

ઉપરનું ધોરણ તો મધ્યસ્થ અને પંચના સભાસદ માટે હતું, પણ સાધારણ શહેરી પણ ન્યાયનો નિર્ણય કેવળ ધર્મબુદ્ધિથી રામદૂત હનુમાનજીને હાજરાહજૂર માનીને કરે એવો હોવો જોઇયે એમ મનાતું. એનાથી કોઇનો પક્ષપાત ન થાય.

મધ્યસ્થપણું પણ ત્યાંસુધી કાયમ રહે કે જ્યાંસુધી એનો નિર્ણય સર્વમાન્ય થાય. તેનું મળ્યા પછી જે કોઇ લોકમતમાં ના આવે તેણે સભાનો નિર્ણય માન્ય રાખવો પડે.

મદિરાપાન, અભક્ષ્યભક્ષ, ધર્મત્યાગ વગેરે દોષોને માટે સ્મૃતિ અનુસાર દંડ ઠરાવ્યા હતા.

પ્રજામાં વર્ણસંકરતા આવે નહિ અને કલિકાળમાં પણ નીતિ, ધર્મ દેશાચાર કે કુલાચારો નષ્ટ ન થાય એ એમની ચિંતા હતી.

જાનમાલની સલામતી, પ્રજાની નીતિની શુદ્ધિ, સુપ્રજન વગેરે સાચવવાના નિયમો એમણે ઘડયા હતા, અને એક સર્વમાન્ય ધોરણ તો એટલું નક્કી કર્યું કે: " કુલના રક્ષણ માટે એક વ્યક્તિનો ત્યાગ કરવો. ગામના રક્ષણ માટે કુલનો, જનપદને અર્થે ગ્રામનો અને આત્માની રક્ષા અર્થે પૃથ્વીનો ત્યાગ કરવો.

" त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥

ધર્મારણ્યનાં ચાર યુગમાં ચાર નામો હતાં. સત્યયુગમાં ધર્મારણ્ય, ત્રેતામાં સત્યમંદિર, દ્વાપરમાં વેદભુવન અને કલિયુગમાં મોહેરકપુર(મોઢેરૂ)કહેવાતું.

હાલ તો ફક્ત ત્યાં સૂર્યમંદિરનાં ખંડેર માત્ર પડયા છે. મોટેગ ગાયકવાડી રાજ્યનું માત્ર એક નાનું ગામડુ રહ્યું છે. ઘણો વખત ત્યાંથી ગધૈયા સિક્કા નીકળતા અને હજી પણ ઘણા માટીના ટેકરા અસાધારણ પ્રમાણમાં પડયા છે.

ત્યાં ખોદકામ કરવામાં આવે તો ઘણી મૂર્તિઓ લેખો, તામ્રપત્રો, સિક્કા વગેરે ઐતિહાસિક સામગ્રી પ્રાપ્ત થાય એવું છે.

સિદ્ધરાજના પિતા કરણે કરણસાગર ઘણું કરીને મોઢેરામાં જ બંધાવ્યું હતું, પણ હાલ તો એનો કંઈ પત્તો નથી. રૂપેણ અને સુવર્ણા નદીઓનાં માત્ર વહેળિયાં રહ્યાં છે!

યાત્રાના ધામ તરીકે માત્ર બહુચરાજીનું ધામ ત્યાંથી સાત માઈલ દૂર હજી જીવંત છે. અને સીતાપુર ગામ વીરમગામ જિલ્લામાં બહુચરાજીની પાસે છે ખરું.

મોઢ વાણિયામાં અમદાવાદના મોતીલાલ હીરાભાઈવાળા, સો. ડૉક્ટર-વાળા; સૂરતમાં ડૉ. ઘિયા અને સર પુરુષોત્તમદાસ, ભરૂચના દી. બા. કૃષ્ણલાલ ઝવેરી અને મહાત્મા ગાંધી વર્તમાનકાળના પ્રતિષ્ઠિત પુરુષો છે.

અને મોઢ બ્રાહ્મણોમાં પણ સારા લેખકો, શિક્ષકો અને રાજદ્વારીઓ થયા છે.

ધર્મારણ્યની સંસ્કૃતિનો આખો પ્રવાહ સમસ્ત ગૂજરાતની સંસ્કૃતિમાં હવે તો ભળી ગયો છે. માત્ર ગૂજરાતને એ ઋણની બિલકુલ ખબર નથી.

"કોઈપણ પ્રજાને ગુલામ બનાવવાની હોય તો એને એનો ઇતિહાસ ભુલાવી દેવો." આપણી સંસ્કૃતિના દુશ્મનોએ, આપણો ઇતિહાસ ભુલાવી દેવાનું કામ બહુ ફત્તેહમંદ રીતે કર્યું છે.

## બ્રહ્મક્ષેત્ર

બ્રહ્મક્ષેત્ર, હાલ જ્યાં બ્રહ્મખેડ છે તેની આસપાસના પ્રદેશમાં વિસ્તરેલું હતું. હાલ એ ઇડર રાજ્યના તાબામાં છે. બ્રહ્માનું જૂનું મંદિર અને અંબાજીનું ધામ હજી યાત્રાનાં સ્થળ તરીકે ચાલુ છે પણ પહેલાંની જાહોજલાલી કે આધ્યાત્મિક બળ હવે ત્યાં ઝાઝું નથી, પરન્તુ દર વરસે હજારો લોકો હજી ત્યાં જાય છે ખરાં અને નવી નવી ધર્મશાળા બંધાઈ છે ગૂજરાતની અસ્મિતા જો પાછી જગાવીએ અને એ યાત્રાના પ્રાચીન ધામને, પ્રગતિના નવા વિચારોથી ભરી દઈએ તો પુરાણ કાળમાં જે વૈભવ અને માહાત્મ્ય એના હતાં તે ફરી સજીવન થઇ શકે. જે લોકો ત્યાં જાય તે બધાં વિધવિધ પ્રકારની પ્રેરણાઓ લઇને ઘેર પાછાં ફરે, એવું કરવું અશક્ય નથી. આ અને પાછલા ધર્મારણ્યનાં વર્ણન બ્રહ્મપુરાણ અને સ્કંદ પુરાણમાંથી જ સારરૂપે (બન્યું ત્યાં એની જ ભાષામાં) લીધાં છે એનું ઐતિહાસિક મહત્ત્વ કેટલું અંશનું એની કોઈ ખાત્રી હાલ તેં હાલ તો હું આપવા હિમ્મત નહિ ધરું

પરન્તુ અવશેષો, શિલાલેખો, ઐતિહાસિક પુરાતન મૂર્તિઓ, દાનપત્રો અને મંદિરો ઇત્યાદિ ઉપરોક્ત પુરાવાઓની અંતર્ગત હકીકતોમાંથી એટલું તો નક્કી થાય છે જ કે ગુજરાતને એકલાને નહિ પણ સમસ્ત ભારતવર્ષને આ અરણ્યોએ ખૂબ આધ્યાત્મિક પ્રેરણાઓ આપી છે. સમાજના ઘડતરમાં અને સુવિચારો તથા આચારોને પ્રજાજીવનમાં ઉતારવાની સુવ્યવસ્થા કરવામાં એ કેન્દ્રોએ બહુ સારી મદદ કરી છે.

સ્વ. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે આપણી ભારતવર્ષની આખી સંસ્કૃતિ આ અરણ્યોમાંથી ઘડાઈ છે એમ જણાવ્યું છે. એના પુષ્કળ પુરાવા આ વર્ણનો-માંથી મળે છે અને ગુજરાતે પણ પોતાનું સામાજિક અને ધાર્મિક પોષણ આવા તીર્થોમાંથી મેળવ્યું છે એમાં શક નથી. ઈડર રાજ્યના કેળવણી ખાતાના વડા મારા મિત્ર પંઢરીનાથ આત્મારામ ઇનામદારે ૧૯૩૬ની સાહિત્ય પરિષદ વખતે ઈડર રાજ્યના કલા-અવશેષો પર સુંદર પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. એ પુસ્તક તૈયાર કરતા પહેલાં એમની જ સાથે પોળો, વડાલી, ખેડ ચાંદરણી અને બીજાં ગામોમાં આવેલાં પ્રાચીન મંદિરો અને મૂર્તિઓ બતાવવા મને લઈ ગયા હતા. ખેડબ્રહ્મા પણ મેં જોયું છે. શામળાજી તો આપણું યાત્રાનું ધામ હજી ચાલુ છે. જંગલો અને ખેતરોમાં રખડતી લગભગ ૧૦૦ એક મૂર્તિઓનું શ્રી ઇનામદારે એક શાળામાં સુંદર સંગ્રહસ્થાન પણ બનાવ્યું હતું. હું આશા રાખું છું કે એ સંગ્રહસ્થાન એમના બીજે જવા પછી પણ સુરક્ષિત હશે અને વિકાસ પામતું હશે.

ઐતિહાસિક દૃષ્ટિએ, રસદૃષ્ટિએ અને સ્થાપત્ય તથા શિલ્પશાસ્ત્રના ઇતિહાસ ઉકેલવામાં ઉપરની ચીજો બહુ જ ઉપયોગી છે. એ મૂર્તિમાંની કેટલીક મને બહુ ગમી છે. વિષ્ણુની, વીરભદ્રની, દેવીઓની અને ગણેશ વગેરેની ઇડરની મૂર્તિઓ પર જે દિવ્ય ભાવનાઓ અંકિત થયેલી છે તે ગુજરાતને ગૌરવ અપાવે એવી છે. આખા ભારતવર્ષની મૂર્તિઓ સાથેનો એમનો સંબંધ અને સંસ્કૃતિની એકતા આ મૂર્તિઓ પરથી બહુ સારી રીતે જોઈ શકાય છે.

## બ્રહ્મક્ષેત્રની કથા

કોઈ એક સમયને વિષે નૈમિષારણ્યમાં ભારતવર્ષનો જ્ઞાનસત્ર ભરાયો હતો. વેદોના સંપૂર્ણ અભ્યાસી, કર્મકાંડમાં નિપુણ અને વિદ્યાઓના પારંગત એવા ત્રિવેદી શૌનક ઋષિ બીજા અનેક ઋષિઓને બોલાવી યજ્ઞ ચલાવી રહ્યા હતા. આવા સમારંભો હાલની પરિષદો, સંગીતના જલસા અને નાટ

કોનું કામ પણ કરતા, જેકે ધર્મપ્રચાર જ્ઞાનચર્ચા અને આધ્યાત્મિક પ્રેરણાઓ, એના મુખ્ય અગ હતા સૂત પુરાણિક ઇતિહાસ અને પુરાણોના અભ્યાસી હતા એમનું શુભ આગમન શૌનક ઋષિના સત્રમા થયુ. સૌએ ઊભા થઈ એમનું સ્વાગત કર્યું ઉચ્ચ આસને બેસાડયા પછી પ્રશ્નો પુછાવા લાગ્યા

શૌનક પૂછે છે મહાત્મન્! તમે સર્વ શસ્ત્રોના અભ્યાસી છો બ્રહ્મપુરાણમા બ્રહ્મક્ષેત્રનું માહાત્મ્ય સુંદર છે તે અમને સમજાવો!

એ બ્રહ્મક્ષેત્ર કેવુ છે? કેવા કેવા કારણોથી એ પવિત્ર મનાય છે? ખુદ બ્રહ્માજીને એની રચના કરવાની શી જરૂર પડી? ખરે! એ મત્યલોકની બ્રહ્મપુરી જેવુ જ છે! હે સૂત! તમે ભગવાન શકરના ધામનું વર્ણન કર્યું છે ભગવાન વિષ્ણુના સ્થાનનું વર્ણન પણ કરેલુ, પણ બ્રહ્માજીના ક્ષેત્રનું વર્ણન અમારા સાભળવામા નથી તો તે આપ કૃપા કરીને અમને કહો!

સૂત પુરાણિકને આ પ્રશ્નથી આનદ થાય છે ઋષિઓને અભિનદન આપે છે અને કહે છે હે બુદ્ધિમાન! તમારો પ્રશ્ન ઘણો સુન્દર છે એનાથી લોકોનું હિત થશે અને એના જ્ઞાનથી ભવબધન છૂટશે

પૂર્વે કૈલાસમા પાર્વતી દેવીએ આ જ વિષય શિવજીને પૂછ્યો હતો એ ગુરુપરપરાએ મને પ્રાપ્ત થયો છે બ્રહ્મક્ષેત્રનો મહિમા એના સુદર સવાદ ઉપરથી જ હું તમારી સમક્ષ વર્ણવીશ

પાર્વતીજીના લગ્નપ્રસગે એમના પિતા, રાજા હિમાચળે લગ્નનો ભારે સમારભ રચ્યો હતો એ પ્રસગે બ્રહ્માજી, વિષ્ણુ, ઇન્દ્રાદિ દેવો, સપ્તઋષિઓ અને સિદ્ધ, ચારણ, ગધર્વો વગેરે હાજર હતા મહામાયા એવા પાર્વતીએ અલૌકિક રૂપ ધારણ કર્યું હતુ એ રૂપને જોઈ જડ ચેતન મૂઢ બની ગયાં હતા ગૌરીના એ રૂપથી, ખુદ બ્રહ્માજી કામાવિષ્ટ થયા અને એમના વીર્યનુ સ્ખલન થઇ ગયું!

થોડી જ વારમા મન સ્થિર કરીને એકાગ્ર થઇ એમણે પશ્ચાત્તાપ કર્યો ભગવાન વિષ્ણુને એ શરણે ગયા વિષ્ણુ કહે છે 'હે બ્રહ્મન્! પૃથ્વીના નવખડોમા ભરતખડ ઉત્તમ છે એ જબુદ્રીપમા છે ત્યા એક ઉત્તમ ક્ષેત્ર છે ત્યા તમે જાઓ અને આત્મશુદ્ધિનો સત્ર આરભો'' બ્રહ્માજી પછી ત્યા આવે છે દેવતાઓના આવાહન કરે છે ઋષિમુનીઓને તેડાવે છે પરિણામે બ્રહ્મવાદી- યોગી તાપસસમૂહ એકત્રિત થવા લાગે છે

મુક્તિના સાધન આપનારા ક્ષેત્રમા બ્રહ્માજી એક યોજનના વિસ્તારમાં

નગરરચના કરવાનો વિચાર કરે છે, વિશ્વકર્માને બોલાવે છે પછી માપ લેવાય છે અને દેવી નગરની રચના થઈ જાય છે પછી સોનાનો કિલ્લો, સુશોભિત મહેલો અને સરખે અતરે ૨૪ દરવાજા બનાવવામા આવે છે નગરરચનાના શાસ્ત્રીય સિદ્ધાંત તે સમયે જાણવામાં છે દિક્‌પાલોના સ્થાન તૈયાર થાય છે પૂર્વ દિશાએ ઇન્દ્રનું પશ્ચિમે વરુણનું દક્ષિણે યમનું અને ઉત્તરે કુબેરનુ સ્થાપન કરવામા આવે છે

અગ્નિકોણમા અગ્નિદેવનું ઈશાનમા ઈશ-એટલે મહાદેવનું વાયુકોણમા વાયુદેવનું અને નૈર્ઋત્યકોણમા નિર્ઋતિદેવનુ સ્થાન કરી એ સ્થળની રક્ષા તે તે દેવને સોંપવામા આવે છે

પછી બ્રહ્માજી એમ તે બિરાજ્યા ધ્યાનમગ્ન થયા ગગાજીનું આવાહન કર્યું કમડનુ હાથમા લીધુ એટલે ત્યા ગગાજીનો પ્રવાહ વહેવા લાગ્યો

નગર વચ્ચે થઈને દસ જોજનના વિસ્તારમા એ ગગાજી વહેવા લાગ્યા એનું મગનનામ હિરણ્ય ગગા પાડયુ. એનું સ્મરણ કરવા માત્રથી મનુષ્યોના પાપ નાશ પામી જાય છે અને સ્નાનથી તો કરોડો જન્મના પાપ નાશ પામે છે! અમરત્વ મળે છે અને ત્યા શ્રાદ્ધ કરવાથી પિતૃઓની સદ્‌ગતિ થાય છે જેવુ ગોમતીનું જળ છે, અને જેવુ જાહ્નવી ભાગીરથી ગગાનું નીર પવિત્ર છે તેવુ જ હિરણ્ય ગગાનું જળ છે

[આ પ્રમાણે બ્રહ્મપુરાણમાના બ્રહ્મક્ષેત્રમાહાત્મ્યમા બ્રહ્મપુરવર્ણન નામનો પ્રથમ અધ્યાય પૂરો થાય છે]

બ્રહ્માજીએ યજ્ઞને માટે મહર્ષિઓને બોલાવ્યા હતા તેમને આજ્ઞા કરી કે હે ખેટક! તમે મર્ત્ય લોકમા જાઓ અને દેવી સાવિત્રીને તેડી લાવો પછી એક મુનિને બ્રહ્માજી આકાશ માર્ગે જવાનું સામર્થ્ય આપે છે આમ 'ખે એટલે આકાશમા અટ્" એટલે જવાની શક્તિ મળવાથી એમને "ખેટક" નામ મળે છે એ ખેડાવાળોના પૂર્વજો હતા બ્રહ્માના સ્ત્રી સાવિત્રી આવતા નથી

દરમિયાન બ્રહ્મક્ષેત્રમા વસ્તી વધી રહી છે, ગુરુકુળો સ્થપાતા જાય છે, સર્વ સમાન તેજસ્વી સુશીલ અને શાંત એવા વિદ્યાઓ ભણવાના ઉમેદવાર મુનિકુમારો આવે છે ભણ્યા પછી, એ દિ ર અને સત્માર્ગી સ્નાતકો સાથે લગ્ન કરે છે અને ત્યા જ રહે છે

બીજા પણ હજારો વિદ્વાન બ્રાહ્મણો બ્રહ્મક્ષેત્રમા આવી જાય છે પછી યજ્ઞને માટે ભૂમિ તૈયાર કરવામાં આવે છે સોનાના હળથી એને ખોદી સાફ

કરવામાં આવે છે. નકામું ઘાસ બાળી નાખવામાં આવે છે અને પછી પાણીના છંટકાવો થાય છે.

એ સંસ્કારી ભૂમિ ઉપર વિધિવત્ મંડપ રચાય છે. હજારો માણસો બેસી શકે એવો એ મંડપ મનોહર અને આકર્ષક છે. મંડપમાં ચોસઠ તો સ્તંભ હતા, રત્નમણિથી એ જડેલા હતા. તેમા વિવિધ આકારના કુંડો બનાવ્યા હતા એ સઘળા સત્રથી કાષ્ઠકો પાડીને બનાવ્યા હતાં.

આ યજ્ઞને ઉપયોગી સોનાનાં પાત્રો બનાવ્યા હતાં. વિશ્વકર્માની કારીગરી અજબ હતી. સાવિત્રી ન આવવાથી દર્ભનાં સાવિત્રી બનાવી એમનુ નામ ગાયત્રી આપવામાં આવ્યુ. સાવિત્રીએ બ્રહ્માની સંસારવ્યવહારની શક્તિમાં રહ્યા અને ગાયત્રી આધ્યાત્મિક શક્તિ બની. ચોસઠ માતૃકાઓનું સ્થાપન થયુ. બ્રાહ્મણોની યજ્ઞકાર્યનાં જુદા જુદા કામો માટે વરણી સુવ્યવસ્થાપૂર્વક થઇ ગઇ.

અગ્નિની પૂજા કુંડના સંસ્કારો કરીને થઈ. મધ્યપીઠ પર ભગવાન વિષ્ણુનું સ્થાપન કર્યું હતું. ધ્યાનમાં પણ એ જ વિષ્ણુ હૃદયરૂપી મણિમય પીઠ પર વિરાજેલા, ભાસતા હતા, જે વ્યાપક છે આનંદરૂપ છે અને સર્વ અશુભોનો નાશ કરે છે!

યજ્ઞ થતા દેવતાઓ જયજયકાર કરવા લાગ્યા! પૂર્ણાહૂતિ થતાં દેવ-વાણી થઈ કે હે બ્રહ્મન્! તમારુ પાપ નાશ પામ્યું છે! તમારું આત્મતેજ તમને પ્રાપ્ત થયું છે! હવે તમે લોકનાં કલ્યાણ કરો! હે બુદ્ધિમાન! તારો સદા વિજય થાઓ! આકાશમાથી પુષ્પવૃષ્ટિ થઈ. ગધર્વો ગાવા મડયા. અપ્સરાઓ નૃત્ય કરવા લાગી બ્રહ્માજી પાપમુક્ત થયા અને મહાવિષ્ણુનું આરાધન પૂર્ણ થયુ બૃહસ્પતિએ સુંદર કાવ્યથી એ વિજયને ગાયો.

બ્રહ્માજીને ફરી આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત થયો, સ્વકર્તવ્ય પાછુ સ્પષ્ટ થયુ અને કર્મ કરવામા સ્ફૂર્તિ આવી નિર્દોષ આનદ ચાલ્યો ગયો હતો તે પાછો આવી ગયો. સૂક્ષ્મમા સૂક્ષ્મ અને મોટામા મોટારૂપે એ જ સસારના ઉત્પન્ન કરનારા અને તારક છે

વેદોનાં ગાનથી અને "સ્વાહા સ્વાહા" ના મોઠા અવાજેથી પ્રજાના હૃદય સ્પર્શાઇ ગયાં! અગ્નિજ્વાળાઓ રાષ્ટ્રવ્યાપી બની અને મહાયજ્ઞની મધુર સુગધથી પ્રજાના હૃદય પાપરહિત થયા.'

યજ્ઞવિધિ સમાપ્ત થયા બાદ અને એ વિષ્ણુનો યાગ પૂરો થયા પછી ઋષિ મુનિ એકત્ર થઇને બ્રહ્માજીની સાથે આ બ્રહ્મક્ષેત્રના નવા ત્રિવેણીસગમ

પર ગયા. મંત્રઘોષ ચાલ્યા, સ્વતિવાચન ભણાયું અને સૌએ શ્રદ્ધાપૂર્વક સ્નાન કર્યું. ગંગાજીનું તીર્થ ત્યારથી મહાતીર્થ બન્યું. બ્રાહ્મણોને પુષ્કળ દક્ષિણા મળી અને સૌ વિદાય થયા. (અત્રે મહાવૈષ્ણવયાગવર્ણન પૂરું થયું.)

શિવજી પાર્વતી દેવીને બ્રહ્મક્ષેત્રનું માહાત્મ્ય જણાવતાં કહે છે કે એ પુણ્યક્ષેત્રમાં દેવતાઓ નિરંતર વાસ કરે છે. સમાધિયોગથી બ્રહ્મનું ધ્યાન કરવા ઋષિવરો પણ ત્યાં વસે છે. એ ક્ષેત્ર દેવભૂમિ ગણાય છે. જે લોકો એ ભૂમિ પર વસે છે એમને કોઈ વસ્તુ મુશ્કેલ નથી. એનો ઇતિહાસ પણ પાપને નાશ કરનારો છે. ઇતિહાસ પુરાતન કાળનો છે. એનું સ્મરણ કરવાથી મનુષ્ય મોટા ભયથી બચે છે, એ ક્ષેત્રમાં કરેલું પુણ્ય સોગણું થાય છે, પાપના ઢગલા નાશ પામે છે. મન પવિત્ર થાય છે અને પુણ્યનો અતુલ પ્રભાવ જન્મે છે. બ્રહ્માજીએ, પોતાના ખાસ નિવાસ માટે એ નિર્મેલું છે.

પછી ત્યાં વૈશ્યો ઉત્પન્ન થાય છે. લાડમાં બ્રહ્માજીએ ખોળામાં બેસાડેલા તેથી એ લાડ વાણિયા થયા. એમને બ્રાહ્મણોનાં ભરણપોષણ સોંપવામાં આવે છે. બ્રહ્માજી કહે છેઃ "હે પુત્ર!" આ બ્રાહ્મણો, સુશીલ, પવિત્ર અને તપસ્વી છે, તેઓ વિશ્વના કલ્યાણ માટે જે જે પ્રવૃત્તિ કરે તેમાં એમને આર્થિક મદદ આપજો. આ બ્રાહ્મણો પરોપકારી છે, વેદનો પ્રચાર કરનારા છે અને પ્રસન્ન ચિત્તવાળા છે.

આ બ્રાહ્મણો સદા, શિવનું ધ્યાન ધરનારા, ચારિત્ર્યવાન, પરોપકારી અને જ્ઞાનપરાયણ જીવન ગાળે છે. સદ્બુદ્ધિવાળા, ધીર, સુન્દર ભાષણ કરનારા ક્ષમાવંત અને સંયમી છે, અસ્તેયવ્રત પાળે છે અને હમ્મેશા પવિત્ર રહે છે. ક્રોધરહિત છે, સત્યવાદી છે, અગ્નિહોત્રી અને સ્વાધ્યાયમાં તત્પર રહેનારા છે, તમારું વહાલું ધન એમને પરોપકારી કાર્યો કરવામાં સમર્પણ કરજો. તમે ભારે વેપારી થશો. અખૂટ લક્ષ્મી તમને પ્રાપ્ત થશે. બધા વર્ણોનું તમે પાલન કરજો.

મહાલક્ષ્મી, દુનિયાની સમૃદ્ધિનું દૈવત છે. તેમનું આરાધન તમે કરજો. એથી દુઃખ અને દરિદ્રતાનો નાશ થશે અને દુનિયા સુખી થશે." એમ કહીને હિરણ્યગાને દક્ષિણ તીરે, પર્વત જેવી લાગતી નાની ટેકરી પર ક્ષીરસાગરમાંથી પોતે આણેલાં ક્ષીરજાસ્મા" મહાલક્ષ્મીની બ્રહ્માજીએ સ્થાપના કરી આપી.

પછી મહાલક્ષ્મીના દક્ષિણ અને પશ્ચિમ ભાગમાં વૈશ્યોએ નિવાસ કર્યો. દેવીની કૃપાથી વૈશ્યો ભારે સંપત્તિવાળા થયા. તેમણે ગગનચુંબી, ભવ્ય

મકાનો બાંધ્યાં. એ નકશીદાર હતાં અને અમૂલ્ય વસ્તુઓનાં જડતરવાળાં ઉત્તમ કોતરણીથી શોભતાં હતા!

વિશ્વકર્મા એના સ્થપતિ હતા નગરયોજના એમણે કરી હતી. પછી ધીમે ધીમે વાવ, કૂવા, તળાવ, હાથીખાનાં, ઘોડારો, બળદોના તબેલા, વાહનો રાખવાનાં સ્થાન અને ગૌશાળાઓ તૈયાર થતી જાય છે.

હવે બ્રહ્માજી બ્રહ્મલોકમા જવા તૈયારી કરે છે, પરન્તુ પ્રજાના મન હમ્મેશા બ્રહ્મભાવમા રહે તે માટે એમણે ખુદ પોતાની એક સુવર્ણપ્રતિમા, સેવા પૂજા અને ધ્યાન માટે તૈયાર કરાવી એ લોકોમા વિદ્યા કળા અને સદ્‌ગુણોની પ્રાપ્તિ થાય સાત્ત્વિકતા, શુદ્ધિ, જ્ઞાન, અને નિરતર નવાં નવા સર્જન કરવાની તાકાત, એ મૂર્તિમાંથી મળે એવી આશા ત્યાના લોકો પાસે રાખવામાં આવી હતી.

એ મૂર્તિથી ઉત્તરોત્તર ઉન્નતિ, સુખ, આનંદ અને પરમપદનાં આદર્શ સંસારને મળે એવી યોજના હતી આ લોકે ઉન્નતિ અને પરલોકમાં સદ્‌ગતિ એ બ્રહ્માજીની પૂજાનાં ફળ હતાં. ૬૪ મુખની એ સુવર્ણમૂર્તિ દિવ્ય આભૂષણોથી શોભતી હતી. સ્વાર્થત્યાગ જ્ઞાન, ભક્તિ અને પવિત્રતાપૂર્ણ જીવન જીવવાનો એમાંથી બોધ મળતો. નવા નવા સર્જન કરી શકે એવી ૬૪ વિદ્યાકળાઓથી પ્રજા સમૃદ્ધ થાય એવી આશા સેવવામાં આવી હતી. એ મૂર્તિ ૬૪ મુખની હતી એનો અર્થ ૬૪ વિદ્યાકળા થતો હતો. પછી ઘણો સમય પ્રજા વિદ્યાકલાસપન્ન રહી અને ઉચ્ચ સ્થિતિને પામી હતી. પરંતુ એ આદર્શ સ્થિતિ રહી નહિ સુવર્ણની ૬૪ મુખની મૂર્તિને વફાદાર રહેવુ એમા જેવા તેવા પુરુષાર્થની જરૂર નહોતી. કાળબળે અને પ્રજાના દૈવત ઓછાં થયે એ વિદ્યાસંસ્થાઓ નભાવવી અશક્ય થઇ પડી. પછી રૂપાની બત્રીસ મુખની મૂર્તિ પુજાતી પરિસ્થિતિનો વિચાર કરીને બ્રહ્મક્ષેત્રમા એ રૂપાની મૂર્તિ બ્રહ્માજીએ આપી હતી.

વળી કાળે કરીને બ્રાહ્મણોની બુદ્ધિ અને શક્તિઓ વધારે ક્ષીણ થઇ. પછી તેઓ સોળ મુખની મૂર્તિથી સતોષ પામવા લાગ્યા એમ યુગે યુગે ઊતરતી દશાને પામતા જતા બ્રાહ્મણો, છેવટે ૪ મુખની આરસની પ્રતિમા હાલ છે તેની જ પૂજાથી સતોષ પામે એવા અલ્પમતોષી બની ગયા. બ્રહ્મક્ષેત્રમા હાલ એ મૂર્તિ છે પણ એનો આદર્શ પણ હાલ પૂરેપૂરો સેવાતો નથી.

***

પણ સત્યયુગની બ્રહ્મક્ષેત્રની પવિત્રતા વિચારીને તો સમર્થ ભૃગુઋષિ પણ ત્યા તપ કરવા આવ્યા હતા, અને વિષ્ણુની છાતીમા પોતે લાત મારી હતી તે દોષના નિવારણ માટે અત્રે પોતે બહુ દિવસ રહ્યા હતા

"જમ્બુદ્વીપમા ભરતખડ છે ત્યા આબુ નામે પ્રસિદ્ધ પર્વત છે તેની જમણી બાજૂએ સાભ્રમતી ગગા વહે છે તેનું જળ નિર્મળ અને પવિત્ર છે એને જમણે કાઠે મેં નિર્માણ કરેલું એક ક્ષેત્ર છે ત્યા તમે જાઓ" એમ ખુદ બ્રહ્માજીએ એમને સલાહ આપી હતી "એ ક્ષેત્રની વચમા હિરણ્યગગા (હરણાવ) વહે છે એ સુવગા પાપનો નાશ કરે છે એ પ્રયાગ તીર્થ સમાન છે ત્યા પણ ત્રિવેણીનો સગમ છે એ સગમ હિરણ્યગગા, ભીમા અને કૌશામ્બીનો છે એમ મહાદેવજીને જણાયો હતો ખુદ શિવજીને પણ આગ એક (પાચમા) શિરને કાપી નાખવા માટે થયેલો પશ્ચાત્તાપ ત્યાં શમ્યો હતો જે મનુષ્યો હે પુત્ર ! એ ત્રિવેણીના સગમમા સ્નાન કરે છે તેમના જીવન અમર (જીવનમુક્ત) થઈ જાય છે" એમ બ્રહ્માજીએ ભૃગુઋષિને કહ્યુ હતું ભાર્ગવસહિતા અને બીજા મહત્ત્વના ગ્રથો ભૃગુકચ્છના એ મહાઋષિએ આ શાતિમય સ્થાને રચ્યા હશે એમ લાગે છે માઘ, કાર્તિક, વૈશાખ, શ્રાવણ, માર્ગશીર્ષ, જ્યેષ્ઠ, ફાગણ અને અધિક માસમા બ્રહ્મક્ષેત્ર તીર્થમા નિવાસ કરવા ઘણા લોક જતા હતા અને સેંકડો અશ્વમેધ યજ્ઞો કર્યા જેટલુ પુણ્ય એમને આ યાત્રાથી મળે છે એમ ગણાતું હતુ

ત્રેતા, દ્વાપર અને કલિયુગમા, બ્રહ્મક્ષેત્ર સર્વ સુખોને આપનાર ગણાતુ એ સર્વ રીતે શુભ હતુ માગલિક હતું ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ મેળવવાની પ્રેરણા મનુષ્યોને ત્યાથી મળતી હતી

ત્યા જવાથી વિદ્યાવૃદ્ધિ થતી તેમજ આરોગ્ય સુધરતું અને આયુષ્યનું પ્રમાણ લબાતુ હતુ ઘડપણ પાછુ હઠતુ અને આત્મશુદ્ધિ થતી હતી

ભૃગુઆશ્રમ પવિત્ર વૃક્ષોની હારોથી શોભતુ હતું વેલીઓ ઉપર સુગધી પુષ્પો ઝૂમી રહ્યા હતા અને પક્ષીઓ મધુર નાદ કરી રહેતા

નદીના ધરામા ઊગેલા કમળો પર ભ્રમરો મધુર ગણગણાટ કરતા હતા

શાન્ત રાત્રિએ જ્યારે ત્યા ચદ્રમા ઊગતો ત્યારે એની મધુર રૂપેરી છાયા સ્વર્ગીય સૌન્દર્ય ફેલાવતી હતી

ભૃગુઋષિને પણ લલચાવવા હરિણી નામની અપ્સરા એક વખત આવી હતી તે વખતે વસતઋતુ હતી કામદેવ, ગધર્વો અને સાજ સાથે એ અપ્સરા આવી હતી

હરિણીએ ગાયન નૃત્ય વગેરે આકર્ષણો સાથે દરો ફેંકવાની રમત પણ કરી દરો ઋષિ તરફ ફેંકાયો પરન્તુ મહાસમર્થ એવા ઋષિએ કામદહનનો મંત્ર ભણીને એ બધાને ભગાડયાં હતા.

ત્યા કરોડો સૂર્યસમાન તેજસ્વી, કપૂરની રજના ઢગના સમાન સફેદ અને જેની જટામાંથી ગંગાનો ફુવારો ઊડયા કરતો હતો એવા મંગલમય મહાદેવનું દર્શન ભૃગુઋષિને થયું હતું એમની સ્તુતિ કરતા ભૃગુ બોલ્યા હતા કે "હે ભગવન્! તમે જ સમસ્ત વિશ્વરૂપે વ્યાપ્યા છો! વિશ્વના આત્મા તમે છો. સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને પરબ્રહ્મ આપ જ છો! જગતનો વિકાસ તમારા પ્રેરેલા પ્રાણોથી થાય છે! અને સંહાર યાને બીજરૂપમા સંકોચ પણ તમારી જ શક્તિથી થઈ રહ્યો છે!" બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ એક જ પરબ્રહ્મનાં નામો છે.

પછી મહાદેવજીના વરદાનથી ભૃગુનો દોષ નાશ પામ્યો હતો, એમની મનોવ્યથા દૂર થઈ હતી. એ આશ્રમનું સ્થળ પછી ભૃગુતીર્થ નામથી પ્રસિદ્ધ થયું અને એ પણ સર્વ સુખોને આપનારુ અને સર્વ પાપોનો નાશ કરનારુ છે એમ બહુ સમય સુધી મનાતું હતુ

ગરુડ અને પિંગલ નામના નાગની વચ્ચે ત્યા એક ભયકર યુદ્ધ થયું હતું. નાગ જાતના લોકો હતા. અને ગરુડ જાતના પણ રાજાઓની સત્તા બ્રહ્મક્ષેત્રની આજુબાજુના પ્રદેશમા હતી ફણીન્દ્ર તીર્થ, નાગધરો વગેરે તીર્થો ત્યા છે અને ગરુડ સસ્કૃતિ પરથી ગરુડિયા–ગરોડા–ગરૂડા ઇર્ફે ઓળખાતા થયા છે. એ નામે ગામો અત્યારે પણ જૂના કાળના અવશેષરૂપે રહેલા છે નાગ પરથી નાગધરી યાને નાદરી વગેરે ગામો પણ છે અને ગરુડ પરથી પક્ષિ-રાજ તીર્થ થયુ હતું નાગરાજના પુત્ર પિંગલને ઉદરશાસ્ત્ર સરસ આવડતું હતું એ ભુજંગી છંદના પ્રયોગથી નાસી છૂટયો અને ગરુડને છેતર્યો હતો. બ્રહ્મક્ષેત્રના પ્રદેશોમા નાગ અને ગરુડના યુદ્ધને અને નાગજાતિ નબળી પડી ગઇ. આબુ પર્વત પરનો અર્બુદાસુર મરાયો અગ્વલ્લીનો આરાસુર નાશ પામ્યો ઇડરના પર્વત પર રહેનારા ઇલ્વલ બલ્વલ હાર્યા અને આર્ય શક્તિનો પ્રભાવ જામ્યો પછી એ પ્રદેશો પ્રાગૈતિહાસિક સમયમા વિશાળ આર્યરાજા-ઓના કબજે ગરુડવંશના યોદ્ધાઓની મદદથી આવી ગયા હતા.

વેણીવત્સરાજ નામે એક સૂર્યવંશી રાજાએ ઇડર અને તેની આસ-પાસના દૂર દૂરના પ્રદેશો કબજે કર્યા હતા. એ સમયમા આખો દેશ સમૃદ્ધિશાળી અને સુખી હતો એમ લાગે છે.

બ્રહ્મક્ષેત્રના મહામાયા જગદંબા પણ એ ધન્યભૂમિને પાવન કરે છે એમ કહેવાય છે ત્યાં સુંદર વૃક્ષોની વાડી ખીલી રહી હતી એણે મોટા મોટા દૈત્યોના પ્રાણ હરી, ભક્તોના સંકટ દૂર કર્યાં છે એમ શ્રદ્ધાળુ ભક્તો માને છે.

એમના સ્થળની પાસે સુંદર માનસરોવર છે. એને કિનારે વૃક્ષોની ઘટા શોભી રહી છે અને વિવિધ, વનૌષધિઓ ઝૂકે છે, "જગદંબાનું ધામ દિવ્ય છે, પરમપવિત્ર છે અને હંમેશા મુક્તિનો આનંદ આપનારૂં છે" એમ ત્યાં યાત્રાએ જનારને લાગે છે.

પછી ખેટકઉત્પત્તિ માહાત્મ્યમાં (બ્રહ્મવર્ણન) બ્રહ્મક્ષેત્રનું નીચે મુજબ વર્ણન છે "ગૂર્જરાત જેવા સુંદર દેશમાં બ્રહ્મક્ષેત્ર નામે રમ્ય નગર છે. એ નગર દિવ્ય છે અને આબુ પર્વતની દક્ષિણે છે. સત્યયુગમા એનું નામ બ્રહ્મપુર હતું, ત્રેતામાં ત્ર્યખર, દ્વાપરમાં ત્ર્યખકપુર અને કલિયુગમાં બ્રહ્મખેટ કહેવાય છે.

એ ભૂમિ પવિત્ર છે. હિરણ્યા નામે નદીમાં બીજી બે નદીઓ મળે છે. ગામની અંદર બ્રહ્માજી બિરાજે છે આજુબાજુ ગાયત્રી અને સાવિત્રી છે બ્રહ્માજીના મંદિરની પૂર્વદિશાએ એક મોટી વાવ છે તેમાં કુળ-દેવનાઓનાં સ્થાનો છે.

એ દેશમાં વેણીવત્સ નામે રાજા સૂર્યવંશના ક્ષત્રિય વીર રાજ્ય કરે છે. ઈંદ્વદુર્ગ (ઇડર)મા તેની રાજધાની છે.

એ રાજા ક્ષાત્રધર્મના નિયમથી પ્રજાનું પુત્રવત્ પાલન કરે છે પોતે સત્યવાદી-ધર્મનિષ્ઠ અને ગાય તથા બ્રાહ્મણોનું ભલુ ઇચ્છનારો છે. તેમ છતાં એને પુત્ર નથી સંપદા, સતકીર્તિ છે પણ સ્ત્રી વંધ્યા છે.

તામ્રપર્ણી નદીના કિનારાના દ્રવિડ બ્રાહ્મણો એ પ્રદેશમાં યાત્રા અર્થે આવ્યા. એઓ નૈષ્ઠિક અને શુભચિંતનવાળા હતા. તુંગભદ્રા, કૃષ્ણા અને રેવાની યાત્રા કરી મહી અને સાભ્રમતીના તીર્થે તેઓ આવ્યા. પછી સિદ્ધક્ષેત્ર સિદ્ધપુર ગયા, ત્યાંથી નીકળી હિરણ્યમા સ્નાન કરવા આવ્યા એમને બ્રહ્માજી અંબાજી આદિ તીર્થસ્થાનોના દર્શન કરવાની ઇચ્છા હતી નદીમાં નાવ ચાલતા હતાં હોડીવાળાઓએ એમને મફત, નદી પાર ના કર્યા ત્યારે એઓ યોગબળે વસ્ત્રો પર બેસીને નદીપાર કરી ગયા હતા એવી કથા છે રાજા આશ્રય પામે છે. એમને પોતાની અપુત્ર હોવાની વાત કરે છે અને પછી એમની જ પાસે પુત્રેષ્ટિ યજ્ઞ કરાવી એમને ત્યાં રાખે છે. એને પુત્રો થાય છે. .............

વેણીવત્સ પછી બહુ વર્ષે લાટજાતિના ક્ષત્રિય વૈશ્યોએ ત્યાં રાજ્ય કર્યું લાગે છે. પછી ચાલુક્ય અને પછી ગુર્જરો આવ્યા. અને તે પછીનો ઇતિહાસ તો ગૂજરાત અને ઇડરના અર્વાચીન ઇતિહાસમાં ભળી જાય છે.

વેણીવત્સ રાજા, ઇસ્વી. પૂર્વે, એકાદ હજાર વર્ષ પર થયા હશે. રાજા યુધિષ્ઠિરથી ક્ષેમક સુધીની ત્રીસપેઢીના રાજાઓએ ૧૭૭૦ વર્ષ ૧૧ માસ અને દસ દિવસ સુધી રાજ્ય કર્યું તે દરમિયાન વેણીવત્સ રાજાનું રાજ્ય ઇડરમાં હતું વેણીવત્સપ્રશસ્તિમાં લખ્યુ છે કે.—

"श्रीइल्वदुर्गाधिपवेणिवत्सो बभूव भूपालमणिः स एव ।
चकार राज्यं मघवेव भूमौ कलौ गतेदस्भुजमग्निरिन्दुः ॥

ભાવાર્થઃ—ઇલ્વદુર્ગ (ઇડર)ની ગાદી ઉપર વેણીવત્સ નામે રાજા રાજ્ય કરતો હતો. રાજાઓમા એ મણિસમાન તેજસ્વી હતો. એણે ઇન્દ્ર જેવા ઐશ્વર્યથી પૃથ્વી પર રાજ્ય ચલાવ્યુ અને તેનો સમય ગતકાલે ૧૩૨૩ નો હતો. હેમ છતા જૈનગ્રંથોના વત્સરાજનો સમય બીજો આપ્યો છે.

વેણીવત્સરાજ, સૂર્યવંશી રાજા પદ્મસેનનો કુમાર હતો. તેની માતાનું નામ કુસુમાવતી હતુ રાજ્ય હિમાલયમા કાશ્મીરના મનોહર પ્રદેશોમા હતુ રાજધાની શ્રીનગર હતી

પદ્મસેનને મોટી ઉમર થતા સુધી કોઇ સતાન નહિ થયેલુ તેથી એ યજ્ઞયાગ કરાવતા હતા કોઈ તપસ્વી બ્રાહ્મણના યાત્રિક ઉપાયથી રાણીને ગર્ભ રહ્યો.

એક સમયે રાણી રણવાસની ખુલ્લી અગાશીમા મજ્જનસ્નાન કરતી હતી; ગરુડ તેને ઉપાડી અને ઇડરના ડુગર પર લાવી મૂકી ત્યાના યોગિરાજને ગરુડ એની રક્ષાનો સકેત કરતો ગયો યોગીએ, રાણીને ખૂબ આશ્વાસન આપ્યુ, ગર્ભમા રહેલા પુત્રનું ભવિષ્ય વખાણ્યુ અને રાજલોકને છાજે એવી સુંદર પર્ણકુટીમા એ સ્વતંત્રપણે રહી શકે એવી ગોઠવણ કરી.

રાણી પણ યોગીની સેવાપૂજના સાધનસામગ્રીમા મદદ કરતી હતી, વીર પરાક્રમી રાજાઓની કથા સાંભળતી અને ફળફળાદિથી ઉદર પોષણ મેળવતી. આમ વખત જતા એના મનમા હિંમત, ક્ષમા દયા અને પરાક્રમના દિવ્ય ભાવો પ્રગટ્યા પર્વત પરના વિવિધ વનોમા ફરવા લાગી. સુંદરતા નિહાળતી, લતાકુંજોમા બેસતી અને આનદમા મન રાખતી હતી પૂરા દસ માસે પુત્ર પ્રસવ્યો એ દિનપ્રતિદિન મોટો થવા લાગ્યો. કાન્તિ મનોહર હતી, આકૃતિ દેવતાઇ લાગતી હતી.

પછી કુમાર મોટા થાય છે. યોગિરાજ ગાયો એ ગૌશાળામાં જવા લાગ્યો. વાછરડાને રમાડે. ગાયો પાસે લઈ જઈને એમને ધવરાવે. દુધ દુહે અને પોતે ગાયોને ચરાવવા પણ જવા લાગ્યો.

વાછરડાં ઉપરનો એનો સ્નેહ જોઈને યોગીએ એનું નામ વત્સરાજ પાડ્યું. એ પછી ભારે પરાક્રમી નીવડ્યો, કુસ્તીઓ ખેલતો. શિકારે જતો અને વાઘ સાથે રમવા લાગ્યો

ઈડરના ડુંગરની સામે મહાકાળેશ્વરનો ડુંગર હતો તેમાં આર્યયોગીનો વિરોધી એક નાગજાતિનો યોગી રહેતો. એ નાગજાતિની ઉન્નતિ માટે પ્રયત્ન કરતો હતો. અઘોર મંત્રનો ઉપાસક અને વામમાર્ગી હતો. વત્સરાજને ત્યાં જવા ના પાડેલી છતાં એ ત્યાં ગયો. પણ કુમારે તો એની જ મંત્રક્રિયાદ્વારા એને મહાત કર્યો. તેનો નાશ કર્યો અને ઇડરનું એ સ્થળ નિર્ભય બનાવ્યું

અઘોરી પાસેથી પુષ્કળ સુવર્ણ નીકળ્યું તે કુમારે લઈ લીધું અને ગુપ્ત રીતે કોઈ મોટી તૈયારી કરવા માંડી

યોગિરાજ સઘળી બીના જાણી પ્રસન્ન થયા. અને ઈડરના ડુંગર પર વિશાળ કિલ્લો બંધાવવા તથા વસ્તીને આબાદ કરવા નિરધાર કર્યો.

આર્ય યોગિરાજની આજ્ઞાથી ઇડરના પર્વત પર સુંદર આકર્ષક અને અભેદ્ય એવો આછલોના ઘેરાવાનો વિશાળ કિલ્લો ચણાવવામાં આવ્યો.

દૂર દૂરના વિદ્વાન શિલ્પી મારફતે કિલ્લાના મકાનો બજાર, રાજભવનો અને બાગબગીચાની રચના થઇ હતી. વાવ, કૂવા, તળાવો, કુંડો, દેવાલયો, ધર્મશાળાઓ અને વિદ્યાલયો બંધાયાં.

ઈડરગઢની આબાદી માટે દેશપરદેશથી શ્રીમંતો, વિદ્વાનો, વેપારીઓ અને કળાકારોને નિમંત્ર્યા. ભારે સભા મળી વસવાટ કરવાનો તથા રાજધાની જમાવવાનો વિચાર જાહેર કરવામાં આવ્યો.

ઉત્સાહી યુવક વત્સરાજના વિચારોથી સઘળા રાજી થયા અને એ મહાન સભાએ યુવક વત્સરાજની હકુમતમાં રહેવા બધાએ કબુલ કર્યું અને રાજગાદીની સ્થાપના કરી

યોગિરાજે નક્કી કરેલે મુહૂર્તે વત્સરાજનો રાજ્યાભિષેક થયો અને હજારો લોકોએ ત્યાં નિવાસ કર્યો રાજમાતાની સલાહથી એણે રાજ્યની આબાદી પણ સુંદર કરી.

દરમિયાન પર્વતની ખીણોમાં રહેતા નાગ લોકોએ લાંબી સુરંગોની

મારફતે વત્સરાજના બગીચામાં જવાનો છૂપો માર્ગ બનાવ્યો હતો તે એ બગીચામાં આવેલા એક પુરાણા કુંડમાં ઊઘડતો. આ રસ્તે સુન્દર નાગ કન્યાઓ બગીચામાં પુષ્પો વીણવા આવવા લાગી. નાગલોકોને આ રીતે આર્યવંશી રાજા જોડે સંબંધ બાંધી પોતાની જાતિની ઉન્નતિ કરવી હતી.

યોજના મુજબ નાગકન્યાઓ આવતી. કોઇ કોઇવાર મધ્યરાત્રિના સમયે આવવા લાગી અને બગીચાનાં બધાં પુષ્પો ચપળતાથી સાફ કરી જતી. સવારે બગીચો બાડો લાગવા માંડયો અને માળીને ઠપકા પણ એ માટે રાજા તરફથી ખૂબ મળતો.

એકવાર રાજા પોતે ચોકી કરતો બેઠો. રાતના બાર વાગ્યા. સુન્દર ચાંદની ખીલી રહી હતી પુષ્પોની મધુર સુગંધ પ્રસરી રહી હતી.

નાગકન્યાઓ ધીમે ધીમે આવી અને પુષ્પો વીણવા લાગી. એ અપ્સરાઓના રૂપને પણ શરમાવે એવી રૂપવાન હતી.

તેમના કોમળ હાવભાવ–આકર્ષક શણગાર અને ચપળતા જોઇ વત્સરાજ મુગ્ધ બની ગયો. પુષ્પો ઝડપથી વીણીને એ કુંડની સુરંગને રસ્તે ધીમે ધીમે પસાર થવા માંડી. એ બધાંમાંની સૌથી વધારે રૂપવતીને વત્સરાજે વેણીથી પકડી. વાતચીત થાય છે. પ્રથમ દૃષ્ટિએજ પ્રેમ થાય છે અને કન્યા લગ્નની કબૂલાત લઇને ચાલી જાય છે.

બીજે દિવસે એ સખીઓ સાથે આવે છે. નાગરાજા ખુશીથી રજા આપે છે અને ગાંધર્વ લગ્ન થઈ જાય છે

નાગકન્યાની સુન્દર વેણીના સ્પર્શથી જ કામાતુર થયેલો વત્સરાજ નાગકન્યાને પરણ્યા પછી તેને અધીન રહેવા લાગે છે અને ક્ષણવાર પણ એનાથી છૂટો પડવા ઈચ્છતો નથી. લોકોએ તે દિવસથી એનુ વેણીવત્સરાજ એવું નામ પાડયું છે.

રાજદરબારમાં પછી નાગકન્યાની સખીઓ, નાગજાતિના બ્રાહ્મણો તથા ક્ષત્રિયો પણ ધીમે ધીમે દાખલ થવા લાગે છે.

રાણી સપ્તમાતૃકાની ઉપાસિકા હતી. પોતાના વિશ્વાસુ પૂજારીઓની મારફતે એ હમ્મેશાં દેવીની પૂજા અર્ચા કરતી. એણે માતાજીનું સ્થાપન કરેલું તે "નાગનેમી માતા" ઇડરગઢ ઉપર અને ગજમહેલોમાં આજે પણ પુજાય છે.

આ રાજાએ બ્રહ્મક્ષેત્રમાં પુત્રેષ્ટિ યજ્ઞ કર્યો હતો. દક્ષિણામાં સોનાની

હરપાળજીએ હદ પકડી ત્યારે બ્રાહ્મણોએ સત્યાગ્રહ શરૂ કર્યો પણ સામા થયા લડાઈ શરૂ થઈ યુદ્ધ જ મચ્યુ તેમા ઘણો સંહાર થયો મરાસી ગણુ જનોઈઓ કહે છે કે તે વખતે ઉતરી હતી બ્રહ્મખેડની જે પ્રજા લડાઈમા ઊતરી હતી તે તમામનો નાશ થયો

હરપાળની બ્રહ્મખેડમા સત્તા તો જામી પણ તે વખતે બ્રહ્મખેડ ઉજ્જડ થઈ ગયુ હતુ મનોહર પ્રદેશ વેરાન જેવો લાગતો હતો અને જે થોડી વસ્તી બચી તે પણ નાસી છૂટી

આમ અગ્નિવંશના આર્યક્ષત્રિયો, જેવો ગોબ્રાહ્મણપાળક હતા તેમને જ હાથે બ્રહ્મહત્યાઓ થઈ અને પુરાણ બ્રહ્મક્ષેત્ર જેવા સુપ્રસિદ્ધ તીર્થનો નાશ થયો પણ બ્રાહ્મણ વૈશ્ય વગેરે જે કોમો ખરી રીતે લડાયક ના ગણાય, તેમણે પોતાની માતૃભૂમિના બચાવમા જે તાકાત દેખાડી તેની પ્રશંસા કર્યા વગર ચાલે એમ નથી ક્ષીરજામાતાની બાજૂમા હાલ હરપાલ રાજાનો એક બૂરજ એ સમયની યાદ આપતો ઊભો છે

ઈસ્વી ૧૦૨૪મા મહમદ ગીઝનીએ ગૂજરાત પર ચઢાઈ કરી તેની સાથે ભારે લશ્કર હતુ ત્રીસ હજાર ઘોડા ઊંટ અને તેથીયે વધારે સિપાઈઓ હતા શરૂઆતમા મુલતાન અજમેર, થઈ જંગલો ઓળંગી સોરઠી સોમનાથ પર એણે ચઢાઈ કરી અજમેર થઈ જે રસ્તે એ આવ્યો તેજ રસ્તામા બ્રહ્મક્ષેત્ર નગર આવતુ હતુ ઈડરના અને ગૂજરાતના રાજ્યકર્તાઓ નબળા પડી ગયા હતા—ગૂજરાતનો રાજા ભીમ તે વખતે કંથકોટના કિલ્લામા ભરાઈ બેઠો હતો

ઈડરના ભીલોએ, અરાજકતા ફેલાવી હતી એ સમયે ગીઝનીના લશ્કરે બ્રહ્મક્ષેત્રનો સંહાર કર્યો મૂર્તિઓ ભાંગી, દેવળો તોડ્યા તીર્થો અને પૂજારીઓની કતલ થઈ બ્રહ્માજીની મૂર્તિ વાવમા ઉતારી દીધી અને નગરની રહીસહી વસ્તી નસાય ત્યા નાસી ગઈ દુશ્મને એ ભજવવાનાનુ ધામ બાળ્યુ હજારો જાતના જવાહિર લૂટ્યા અને બ્રહ્મક્ષેત્ર સ્મશાનભૂમિ જેવુ બની ગયુ મુસલમાન સૈન્યે રસ્તે આવતા વડાલી ગામને પણ ઉજ્જડ કર્યું અને પછી લશ્કર સોમનાથ તરફ આગળ વધ્યુ

ખેડથી પાચ માઈલને આશરે ખેડવા નામે ગામ છે ત્યા કેટલાક ખેડાવાળો જઈ વસ્યા હતા તે સાથે કેટલુક ઉપયોગી સાહિત્ય લઈ ગયેલા તે પૈકી હાથ કેમારના લાકડાનો પાટ જૂનકાળની નિશાની બતાવતો રહ્યો છે એમ મહોપાધ્યાય ગણપતિશંકર શાસ્ત્રી લખે છે

ત્યાર પછીનાં ૧૩૦ વર્ષ ખેડ ઉજ્જડ રહ્યું. અમરાવતી સમાન જે નગરની સુંદરતા હતી તે નાશ પામી. જેણે આખા ભારતવર્ષની પ્રજાનાં હૃદય સ્પર્શ્યાં હતાં અને જેનું ઐશ્વર્ય જોઈ ભલભલા શ્રીમંતો ઝાંખા પડતા, તે ઈન્દ્રપુરી બિહામણી બની ગઈ. પ્રેત અને પિશાચો જેવા કેટલાક ક્રૂર લોકો માત્ર ઈધરઉધર ફરતા હતા. બ્રહ્મમંદિરો અને રાજ્યભવનો ખંડેર થઈ ગયા.

ત્યાંના બ્રાહ્મણો, વેપારીઓ, કારીગરો અને રાજમુત્સદ્દીઓ દૂર દૂર દેશાંતરોમાં ચાલ્યા ગયા.

પણ ઈ. સ. ૧૧૯૫ પછી ગૂજરાતનો મહારાજા સિદ્ધરાજ જયસિંહ પાટણની ગાદી પર આવ્યો. એના સમયમાં નાશ પામેલા બ્રહ્મક્ષેત્રની ફરી આબાદી થવાનો સમય ઈશ્વરે દેખાડયો હતો.

ઈ. સ ૧૨૪૪ ના અરસામાં તરસંગમાના રાજા મહેપાલજીએ બ્રહ્મખેડમાં એક વૈષ્ણવયાગ અને રામયજ્ઞ કર્યો હતો. એ રામચંદ્રજીના ભક્ત હતા. પોતે સત્યવાદી, ધાર્મિક, દેવ અને બ્રાહ્મણને માનનારા અને અનન્ય શ્રદ્ધાળુ હતા એ યજ્ઞ શ્રીરામચંદ્રજીની ઉપાસના સિદ્ધ કરવા માટે હતો.

એ યજ્ઞ માટે એમણે બ્રહ્મક્ષેત્રના જ વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા હતા. વળી એમ પણ કહેવાય છે કે હરબ્રહ્મરાજાની અપકીર્તિ પણ એમણે ભૂસી નાખવા ધારેલી, પણ એ ગૌણ બાબત હતી. પોતે કરેલો યજ્ઞ તો વિશુદ્ધભાવે કરેલો હતો. એમણે હરબ્રહ્મજીના દુષ્કુલને કંઇક વિસારે પાડયુ

યજ્ઞ ભારે હતો. કહેવાય છે કે એ યજ્ઞમા ઘીનો કૂવો બંધાવ્યો હતો રેંટથી ઘીની નીક વહ્યા કરતી અને ઘી હોમાયા કરતુ હતુ. એ ઘીનો કૂવો હાલ પણ તરસંગમામા છે. યજ્ઞભૂમિ અને તેના અવશેષ સ્થળોનો તથા રાજગઢ અને પ્રજાના વસવાટના ખંડેરો અત્યારે પણ એ ત્રિશૃંગ (તરસંગ) પર્વતની પુણ્યભૂમિમા ઊભા છે.

આ યજ્ઞ વિધિપૂર્વક બ્રાહ્મણોએ કરાવ્યો હતો. બ્રાહ્મણોએ પોતાનું વતન અને પોતાની હકુમત પાછા માગ્યા હતા પણ મહેપાલજીએ દક્ષિણા માટે ખેડબ્રહ્માની આસપાસનાં એકસો પચીસ ખેતરો, ૧૨૫ મકાનો, ૧૨૫ કૂવા અને ગૃહસ્થાશ્રમીઓને જોઈતુ રાચરચીલું અને વાસણકૂસણ આપવા ઈચ્છા દર્શાવી. પાછી હઠ ચાલી. બ્રાહ્મણોમા પણ અંદર બહુ વાદવિવાદ થયો.

આખરે આદર્શવાદીઓ રિસાઇને એ ક્ષેત્રનો ત્યાગ કરીને એક પાઇ પણ લીધા વગર ચાલ્યા ગયા, એ ખેડવાળાજ (બાજખેડાવાળ) કહેવાયા.

ગાયો અને વાછરડાં એણે દાનમાં આપવા તૈયાર કરાવ્યાં. ચૌદસો બેટક બ્રાહ્મણો દાન લેવા મોટાભાઇ માથે લલચાયા.

નાનાભાઇએ દાન લેવા ના પાડી ! એને ટેકો આપનાર બસોપચાસ આદર્શવાદી નીકળ્યા હતા. બન્ને પક્ષ વચ્ચે પછી તકરાર થાય છે અને એનો કોલાહલ રાજાના કાન સુધી પહોંચે છે. રાજા કોટના દરવાજા બંધ કરાવે છે.

પેલા અઢીસો સાદા જીવનના હિમાયતી, નિષ્કિંચન રહેવા ઇચ્છતા બ્રાહ્મણો, કોટ કૂદી કૂદીને જતા રહે છે. એ બેટકો "બાહ્ય" કહેવાય છે. એ બ્રહ્મકર્મ ઉપર વિશ્વાસ રાખનારા અને દાન લેવામાં નિઃસ્પૃહી હતા. પાછળથીએ "બાજ" કહેવાયા.

રાજા પછી એમને ૨૪ પડીકાંમાં ગુપ્તદાનથી ૨૪ ગામોનાં દાન મોકલે છે.

અંદર રહેલા "ભીતર" કહેવાયા એમણે સોનાનાં એ પ્રદાન સ્વીકાર્યાં. રાજા એમના પર પ્રસન્ન થયો અને એમના હમ્મેશના નિવાસ માટે બ્રહ્મક્ષેત્રમાં જ ઉત્તમ પ્રકારની ગગવડો કરી આપી. બ્રહ્મખેટના લાટ વાણિયા જેઓ ક્ષત્રિય તેમ જ વૈશ્યના કામ કરતા એમણે આ બ્રાહ્મણોને પોતાના કુલપુરોહિતો કર્યા.

પછી ઇ. સ.ની છઠ્ઠી સદીમાં વલભીપુરનો પારદ એટલે પારસીઓને હાથે નાશ થયો. તેના છેલ્લા રાજા શિલાદિત્ય ઇ. સ પ૨૪માં મરાયા. પણ એની એક રાણી પુષ્પાવતી ગર્ભવતી હતી. મિત્રોના કહેવાથી એ સતી નહિ થતાં ગુફામાં રહે છે અને ત્યાં પુત્રનો જન્મ થવાથી પુત્રનું નામ ગુહાદિત્ય પાડવામાં આવે છે.

એ ગુફાને હાલ માણેકનાથની ગુફા કહેવામાં આવે છે. નિકટમાં વીરનગર અથવા વડનગર નામે નગર હતું ત્યાંની એક સુયોગ્ય નાગર બ્રાહ્મણ બાઈ કમળાવતીને પછી રાણી આ પુત્રરત્ન સોંપીને સતી થાય છે.

પુત્ર મોટો થતા ભીલરાજા માંડલિક એને દત્તક લઇને પોતાની ગાદી ઉપર બેસાડે છે. ગુહાદિત્ય અને એની પછીના ગોહિલોના સમયમાં બ્રહ્મક્ષેત્ર બહુ સારી સ્થિતિમાં હતું. એમના જીવન તથા ઇતિહાસ રસિક છે પણ એના વર્ણનથી તો વિષયાંતર ઘણુ થઇ જાય.

આ ગોહિલ વંશ આઠ પેઢી સુધી ઇડરની રાજગાદી પર રહ્યો. એ વીર ક્ષત્રિયો હતા. એમના સમયમાં ઇડરની સાથે સાથે બ્રહ્મક્ષેત્રની પણ આબાદી ચાલુ હતી. રાજા તથા પ્રજા તરફથી અનેક ધર્મ કર્મ ત્યાંના પવિત્ર તીર્થોમાં ચાલ્યા કરતાં.

એ જ ગુહાદિત્યના વંશમાં બાપ્પા રાવળનો જન્મ થયો હતો અને એ રીતે આપણે ઈસ્વી. ૭૧૩ની સાલ સુધી આવી પહોંચિયે છિયે. ત્યાં સુધીમાં ઇડરની ગાદીએ આઠ ગોહિલ રાજાઓ થયા હતા. બાપ્પા રાવળનો પિતા નાગાદિત્ય હતો. નાગાદિત્યને ભીલોએ મારીને સાત પેઢીનું વેર લઈ ઇડરની ગાદી હસ્તગત કરી લીધી.

તે વખતે બાપ્પા ત્રણ વર્ષનો હતો. એને વડનગરની કમળાવતીના વંશજોએ, એમને ઇડરનાં વર્તમાન મળ્યાં હતાં તેમણે કુળપુરોહિતો તરીકેનો પોતાનો ધર્મ બજાવ્યો. બાપ્પાને સાચવતા સાચવતા તેઓ ઝારોલ પાસેના ભાંડાર કિલ્લામાં ગયા, ત્યાંથી "પરાશર" નામના સ્થાનમાં લઈ ગયા અને છેવટે હાલ જે નાગદા છે ત્યા નાગેન્દ્ર નગરમાં એમને શાંત પ્રકૃતિના બ્રાહ્મણોને સોંપ્યા.

બાપ્પા રાવળ મોટા થતાં, મહા પરાક્રમી નીકળે છે અને મેવાડના શિશોદિયા કુળના એ સ્થાપક અને પરમપૂજ્ય થાય છે. એનું ગૌરવ ગુજરાત પણ લઈ શકે.

ભીલોએ ગોહિલોને હરાવ્યા એની જાણ મારવાડના પઢિયાર ક્ષત્રિયોને પડે છે. મંડોવરના વીરોને શૂર ચઢે છે અને ભારે લશ્કર સાથે એઓ ઇડરના ભીલો પર તૂટી પડે છે. ભીલો હારે છે. પઢિયાર ઇડરનું રાજ્ય લે છે અને સુમેરસિંહ રાજા ઇડરની ગાદી પર બેસે છે.

પઢિયારના છેલ્લા અમરસિંહ થયા. તેઓ દિલ્હીના મહારાજા પૃથ્વીરાજ ચોહાણને મદદ કરવા ગયા હતા. પણ શાહબુદ્દીન ઘોરી સાથેના યુદ્ધમાં એ સ્વર્ગવાસી થયા હતા.

ઇસ્વી. ૧૦૨૪માં નગરઠઠ્ઠાના પરમાર રાજા દામાજી યુદ્ધવિશારદ મહાવીર હતા છતાં એ મહમદ ગીઝનીથી હાર્યો. એમના ભાઇ એક હરવલ્લભજી હતા તે અંબા ભવાનીના સ્થાનમાં બ્રહ્મખેડ આવ્યા હતા. ત્યાં રહીને એમણે તરમંગમામાં ભીલનું રાજ્ય તોડી ત્યાં પોતાની રાજધાની બનાવી લીધી.

તે વખતે બ્રહ્મક્ષેત્ર કોઇના તાબામાં ન હતું. બ્રાહ્મણો જ એનો કારભાર કરતા. તે સમય સુધી બ્રાહ્મણો ભારે બળવાન અને વિદ્વાન હતા.

હરવલ્લભજીને રક્તપિત્તનો રોગ હતો તેથી એમણે સીતાકુંડમાં સ્નાન કરવા ધાર્યું. હરણાવને કિનારેથી એ સીતાકુંડ સ્નાનની તૈયારી કરતા આવ્યા પણ બ્રાહ્મણોએ એમને અટકાવ્યા.

હરવલ્લભજી વિમાસણમાં પડ્યા પણ બ્રાહ્મણો ખેપરવા હતા. અસંખ્ય બ્રાહ્મણો એકઠા થઈ ગયા અને રાજા તથા બ્રાહ્મણો વચ્ચે ખૂબ વિવાદ થયો.

બાકીના એકસો પચીસ બ્રાહ્મણોએ ખેતરો વગેરે લીધાં. તે ખેડવા બીતર અથવા બીતરા ખેડાવાળ કહેવાયા.

મહારાજાનો યજ્ઞ સમાપ્ત થયો, એ અરસામાં ખેડાવાળ બ્રાહ્મણોનાં કુલ ઘર ૮૨૫ હોવાનું જણાય છે.

પણ ઉપર્યુક્ત પ્રસંગે પેલા ટેકીલા બ્રાહ્મણો સિદ્ધરાજ જેસંગ પાસે જઈને પોતાને અન્યાય થયાની ફરિયાદ કરે છે. રાજાએ એ વાત ધ્યાનમાં લીધી થોડો સમય વીત્યા બાદ સિદ્ધરાજે મહેપાલજી પર ચઢાઈ કરી. તરસંગમા તાબે કર્યું ખેડને પરમાર રાજાઓની પાસેથી છોડાવી સિદ્ધરાજે પાછુ બ્રાહ્મણોને ઇનાયત કર્યું અને પછી ત્યા શાંતિ પ્રસરી હતી.

લાડ વાણિયાઓ પણ ત્યાંથી જુદે જુદે સ્થળે જતા રહ્યા હતા તેમાંના કેટલાક પાછા સ્વદેશમાં આવીને વસ્યા હતા એ સુમ્હરથ તરીકે ઓળખાતા.

રાજા કુમારપાળના વખતમા આ લાટ સુમ્હરથોએ રાજાની માફક જૈન ધર્મની દિક્ષા લીધી. સુલ દેશના યતિઓને હાથે એમને દિક્ષા લીધી હોવાથી એ સુહ્રથો અને પછીથી હુમ્મડ કહેવાયા. સુહ્રદરથ-હુંમરથ અને હુમ્મડ એ ક્રમે એમનુ નામ બદલાયું હતું હાલ એ લોકો દિગબર મતના સિદ્ધાંતો પાળે છે.

હુમ્મડોના ગોર હજી ખેડાવાળો છે અને તેઓ લગ્ન જેવા પ્રસંગે લાડ વાણિયાઓની માફક ક્ષત્રિયોના જેવા રીતરિવાજ કરે છે.

આમ પાછાં સોએક વર્ષ જાય છે. બ્રહ્મક્ષેત્રમાં જૈન ધર્મનો પ્રચાર થાય છે. તારગા અસલ બુદ્ધની તારાદેવી પરથી વલભીના સમયમાં તીર્થ હતુ તે જૈન ધર્મના સમયમાં જૈનોએ લઇ લીધુ અને પછી ત્યાં મદિરો વગેરે બાંધી એને પોતાનુ ધામ બનાવ્યુ. તેજ મુજબ બ્રહ્મક્ષેત્રમાં પણ કુમારપાળના સમયમાં અને પછીથી સેકડો જિનાલયો બધાયાં, માધુમહાત્માઓના ઉપાશ્રયો થયા અને બાવન જિનનો એક ભવ્ય પ્રાસાદ બંધાયો. શિવ મત્રો અને વૈષ્ણવ મત્રો અને બ્રાહ્મણ મત્રો સાથે જિનમંત્રોની ઘોષણા થવા લાગી

સિદ્ધરાજ મહારાજના સમયથી એમની અને એમના ધાર્મિક સરદારોની મદદથી ભગ્ન થયેલા મદિરોના સમારકામ થયાં હતાં અને નવાં જૈનમદિરો પણ હવે દીપી ઊઠયાં.

ઈ. સ. ૧૩૦૪ માં તરસંગમાના મહારાજ શ્રી કાનડદેવજીએ યજ્ઞ કર્યો હતો. મહેપાલજીના વખતમાં બ્રાહ્મણો દુભાયા હતા અને કલેશ થયેલો તે ઉપર જણાવ્યું છે. એમના શાપથી, એ વંશમાં શાંતિ નથી રહેતી એમ સમજી

વહેમ ભરાયો હતો એ શાપની નિવૃત્તિ અર્થે અને કુળની કુશળતા સારુ કાનડદેવજીએ એ યજ્ઞ આરંભ્યો બ્રહ્મક્ષેત્રના અને આસપાસના વિદ્વાન બ્રાહ્મણોને એમણે તેડાવ્યા રાજાએ શ્રદ્ધા અને પ્રેમથી એ મહાયજ્ઞ કર્યો હતો, એમણે બ્રાહ્મણોને સંતોષ્યા સઘળુ એમની ઇચ્છા મુજબ કર્યું બ્રાહ્મણોએ એમને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યા અને એમની માગણી મુજબ બ્રહ્મક્ષેત્રના દેવાલયો, ધર્મસ્થાનો અને તીર્થો સુધરાવવામા એમણે મદદ આપી હતી

પણ એવા ધાર્મિક અને ભોળા કાનડદેવજીને એમના સગા ભાઈ આબાજીએ કપટથી માર્યા હતા કાનડદેવજીને બે રાણીઓ હતી એ બે ઉપર ત્રીજુ લગ્ન સિસોદણી લાલકુવરી સાથે કુળગૌરવની પ્રતિષ્ઠા વધારવા પહેલી બે રાણીઓની રજા લઈને એમણે કરવા હા કહી

પહેલુ લગ્ન હળવદના ઝાલીજી રામકુવરી સાથે કર્યું હતુ બીજા રાણી મેવાડ–ઉદેપુરના હતા એ સીસોદણી રતનકુવર મોટાને ખેરાળુ ગામનો પટો મળ્યો હતો, એટલે એ બે દીકરા સાથે ખેરાળુ રહેતા એમણે ઉગમણી દિશાએ બંધાવેલો એક દરવાજો ખેરાળુમાં ઝાલીજીના દરવાજા નામે ઓળખાય છે એમણે વાવ કૂવા અને તળાવ પણ બંધાવ્યા હતા

બીજાએ રોહીનપટણ વસાવ્યુ હતુ જે હાલ રોહીડાના નામથી ઓળખાય છે

ત્રીજી વારના લગ્ન ધામધૂમથી થયા ઉદેપુરમા ભારે ઉત્સવ થયો હતો પહેરામણીમા મુલ્યવાન વસ્તુઓ અપાઈ હતી અને જાનૈયા સુદ્ધાને કીમતી પોષાક મળ્યા હતા

સુંદર વાજિંત્રો અને મંગલ ગીતો સાથે જાન એમના ભાઈ આબાજી જ્યા રહેતા હતા ત્યા કોટડાને સીમાડે આવી પહોંચી આબાજીએ માગતી ઘોડીએ કારભારીઓને મોકલ્યા એ લાગ તાકીને જ બેઠો હતો કાનડદેવજીને આજીજી કરી પણ એમણે સાફ ના પાડી પછી આબાજી નવા ભાભીને મળ્યો એના કાલાવાલાથી એ ભોળી મિનઅનુભવી નિર્દોષ કન્યા ભોળવાઈ ગઈ એનુ હૃદય પીગળી ગયુ અને રાણાજીને એણે રોકાઈ જવા આગ્રહ કર્યો

જાન કોટડામા આવી ખૂબ ધામધૂમ થઈ કાનડદેવજીને વધાવી લીધા સોનાના થાળમાં ભોજન પીરસ્યા રાગરાગણીના સંગીતની લહેરોમા ભોજનની લહેજત શરૂ થઈ !

એવામા આબાએ ઊભા થઈ લટકતી તરવાર લીધી, મ્યાનમાંથી કાઢી

અને વીજળીવેગે એ ચમકી રહી! કાનડદેવજીની ગરદન પર ઝડપમાં ઘા થયો. કાનડદેવ, લોહીની ધારાઓ છૂટતી હતી છતાં કટાર કાઢીને દુષ્ટ ઉપર ધસ્યા, એ દાદર ઊતરતો હતો તેને પકડ્યો ને માથામાં કટારથી ઉપરા ઉપરી જબ્બર ઘા કર્યા. પાપી આંબાનો કલંકિત દેહ ભોંય પર પડ્યો પણ પછી તો કાનડદેવના પ્રાણ પણ નીકળી ગયા. બન્ને શ્રમ સાથે સૂતાં.

ગામની પાદરે ચિતા ખડકાઈ ચંદનકાષ્ઠો મંગાવ્યાં. ચિતા સળગી. નવાં સિસોદણીના વિલાપ હૃદયભેદક હતા. અંબે માતાના જય પોકારાયા. લાલકુંવરી તેના નવા કાંકણ દોરા સાથે ચિતામાં ચઢીને સતી થયાં. એ સતી માની છત્રી કોટડામાં હજી પુજાય છે.

"પરમાર વંશના વર્ણન"માં ગઢવી ગોરખદાસે એક છપ્પો લખ્યો છે.

"કાન રાણુ મેવાડ ગયા, પરણે જણ કારણ
દિયા દાન ખટવર્ણ, હેમ હેમરક આભરણ"
પાટથાન આવંત કપટ આંબે મન કીધો
સકળ જાન તેનારે મન આદર બહુ દીધો
ઉપડી ચૂક કરતે ચણુ ગયો શીષવર રાર પડી
તણવાર રાવ કાનડ તણે ચિત આપ જમ દઢ ચઢી.

***

પછી ઈ. સ. ૧૩૨૦માં કરણઘેલાનો સમય આવ્યો. પાટણની પડતી થઈ અને અલ્લાઉદ્દીનની ફોજે ગૂજરાત લીધું. તે વખતે તરસંગમાની ગાદી પર જગતપાળજી હતા. તેમના ઉપર ગુજરાતના સૂબા અલફખાને ચઢાઈ કરી મુસલમાનોએ તરસગમા જીત્યું, કબજે કર્યું અને પછી બ્રહ્મક્ષેત્ર પર તૂટી પડયા. એમણે બ્રહ્મક્ષેત્રનાં પવિત્ર દેવાલયો, તીર્થો અને જિનાલયો લૂંટયાં અને તોડયાં. એમણે ધનને લોભે મૂર્તિઓ ભાગી અને પાછું એ પવિત્ર ક્ષેત્ર સ્મશાનવત્ બની ગયું.

કેટલાક સાવચેત પુરુષોએ દેવમૂર્તિઓને દેવસ્થાનોમાંથી ઉઠાવી ભોંયરાઓમાં ઉતારી. આ પ્રમાણે બ્રહ્મક્ષેત્રના ભાગ્યનો સૂર્ય આથમ્યો.

પણ જગતપાળે પાદશાહની ફોજના ગયા પછી પાછો એ પ્રદેશ સ્વતંત્ર કર્યો. એ પરમારો અને ઈડરના રાજવંશીઓએ તથા શ્રીમંતોએ બ્રહ્મક્ષેત્રના પુનરુદ્ધાર માટે મદદો કરી અને મહત્ત્વનાં સ્થાનો સારાં થયાં, પણ નષ્ટ થયેલું ગૌરવ, વૈભવ અને સંપત્તિ તો પાછાં ન જ લવાયાં.

બ્રહ્મક્ષેત્રમાં સંવત્ ૧૨૫૬ મા અંબાજી માતા પાસેની અદિતિ વાવ,

વિક્રમ નામના બ્રાહ્મણે બંધાવી હતી તેનો શિલાલેખ હજી સલામત છે. એનો સાર નીચે મુજબ છે.

"આ સ્થાનના બ્રાહ્મણ વિક્રમે આ વાવ બંધાવી છે એના પિતાનું નામ સોમેશ્વર હતું તેની માતાનું નામ નાગશ્રી હતું.

નાગશ્રી ધાર્મિક, સુશીલ, પતિવ્રતા, સાસુ સસરાની આજ્ઞાધારક, દેવ બ્રાહ્મણોનું અને ભક્તકુળનું હિત કરનારી, પુણ્યવતી અને સુપુત્રી હતી

નાગશ્રીના પિતાનું નામ વાસુદેવ હતુ વાસુદેવ અનેક લોકોના ઉપદેશક-ગુરુ હતા તે અનેક શાસ્ત્રો ભણેલા હોવાથી સમાજમા ભારે માનપાત્ર હતા. તેનો અતિથિસત્કાર ભારે હતો. વ્રત-જપ-તપ, નિયમ અને સ્વાધ્યાય આદિ બ્રાહ્મણ તરીકેના ઉચ્ચ ગુણો તેઓ ધરાવતા હતા.

એઓ લોકોનાં દુઃખ હરવામાં તત્પર રહેતા જાતે ભારે ખતીલા, ઉદ્યોગી અને વેદશાસ્ત્રક્રિયાઓમા પારંગત હતા.

એ વાસુદેવના પિતા, વામન નામે હતા વામન વેદોના શ્રૌતવિધિ ઉત્તમ પ્રકારે જાણતા. એને ત્યા અગ્નિહોત્ર હમેશાં રહેતું એ અગ્નિહોત્રી હોવાથી "અગ્નિષ્ટોમ-વાજપેય-અશ્વમેધ જેવા ભારે યજ્ઞો કરતા. અને કરાવી શકતા. અધ્વર્યુ કર્મમાં તો એ ભારે નિષ્ણાત હતા, એથી એની કીર્તિ આખા રાષ્ટ્રમા વ્યાપી હતી.

તેણે મહેશ્વર નામના એક પ્રખ્યાત અને ધનાઢય બ્રાહ્મણ પાસે કોઇ મહાયજ્ઞ કરાવેલો અને ભારતવર્ષના ભારે વિદ્વાનો તેડાવી બેડબ્રહ્મના સર્વોત્તમ વિદ્વાનો સાથે મેળવી યજ્ઞની દીક્ષાઓ અપાવેલી આ વામને આચાર્ય પદ ધારણ કરેલુ અને એ સઘળા સમર્થ પડિતોએ માન્ય રાખી એમના હાથ નીચે રહી કામ કરેલુ

એ વંશ શાડિલ્યગોત્રનો હતો. સોમેશ્વરના પ્રપિતાનુ નામ હિરણ્યાદિત્ય હતું એ હમેશા શુકલ યજુર્વેદની વાજસનેયી શાખાની સહિતાનો પાઠ કરનાર હતો

આ હિરણ્યાદિત્યના પિતાનુ નામ સુરદેવ હતું એ ષટ્ કર્મ કરવામાં કુશળ હતો યાને સુશીલ અને ધાર્મિક હતો.

એ વિશ્વામિત્ર કુળના ને કૌશિક ગોત્રના હતા આ વાવ ખોદાવનાર વિક્રમ કૌશિક ગોત્રનો હતો

આ વાવ વિક્રમ વાવ તરીકે ઓળખાશે. તેનું જળ ગગાજળ જેવું પવિત્ર અને નિસકર્મ કરવા માટે ઉપકારક છે

સુન્દર ઘડેલા પથ્થરોથી અટકાણ બનાવ્યો છે. તેની બાંધણી છે આ ધનાઢ્યોનું પુણ્યસિંચન કરનારી પુણ્યવતી અને અતિ રમ્ય છે

શિલાલેખની પ્રશસ્તિના લેખક સર્વદેવ નામે બ્રાહ્મણ ખેડના રહેવાસી છે લેખક કહે છે. હું વ્યાકરણ શાસ્ત્ર ભણેલો નથી જડ જેવી બુદ્ધિવાળો છુ માટે જ્યા જ્યા અશુદ્ધિ માલૂમ પડે ત્યા ત્યા વિદ્વાનોએ મારી તરફ ખોટુ લગાડવુ નહિ

વાવ બાંધનાર મનાટ રામગ દેવધરે આ વાવ સુન્દર કારીગરીથી બાંધી કે જે તરસ્યા મનુષ્યોને શાતિ આપનાર નીવડો.

૧૫મી સદીમા અમદાવાદના સુલતાન મહમદ (બીજા) તરમગમાના મારુ ગવતની માગણીથી ઈડર પર ચઢાઇ કરે છે, ઈડર કબજે કરે છે કોટ તૂટે છે અને મહેલાતો પાડી નાખવામા આવે છે લાખ્ખો મહોરો અને એગણ વિભાગ સુલતાનને નજરાણામા મળે છે અને તરમગમાનો કબજો ગણા મેઘજીને મળે છે ઇડરના ગવણાણ તેમના કુટુબ સાથે એક ભોંયરાની સુરગ મારફતે કોઇ અજાણ્યા સ્થળે ચાલ્યા ગયા હતા તે પાદશાહની ફોજ ગયા પછી ઇડર પાછુ કબજે કરે છે અને તૂટેલી મહેલાતો ફરી બધાવે છે

તરમગમાના ગણી ગઢા ગામના પાદરમા રામગાજીનું અમન સ્થાન હતું તેનો જીર્ણોદ્ધાર કરાવે છે પદરમી સદીની સ્થાપત્યકારીગરી અને શિલ્પકળાનુ જીવતું પ્રાચીન રામગાજીનું મદિર છે તે હજી સારી સ્થિતિમા ઊભુ છે ગૂર્જરાતના સ્થાપત્ય અને શિલ્પકળાના પ્રેમીઓએ, એ જોવુ જોઈએ

ગણા મેઘજી સવત્ ૧૪૭૪મા તરમગમાની ગાદીએ બેઠા હતા એ ધર્માત્મા હતા એમણે બ્રહ્મક્ષેત્રમા બ્રહ્માજીનું મદિર બધાવ્યુ હતું તથા સાના કેટલા સ્થાનો સુધરાવ્યા હતા. સવત્ ૧૬૦૧મા એમની જ ગાદીએ ગણા આસકરણજી થયા એમને અકબર બાદશાહે મહાગણાની પદવી આપી હતી અકબર બાદશાહનો એક શાહજાદો અણુબનાવ થવાથી પિતાથી રિસાઇને આસકરણજી પાસે આવ્યો હતો એણે બાદશાહને છૂપી ખબર આપીને બહુ સારી રીતે રાખ્યો એટલુજ નહિ પણ પિતાપુત્ર વચ્ચે સમાધાન કરાવી આપેલુ એથી બાદશાહે એમને મહાગણાની પદવી આપી અને શાહજાદો પણ ગયો ત્યારે એક મૂલ્યવાન હીરાની વીંટી બક્ષિસ આપી ગયો

સવત્ ૧૬૫૨ થી ૧૭૦૦ સુધી ઈડરના ગવ કલ્યાણમલજીના હાથમા બ્રહ્મખેડ હતું પણ એ સમય દરમિયાન અનેકવાર મુસલમાનોની ફોજે બ્રહ્મ-

ખેડમાં આવેલી હતી. એમણે અનેક મૂર્તિઓ ભાંગી અને દેવાલયો તોડ્યાં; ખેડનાં યાત્રામેળા વગેરે બંધ પડ્યાં પણ એને બદલે ગણગોરનો મેળો ઉદેપુરમાં ભરાતો હતો અને તે પણ મંદ પડવાથી સાહેલીઓનો મેળો ડુંગરપુરમાં શરૂ થયેલો.

એમના સમયમાં તરસગમાની ગાદી છોડી જાયમલજીને નાસી જવું પડેલું તે દાંતા જઇને રહેલા. પછી મુગલના સૂબા, મગડા, પેશ્વા અને આખરે સંવત્ ૧૮૮૮માં મહારાજા જુવાનસિંહના હાથમાં ઈડર સાથે બ્રહ્મખેડ આવી જાય છે.

૨૭૫ વર્ષ સુધી બંધ થયેલી ખેડબ્રહ્માની યાત્રા તથા મેળા પાછા મહારાજા જુવાનસિંહના વખતથી એટલે સંવત્ ૧૯૧૭ થી શરૂ થયા છે.

સંવત્ ૧૯૪૭ થી પાછુ એ સ્થળે જનતાનું મન આકર્ષાયુ. મુખ્ય મંદિરોનાં જીર્ણોદ્ધાર થયા અને ધર્મશાળાઓ બંધાવા માંડી. ૩૫ એક વર્ષથી રેલ્વે થઇ ને લોકોને જવા આવવાની સવડ મળવાથી બ્રહ્મખેડ હાલની સ્થિતિએ આવ્યુ છે.

હવે ભણેલાં ગણેલાં, આ જમાનાનાં નવીનો, તીર્થયાત્રાને માનતાં નથી પણ એમની સંખ્યા તો દસ ટકાથીએ ઓછી છે. વસ્તીનો સામાન્ય વર્ગ હજી તીર્થયાત્રા કરે છે અને ખેડબ્રહ્મામાં વર્ષોવર્ષ હજારો સ્ત્રીપુરુષો હજી જઇને તન મનના થાક ઉતારે છે. વર્ષાઋતુ પછી એ ડુંગરાળ પ્રદેશ રમણીય બને છે. અને નવીનોએ પણ કંઇ નહિ તો એકવાર એ પુરાતન સ્થાન એના પૌરાણિક અને ઐતિહાસિક મહત્ત્વની ખાતર જોવું જોઇયે. ગુજરાતનુ ભવિષ્ય માત્ર કંઇ રાજદ્વારી સત્તાથી જ સુધરવાનું નથી. એના ઐતિહાસિક સ્થળોને પણ આપણે પ્રાણદાયી કરવા જોઇશે

એ સ્થાનથી ગૂજરાતને ખેડાવાળ બ્રાહ્મણો અને લાડ વાણિયા મળ્યા છે. ખેડાવાળોમાં બ્રાહ્મણ અને વૈશ્યના ગુણો સુપ્રસિદ્ધ છે. ગૂજરાત અને ગૂજરાતની બહાર એ લોકોએ ધીરધારનું, ઝવેરીનું અને શિક્ષકો, વકીલો, દાક્તરો વગેરે ધંધામા નામ કાઢ્યા છે. સ્વ રણછોડભાઇ ઉદયરામે લલિતા-દુઃખદર્શક વગેરે નાટકોથી સાહિત્યની સેવા કરી છે ગૂ સા. પરિષદના એ એક પ્રમુખ હતા. બીજા ઘણા યુવકોએ અસહકારકની લડતમા જેલો સેવી છે.

લાડ વાણિયા પછી તો મહી ને તાપી વચ્ચેના પ્રદેશમા રહીને વેપાર વગેરે ધંધામાં પડ્યા હતા, પણ સ્વ હીરાલાલ પારેખ જેવાએ સાહિત્યની સેવા પણ કરી છે. આમ બ્રહ્મખેડનુ બ્રહ્મત, વૈશ્યત્વ અને ક્ષાત્રતેજ પણ ગૂજરાતની પ્રજામા ઓતપ્રોત થયાં છે.

આ મુજબ બીજી કોમોનાં અને સ્થળોનાં પુરાણ તથા પ્રતિહાસ આપણું ભવિષ્ય ઘડવામાં ઉપયોગી સામગ્રી પૂરી પાડો એ પ્રાર્થના સહ આ લેખ સમાપ્ત કરું છું.

જય જય ગરવી ગૂજરાત!

## ઉપસંહાર

આપણી સંસ્કૃતિ આપનારાં ફળ અરણ્યો હોય છે. ત્યાં એક કાળે ઋષિમુનિઓ રહે છે. આશ્રમો અને વિદ્યાપીઠો જામે છે, પછી ત્યાં યજ્ઞનાં સ્થળે મંદિરો બંધાય છે અને પછી એ તીર્થ કહેવાય છે. એની મહત્તા જેમ જેમ વધે છે તેમ તેમ ત્યાં નગરો બંધાય છે. વેપાર ઉદ્યોગ, વિદ્યાકળા અને ધર્મ તત્ત્વજ્ઞાન ત્યાંથી ચારે દિશાએ પ્રસરે છે અને યુગો ને યુગો સુધી જીવનના અમૂલ્ય સંદેશા ત્યાંથી સમસ્ત પ્રજાને મળ્યા કરે છે, ટૂંકમાં આપણી યાત્રાના સ્થળોનો ઇતિહાસ ઘણું કરીને આવો લાગે છે,

તીર્થ એટલે જ્યાં પ્રજાજનો સોળે સરકાર માટે સહકુટુંબ જાય; ઉત્સવો અને પુણ્ય પ્રસંગો ઊજવે; જ્ઞાન, સાત્વિક આરામ, અને ઉત્સાહ તથા પ્રેરણાઓ લોકો જ્યાંથી મેળવ્યા જ કરે.

ત્યાં કુદરતી શોભા અને સૃષ્ટિસૌંદર્ય ઉત્તમ હોય. વિશાળ મંદિરો, એનાં શિલ્પ અને ચિત્રો હાલનાં સંગ્રહસ્થાનો જેવી કેળવણી તો આપે જ. ત્યાં સંગીત નાટક નૃત્ય વગેરે થાય અને પ્રજાજનોની રસિકતા કેળવાય-કોઇ સદ્ગુરુના અમૂલ્ય-ઉપદેશ પણ મળે

હાલના "વીક એન્ડ્સ" એટલે શનિ રવિવારોની રજાઓ ગાળવાની રીતો કરતાં વધારે ઉન્નત રીતે અને વર્ષે એક મહિનાની હક્કની રજાઓ ગળાય છે તેના કરતા વિશેષ પવિત્ર રીતે યાત્રાઓ થતી હતી. હવા ખાવાની જગ્યાએ શરીર સુધારવા હાલના લોકો જાય છે ને કરતાં વધારે પાવનકારી એવાં આ તીર્થો હતા. હજારો વર્ષોથી આપણા ગુર્જર દેશને પણ એ ક્ષેત્રોએ શુદ્ધ કર્યો છે એમાં કઇ શક નથી.

"ધર્મક્ષેત્ર"ના લેખમાં શ્રી ગણપતિશંકર જયશંકર શાસ્ત્રીના "પુરાતન બ્રહ્મક્ષેત્ર" અને વૈદ્ય માણેકરામ દુર્લભરામ શાસ્ત્રીના "મોઢ પુરાણ"માંથી દોહન કરીને જ આ લેખ બનાવવામાં આવ્યો છે ભાષા પણ મોટે ભાગે એમની જ છે. માત્ર કોઈ કોઈ ઠેકાણે આધુનિક ભાષાએ અર્થનાં સ્પષ્ટીકરણ પૂરતો ફેરફાર કરવાની છૂટ લીધી છે. આ પુસ્તકો માટે ગૂજરાતે એ બન્ને મહાશયોનો આભાર માનવો જોઇયે.

આ લેખનો હેતુ સ્પષ્ટ છે ગૂજરાત પણ હિન્દુસ્તાનના બીજા પ્રાન્તોની માફક સનાતન હિન્દુ ધર્મનો ઉપાસક વર્ણાશ્રમ ધર્મનો અનુયાયી અને વિદ્યાવ્યાસંગી દેશ હતો એટલું આ પુસ્તકો વાંચતા મને લાગ્યુ તે બધાને જણાવવુ પુરાણોના લખાણોનું ઐતિહાસિક દષ્ટિએ શુ મહત્ત્વ એ ફૂટ પ્રશ્ન છે તેની મને ખબર છે, પણ સ્કદ અને બ્રહ્મપુરાણ જેવા જાણીતા પુરાણોમાંથી કઈ નહિ તો તે સમય પૂરતી દેશકાળની સ્થિતિ તો સમજાય છે લખાણનું દોહન કરવામા મેં ખાસ કાળજી રાખી છે તે એવી કે તે તે સમયની પ્રજાના હૃદય આ તીર્થોએ કેવા આકર્ષ્યા હતા તે જોવુ અને સૃષ્ટિ સૌન્દર્યના વર્ણનો, તાત્ત્વિક વિચારો અને શ્રદ્ધાળુ પ્રજાના તે તે સમય પ્રમાણે ના આધ્યાત્મિક વિકાસની સાધનપરપરાએ બધુ સભાનપૂર્વક તારવવુ એ છે આમ છતા કંઇ ખાસ અનુમાનો હુ કરતો નથી કે કોઈ ઇતિહાસ હાલ તુરત તારવતો નથી

ગયે વર્ષે ગૂ સા સભાના વાર્ષિક ભાષણ તરીકે મે આ આખો લેખ તૈયાર કર્યો હતો તે અતિવ્યવસાયને લીધે કોઈ જગ્યાએ સાથે ને સાથે લઈને ફર્યા કરતો હતો તેથી મે ખોઇ નાખ્યો

આ લેખ ૧૯૪૨ની જેલયાત્રામા ફરી લખવાની ફુરસદ મળી તે માટે હુ ઈશ્વરનો પાડ માનું છુ બહાર હોત તો વખતે ફરી લખાત કે નહિ તે કહી શકતો નથી

આમ લગભગ બાર મહિના સુધી ઉપરના બને પુસ્તકોના સાન્નિધ્યમા હું રહ્યો હતો અને એ અરણ્ય અને એ ક્ષેત્ર ગૂજરાતની સંસ્કૃતિના કેન્દ્રો તરીકે કેવા ભવ્ય અને સુદર થઇ ગયા હશે એની મનોહર કલ્પનામા મેં ઘણો કાળ ગાળ્યો છે આજે હવે એ વિષયને છોડતા પણ મને જરા દુ ખ થાય છે પરન્તુ આ લેખથી ગૂ સા સભાની અલ્પાશે પણ એક નવો વિષય આપીને મે સેવા કરી છે એમ લાગવાથી સતોષ થાય છે ખરો

ગૂજરાતનું ગૌરવ વધારવામા આ લેખ સહેજ પણ ઉપયોગી થશે તો આની પાછળ જે કઇ મહેનત મેં કરી છે (અને પ્રમાણમા ઘણી કરી છે) તે સાર્થક થઇ હુ ગણીશ

# પ્રેમાનંદના જીવનના પાંચ પ્રસ્તાવ: પાઠશોધન

સ્વ દી બ કેશવલાલ હ ધ્રુવ

[ નોંધ—"જયંતી વ્યાખ્યાનો" એ મથાળે ગુજરાત સાહિત્ય સભાએ પ્રો નવલરામ જ. ત્રિવેદી એમ એ. પાસે સંપાદિત કરાવી સને ૧૯૪૦માં છપાવેલા ગ્રંથમાં પૃ ૫૩ થી ૮૬ સુધીમાં સ્વ. દી બ કે. હ ધ્રુવનું ઉપરના મથાળાનું વ્યાખ્યાન છપાવવામાં આવ્યું છે "ગુર્જર સાક્ષરજયંતીઓ" એ મથાળે છપાયેલા "જયંતીવ્યાખ્યાનો' માંના ઉપરના વ્યાખ્યાનમાં સ્વ દી બ. ધ્રુવે સુધારાવધારા કરેલા, પણ તેમના હાથના સુધારાવાળી નકલ તે વખતે પ્રાપ્ય નહોતી તેથી એ વ્યાખ્યાન એમ ને એમ છાપવામાં આવ્યું હતુ. હાલ સ્વ. દી. બ ધ્રુવના સુધારાની નકલ મળી આવી છે, એટલે તેમાંથી સુધારાઓ અહીં આપવામાં આવ્યા છે, જેમાંનો કોઈ કોઈ સ્વ દી બ ધ્રુવની દલીલોના સમર્થનનો ખ્યાલ આપશે. સ્વતંત્ર જ રીતે તેમણે કરેલા બહોળા સુધારાવાળું આ વ્યાખ્યાન તેમના લેખોના સંગ્રહરૂપ "સાહિત્ય અને વિવેચન" ભાગ ૨ જામાં પૃ ૧૭૩–૨૨૨ સુધીમાં છપાયું છે, તેની સાથે સરખામણી કરવામાં પણ આ સુધારાઓ કાંઈક ઉપયોગી થશે, એમ ધારી અહીં આપવામાં આવ્યા છે પૃષ્ઠાંક "જયંતીવ્યાખ્યાનો'ની આવૃત્તિ (સને ૧૯૪૦)ના સરળતા ખાતર આપ્યા છે

— સંપાદકો ]

પૃ ૫૩ (મથાળે ઉમેરો ) પ્રેમાનંદની પ્રતિજ્ઞાનું નામનિર્દેશ વગર સૂચન ધીરાના સ્વરૂપમાં ૬૦ મી કાફીને અંતે છે, એની છેલ્લી બે કડી ઊનાગ્રી જુઓ પ્રા કા મા પુ ૨૩. પૃ ૪૮.

| | | પ્રેમાનંદના જીવનના પાંચ પ્રસ્તાવ | પ્રેમાનંદના જીવનના કેટલાક પ્રસ્તાવ |
|---|---|---|---|
| ,, | | મથાળું | |
| ૫૯ | ૨૧ | લાવણ્યની | લાવણ્યકૃત |
| ૬૦ | ૨૧ | મત | .. |
| ૬૧ | ૬ | આ આપણા બાવન વીરનું | આ બાવનનું |
| ,, | ૧૦ | મળ્યા કશ્યપ વિષ્ણુ | મળ્યાં કશ્યપ વિશ્વ |
| ,, | ૧૪ | સુંદરદાસ | +રત્નદાસ, સુંદરદાસ |

,, (નીચે વિશેષ ઉમેરોઃ–)+ સં ૧૭૭૪ કાર્તિક સુદિ ૪ ગુરુવારના હરિશ્ચંદ્રાખ્યાનનો કર્તા રત્નદાસ પોતાને પ્રેમાનંદનો શિષ્ય કહે છે એ નડિયાદથી વડોદરે કવિ પાસે કાવ્યશાસ્ત્ર ભણવા ગયો હતો

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૬ | કવયિત્રી | કવયિત્રી ન્હાની |
| ,, | ૧૯ | પ્રેમાનંદ (સંદિગ્ધ)× | |

(ત્યાં વિશેષ ઉમેરો –) ×અને કદાચ 'રાધિકાજીના મહિના'માં ઉમેરો કરનાર પ્રહ્લાનંદ, 'બારમાસ'ની ત્રીજી પ્રત જેમાં અધિકમાસનું અને સંયોગશૃંગારનૂ વર્ણન છે, તે સં. ૧૭૬૮માં ઊતારેલી છે. તેથી પ્રહ્લાનંદ સં. ૧૭૬૮ પહેલા થયો હોવો જોઇએ.

| | | | |
|---|---|---|---|
| ૬૨ | ૧ | કવિઓ | ... |
| ,, | ૯ | એને | તેને |
| ૬૩ | ૧૫ | (ઉમેરો) | સિદ્ધિયોગ |

(અહીં "સામળશાહનો વિવાહ" ઉપર નોંધ ઉમેરી છે.-) કદાચ ન્હાનો અને મોરો બે હશે. ન્હાનો આધાર ભટ્ટને આપ્યો હશે. ખાતરી કરવી.

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૦ | કરી. | નીવડી |
| ,, | ૨૧ | ૨૨-૧૧-૦ | ૨૨-૧૨- ૦૭ |
| ૬૪ | ૬ | ગીર્વાણુ | ગીર્ત્રાણી |

,, ૭(મી પછી બને આવૃત્તિમાં પંક્તિઓ પડી ગઇ છે, તે ઉમેરવી –) તેણે સંસ્કૃત શ્લોક રચીને મૂક્યા છે તે ઉપરથી સંસ્કૃતમા કવિતા કરવાની કુશળતા તેમ જ પ્રીતિ તેની જણાઇ આવે છે. એ રીતે રત્નેશ્વરને સંસ્કૃત કવિની કીર્તિ અને પંડિતની પ્રતિષ્ઠા ઇષ્ટ અને સિદ્ધ હોવા છતા તેને 'જે પ્રાકૃતની મતિ—

| | | | |
|---|---|---|---|
| ૬૭ | ૪ | છઠ્ઠો | છઠ્ઠો ને છેલ્લો |
| ,, | ૬ | ૧૭૬૩ | ૧૭૬૬ (૧૭૬૦ ?) |

૬૮ ૬ (અહીં સુધારેલી પંક્તિ છાપવી રહી ગઈ છે:—) ઘોડાસરના ઠાકોર આદિના દરબારમા આશ્રયને માટે આશા ખાવાની એની ટેવને ઉદ્દેશીને શુ કહે છે તે જુઓ—

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૫ | ઉદ્યમકર્મસંવાદ આદિ કૃતિ કરતા | ... |
| ,, | ,, | ચડિયાતું | ... |

૬૯ ૪ (થી ઉપર પાદટીપ ઉમેરી છે –) દુ૦ ૩૦ પા૦ ૩૮૧ (સં ૧૭૮૦)મા "શાંતિ શાંતિ શાંતિ ભાળી ક્રોધમૂળ કાપજો" એવી પંક્તિ છે.

| | | | |
|---|---|---|---|
| ૭૩ | ૨૧ | દરમિયાન | મા |
| ૭૫ | ૪ | પેશવાની | પેશવાઈની |
| ૭૬ | ૨ | પહેલુ | પહેલો |
| ,, | ૩ | રચ્યુ | રચ્યો |
| ,, | ૫ | મૂળમા | ... |
| ૭૮ | ૨૫ | આકાશવૃત્તિવાળુ | આકાશવૃત્તિવાળો |
| ૮૦ | ૪ | પ્રતિજ્ઞા | પ્રતિભા |
| ૮૩ | ૮ | ઓવારે | વપરાશે |
| ૮૪ | ૫ | તે | ... |
| ,, | ૧૨ | એવુ | એવા |

## રણજિતરામસુવર્ણચંદ્રક
## મેળવનારાઓ

卐

૧૯૪૨–શ્રી રસિકલાલ ન. પરીખ

૧૯૪૧–શ્રી જ્યોતીન્દ્ર દવે

૧૯૪૦–શ્રી ધનસુખલાલ મહેતા

૧૯૩૯–શ્રી ઉમાશંકર જોષી

૧૯૩૮–શ્રી કનુ દેસાઈ

૧૯૩૭–શ્રી ચુનીલાલ વ. શાહ

૧૯૩૬–શ્રી ચન્દ્રવદન મહેતા

૧૯૩૫–શ્રી વિશ્વનાથ મ. ભટ્ટ

૧૯૩૪–શ્રી 'સુન્દરમ્' ત્રિ. પુ. લુહાર

૧૯૩૩–શ્રી રત્નમણિરાવ જોટ

૧૯૩૨–શ્રી રમણલાલ દેસાઇ

૧૯૩૧–શ્રી વિજયરાય વૈદ્ય

૧૯૩૦–શ્રી રવિશંકર રાવળ

૧૯૨૯–શ્રી ગિજુભાઈ બધેકા

૧૯૨૮–શ્રી ઝવેરચંદ મેઘાણી

卐

# વાર્ષિક સમીક્ષા–વાચન

અને

## સુવર્ણચંદ્રકપ્રદાન–સમારંભ

તા ૨૨–૮–’૪૩ને દિવસે ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઇન્સ્ટિટ્યૂટના મકાનમા અધ્યાપક રામનારાયણ વિ પાઠકના પ્રમુખપદે ઉપરનો સમારભ થયો હતો પ્રમુખસ્થાનેથી પ્રથમ, વાર્ષિક સમીક્ષા કરનાર વિદ્વાનો પ્રો મનસુખલાલ ઝવેરી, પ્રો સુન્દરજી બેટાઈ અને ડો યશવત ગુલાબભાઈ નાયકનો પરિચય આપતા જણાવવામા આવ્યુ હતુ કે—

લલિત સાહિત્યની આ વર્ષની સમીક્ષા કરનાર પ્રો મનસુખલાલ ઝવેરી લલિતેર સાહિત્યની સમીક્ષા કરનાર પ્રો સુંદરજી બેટાઈ અને વિજ્ઞાન સાહિત્યની સમીક્ષા કરનાર ડો યશવંત ગુ નાયક એ ત્રણે ગૂજરાતના જાણીતા વિદ્વાનો અને અધ્યાપકો છે પ્રો ઝવેરી અને બેટાઇ કવિ, લેખક અને વિવેચક પણ છે અને આ પૂર્વે જ ગૂજરાતમા સારી પ્રતિષ્ઠા પામી ચૂક્યા છે ડો નાયક નાની ઉમરના છતા પણ એમનો ગૂજરાતને પરિચય જૂનો છે એમણે સરળ ભાષામા વિજ્ઞાનને લગતુ પુષ્કળ સાહિત્ય ગૂજરાતને ખોળે ધર્યું છે એઓ વિજ્ઞાનની વાતો બધા સમજી શકે તેવી સરળ શૈલીથી લખી શકે છે આમ આ ત્રણે વિદ્વાનો તે તે વિષયને માટે સર્વથા યોગ્ય છે

આ પછી લગભગ પોણા બે કલાક સુધી સમીક્ષકોએ લખેલી સમીક્ષાઓમાથી મહત્ત્વના મુદ્દાઓ વાચી સભળાવ્યા હતા

## સુવર્ણચંદ્રક–પ્રદાનવિધિ

આ વર્ષ રણજિતરામ સુવર્ણચંદ્રક ચિત્રકળાને માટે જાણીતા યુવાન ચિત્રકાર શ્રી રસિકલાલ ન પરીખને આપવાની જાહેરાત થયેલી તે વિષયમા પ્રમુખસ્થાનેથી ઉપક્રમ કરવામાં આવ્યો હતો અને પ્રમુખશ્રીની સૂચનાથી જુદા જુદા વક્તાઓએ શ્રી રસિકલાલ પરીખનો પરિચય આપ્યો હતો

### શ્રી રવિશંકર રાવળ

શ્રી રાવળે બોલતા જણાવ્યુ હતુ કે—

આના પ્રસંગે મારા ઉપર એક ધર્મસંકટ આવે છે શ્રી કનુભાઈ દેસાઇને સુવર્ણચંદ્રક અપાયો તે વખતે જેવો મનોવિક્ષેપ થયો હતો તેવો જ

આજે સ્થિતિ છે બંને ભાગ સમધીઓ છે તેઓ તરફની લાગણીઓ હું વ્યક્ત ન કરી શકું છતાં આપ સૌની આજ્ઞા છે તો ફરજ બજાવું છું ગુણ પરીક્ષા કરી છે, તે સંસ્થા જ તેની કીમત કરી શકે, બાકી વરને કોણ વખાણે તો કહે વરની મા બીજીના ઉમંગ જેવી આ વાત ગણાય એથી મારા તરફથી ભાઈ રસિકલાલ માટેના શબ્દો તમને કદાચ વધુપડતા લાગે તો બરદાસ્ત કરી લેવા કૃપા કરશો

આનંદની વાત છે કે હવે સંસ્કૃતિની કદર થાય છે પૂર્વે તો માત્ર અક્ષરોપાસના તરફ જ આદર હતો ભાઈ રસિકલાલ અક્ષરોપાસક નહિ પણ સાચા કલોપાસક છે એમની કદર કરવામાં યોગ્ય થયું છે મુંબઈની ચિત્રશાળામાં એ પ્રથમ પંક્તિમાં આવેલા હતા અને આર્ટ સોસાયટીએ તેને સુવર્ણચંદ્રક આપ્યો હતો એણે અક્ષરોપાસકોના પણ દિલ જીત્યા છે એ ગૌરવની વાત છે

ભાઈ રસિકલાલ માત્ર ચિત્રકાર નહિ, પણ કલાકાર શિક્ષક પણ છે એમની કલાશિક્ષક તરીકે સારી છાપ પડી છે અને વિદ્યાર્થીઓના દિલ જીતી શક્યા છે

વડોદરાથી વિદ્યાધિકારી શ્રી પંડ્યા આવ્યા હતા તે ભાઈ રસિકલાલને જોવા માગતા હતા ડી પી આઈને જોવા જાય તેને બદલે આવા એક ચિત્રકારને જોવા આવે તે કંઈ ઓછા ગૌરવની વાત નથી ભાઈ રસિકલાલે વિદ્યાર્થીઓમાં કલાપ્રેમ જગાડ્યો છે આજે વિદ્યાર્થીઓમાં કલા તરફનો જે પ્રેમ જાગ્યો છે તે આવા તરુણ કલાકારોને આભારી છે

ભાઈ રસિકલાલે હાઈસ્કૂલની કેળવણી પણ પૂરી કરી નથી તેથી એમનામાં કદાચ વિચારોની પૂર્ણતા ન પણ હોય પણ સમાજદર્શન કુદરતદર્શન વગેરેમાં એની સારી નિપુણતા મૂર્ત થાય છે એના ચિત્રો કદી કલેશમય જણાતા નથી એમનામાં બાલોચિત સરળતા સ્વાભાવિક છે એમને સિદ્ધિ સંપૂર્ણ મળી ચૂકી છે એમ ન કહી શકું એમાં કારણ આપણા તરુણ કલાકારોને વિકાસ સાધવાના સાધનોનો અભાવ એ છે એવા સ્થળો નથી જ્યાં કલાકાર એની કલાની સિદ્ધિ માટે ગઈ કરી શકે તરુણ કલાકારની સ્થિતિ તેથી અર્ધદગ્ધ જેવી થઈ જાય છે

ભાઈ રસિકલાલ એક આશાસ્પદ કલાકાર છે એમણે ગરીબ અવસ્થામાંથી આગળ વધી આટલી કલાપ્રગતિ કરી છે એમણે મચા ઉપર બેસી કાગળ પણ ઉતાર્યા છે, વીશીમાં જમી જીવન ગુજાર્યું છે તેનો યશ આપણી કદરદાનીને છે આજે આવા સારા કલાકારોને અમદાવાદ સંઘરતું થયું છે

૧૯૧૭માં આર. આર. સોસાયટી–મુંબઇ તરફથી મને સુવર્ણચંદ્રક મળ્યો તે સમારંભમાં તે પ્રસંગનો આસ્વાદ લેનારા ત્રણ જ જણા હાજર હતા, તેમાં રણજિતરામ અને હાજી મહમદ બે જણા હતા. બીજે દિવસે હાજી મહમદે મારે વિશે નોંધ લીધી અને કદર કરી. ત્રણને જ આનંદ એ સૂચક વસ્તુ હતી આજે તેનાથી સારા આશાવંત જમાનામાં આપણે આવ્યા છિયે. આ તરુણ કલાકારો અગ્રણી બનશે. આજે સોવિયેટ કલાકારો દુનિયાનું ધ્યાન ખેંચી રહ્યા છે, તે આદર્શ સ્વીકારતા થઇયે. માગ ધગમા મને, કનુભાઇને અને રસિકલાલને એમ ત્રણેને સુવર્ણચંદ્રક મળ્યા છે, એને માટે હું આપનો આભારી છું.

## શ્રી. ઉમાશંકર જોષી

શ્રી. રસિકલાલ પરીખ વિશે પરિચયાત્મક કાંઈક મારે બોલવાનું છે. શ્રી. રવિભાઇને આપે સાંભળ્યા તેઓ તો રસિકલાલ પરીખને નખશિખ ઓળખે. હવે રસિકલાલને બિલકુલ ન ઓળખનાર એવા એક માણસને આપે સાંભળવો છે? રસિકલાલની કલાનો હું વર્ષોથી ગુણમુગ્ધ પ્રશંસક છું. એનો તો મને કાંઈક પરિચય ખરો, પણ એમનો પોતાનો પરિચય નહિ જેવો છે. અને એમાં મારો પોતાનો ભાગ્યે જ કોઈ વાંક હોય. ઘણા વખતથી એમને ઓળખું છું છેલ્લાં ચાર વરસથી અહીં આવ્યા પછી તો મારા મિત્ર સ્નેહરશ્મિને મળવા જતાં—એમની નીચે જ એ રહે છે એટલે ઘણીવાર અમારો ભેટો થઈ જાય. દીવા નીચે અંધારું એ કહેવત રસિકલાલની બાબતમાં સ્નેહરશ્મિએ સાચી રહેવા દીધી છે એમ પણ નથી એ તો મારે બદલે એમણે પરિચય આપ્યો હોત તો આપને ખબર પડત કે કેટલા કેન્ડલ પાવરનો દીવો એ રસિકલાલ ઉપર ધરે છે. અને આજના તો દીવા પણ પાછા નીચે અંધારું નહિ પણ પ્રકાશ વર્ષાવનારા! તો, સ્નેહરશ્મિએ મને પણ અનેકવાર એમની ઓળખ–પ્રત્યક્ષ અને પરોક્ષ આપેલી પણ રસિકલાલનો પરિચય વધવો મુશ્કેલ. ચિત્રો બોલે તો એ બોલે અને સાચું કહીએ તો એમનાં ચિત્રો તો બોલે જ છે. એટલું પણ એ પોતે બોલતા નથી!

પણ એ શા માટે બોલે? ચિત્રકાર એ કવિની જેમ સત્યની રસના નથી કે સંગીતની જેમ તેનો કંઠ નથી, ચિત્રકાર તો છે સત્યનું નયન, સૃષ્ટિને જોતું અને એમ જોઇને એને જોવા જેવી બનાવતું એથી તો આપણે એવા કલાકારોનું જેટલું ઋણ માનીએ એટલું ઓછું છે. કલાકારના વિશાળ હૃદયસમુદ્રમાંથી ભાવના બાષ્પ એવાં ઊંચે ઊંચે ચઢે છે કે એમાં સર્વ સૂર્યનાં

કિરણો પસાર થતાં જ કોઈ અપૂર્વ સૌન્દર્યથી ઝળકતું વિવિધરંગી ઇન્દ્રધનુ જગતની આંખ આગળ પ્રત્યક્ષ થાય છે અને બલિહારી તો જુઓ! આપણી પીંછી-રંગત અને તરફ નેપથ્યનો પણ એના દર્શનથી આપણે વંચિત રહેતા નથી અને કે એના સૌન્દર્ય અને મનનભરી સ્વરૂપનું આપણને દર્શન થાય છે. ન્યાય એ ચાની સામે તારવતા જતા તો આપણી આંખ (સાગ જોવાની ખાસ) અબાધ ગત સત્યને આમ પ્રકાશ કરી આપનારા કલાકારોની કરુણાની શી વાત કરવી?

શ્રી રસિકલાલ પરીખની કલા વિશે તજ્જ્ઞો—શ્રી રવિભાઈ કે શ્રી એમ. શ્રી મહેતા જેવા કલાવિવેચકો ભલે કહે તે જ સાચું. પણ એમના એક ચિત્ર વિશે કલાનું નાના મનમાં કૌતુક છે તે આજે અહીં રજૂ કરી દઉં. દેવદાસીનું—ધર્મસ્થાનની નર્તકીનું એમણે એક ચિત્ર આપ્યું છે. ચિત્રશાળામાં વરસો પહેલાં એ તૈયાર થતું હતું ત્યારે તે જોવાનો મને પ્રસંગ મળ્યો હતો. આખા ચિત્રનું તો શું કહેવું. પણ એક નાની બીનાની—એક જ નજરની વાત કરીએ. નર્તિકાને જેટલાં આભૂષણ એમણે પહેરાવ્યાં હતાં. પણ બાજુબંધનાં આભૂષણોમાં અને કાનનાં શણગારમાં (અત્યારે આ ક્ષણે મને બરોબર સાંભરતું નથી કે એમને બે માંથી શણગારવાની આફત હતી કે એક જ) રસિકલાલે ભારે નમ્રતા ઓવારી દીધી હતી. પાસે જઈને જોઉં છું તો દેખાયું—છપાયેલી નકલોમાં કદાચ આપને એ નહિ દેખાય—કે તે બે સ્થળે ચળકતી રંગો ઉખાડી લઈ ભોં ઉપસાવી હતી અને એ ટપકાં આખા દેહભૂષણમાં એવાં દીપી ઊઠતાં હતાં કે આંખ એની આસપાસ જ અટકી જાય અને એમ કરતાં આખી કલાકૃતિના મર્મભાગ ઉપર કૃપા વાની હોય તો ઠરે રંગો વગર ચલાવી લેવું એ પણ એક રસ છે. એનું મને ત્યારે ભાન થયું. શણગાર માટે સામાન્ય કલાકાર જ્યાં રંગોના લપેડા કરત ત્યાં રસિકલાલે તો રંગોને કહ્યું કે ખસો. અને કેવળ ભોંયથી કામ કાઢી લીધું. કલાકારના સંયમનું અને ઔચિત્યબુદ્ધિનું પરમ નિદર્શન!

આ કેમ બન્યું હશે એનો વિચાર કરતાં કરતાં મારા મનમાં તેની સ્મૃતિ એક ખરેખર બનેલી ઘટનારૂપે જડાઈ ગઈ છે. ચિત્ર તૈયાર થતું આવતું હતું તેવામાં જાણે એક સાંજે રવિભાઈ તેમ જ સૌ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ વિદાય થઈ ચૂક્યાં છે. ને રસિકલાલ એકલા ચિત્રની સામે ઊભા ઊભા વિમાસે છે. ઓરડાનું મૌન નર્તિકાના શબ્દોથી તૂટે છે. તે કહે છે: મને તમે આટઆટલા અલંકારો પહેરાવ્યા. આવાં સુંદર વસ્ત્રો પહે

રાખ્યા કાંઈ ન પહેરાવીને પણ વણ પહેરાવ્યુ વેશભૂષામા કશી મણા ન રાખી, પણ હવે જોઉ છુ કાનમા શુ પહેરાવો છો? હાથ ઉપર શુ પહેરાવો છો? આ તમારી મિલકતનું તળિયુ આવી જવાનુ છે! જોઈએ તો ખરા, મને શણગારવા નીકળ્યા છો પણ તમારાથી પહોંચાય છે કે નહિ! અને ત્યાં તો આટઆટલુ કર્યું તો એ મને આમ કહે છે એમ મનમા ધૂંધવાતા રસિકલાલે જવાબ આપવાનું ન ફાવતા એકાએક ઉગ્રરૂપ ધારણ કરી પડખેથી છરી ઉપાડીને એ કૃતકરોષા નર્તિકા ઉપર પ્રહાર કર્યો કરતા તો એમ કરી દીધુ ને પછી આંખો મસળવા લાગ્યા ઉઠ ડીને જુએ છે તો લોહીની ધારાઓ કે એવુ કાંઈ દેખાતું નથી ઊલટુ પેલી નર્તિકા મનકમલક હસી રહી છે કેમ, નહોતી કહેતી? તમારી પાસેથી કાંઈ મળવાની મને આશા ન હતી! એ તો ઠીક થયુ કે મને તરકીબ સૂઝી નહિ તો કાનમા અનકાર વગર જ મારે ચલાવી લેવુ પડતને? તમે ટગ-ટગર જોઇ રહેત! ..' આ તો કેવળ તર્ક છે પણ કલાસર્જનમા કલાકૃતિ ઘણીવાર કેમ પોતે જ કલાકારને રસ્તો બતાવે છે-આપણે એને પ્રેરણા' કહીએ છીએ-તે સમજવાનો પણ આ એક આછોપાતળો યત્ન થયો નિરાક જેને પ્રેરણાના ફુવ્વારા કહી શકાય અને સાથે સાથે જેના પ્રકરીકરણમા પૂરી કલાસાધના યોજાઇ હોય એવી વિરલસુન્દર કૃતિઓ રસિકલાલે આપણને આપી છે અને હજી તો એ જુવાન છે એ જોતા આશા તો એવી રહે છે કે ગૂજરાતને એક અનોખો કલાકાર મળ્યો છે, એટલુ જ નહિ પણ મારી અટકનો લાભ લઇ ભવિષ્ય વિશે મને બોલવા દો તો કહું કે ગૂજરાતને કલાનો એક આચાર્ય પણ મળવાનો હોય એવા ચિહ્નો દેખાય છે આવા એક કલાકારનું અભિનંદન કરીને આપણે આજે કૃતાર્થ થઈએ છીએ

અહીં શ્રી રસિકલાલના જીવનપરિચયની પત્રિકા વહેંચાઈ છે તેમા ડોકિયુ કરતા હમણા મે વાચ્યુ કે તેઓ બચપણમા રાજપીપળાના તેમના વતનમા માટીની ગાડી ને એવુ એવુ બનાવીને રમતા આપણે સાહિત્યસભાના સૌ સભ્યો શ્રી રસિકલાલને કહીએ કે કવિ કહે છે તેમ નાનકડા નાહદારની માટીની ગાડી પ્રીતિમતી વસંતસેનાએ પોતાના અલંકારોથી ખડખીને ભરી દીધી હતી, આજે આ સભા એટલુ બધુ તો નહિ પણ આ પ્રતીકરૂપ સોનાનો નાનકડો ચંદ્રક પેલી બાળપણની તમારી માટીની ગાડી ઉપર મૂકે છે તમે તે સ્વીકારો અને અમને કૃતકૃત્ય કરો

### શ્રી ઓજાભાઇ દેશાઇ

શ્રી સ્નેહરશ્મિએ શ્રી રસિકલાલનો પરિચય આપતા જણાવ્યુ હતુ કે—

ભાઇ રસિકલાલની એક કલાકાર તરીકે ઓળખાણ આપવાનો શ્રી રવિશંકર રાવળ જેટલો હુ મારો અધિકાર નથી લેખતો, પરન્તુ એક સહકાર્ય કર્તા તરીકે તેમના અતિ ગાઢ પરિચયમા હુ આવી શક્યો છુ તે ઉપરથી તેમનામા રહેલી ઉચ્ચ માનવતા અને એક અધ્યાપક તરીકેની તેમની અસાધારણ કુશળતાની મારા મન ઉપર જે છાપ પડી છે તે અગવી હુ બે શબ્દો બોલવાની આ તક લઉ છુ

ભાઇ રસિકલાલનો મને પરિચય થયો તે પહેલા જ તેમના ચિત્રોથી હુ ખૂબ આકર્ષાયો હતો, અને જેને આપણા ગુજરાતની વિશિષ્ટતા લેખીએ એવા આપણા જીવનના સાચા કલાકાર તરીકેની તેમનામા મારી એવી શક્તિ છે એમ એ ચિત્રો પરથી મને લાગ્યુ હતુ કલા માટે અનુકરણ એ મોટામા મોટુ ભયસ્થાન લેખાય, ને એમાથી રસિકલાલની પ્રતિભા સાવ મુક્ત છે એમ એમના ગમે તે ચિત્ર ઉપરથી લાગે એવુ હોઇ એમના ચિત્રોને આપણે યથાર્થ રીતે જ કલાના ક્ષેત્રમા આપણા જીવનના સાચા પ્રતિનિધિ લેખી શકીએ

શ્રી રવિભાઇએ રસિકલાલની કળાનો પરિચય બહુ સારી રીતે આપ્યો છે એટલે એની વધુ વિગતોમા ન ઊતરતા શ્રી રવિભાઇએ એમની કલામાં વિચારને પ્રાધાન્ય મળ્યુ હોય એવાં ઓછા તત્ત્વો છે એવો જે ઉલ્લેખ કર્યો છે તે સબધી મારો થોડોક મતભેદ રજૂ કરી લઉ કલાના ક્ષેત્રમા વિચારને પ્રાધાન્ય મળ્યુ હોય એવા વિષય કોને ગણવા એ સબધી હુ માનુ છુ કે એકવાક્યતા ભાગ્યે જ મળવી શકે દાખલા તરીકે રસિકભાઇનો એક જાણીતો 'વૂડકટ' લો આથમતો સૂરજ " આ એક પ્રકૃતિચિત્ર છે, પણ આથમતા સૂર્યના અતિ સૌમ્ય દર્શનથી કલાકારના ચિત્તતત્ર પર જે ગહન ભાવો જન્મ્યા હશે તે બધાનુ પ્રતિબિંબ આપણે એ ચિત્રમા જોઈ એ છીએ ગાભીર્ય અને માર્દવનું વિરલ સંમિશ્રણ આપણે એના મૂક ગભીર વૃક્ષો, આથમતા સૂર્યને જાણે વદન કરવા લળી રહેલું ખડ, અને વિશ્રાન્તિ માટે પોતાના માળા તરફ વળી રહેતા પખી એમના આલેખનમાં જોઈએ છીએ એ મમય ચિત્રપ્રતીક ખડુ કરે છે તે કોઈ પણ મોટા કવિની પ્રતિભાને અખૂટ પ્રેરણા આપી તેમાથી એક ગભીર ચિન્તનપ્રધાન કાવ્ય મેળવવા સમર્થ નથી શું? એ કદાચ સાચુ હશે કે ગભીર ભાવો કે વિચારના વાહન તરીકે જે

અતિ યોગ્ય લેખાય એવા કોઈ પૌરાણિક કે ઐતિહાસિક પ્રસંગોનાં આલેખનો રસિકભાઈએ ઓછાં કર્યાં છે. શું કલામાં કે શું કાવ્યમાં આવા વિષયો યથાર્થ રીતે જ ઉચ્ચ કક્ષાની મેધાને યોગ્ય લેખાય છે; પણ એવું જ મહત્ત્વનું ને કદાચ એનાથી અનેકગણા વૈવિધ્યવાળું જીવનનું બીજું એક અંગ પ્રકૃતિ છે. રસિકભાઈને જો મારે કોઈ સૂચક રીતે ઓળખાવવા હોય તો હું તેમને પ્રકૃતિના કલાકાર કહું. 'શુષ્ક ભૂમિનો અતિથિ' પેલો એમનો ખંડિયેર ઉપરનો મોર કે બળ અને ગતિના એક ઉચ્ચ પ્રતીક શો એમનો સાગરબાળ લો કે પેલો લંગોટિયો નફકરો છત્રીવાળો બાવો લો–એ બધામાં પ્રકૃતિભક્ત એક અતિ સાત્ત્વિક અને પ્રતિભાશાળી કલાકારની સાધનાનો મંગળ પરિપાક આપણે જોઈએ છીએ. આ એમની સાધનાનો "યૌવન અને વૃદ્ધાવસ્થા" એક ઉત્કૃષ્ટ નમૂનો છે ટટાર યૌવનના બાપાનો આશ્રય ખોળતું વક્ર વાર્ધક્ય અને તેની પશ્ચાદ્ભૂમાની મૂક ગંભીર ગિરિમાળા અને તેને ચરણે નવપલ્લવિત બની રહેલું મંગળ વૃક્ષ–એ આખું ચિત્ર વિચારપ્રધાન ચિત્ર હોવાનો ડોળ કર્યા વિના ગંભીર ચિન્તનની કેટલી બધી અખૂટ સામગ્રીથી ભર્યું છે! "કૃષિ મહોત્સવ" પણ એમનું આવું એક મંગળ ચિત્ર છે આ બધા ચિત્રોનો પ્રધાન સૂર લગભગ એક જ છે અને તે જીવનમાં રહેલ માંગલ્યનું દર્શન. રસિકલાલની પીંછી જ્યાં જ્યાં ફરે છે ત્યાં તે નરી મંગળતા અને સૌન્દર્ય વેરે છે. આજે જીવન જ્યારે ચારે બાજુથી અનેક વેદનાઓના યમપાશમાં ગૂંગળાઈ રહ્યું છે ત્યારે એ જીવનમાં રહેલી મધુરતા આપી ઋજુતાથી જગતને ચરણે ધરનાર રસિકભાઈ જેવા કલાકારની આપણને કેટલી બધી જરૂર છે!

પણ આ તો કલાકાર તરીકના એમના જીવનની વાત થઈ, એમનું અંગત જીવન પણ એમની કલાના પ્રતીક જેવું જ છે જે ઋજુતા, જે વિનમ્રતા, અને જે નિખાલસતા એમની કળામાં છે તે એમના સ્વભાવના ખાસ લક્ષણો છે એમ એમના પરિચયમાં આવેલા હરકોઈ કહેશે. અતિ શરમાળ પ્રકૃતિના અને મૂગા રસિકભાઈને આજનો પ્રસંગ કેવો લાગતો હશે તે હું સહેજ કલ્પી શકું છું અમારે ત્યાં કોઈ મહેમાન આવે ત્યારે અમારા વિદ્યાર્થીઓની ચિત્રોપાસના બતાવવા તેમને લઈ જતાં મને ભારે મૂંઝવણ થાય છે, કારણ કે એ ચિત્રોપાસનાના પ્રણેતા–રસિકભાઈ તો માત્ર એક મીઠા સ્મિત સિવાય કોઈ વિચાર કે ભાવ વ્યક્ત કરવાના બીજા કોઈ વાહનનો ભાગ્યે જ આશ્રય લેતા હોય છે! અને છતાં અમારો આખો ચિત્રખંડ જાણે ચારે બાજુએથી રસિકભાઈ જે વણબોલ્યું રાખે છે તેનો પાઠ પાડતું

હોય છે! પ્રત્યેક વિદ્યાર્થી પોતપોતાની વિશિષ્ટ રીતે પોતાની શક્તિનો વિકાસ કરે એ માટે એ ખાસ કાળજી રાખતા હોય છે. કોઈને પણ એમનો વણુઠો ન લાગે એ માટે એ સતત જાગ્રત રહે છે. એનો એક દાખલો આપું. માનવ આકૃતિનાં અમારા વિદ્યાર્થીઓ સ્વતંત્ર સર્જન કરવા લાગ્યા ત્યારે તેમના સહુના ઉપર રસિકભાઈની મનુષ્યાકૃતિઓની અને ખાસ કરીને તેમના લાક્ષણિક 'પ્રોફાઇલ'ની ખૂબ અસર દેખાવા માંડી. રસિકભાઈ સાથે અમે એ ચર્ચ્યું. સીધી રીતે વિદ્યાર્થીઓના ધ્યાન ઉપર એ વસ્તુ ન લાવતાં રસિકભાઈએ તેમને અમારાં ફૂલઝાડોમાં 'સ્કેચ' કરવા મોકલવા માંડ્યા. કોઈ પણ બે ફૂલ એક સરખાં નથી હોતાં, કોઈ પણ બે પાંદડાં એક સરખાં નથી હોતાં—કુદરતમાંની પ્રત્યેક વસ્તુને પોતપોતાનું નોખું વ્યક્તિત્વ હોય છે, ને તેવું જ મનુષ્યો માટે પણ છે એ વાત શબ્દોમાં વિદ્યાર્થીઓ આગળ રજૂ કર્યા વિના રસિકભાઈએ વિદ્યાર્થીઓને આવી રીતે શીખવી, ને કેવળ યંત્ર જ એક સરખી વસ્તુ ઉત્પન્ન કરે છે એવું વિદ્યાર્થીઓને ભાન થયું. ને તે બધા યન્ત્રવત્ આકૃતિઓ સર્જવાનું છોડી પોતપોતાને સ્વતંત્ર માર્ગે સર્જન કરવા મંડ્યા. છે. આવી જ રીતે કલામા સંયમ જેટલો જરૂરનો છે તેટલો જ શિક્ષણ એ પણ એક કલા હોઇ તેમાં પણ જરૂરનો છે એવું રસિકભાઈ સતત ધ્યાન રાખે છે. એનું એક જ ઉદાહરણ આપુ. અમારા વિદ્યાર્થીઓ જ્યારે જ્યારે સુશોભનો કરે છે, પોતાના વર્ગોને તોરણો અને રંગોળીથી શણગારે છે ત્યારે ફૂલો અને રંગોના જાણે ઢગલા ખડકી દેવા હોય તેવો સૌ આગ્રહ રાખતા હોય છે. શરૂઆતમાં આ પ્રવૃત્તિ એટલા જોરથી ચાલવા માડી કે એ બધા શણગાર ઢેરા જેવા બનતા. રસિકભાઈ જેવાની આંખને એ કેમ ગમે? પણ એક સાચા અધ્યાપક હોઇ તેમનામાં પૂરતી ધીરજ છે. તે પોતે એક ખંડમા આછા શણગાર કરે, રંગોળીઓ બહુ જ આછી પાતળી, ફૂલોના તોરણ પણ આછા અને જરૂરી સ્થળે જ લટકાવે—આવા એ ખંડ સાથે પોતાના ભરચક ખડોની વિદ્યાર્થીઓથી આપોઆપ જ તુલના થઈ જાય ને ધીમે ધીમે કલામા સંયમ કેટલો જરૂરનો છે એનુ તેમને ભાન થાય. રસિકભાઈની શીખવવાની આ પદ્ધતિ છે. શબ્દો નહિ પણ કાર્ય, આચરણ એ એમનો જાણે મુદ્રાલેખ છે. આથી એ જેવા સિદ્ધહસ્ત કલાકાર છે તેવા જ સિદ્ધહસ્ત અધ્યાપક પણ છે અને એ આપણી ઊગતી પેઢીનું પરમ સદ્ભાગ્ય છે,

## સુવર્ણચંદ્રકપ્રદાન

એ પછી પ્રમુખશ્રીએ શ્રી રસિકલાલ પરીખને સને ૧૯૪૨ નો "રણજિતરામ સુવર્ણચંદ્રક" આપ્યો હતો, જેને સભાએ તાળીઓના ગડગડાટથી અનુમોદન આપ્યુ હતુ અને પ્રમુખશ્રીએ તેમને હારતોરા અર્પ્યા હતા

### શ્રી રસિકલાલ પરીખનો જવાબ

આજના જેવા સંજોગોમા આ પહેલા હું મુકાયો હોઉં એવુ મને યાદ નથી આવતુ જે કઈ થોડુઘણુ હું ભણ્યો છુ તેમા પરીક્ષાઓ તો અનેકવાર આપવી પડી હતી પણ આજના જેવી પરીક્ષાની મૂઝવણ મને કદી થઈ નહોતી હા, એવા સંજોગો આવ્યા ખરા, પણ તેને ટાળવાની આવડત હું સાધી શકયો હતો પણ આજ એવી આવડત કે એવી અનુકૂળતા મારી વહારે નથી આવી શકયા

રગરેખાની દેવીએ મારી ઉપર જેવી વખતોવખત મીઠી નજર રાખી છે તેવી વાણીની દેવીની કૃપાનું પાત્ર હું નથી થઇ શકયો

જાહેરમા બોલવાનો પ્રસગ આવે તો ખરેખર મને મૂઝવણમા મુકાવાની અનિચ્છા દર્શાવતા પણ મોટો અવિવેક થવાનો ભય રહે છે

આજના પ્રસગે તો માત્ર અવિવેક જ નહિ પણ સાથે કૃતજ્ઞતાનોએ અભાવ ગણાય. એટલે જ હું મારા હૃદયના ભાવો થોડાક ભાગ્યાતૂટ્યા વાકયોમા વ્યક્ત કરવા આપની સમક્ષ ઊભો થયો છુ

ગૂજરાત સાહિત્ય સભાએ કરેલી કદર એ બીજી રીતે કેવી મોટી જવાબદારી ઓઢાડે છે એ વિચારે હુ સાચે જ ધ્રૂજુ છુ કલાનો હુ તો અતિ નમ્ર સેવક છુ એની કૃપા મેળવવા કેવી પરમસાધના હોવી જોઇએ એનો જ્યારે હું વિચાર કરુ છુ અને એવી સાધના મારાથી કેટલી ઓછી થઈ શકે છે એનો મને ખ્યાલ આવે છે ત્યારે મને ખરેખર એમ થાય છે કે કલાકારની પદવી પ્રાપ્ત કરવાને પૂરતી કીમત હું નથી આપી શકયો, અને છતા એ દેવીએ એના મદિરના કોઇક ખૂણામા મને ઊભો રહેવા દીધો છે એમા દેવીનો અને તેના ભકતોનો એક મીઠો અનુગ્રહ જ છે જેમ બાળકની અપૂર્ણતા તરફ ન જોતા તેના કાલાઘેલા બોલોથી આપણે તેના તરફના પક્ષપાતથી રીઝીએ છીએ, તેમ મારા તરફ જગતે મીઠી નજરથી જોયુ છે. આજે આપે યોજેલો આ પ્રસગ તો એક અતિ ઉદાર અને મગળ પ્રતીક જેવો છે આપ સૌનો એ માટે હું કયા શબ્દોમા આભાર

માનું, કે મારી ઊંડી લાગણીઓને કઇ પીંછીથી મૂર્તસ્વરૂપ આપુ ? એ બન્ને મારા ગજા ઉપરાંતની વાત હોઇ અતિ કૃતજ્ઞતાભરેના મૌનમા જ મારી સર્વ લાગણીઓ હું વ્યક્ત કરીશ.

આ પ્રસંગે એક બે વ્યક્તિ વિશેષના ઉલ્લેખ જો હું ન કરુ તો મારી કૃતાર્થતા અફળ ગણાય તેમા કદાચ ઔચિત્યભગ થાય તો તેમ કરવાનું જોખમ ખેડીને પણ મારે મારી લાગણી વ્યક્ત કરવી રહી જ.

પૂ. શ્રી રવિભાઈ સાથેનો મારો સંબધ એક કુટુંબીજન જેવો છે. ગુજરાતમા મારા જેવા અનેક તરુણોના એ કલાવત્સલ આચાર્ય છે. પણ મારે માટે તો તેમણે મારા સુખદુ ખમા સાથ આપી મારી માતાની વગરજ સારી છે આજે માત્ર જે કાઇ આછી પાતળી સાધના હોય તો તે એમની પ્રેરણા અને આશીર્વાદને આભારી છે, અને એવી જ રીતે સાહિત્ય અને કલાના પ્રેમી સર ગીજુભાઇ. એમણે મને, મારા જીવન સામે મુશ્કેલીઓની આડી ભીંતો જ હું જોતો હતો તે ભીંતોને તોડી વિશાળમાર્ગે પ્રયાણ કરવાની ઉદારતાપૂર્વક જે તકો આપી તેમ જ તેમના કુટુંબીજનોએ મારો પ્રેમપૂર્વક આદર કર્યો તે બદલ મારી કૃતજ્ઞતા કઇ ભાષામા દર્શાવી શકુ ? એ બધાનો તો હું જીવનપર્યંતનો ઋણી રહીશ

અન્તમાં આપ સહુનો હું ફરીથી આભાર માની આપના આશીર્વાદ પ્રાર્થુ છુ કે, આપે મારે માટે દર્શાવેલા સદ્ભાવને યોગ્ય બનવાની ઈશ્વર મને તક આપે અને હુ વધુ ને વધુ એકનિષ્ઠાથી કળાની સાધના કરી શકું અને ગુજરાતના ગૌરવમા મારો નમ્ર ફાળો અર્પી શકું.

શ્રી રસિકલાલના જવાબ પછી પ્રમુખશ્રીએ ઉપસંહારનું ભાષણ કર્યું હતું

### પ્રમુખસાહેબ તરફથી ઉપસંહાર

ગુજરાત સાહિત્યસભાના કાર્યકર તરીકે સભાના થયેલા કામથી, અધૂરા થયેલા કામથી કે રહી ગયેલા કામથી આપણને ગમે તેટલો અસંતોષ થાય તોપણ આપણી કાર્યપ્રણાલીના એક બે અંગો એવા છે, જેનો આપણને સંતોષ જ થાય આજની વાર્ષિક સભાના બે કામો એ પ્રકારનાં છે આપણુ વાર્ષિક અવલોકન એક અવલોકન તરીકે સાહિત્યની વિશિષ્ટ સેવા છે જ, જેને માટે આપણે મગરૂર થઈ શકિયે. પણ તે ઉપરાંત આ પ્રસંગ દરવર્ષે ગુજરાતના બે ત્રણ વિદ્વાનોને નિરાતે મળવાનો અવકાશ આપે છે, એ તરીકે પણ એનુ મહુમૂલ્ય છે. આપણી ગુજરાતી સાહિત્ય પરિષદ, વિદ્વાનોનો એક છૂટથી હળવા મળવાનો પ્રસંગ બને એ ઘણાઓએ ઇષ્ટ માન્યુ છે, પણ

એમ બની શકયુ નથી તો આપણો આ નાનો મેળાવડો પણ એવો પ્રસંગ આપે છે એ અત્યત હર્ષની વાત છે

આપણું વાર્ષિક સમાલોચન આપણી ગૂજરાત સાહિત્યસભાનું એક વિશિષ્ટ અગ છે, જેને માટે આપણે મગરૂર બની શકિયે આખા વર્ષના સાહિત્યની એ આપણને સમગ્ર દૃષ્ટિ આપે છે, અને એ રીતે સાહિત્યના અભ્યાસ અને ઇતિહાસને એ ઉપકારક બને છે, પણ તે ઉપરાત ગૂજરાતના પુસ્તકાલયોના કાર્યકર્તાઓને પણ પુસ્તકની પસદગીમા એ ઘણી જ સાહાય્યકારક થઇ પડે ગૂજરાતના દૂર દૂરના અને નાનામા નાના ગામડાઓને પુસ્તક પસદગી માટે આના જેવુ નિર્ભય, સમતોલ, સમજ દાર અને સુરુચિકર બીજુ કોઈ સાધન ભાગ્યે જ હશે તે સાથે ખાનગી ગૃહસ્થોને પણ પોતાની લાયબ્રેરી સમૃદ્ધ કરવાને તે ઉપયોગી થાય

પણ આ માગ ણ્દનનો કદાચ કશો જ અર્થ નથી ગૂજરાતનો મધ્યમ સ્થિતિનો ખાતેપીતો માણસ ઘરની ખાનગી લાયબ્રેરી માટે કશી જ દરકાર ભાગ્યે જ રાખતો હોય છે પૈસાની ભીડની ફરિયાદ કરતો રતો એકેએક બાબતમાં તે ખર્ચ વધારતો જ જાય છે પણ એ બાબતમા પુસ્તકસગ્રહને કદી સ્થાન મળતુ નથી તે સિનેમામા પૈસા ખર્ચે છે તેનો દશમો ભાગે પુસ્તકમા ખર્ચતો નથી મેં એવા કેટલાએ સિનેમા જોનારા જોયા છે, જેને મહિના પછી પૂછિયે તો જોયેલા સિનેમાનો તેના મન ઉપર કશો જ સસ્કાર રહેલો હોતો નથી પુસ્તક તો વર્ષો પછી પણ પાછુ તાજુ કરી શકાય છે, સાચવણી હોય તો વારસામા પણ આપી શકાય છે પણ એ પુસ્તક પાછળ ગૂજરાતી ભાગ્યે જ ખર્ચતો નથી ગૂજરાતીઓને સામાન્ય રીતે વસ્તુ માગવાની શરમ છે પણ તે પુસ્તક માગતા શરમાતો નથી ઘણીએ સ્ત્રીઓ પોતાના હક્કોને માટે પોતે ઘણી સાથે પણ લડી લે છે, એમ કહેવામા અભિમાન ધરાવે છે, પણ એવી વાચનપ્રિય સ્ત્રીઓ પણ ખાનગી પુસ્તકાલય માટે કદી પોતાના હક માટે આગ્રહ કરતી મે જોઈ નથી પુસ્તકસગ્રહની બાબતમા આપણે એટલા બેદરકાર છિયે કે પચાસ વર્ષ ઉપરનુ પુસ્તક પણ આપણને શોધ્યુ જડતું નથી નર્મદ તો અત્યત લોકપ્રિય કવિ હતા પણ એણે પ્રકટ કરેલા પુસ્તકોની સાલવારી મારે શોધવી હતી, તેને માટે કશુ જ સાધન મળ્યુ નહિ

અને આપણે સામાન્ય ગૂજરાતી જેને ધધાના કામથી થાકતા વિનોદ અર્થે કાઇક વાંચવા જોઇયે છે, તે શુ વાચતુ એ સબધમા તદ્દન બેપરવા

અને વિવેકહીન છે. આપણે પુસ્તકોની સારાસારતા ઉપર ગમે તેટલું વિવેચન કરિયે, પણ એ વિવેચન એના કાન સુધી પહોંચવાનું નથી. જે હડફેટમાં આવે તે ગમે તેવું હલકુ પણ વાંચી લે છે. આપણે ગૂજરાતી વેપારીઓની કુનેહ અને કુશળતા માટે ગમે તેટલા મગરૂર થઈયે, પણ આપણી શરમ સાથે આપણે કબૂલ કરવું જોઈયે કે આપણા ગૂજરાતમાં જેના હાથમાં પૈસો ભેગો થાય છે, તેનામાં સુરુચિના સંસ્કારો નથી. અને માટે જ ગમે તેવાં ખરાબ ભાષાંતરો થયા કરે છે. પ્રકાશકો સમજે છે કે ગમે તેવાં વિવેચનો થયાં હશે તોપણ હું મારાં પુસ્તકો માત્ર વેચાણકૌશલથી ઘરાકના હાથમાં પકડાવી શકીશ. એટલે એ પણ ખરાબ સાહિત્યનો અને વિવેચનનો ખેપરવા છે. એટલે બધો દોષ તો વાંચનારનો છે. તમે ગમે તેવી ખરાબ ચાહ પીવા તૈયાર હો તો જરૂર ખરાબ ચાહ જ તમને હોટલોમાં પિરસાવાની. તેમ તમે ગમે તેવું ખરાબ વાંચવા તૈયાર હો તો જરૂર ખરાબ સાહિત્ય જ તમને મળવાનું.

આજની સમીક્ષામાં આવેલા "દીવડિયા" કાવ્યથી મને કેટલાંક સંસ્મરણો જાગે છે. તેના લેખક શ્રી. પ્રભુદાસ અપંગ હતા. પોતાના શરીરમાં જ તે કેદ પુરાયેલા હતા, અને છતા ચાલુ દુનિયાનો એમને પરિચય હતો. હું એમને નવસારીમાં મળેલો, અને ત્યારે આવી સ્થિતિમાં પણ તેમણે જાળવેલા આનંદી સ્વભાવથી ખુશ થયો હતો. એમનું "દીવડિયા" કાવ્ય મેં વાચ્યું, ત્યારે મને સારું લાગ્યું; પણ કોણ જાણે શા અકસ્માતથી એ એમનું જ એવું અનુસંધાન મારા મનમા ન થયુ એમના અવસાન પછી જ એ થયું. અને મને ઘણો જ ખેદ થયો કે એમનાં જીવતાં એમના કાવ્ય વિશે જે સારો અભિપ્રાય મારા મનમા થયો હતો તેના બે શબ્દો હું તેમને લખી શક્યો નહિ.

આપણો કરેલો સદ્‌ગત બાલાશંકરનો કાવ્યસંગ્રહ એ સંગ્રહની સામગ્રી આપનાર એમના પુત્ર શ્રી ત્રિપુરાશંકર જોઈ શકયા એ એક સાન્ત્વનની વાત છે એમનું પણ થોડા વખત ઉપર અવસાન થયુ

બાળાશંકરનાં કાવ્ય ઉપરથી મને એક તર્ક થાય છેઃ સમકાલીન વિવેચનાનાં ભયસ્થાનો કયાં અને તેની મર્યાદા ઘડનારાં બળો કયાં કયાં ? આપણા ઊછરતા સાહિત્યમા સદ્‌ગત નવલરામ એક પ્રતિષ્ઠિત, સમદર્શી અને રસિક વિવેચક હતા, અને તેમ છતાં નર્મદના જીવનના અનેક પ્રશ્નો ઉપરના તેમના અભિપ્રાયો અત્યારે પણ કાયમ રહ્યા છે ત્યારે નર્મદની કવિતા વિશેનો

તેમનો અભિપ્રાય, અહોભાવ અત્યારે નિષ્કારણ ગણાય છે તેમનો જ બાલાશંકર ઉપરનો અભિપ્રાય તદ્દન નિષ્ફળ ગયો છે આપણી પહેલાંના જમાનાના સદ્ગત રમણભાઈ એક તીક્ષ્ણ-બુદ્ધિ અને રસિક વિવેચક, અને છતા બાલાશંકર વિશે તેમણે એક શબ્દ પણ કહ્યો નથી તે ઉપરથી મને પ્રશ્ન થાય છે કે સમકાલીન વિવેચનના બલાબલ અને ભયસ્થાનો કયા ?

આ વાત હું આજના આપણા નિમંત્રિત મહેમાન સમાલોચકો માટે કહેતો નથી એમની સમાલોચના વિશે જે સંતોષ અને આદર તમારી આંખમા હુ જોઉં છુ તે હું પણ અનુભવુ છુ અત્યાર સુધી સમાલોચકોની પસંદગીમા આપણી સભા સફળ અને ભાગ્યશાળી નીવડી છે આવી સમાલોચના માટે આપણે ફૂલ નહિ ને ફૂલની પાંખડી આપિયે છિયે, તેનો અર્થ એવો નથી કે એ કીમતને માટે એ સમાલોચના આપણને મળે છે એ સમાલોચકો તો કેવળ પોતાના શોખ અને કાર્યના ઉત્સાહથી જ એ કામ કરે છે, પણ આપણા દેશમા લેખકને તેના લેખનના બદલામા કાઈક મળવુ જોઇયે, એ સિદ્ધાંતના અમલના એક માત્ર ચિહ્ન તરીકે આપણે તે ધરિયે છિયે આપણી પ્રજાએ એ સમજવુ જોઇયે કે અત્યારની આર્થિક વ્યવસ્થામાં જેમ દરેક ઇષ્ટ વસ્તુ માટે આપણે કીમત આપિયે છિયે તેમ સાહિત્યના જ્ઞાન અને આનંદ માટે પણ કીમત આપવી જ જોઇયે, એ જ સાચો ન્યાય છે

આપણો સુવર્ણચંદ્રક પણ એક એવુ જ ચિહ્ન કે પ્રતીક છે, અને અત્યારના સોનાના ભાવમા તો એ કેવળ પ્રતીક જ થઇ ગયુ છે અને એ પ્રતીકરૂપે જ એને શ્રી રસિકલાલ ન પરીખને અર્પવામા આપણને આનંદ થાય છે એમના પરિચય આપનારાઓએ કહ્યુ તેમ એ બહુ ઓછાબોલા છે એમના મનોવ્યાપારનું સાધન શબ્દ નથી રેખા રંગ અને આકૃતિ છે નાની ઉમરમા જ ગૂજરાતની કદર મેળવવા તેઓ ભાગ્યશાળી થયા છે અને આપણે આશા રાખિયે કે એ પોતાની કળામા ઉત્તરોત્તર સિદ્ધિઓ પ્રાપ્ત કરતા જશે

આપના સર્વના તરફથી આજના નિમંત્રિત મહેમાનોનો આભાર માનુ છુ આવા કાર્યક્રમોમા એકને બદલે આપણને બે દિવસના સહવાસ અને પરિચયનો લાભ મળે માત્ર આપણને નહિ પણ આવે પ્રસંગે અમદાવાદની કૉલેજોને પણ લાભ મળે એમ હુ ઇચ્છુ છુ અને આવા મેળાવડા ગૂજરાતમા ઠેકઠેકાણે વારવાર થાય એમ ઇચ્છુ છુ

સભાનો કાર્યક્રમ પૂર્ણ થયે સૌ ચાહપાન લઈ વિખેરાયા હતા

# ગુજરાત સાહિત્ય સભાનાં પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧ | × ગુજરાતની સંસ્કૃતિનું વિહંગાવલોકન | રત્નમણિરાવ ભી જોટે | |
| ૨ | × હાલેં આયમ | " | |
| ૩ | × ગુજરાતનું વહાણવટું | " | |
| ૪ | શાહીબાગ | " | ૦—૪—૦ |
| ૫ | ૦ ગુજરાતનું પાટનગર-અમદાવાદ | " | ૬—૦—૦ |
| ૬ | × જેતલપુર | " | ૦—૨—૦ |
| ૭ | અમદાવાદનું સ્થાપત્ય | " | ૧—૦—૦ |
| ૦ | = ખંભાતનો ઇતિહાસ | " | ૪—૮—૦ |
| ૯ | × વીર નર્મદ | વિશ્વનાથ મ ભટ્ટ | ૧—૦—૦ |
| ૧૦ | × નર્મદનું મંદિર (પદ્યવિભાગ) | " | ૧—૮—૦ |
| ૧૧ | નર્મદનું મંદિર (ગદ્યવિભાગ) | " | ૩—૦—૦ |
| ૧૨ | Return from Abroad | H. Chattopadhyaya | ૦—૬—૦ |
| ૧૩ | સાહિત્ય સભાનો રજત મહોત્સવ | | ૦—૮—૦ |
| ૧૪ | ઉત્તર હિન્દુસ્તાનની સંગીતની સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના | સુંદરલાલ હી ગાંધી | ૦—૧૪—૦ |
| ૧૫ | સને ૧૯૨૯ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન | રામનારાયણ વિ પાઠક | ૦—૬—૦ |
| ૧૬ | સને ૧૯૩૦ તથા ૩૧ના ગુજરાતી સાહિત્ય પર દૃષ્ટિપાત | ચુનીલાલ વ શાહ | ૦—૬—૦ |
| ૧૭ | બત્રીસમું ગ્રંથસ્થ વાઙ્મય | વિજયરાય ક વૈદ્ય | ૦—૬—૦ |
| ૧૮ | ગુ સા સભાની કાર્યવહી સને ૧૯૩૩-૩૪ | વિશ્વનાથ મ ભટ્ટ | ૧—૦—૦ |
| ૧૯ | ચોત્રીસમું ગ્રંથસ્થ વાઙ્મય | જ્યોતીન્દ્ર હ દવે | ૧—૦—૦ |
| ૨૦ | ગુ સા સભાની કાર્યવહી સને ૧૯૩૫ | નવલરામ જ ત્રિવેદી | ૧—૦—૦ |
| ૨૧ | ×ગુ સા સભાની કાર્યવહી સને ૩૬-૩૭ | ડોલરરાય માંકડ | ૧—૦—૦ |
| ૨૨ | ગુ સા સભાની કાર્યવહી સને ૩૭-૩૮ | અનંતરાય મ રાવળ | ૧—૦—૦ |
| ૨૩ | ગુ સા સભાની કાર્યવહી સને ૩૮-૩૯ | મંજુલાલ ર મજમુદાર | ૧—૦—૦ |
| ૨૪ | ગુ સા સભાની કાર્યવહી સને ૩૯-૪૦ | વિ ર ત્રિવેદી<br>કૃષ્ણલાલ દેસાઈ | ૧—૮—૦ |
| ૨૫ | ગુ સા. સભાની કાર્યવહી સને ૪૦-૪૧ | રવિશંકર મ જોશી | ૧—૮—૦ |
| ૨૬ | ગુ સા સભાની કાર્યવહી સને ૪૧-૪૨ | ત્રિભુવનદાસ લુહાર<br>યશવંત શુક્લ<br>ધનસુખલાલ કૃ મહેતા | ૨—૪—૦ |
| ૨૭ | જયન્તીવ્યાખ્યાનો | નવલરામ જ ત્રિવેદી | ૩—૦—૦ |
| ૨૮ | ઉચ્ચજીવન | ડૉ હરિપ્રસાદ | ૦—૧—૦ |
| ૨૯ | કલાન્ત કવિ | ઉમાશંકર જોશી | ૨—૪—૦ |

નોંધ — × નિશાનવાળાં પુસ્તકો ખલાસ થઈ ગયા છે

- નિશાનવાળું પુસ્તક સાહિત્ય સભાના સભ્યોને રૂ ૪-૦-૦માં આપવામાં આવશે
= નિશાનવાળું પુસ્તક સાહિત્ય સભાના સભ્યોને અડધી કીંમતે આપવામાં આવશે.